# અમારાં અભિનવ પ્રકાશનો

## નવલકથાઓ

શ્રી રમણલાલ વ. દેસાઈ

| | |
|---|---|
| આંખ અને અંજન | ૩–૨૫ |
| ભારતીય સંસ્કૃતિ (એક વિહંગાવલોકન) | ૧૦–૦૦ |

*

શ્રી ઈશ્વર પેટલીકર

| | |
|---|---|
| ઋણાનુબંધ ભા. ૧–૨ | ૯–૦૦ |
| યુગનાં એંધાણ ભા. ૧–૨ | ૧૧–૦૦ |

*

શ્રી સારંગ બારોટ

| | |
|---|---|
| રેનબસેરા ભા. ૧–૨ | ૧૦–૫૦ |
| સૂર્યમુખી ભા. ૧–૨ | — |

*

શ્રી ગુણવંતરાય આચાર્ય

વાઘેલા યુગ ગ્રંથાવલિ

| | |
|---|---|
| સર્વેશ્વર | ૫–૦૦ |
| વિશળદેવ | ૫–૦૦ |
| અર્જુનદેવ | ૫–૦૦ |
| સારંગદેવ ભા. ૧–૨ | ૧૦–૦૦ |

*

ગુજરાત ગ્રંથાવલિ

| | |
|---|---|
| ઇડરિયો ગઢ | ૫–૦૦ |
| નગરી શોભાવતી | ૫–૦૦ |
| વજ્જરગઢ | ૫–૦૦ |

*

## નવલકથાઓ

શ્રી વિ. સ. ખાંડેકર

| | |
|---|---|
| યયાતિ ભા. ૧–૨ | ૧૦–૫૦ |

*

શ્રી વૃંદાવનલાલ વર્મા

| | |
|---|---|
| મૃગનયની ભા. ૧–૨ | — |

*

શ્રી યશપાલ

| | |
|---|---|
| અમિતા | ૫–૦૦ |
| અંતિમ પ્યાસ | ૭–૭૫ |

*

ડૉ. કુ. સુમતિ ક્ષેત્રમાડે

| | |
|---|---|
| મહાશ્વેતા | ૬–૫૦ |

*

## નવલિકા–સંગ્રહો

શ્રી ઈશ્વર પેટલીકર

| | |
|---|---|
| કઠપૂતળી | ૪–૭૫ |

*

શ્રી વિ. સ ખાંડેકર

| | |
|---|---|
| પારિજાતક | ૪–૭૫ |

*

શ્રી સારંગ બારોટ

| | |
|---|---|
| તન્વીશ્યામા | ૪–૨૫ |

## વિશિષ્ટ પ્રકાશનો

શ્રી રમણલાલ વ. દેસાઈ

| | |
|---|---|
| કલાભાવના | ૪–૫૦ |

*

શ્રી હસમુખ દોશી પી.એચ.ડી.

| | |
|---|---|
| સ્વ. દેસાઈ વ્યક્તિત્વ અને વાઙ્મય (મહા નિબંધ) | — |

*

શ્રી ઈશ્વર પેટલીકર

| | |
|---|---|
| સુદર્શન | ૪–૫૦ |

*

શ્રી નીરા દેસાઈ

| | |
|---|---|
| ભારતીય સમાજમાં સ્ત્રીજીવન | — |

*

સો રૂપિયાનાં પુસ્તકો લેનારને પચાસ રૂપિયાનાં પુસ્તકો ભેટ
આપતી અમારી અભૂતપૂર્વ યોજનાની વિગતવાર માહિતી માટે
તથા ગુજરાતી તેમજ હિંદી સાહિત્યનાં તમામ પ્રકાશનો માટે

:આજે જ સંપર્ક સાધો:

## આર. આર. શેઠની કંપની : મુંબઈ–૨.

કેશવબાગ : પ્રિન્સેસ સ્ટ્રીટ : પો. બો. નં. ૨૫૧૭.

Grams : LITERATURE, Bombay–2 ] [ Phone : 34341

## નવાં 'સ્વાતિ પ્રકાશનો'

ચન્દ્રકાન્ત બક્ષી

**આકાર** (નવલકથા) કિંમત : રૂ. ૫-૫૦

મોહમ્મદ માંકડ

**હીરની ગાંઠ** (નવલકથા) કિંમત રૂ. ૬-૭૫

હરીન્દ્ર દવે

**અગનપંખી** (નવલકથા) કિંમત રૂ. ૫-૦૦

રંભાબેન ગાંધી

**પ્રીત ન કરીયો કોઈ** (ત્રિઅંકી) રૂ. ૨-૫૦

અવનીન્દ્રનાથ ઠાકુર : અનુ૦ રમણિક મેઘાણી

**જોડા સાંકોર ધારે** (આત્મકથા) કિંમત રૂ. ૪-૫૦

શિવકુમાર જોષી

- **શ્રાવણી** નવલકથા— રૂ. ૭-૫૦
- **અનંગરાગ** નવલકથા રૂ. ૧૦-૦૦
- **કંચુકીબંધ** નવલકથા રૂ. ૮-૦૦
- **રાત અંધારી** વાર્તા-સંગ્રહ રૂ. ૪-૫૦
- **રહસ્યનગરી** નવલિકાસંગ્રહ રૂ. ૪-૦૦
- **નીલાંચલ** એકાંકી સંગ્રહ રૂ. ૪-૭૫
- **સુવર્ણરેખા** નાટક રૂ. ૨-૫૦
- **ઘંટા ધીરી ધીરી આઈ** (નાટક) રૂ. ૨-૫૦
- **દેવદાસ** નાટક રૂ. ૨-૫૦
- **એકલે ટકોરે** નાટક રૂ. ૨-૦૦

ચન્દ્રકાન્ત બક્ષી

- **પડઘા ડૂબી ગયા.....** નવલકથા રૂ. ૪-૦૦
- **રોમા** નવલકથા રૂ. ૩-૭૫
- **એકલતાના કિનારા** (નવલકથા)-ચંદ્રકાન્ત બક્ષી રૂ. ૪-૫૦
- **પ્યાર** નવલિકાસંગ્રહ રૂ. ૪-૨૫
- **એક સાંજની મુલાકાત** (વાર્તા-સંગ્રહ) રૂ. ૪-૫૦

હીરાલાલ ફોફલીઆ

- **શ્રાવણ ભાદરવો** વાર્તા-સંગ્રહ રૂ. ૪-૫૦

જયંતી પટેલ

- **નેતા અભિનેતા** નાટક રૂ. ૨-૫૦

સુરેશ દલાલ

- **ઈટ્ટા કિટ્ટા** બાળકાવ્યો રૂ. ૧-૦૦



## સ્વાતિ પ્રકાશન



૨૨૬, સેમ્યુઅલ સ્ટ્રીટ

મુંબઈ ૩

અંક ૧ : એપ્રિલ '૬૩ 'ઊર્મિ' : વર્ષ ૩૪
સળંગ અંક ૩૯૭ 'નવરચના' : વર્ષ ૨૮
સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક



## ક્રમ





## સૂચના


* લવાજમ વરસનું ; સાડાસાત રૂપિયા). વિદેશમાં દશ રૂપિયા (શિ: ૧૫.
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી.થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* ગ્રાહકોએ દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે.

એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.

* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :-



'ઊર્મિ—નવરચના'
ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિ.,
ગાંધીરોડ : ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧


પ્રકાશક: ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલે માલિક: ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ વતી ગાંધીરોડ, ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર.









## બુદ્ધિનો બોજ

આજ ને આજ, અત્યારે ને અત્યારે કરી નાખવા માટેની તત્પરતા કેળવવી એ સારો અને સાચો ગુણ ભલે કહેવાય. પણ એની પાછળ બુદ્ધિનો થોડોઘણો ઉપયોગ ભારે મહત્ત્વનો બને છે.

સારા કામ માટે મુહૂર્ત જોવું ન જોઇએ એ કહેવતનું આંધળું અનુકરણ અને ઉતાવળે ભરેલું પગલું એ બન્ને સરખાં જ છે. એ જ રીતે મુલતવી રાખવાનાં માઠાં ફળનો આસ્વાદ પણ બધાંએ કર્યો જ હોય છે. એટલે જ માણસે મધ્યમ માર્ગને દરેક રીતે વધુ મહત્ત્વનો ગણ્યો છે.

કુદરત પાસેથી માણસે સમતા અને ધીરજના ગુણ કેળવવાના છે—કેળવ્યા પણ છે, પણ હકીકતમાં એ ગુણ કેળવ્યાની વાતો જ રહી છે. અમલમાં મૂકતી વખતે જાણે એ બધી વાતો માણસ ભૂલી જાય છે. એ બધું ભૂલી જાય એની સામેય વાંધો ન હોઈ શકે. પણ પરોપકારી અને પરગજુ ગણાતા માનવી પાસેથી સ્વાર્થ જ જોઈએ છીએ ત્યારે શ્રદ્ધા ડગવા લાગે છે, કેટલીકવાર તો અડીખમ લાગતા માનવીય પડી ભાંગે છે.

બુદ્ધિશાળી માનવી જ આ બધું કરી શકે છે.

એટલે જ બુદ્ધિને વધુમાં વધુ મહત્ત્વની ગણવા માણસ પાસેથી અપેક્ષા રાખવામાં આવે છે. એ અપેક્ષા જ તડકે મૂકીને માણસ વર્તે છે ત્યારે તેને કોઈ માણસ તરીકે પીછાનતું નથી. બુદ્ધિનો બોજ માણસને ભાર-રૂપ નહિ પણ હળવાશ અનુભવાવે ત્યારે જ એ બોજ માણસને ગમે છે. પણ એ બોજનો ભાર વધુ ને વધુ એને દબાવી દે, એનો વિકાસ રુંધી નાખે ત્યારે એની કરુણતાનો પાર નથી રહેતો. એ બોજ આડે એ વખતે એને કશું સૂઝતું પણ નથી.

માણસને હળવાશ બક્ષવા માટે બુદ્ધિની મળેલી બક્ષિસ બોજરૂપ ન બને એ માનવીએ જોવું રહ્યું.

★

'રાજહંસ'

# સમયના ચોર-ચોર

### વિવેકાનંદ એક નહીં, સો ખપે છે.

દેશપરદેશમાં ઠેર ઠેર વિવેકાનંદ જન્મ શતાબ્દી ઉજવાઈ ગઈ. હવે વર્ષ પર્યંત જે કહેવાશે તે પુનરુક્તિ જેવું લાગવાનું છે. જે કાર્યક્રમો થયા તેમાં રાજાપ્રજાએ ઉમંગ દાખવ્યો છે. મન પ્રસન્ન થાય છે કે સ્વામીજીના જીવન વિષે અને એમના કાર્ય વિષે હમણાંની પેઢીને પરિચય કરાવી શકાયો છે. સહુએ એ મહાપુરુષ તરફ કૃતજ્ઞ અહોભાવ દર્શાવી અંજલિ આપી છે. તેમ છતાંયે કહેવું જોઈએ કે આ ભવ્ય પ્રસંગ આપણાથી એળે ગયો છે.

સ્વામીજીને ઘણા કોડ હતા કે નવયુવાનો સંન્યાસ લે અને ધર્મની રીતે દેશવાસીઓની સેવા કરે. આ જન્મશતાબ્દીમાં સંન્યાસની હાકલ થઈ હોય તો પણ એ અવાજ સમર્થ નથી, પ્રેરક નથી. રામકૃષ્ણ મિશનની નવી શાખાઓ ને પ્રવૃત્તિકેન્દ્રો માટે ભવ્ય મકાનો બંધાયાં છે. એ મકાનોમાં કેટલું નાણું ખરચ કરવામાં આવ્યું છે તે સારી રીતે બહાર પડશે. પરન્તુ, શતાબ્દીના વર્ષમાં કેટલા જુવાનોએ સંન્યાસની દિક્ષા લીધી એ જાણવાની વધારે જરૂર છે.

રામકૃષ્ણ મિશન સંન્યાસીઓને કેવી રીતે આવકારે છે, કેવી તાલીમ આપે છે, એ સાધુઓની તિતિક્ષા કેવી છે, એમની પ્રવૃત્તિ શી છે, એમનો લોકસંપર્ક કેવી રીતે રહે છે, એમના વડે ધર્મજાગૃતિ કરવાનો શો પ્રબંધ થયો છે, ગૃહસ્થીઓ અને સંન્યાસીઓના સૂત્રસંચાલનમાં કેવો તફાવત રહ્યો છે, સંન્યાસ વડે વ્યક્તિ અને સમષ્ટિનું કલ્યાણ કેવી રીતે સરળ તેમજ સાર્થક બને છે, એ વાત હજુ પણ જનતાને દર્શાવવામાં આવે તો કેવું સારું!

વિદ્વાન સંન્યાસીઓ દેશના રોજિંદા પ્રશ્નો ઉપર તટસ્થભર્યાં માર્ગદર્શન નહીં આપી શકે, એ તટસ્થ કે નિષ્ક્રિય રહેશે તો પ્રજા એમના તરફ ક્યાં લગી જોશે, કઈ આશાથી જોશે? આરતી અને ભજન, ગીતા અને ઉપનિષદ, રામકૃષ્ણ અને વિવેકાનંદ એ ઘણું ઉત્તમ છે, પણ દેશ સ્વતંત્ર થયો તે પહેલાંની ઢબે હજુયે ધર્મનું કામ ચાલતું રહે તો આ મિશન પણ એક ભવ્ય ખોખું બની જવાનું, એમાંથી પ્રાણ ઓસરી જવાના.

મિશનને ઘર્ષણો ટાળવાં છે, વિનોબાના સર્વોદય સંઘને પણ એ જ રીતિ પસંદ છે. જેમાં મતભેદ પડશે એમ જણાય તેનાથી દૂર રહેવું એ આદર્શ નથી, pragmatic aproach છે. એમાં ડહાપણ હશે, પણ વધારે તો સ્થિરતા અને સલામતીનો આગ્રહ જ હોય છે. એ ગતિ કરતાં સ્થૂળત્વ વધારે પેસી જાય છે. એવો ભાવ વ્યાપે છે કે કરવાનું હતું તે થઈ ગયું, હવે એનો પ્રસાર જ બાકી રહ્યો છે! આ સ્થિતિમાં પલટો આવવો જોઈએ.

વિવેકાનંદની જન્મશતાબ્દીમાં સો બુદ્ધ નહીં તો સો ટચના સોના જેવા સો ભેખધારીઓ માટે હજુયે હાકલ થવી જોઈએ. એ વિના આ ઉજવણીનો શો અર્થ રહે!

### ધર્મની આગેવાની ક્યારે સંભવે?

અલગતાનો વાદ થયો ને એનું આકર્ષણ પણ વધ્યું એ દુઃખદ ઘટના છે. જગત ઘણું સાંકડું—સમીપનું થવા લાગ્યું છે અને એક દેશના બનાવોની અસર બીજા દેશ પર જલદી પડે છે એ વાત નેહરુ વારંવાર સમજાવે છે. અને છતાં એમણે જ અલગતાનો વાદ

જગતમાં ફેલાવ્યો છે. એથી શાં પરિણામ આવ્યાં તે તિબેટે જાહેર કર્યું છે ને એના પછી એવી જાહેરાત કરવાનો આપણો વારો ના આવે તો સારું. હકીકતમાં અલગ રહી શકાતું નથી.

આપણે આ જન્મમાં ને આ જગતમાં સત્યશોધક થયે જ છૂટકો છે, એ દરેકનું કર્તવ્ય બની રહે છે. ને શોધ્યા પછી સત્યનું પાલન તેમજ સત્યનો આગ્રહ કેમ ના હોય? નવો યુગધર્મ એ છે. એમાં તો માનવોની સંસ્કૃતિ રહી છે. આદર્શ તો એ છે. પણ વારંવાર એને મોળો કરવામાં આપણે આપણી સન્મતિ ખરચી નાખીએ છીએ. રાજકાજમાં કદાચ એવું ચાલે, આપણું રાષ્ટ્ર પણ નવુંસવું છે. પરન્તુ, ધર્મમાં અલગતાવાદનો આગ્રહ થાય ત્યારે એ જાગૃત શી રીતે રહી શકે?

દરેક કર્તવ્યનિષ્ઠ સંસ્થાને મથામણો માટે સજ્જ રહેવું પડે છે. એમાં ઝૂઝે ને જીતે તે સંસ્થા ઉપર લોકોનો પ્રેમવિશ્વાસ બંધાય છે. ચોતરફ જે ચાલી રહ્યું હોય તેના તરફ આંખ આડા કાન કરવાથી કે આંખો મીંચી દેવાથી કામ સરતું નથી. ધાર્મિક સંસ્થાએ તો આગેવાની લેવાની છે અને દરેકે દરેક સમસ્યામાંથી ધર્મની રીતે ઉકેલ શોધી આપવાનો છે. એ જ હઠી જાય તો પછી લોકો કોની સામે જોશે?

અમુક કાળ હતો જ્યારે દવાખાનાં ને નિશાળો ઊભી કરવામાં પ્રવૃત્તિ સમજાતી હતી. તે પહેલાં અન્નક્ષેત્ર ને પરબો બેસાડવાના દિવસો હતા, ધર્મશાળા ને વાવ, કૂવા તળાવ બંધાતાં હતાં. એ જ જમાને જમાને જુદી માંગ હોવાની. સંન્યાસીઓને હજુયે દવાખાનામાં ને નિશાળોમાં રોકી રાખવા જોઈએ? રેલ કે દુષ્કાળમાં રાહત પહોંચાડે એવી બીજી સંસ્થાઓ હજુ થઈ નથી શું? જે કામ કરવાને સમાજ સશક્ત હોય તે એને કરવા દો. સાધુઓએ એની આગળની કેડીઓ પકડવાની છે, સફાઈ કરવાની છે ને નિર્ભયતા લાવવાની છે. એના ધોરી માર્ગ બતાવી પ્રજાને સોંપવાના છે. કોઈનીયે શેહ રાખ્યા વિના ધર્મના આદેશ પોતાના જીવનમાં જીવીને પ્રજાને નિરંતર પહોંચાડવાના છે. એમને અલગતા કેમ ફાવે? એમને રાજકારણની સૂગ શાથી હોય? કે વિજ્ઞાનની સાથે અબોલા કેમ હોય? ધર્મ સંકુચિત ક્ષેત્રમાં ના શોભે, એ તો મોખરે જ રહેવો જોઈએ—જીવનના સર્વક્ષેત્રોમાં.

**નૂતન સંન્યાસીઓને સજ્જ કરો**

કહે છે કે આ દેશમાં ઘણા સાધુઓ છે, વધારે હવે જરૂર નથી! આ વાણી કાયરની છે, ધર્મભીરુની છે. જે છે તે અગર અધૂરા છે તો તેમના શિક્ષણની પુનર્વ્યવસ્થા વિચારીએ. એમનો અનાદર કરીશું તો એક ભવ્ય પરંપરાનું મૂળ ઊખેડીશું, ને એની તોલે ઘણું તુચ્છ એવું બી વાવતા જઈશું. ના, સાધુ સંન્યાસીઓની વિપુલતાથી શરમાવાની જરૂર નથી. અને એમની જરૂર ઓછી આંકવામાં પણ સાર નથી.

આપણે સંન્યાસીઓને જીવનવીર તરીકે ઓળખીએ—ભાગેડુ તરીકે નહીં. એ વિજેતાઓ છે કાંચન કામિનીના. એમણે સુખદુઃખોને સમાન કરી જાણ્યાં છે, બલકે દુઃખોને હેત કરીને આવકાર્યાં છે. એમની ધ્યેયનિષ્ઠા ઉદાહરણ લેવા જેવી રહી છે. આખું જીવન એક લગની બનીને રહ્યું છે. અગર એ વર્તમાનથી વિખુટા રહ્યા છે તો જુદા જુદા ક્ષેત્રે એમને આવકારો અને સંસારનો એમણે ઉદ્ધાર કરવાનો છે તેને ઓળખવા દો. એમનો સર્વભૂત હિતેચ્છામાં પારંગતતાનો પ્રવેશ થવા દો. ધર્મના અનુસંગીઓ ધીરી ગતિ રાખે પણ એમણેય ડરી ડરીને ચાલવાની જરૂર નથી.

આ દેશમાં ને પરદેશોમાં વિવેકાનંદના મિશનની શાખાઓ સ્થપાઈ છે. બીજાં સ્થળોએ એવા મઠ સ્થાપવાની માંગ વધતી જાય છે. એને પહોંચી શકાતું નથી કેમકે એટલી શાખાઓને પોષે એવી સાધુસંખ્યા નથી. જેમ બીજા સંપ્રદાયોમાં થયું છે તેમ રામકૃષ્ણના મિશનમાં પણ નવા આગંતુકોની

ભરતી આછી રહી છે. આ દુઃખદ છે. એનો અર્થ એ કે પ્રેરક બળ તો છે પણ આધુનિક સંન્યાસીની કલ્પના હવે બદલવી પડશે. એની તાલીમ કોઈ ધર્મદૂતને છાજે એવી વ્યાપક ને પાકટ હોવી જોઈશે. એને એક મહાન સ્વપ્ન પણ આપવું જોઈશે. ને એ સ્વપ્ન સિદ્ધ કરવા માટે નૂતન સંન્યાસી કેવી રીતે સજ્જ થઈ શકે તે વિચારવાનું કામ વિવેકાનંદના અનુયાયીઓનું છે. ધર્મ એકલાથી પહોંચી વળાય એવું હવે રહ્યું નથી.

### ઊર્ધ્વગામી યાત્રા

શાંતિ માટે પદયાત્રાઓ શરૂ કરીને ભારતે જગતના ઇતિહાસમાં એક નવું પ્રકરણ ઉમેર્યું છે. આ શાંતિયાત્રાઓમાં બીજા દેશના ભાઈઓ જોડાયા એમાં શુભ સંકેત રહ્યો છે.

શાંતિનું આવાહન એટલે ધર્મની પ્રતિષ્ઠા, અને એ ધર્મ પણ ઉદાર. એ ધર્મ માનવીની બંધુતાનો છે, જગતની એકતાનો છે. કોઈ પૂર્વગ્રહ નથી. કોઈ ખાસ સિદ્ધિનું લક્ષ્ય નથી. ખુલ્લા હાથ ને મોકળું મન લઈને આ નવી યાત્રા શરૂ થઈ છે.

આજે એ યાત્રાળુનો સંઘ નાનો છે. આજે વિખવાદના ઓળા નીચે એ શરૂ થઈ છે. આજે પ્રજાઓ અને તેમની સરકારો વચ્ચે જે સંબંધો છે તે સહજ ગણાય એવા નથી. પણ બીજ તો આમ જ વવાયાં છે નિરાડંબરથી ને નિર્મળતાથી. આજે ભલે કયાંક ઉપહાસ થાય કે કયાંક ઉપેક્ષા થાય, પદયાત્રાનું પુણ્ય તો આપમેળે ઊગવાનું જ છે.

સંભવ છે કે ચીનની સરકાર આ યાત્રીઓને દાવડો આવકાર આપે ને બીજી ક્ષણે એમની અસર ભૂંસી નાખવા તીવ્ર ઉપાયો અજમાવે. એવે વખતે કોઈકને પસ્તાવા જેવું જણાય, વિપરીત નીપજ્યું એમ લાગે. પણ તાત્કાલિક પરિણામોની યાત્રાળુ સંઘે આશા રાખી જ નથી તેમ બીજાઓએ પણ તે રાખવી ના જોઈએ.

અગર માણસને હૃદય છે, શુભ પ્રત્યે અનુરાગ છે, એનામાં અધ્યાત્મવૃત્તિનો અંશ છે, અગર માનવીને એના ભાવિ માટે પ્રયત્નવાન થવાનું છે, અગર એ દિવ્યને આ ભૂમિ ઉપર અવતરણ કરવાનું નિમિત્ત થનાર છે, અગર સૃષ્ટિના મૂળમાં અસત્ય નહીં પણ સત્ય ને આનંદ રહેલાં છે તો પછી આ અભયની યાત્રા નિષ્ફળ થઈ જ ના શકે. આ યાત્રાળુઓનો માર્ગ હે પ્રભુ, નિષ્કંટક રાખજે. તું જ એમની સંગાથે રહેજે, હે નાથ.

### કોંગ્રેસનું આયુષ્ય લંબાયું

કોંગ્રેસે ફરી એકવાર અપાર દૃઢતા ને હિંમત બતાવ્યાં છે. ચીનની લડાઈ ને એવું જોખમ માથે ઊભાં હતાં, ત્યારે જ એણે સુવર્ણનિયમન આણ્યું ને આકરા લાગે એવા કરવેરા નાખ્યા. એ બતાવે છે કે કોંગ્રેસમાં પ્રજા પાસેથી કામ લેવાની હજી શક્તિ છે. પ્રજાને ખુશ કરવા, મત મેળવવા કે પાછલી સિદ્ધિઓ વટાવી ખાવા કોંગ્રેસ ઘણીવાર નીકળી છે. પરંતુ, પ્રસંગ આવ્યે એ પ્રજાને ઝુકાવી જાણે છે.

છેલ્લા બે માસમાં કોંગ્રેસે જે દૃઢતા બતાવી છે તેથી એનું આયુષ્ય લંબાયું છે. સંરક્ષણના વિશાળ બોજા હેઠળ બીજી કોઈ આગેવાની મુંઝાઈ જાય, વિકાસ કાર્યોવાળી યોજના મોકૂફ રાખત, સત્તાજૂથની ખેંચતાણમાં ઢીલું મૂકત. એમ ન કરતાં કોંગ્રેસે પ્રજાને ટટ્ટાર થતાં શીખવ્યું છે. ઈશાન કે વાયવ્ય ખૂણાના સંકટથી દેશભરમાં વ્યથા ઊપજાવી છે, એકતા આણી છે. એણે જ આયોજન સંકેલ્યા વિના સંકટને પહોંચી વળવાની હામ ભીડી છે. ને પ્રજાને સ્પષ્ટ રીતે ચેતવી પણ છે કે આથી વધારે બોજ ઊઠાવવા તત્પર રહેજો. એની તોલે બીજા પલ્લામાં જુદા જુદા પક્ષો સાવ ઓછા ઊતર્યા છે. એમની વાણી કજિયાળી, દોષદર્શી રહી છે. એમનાથી પ્રજાને દોરવી શકાઈ નથી. કોઈ કાર્યક્રમ એમણે ચીંધ્યો નથી ને કાર્યક્રમ વિના આગેવાની નભતી નથી. એમણે કોંગ્રેસની ભૂલો ચીંધવાનું કામ કર્યું પણ એટલાથી પક્ષ સાબૂત બનતો નથી કે પ્રતિભા સાંપડતી નથી. એમણે કોંગ્રેસ





પ્રત્યે વેરભાવ રાખીને પણ એને જ પ્રતિષ્ઠિત કરી આપી છે. દેશના કોઈ પ્રશ્ન ઉપર એમની પકડ જામતી નથી, પછી આંદોલન તો હોય જ ક્યાંથી! ધાર્યું હોત તો હાર્વે–નરીમાન કેસમાં મુંબઈના રેકલેમેશનની કામગીરી ઉપરથી પડદો ઊંચકયો હતો, ફિરોઝ ગાંધીની જહેમતથી મુંદડા પ્રકરણની જાણ થઈ હતી; તેમ એમણે પણ કોંગ્રેસની ગરદન પકડી ઓકાવ્યું હોત. વિરોધપક્ષે એવું કાંઈ કરી બતાવ્યું નથી અને છાપ તો એવી પાડી છે કે હમણાં જે ધાલમેલ કોંગ્રેસ ચલાવી રહી છે તે બીજા પક્ષોના અમલમાં અનેક ગણી વધારે જ ચાલે. એમની નબળાઈ એ કોંગ્રેસની તાકાત થઈ પડી છે. કોંગ્રેસને નાની કરવી હશે તે પક્ષને કોંગ્રેસથીયે મહાન થયે જ છૂટકો છે.

**અમારી લાખો નિરાશાઓ—**

શું કોંગ્રેસ એની જવાબદારીઓ પૂરી કરી શકશે? આ પ્રશ્ન ઘણાના દિલમાં વારંવાર અથડાયો છે. અનેક શંકાઓ ઊઠે છે. લાખો નિરાશાઓ ફેલાય છે. વિશ્વાસ તો કોંગ્રેસમાંયે જાગતો નથી, આ દેશની એ મોટી કરુણ ઘટના છે.

હવે કોંગ્રેસ પાસે લોકસેવાની અપેક્ષા રાખવી નકામી છે. એ પૂરા રાજદ્વારી રંગે રંગાઈ ચૂકી છે. એ દાવ ખેલી જાણે છે, ચૂંટણીઓ લડી જાણે છે, સૂત્રો ફેલાવી જાણે છે, ને વખતો વખત દિલ મૂકી—બાંધછોડ કરીને સ્થિતિ સંભાળી જાણે છે. પોતાના પક્ષમાં જોઈએ તેટલાં નાણાં મેળવવાની ચાવી એણે હાથ કરી છે. આવો એક વર્ગ ઊભો કરી દીધો છે કે માગે ત્યારે ને માગે એટલાં નાણાંથી એની ઝોળી (?) છલકાઈ જાય. કબૂલ કરવું જોઈશે કે કોંગ્રેસ પાવરધી સંસ્થા છે.

પણ એટલેથી જવાબદારીઓ પૂરી કરવાની શક્તિ આવતી નથી. એથી ભલે ટકી જવાય. એથી ભલે વધારે સત્તા પચી શકે. પણ, એથી દેશનું કામ સરતું નથી. દેશ તો એનાં ધતીંગોને વશ બની પાંગળો બને છે. ચીનની લડાઈ જેવી રાષ્ટ્રીય આફતો આવી પડે તો જુદી અસર થાય ખરી. બાકી, કોંગ્રેસ એની તાકાત પક્ષસમર્થન માટે વાપરે છે એટલી દેશ માટે વાપરતી નથી.

એની મોટામાં મોટી એબ તે જાહેરક્ષેત્ર રૂપી નવાં રજવાડાં સ્થાપ્યાં છે તે છે. એમાં લખલૂટ પૈસા ખરચાય છે. તે ભૂલી જઈએ તો પણ એમાંથી જે અને જેટલું નીપજવું જોઈએ તે નથી નીપજતું એ કોંગ્રેસની મોટી નાલેશી છે. ક્યાં ભૂલ થાય છે, કોનો દોષ છે, કોણ જવાબદાર છે, કોને સજા થઈ તે જાણવા આખો દેશ ઉત્સુક છે. પણ તપાસ સમિતિઓના ઢગલામાંથી દોષની કે દોષિતની રજ માત્ર હાથ લાગતી નથી. તેમ જાહેર ક્ષેત્રમાંથી ક્યારે નફાખોરી ટળશે, ક્યારે ઉત્પાદન વધશે, ક્યારે નિકાસ થવા લાગશે, ક્યારે મૂડી પાછી વાળી શકાશે એવો વિચાર કરવાની જાણે કોઈ ને કાંઈ પડી નથી. કેન્દ્રના પ્રધાનોને એમના ઘરમાં દહાડે બળી રહેલા દીવા હોલવવાનું સૂઝતું નથી, પછી જાહેર ક્ષેત્રમાં ક્યાં ખરાબી છે તે શેના જુએ?

એમની નિષ્ઠા સાચી હોય તો રાષ્ટ્રપતિના હાથે એક ન્યાયપંચ નીમે. સરકારે હાથમાં લીધેલાં દરેકની કામની જવાબદારી અમુક ચોક્કસ વ્યક્તિને સોંપે અને એમાં જે કાચા ઊતરે તેને સજાપાત્ર ઠરાવે. હમણાં તો એકલા પૈસા ખરચવાની જવાબદારી ઊઠાવી છે. અને કામગીરીનું માપ પણ નાણાની ભારે રકમ ખરચ કરીને કાઢી આપે છે. આ સ્થિતિ ક્યાં સુધી ટકવી જોઈએ? જે ખોરાક પ્રધાન અન્નના વિષયમાં સ્વાવલંબી થયાનું જણાવે—નિકાસ કરવાનું જણાવે ને ખરેખર ના જ કરી શકે તેને કેમ દૂર ના કરવા? શું દેશના કરોડો રૂપિયા ભાવસપાટીનું કૃત્રિમ નિયમન કરવા પાછળ વાપરવા અનિવાર્ય છે? ક્યાં લગી? અને એમ જ હોય તો ખોટાં વચનોની શબ્દજાળ શા માટે?

સહુને પોષણ આપે એટલું અન્ન દૂધ શાક ને ફળ પૂરાં પાડવાં એ દેશની પહેલી જરૂરીઆત ને સરકારની પહેલી જવાબદારી બીજા નંબરની પરીક્ષા તે એમણે



સમયનાં ક્ષીર-નીર : ૯

જ ચાલુ કરેલાં જાહેરક્ષેત્રના ઉદ્યોગોને વ્યવસ્થિત કરવાની. આટલુંયે નહીં થાય તો કોંગ્રેસનું નામ લઈ લોકો બીજાં પચીસ વર્ષ સુધી રડશે. કેમકે બળવો કરવાની આ પ્રજામાં કે કોઈ આગેવાનમાં હવે તાકાત રહી જ નથી. એટલે પ્રજા લૂંટાશે, ને રોશે.

ભાવના જ ભરખે ત્યારે–

ખાદી અને ગ્રામોદ્યોગ મંડળ પાસે દેશ સારી આશા રાખતો હતો, કેમકે એણે દેશની આગળ એક ભાવનાને સજીવ રાખી હતી. એ મંડળે જ્યારે ચોત્રીસ કરોડ રૂપિયાનું આંધણ કર્યું છે એવા સમાચાર બહાર આવ્યા ત્યારે લોક ખાદી વિષે શું ધારે? એની સંગાથે ભારત સેવા સમાજ પણ લાખોના આંધણ કરી બેઠી છે! ત્યારે બીજા પણ કોણ નહીં હોય? આવું આવું સાંભળીને સમસમી જવાય છે, પેલી ગાંધી ટોપી માથા ઉપર મૂકતાં ધ્રાસકો લાગે છે. ગ્રામદાન–ભૂદાન માટે સરકારે હમણાં એક કરોડ કાઢી આપ્યા છે. એ વખતે વળી ધ્રાસકો લાગ્યો કે કરોડના બે ચાર કરોડ થઈ જતાં શી વાર લાગશે? ને એનુંય શું આવું જ આંધણ મૂકાશે? એના કાર્યકરો પણ કલેકટર–કમિશ્નરની પદવીનો વૈભવ માગતા થઈ જશે— પટાવાળા, ટેલિફોન, એરકન્ડીશન, વિમાનયાત્રા, ભાડાંભથ્થાં ને મોંઘવારી ભથ્થાં...

જ્યારે આવું આવું બનતું રહે છે ત્યારે એમ લાગે છે કે ગાંધીજીએ એમના મૃત્યુ સમયે જે છેલ્લા ઉદ્ગાર કાઢ્યા તે ઉદ્ગાર આપણે પળેપળે કાઢવા પડે એ સ્થિતિ સર્જાતી રહી છે—'હે રામ!'



'સુધાંશુ'

## પાંદ હમારા

નદીયાં વહેતી પાંદ હમારાં
ડોલે ડૂબે સમદરમાં;
દોલાનો આનંદ માણે અંતરમાં
નદીયાં વહેતી પાંદ હમારા!

પાંદને પ્રીતિ તીર શું હોતાં
જઈને ભરાણા કો ભેખડમાં,
રેતને ચૂમ્યાં જઈ થડમાં
નદીયાં વહેતી પાંદ હમારાં!

કોઈ તરંગલ્હેરી ઠેલ હો વાતાં
સંગમ–જંગલમાં સેવાતાં,
પાંદ પારાવાર પાતાં
નદીયાં બહેતી પાંદ હમારા!

સમદર વરિયાં પાંદ હમારાં
અખેઝીલણમાં ઝીલાતાં,
ગગને તારા, જલ પાંદ તબકતાં
જલધિજીગરમાં હેલાતાં
નદીયાં વહેતી પાંદ હમારાં!









ધૂમકેતુ

# રાજા અને પ્રધાન

પ્રદેશો હોઈયા કરી જવાની બદદાનત આજે કોઈને સમજાવવી ન પડે એવો આપણી પાસે ચીનનો દાખલો મોજૂદ છે. આ જ વસ્તુને સુંદર રીતે રજૂ કરતી આ વાર્તામાં જાણીતા વાર્તાકાર જે આલેખન કરે છે તે આજને તબક્કે પ્રજા અને પ્રધાનોને એકસરખી ચીમકી આપી જાય છે...

રાજા અંકુશદેવને બે પ્રધાન હતા. એક અલ્પમતિ. બીજો મહામતિ. અલ્પમતિ એના નામ પ્રમાણે ગુણ ધરાવે. એ તત્કાલનો લાભ દેખે. દૂરની વાતનો વિચાર ન કરે. છેવટે આનું શું પરિણામ થશે એ ભાગ્યે જ જુએ.

મહામતિ દૂરની વાત જુએ. એ તત્કાલનો લાભ જતો કરવો પડે તો જતો કરે.

હવે રાજા અંકુશદેવ પણ મહામતિ કરતાં અલ્પમતિને જ વધારે માન આપે. કારણ કે એ વારંવાર એવી વાત બતાવે કે તેનો તત્કાલ લાભ મળે. હવે એક વખત એવું બન્યું કે પાડોશના એક નાનકડા રાજા ઉપર એક મોટો રાજા ચડી આવ્યો. પાડોશના રાજાએ તરત અંકુશદેવને ત્યાં સંદેશવાહક મોકલ્યો. કહેવરાવ્યું કે આજ અમારો વારો છે, કાલ તમારો આવશે. માટે તમે જો પડખે રહેશો તો આવનારો આવતા પહેલાં વિચાર કરશે. ને આપણને બધાને રાહત મળશે.

મહામતિને એની વાત સાચી લાગી પણ અલ્પમતિએ અંકુશદેવને શિખામણ આપી કે આપણે હાથે કરીને આ ઉલળ પાણા પગ ઉપર કરવાની કાંઈ જરૂર નથી. એ એનું ફોડી લેશે !

એટલે અંકુશદેવે તો પોતાના પાડોશી રાજાની મદદે જવાને બદલે, ઊલટો એને દબડાવ્યો કે પેલો તમને કહેવા આવે છે કે તમે અમારા પડખામાં રહેશો તો બીજો કોઈ તમને દબડાવી નહિ શકે, એ વાતને આમ ઊંધી રીતે સમજીને તમે અમને પણ આગમાં હોમવા માગો છો કે શું ? પણ અમારી તો એક રાજનીતિ છે. કોઈની સાથે લડવું નહિ. કોઈની સાથે ઝઘડવું નહિ.'

પેલા પાડોશી રાજાએ ઘણી વિનંતિ કરી કે ભાઈ! તમારી રાજનીતિમાં તો અમે પણ માનીએ છીએ. પણ મારતો જાય ને પાછો પોતે રોતો જાય. એવી અવળચંડી રીત ચલાવે ત્યારે જોખમ ખેડીને પણ એને સીધો કરવો જોઈએ. એટલે અમે ઊભા થયા છીએ ને જો તમે મદદે આવવાના છો એમ એ સાંભળશે તો અમારા ઉપર આવતાં પહેલાં સો વાર વિચાર કરશે !'

પણ આ તો રાજા અંકુશદેવ. ઘડી ઘડીમાં ગુસ્સે થાય. ઘડી ઘડીમાં રાજી થાય. અને ગમે તેમ પોતાનું ધાર્યું જ કરે. અને વળી પોતાને ડાહ્યામાં ડાહ્યો માને ! એટલે એણે તો પાડોશી રાજાની વાતને મૂરખાઈમાં જ ગણી કાઢી. અને મહામતિ બોલતો રહ્યો ને અલ્પમતિની વાત સાચી ઠરી.

પાડોશી રાજા બિચારો નાનો હતો. વળી સાધન વિનાનો હતો. એટલે એને તો પેલા આક્રમણકારક રાજાએ હડફ દઈને પોતાના પેટમાં જ સમાવી લીધો. અને પોતે જ ત્યાં ધણીરણી થઈ ગયો.

અને થોડો વખત તો શાંત પાડોશી થવાનો ઢોંગ પણ ચલાવ્યો.

અલ્પમતિએ રાજા અંકુશદેવને કહ્યું: 'જુઓ મહારાજ! મેં કહ્યું તેમ આપણે કર્યું, તો કેવો શાંત પાડોશી બનીને એ આપણી સાથે વર્તે છે? મહામતિના કહેવા પ્રમાણે કર્યું હોત તો આપણે ત્યાં લડાઈની ખુવારી આવત. વળી આપણે તો મહાશાંતિ રાખવાવાળા એવી જે આપણી કીર્તિ છે એ પણ ઝાંખી પડી જાત આપણે બળવાન છીએ એટલે આપણા બળના ખ્યાલથી જ એ શાંત રહેવાનો છે.'

રાજા અંકુશદેવને પણ લાગ્યું કે અલ્પમતિની વાત સાચી છે, ને મહામતિ વધારે પડતા ડહાપણમાં આપણને હેરાન હેરાન કરી મૂકત! . . . .

પછી તો અંકુશદેવને લાગવા માંડ્યું કે પોતે બધું સમજે છે. આ મહામતિ પ્રધાન તો મફતનો પોતાના અનુભવની વાતો કરીને આપણને મૂરખ બનાવે છે એટલે અંકુશદેવ તો પોતે જ જાણે બધું જાણતા હોય તેમ વર્તવા મંડ્યા.

એમાંથી આસપાસના ખુશામતીઆઓ સમજી ગયા કે આ ભાઈ ચડ્યા છે રંગે ને પોતાને ડાહ્યા માને છે તો આપણે એને વધારે રંગે ચડાવો ને એને મોટામાં મોટા બુદ્ધિવાળા બનાવી દો, એટલે આપણે મજા કરીએ ને એ પણ પોતાને મોટાભા માનીને મજા કરે!

આમ અંકુશદેવના વધારે પડતા અભિમાની સ્વભાવને લીધે ધીમે ધીમે એની આસપાસ એની હા જી હા કરનારા વધવા લાગ્યા.

પછી તો અંકુશદેવના રાજમાં થઈ પડ્યું પેલા વંત્યાક જેવું!

રાજાને વંત્યાક ગમ્યાં, એટલે સૌ બોલવા મંડ્યા કે અરે! રીંગણાં રીંગણાં તો ક્યાંય થાવાં છે? એ તો શાકમાં શ્રેષ્ઠ શાક છે. કૃષ્ણ ભગવાનને પણ એ ગમ્યાં હતાં!

અને બીજે દિવસે રાજાને રીંગણાં ગરમ પડ્યાં એટલે બધાએ ફેરવી તોળ્યું કે ભગવાને અમસ્તો એને કાળો રંગ આપ્યો હશે? એ તો અધમ શાક છે માટે જ એનો રંગ કાળો છે!

અંકુશદેવના રાજમાં પણ આવું ચાલ્યું. પાડોશી આક્રમણકાર રાજાએ થોડો વખત તો શાંતિનો પાઠ ભજવ્યો પણ પછી એણે ધીમે ધીમે નવા નવા નુસખા અજમાવવાનું શરૂ કર્યું. કોઈવાર ધાડ મારી જાય, તો કોઈ વાર મારીને ભાગી જાય. વળી માફી માગવાનો પણ ઢોંગ કરે. અને વળી પાછો હતો તેવો થઈ જાય!

અલ્પમતિ તો અંકુશદેવને એમ શિખામણ આપે કે એ આપણા ઉપર દોડતો નથી એ બતાવે છે કે આપણા બળનો એને ખ્યાલ છે. ને આમ ને આમ આપણે બળવાન છીએ એવા ભયમાં એ ધ્રૂજતો રહે તો આપણે બીજું શું કામ છે? ભલે ને એ ચાર ધાડ આમ કે તેમ કરી જાય ને એ પાંચ પચીસ ગાઉ ભોંય આમ તેમ દબાવી જાય! ભોંય દબાવી જાય એટલે કાંઈ એની થઈ જાય? ભોંય તો આપણી છે. એણે દબાવી એટલે કાંઈ એની થઈ ગઈ? એ આપણાથી બીએ

છે એટલે તો આવતો નથી, બાકી આપણે ઊઠીને જે દિવસે એક સાચી હાકલ કરીશું ત્યારે એ ભાગી જવાનો.'

આમ ને આમ રાજા અંકુશદેવ અને એનો અલ્પમતિ પ્રધાન પોતપોતાની ભ્રમણામાં પેલા પાડોશી રાજાની ભયંકર, પણ ધીમી આક્રમણકારક નીતિને નિર્બળતા ગણે ને પોતાની નિર્બળતાને સબળતા માને!

એમાંથી છેવટે થયું એવું કે એક દિવસ રાજા અંકુશદેવ સવારમાં જાગ્યા ત્યારે તો એને ખબર પડી કે પેલા આક્રમણકારે જે મૂલક દબાવ્યો છે તે બધો જ પોતાનો છે એવી વાત કબૂલ કરવાનું કહેવરાવ્યું છે ને નહિતર યુદ્ધ કરવા માટે તૈયારી રાખી છે.

રાજા અંકુશદેવે તો તરત પોતાના અલ્પમતિ પ્રધાનને બોલાવ્યો કે હવે આપણે શું કરવું?

અલ્પમતિએ જવાબ આપ્યો કે આપણે તો એને કહી દો કે તારે લડવું હોય તો તું તારે એકલો લડ્યા કર! અમારે લડવું પણ નથી. ને અમારી વાત છોડવી પણ નથી!

મહામતિએ કહ્યું, 'પણ તમે આમ ને આમ એને મુલક આપતા જશો તો પછી છેવટે એ તમને જ હડપ કરી નહિ જાય!'

અલ્પમતિએ જવાબ વાળ્યો: 'અરે! એ શું આપણને હડપ કરવાનો હતો? આપણી વાતને આખી દુનિયા સમજે છે ને?'

'પણ એ નથી સમજતો એનું શું?' મહામતિએ પ્રશ્ન કર્યો.

'તો દુનિયા એને મૂરખ ગણશે ને આપણને ડાહ્યા માનશે!' અલ્પમતિ પ્રધાન બોલ્યા.

'પણ એમાં આપણો શકરવાર શું વળશે? ને એક વખત ગયું તે પાછું કેમ આવશે?'

'અરે! પાછું ન આવે તો ય શું? એ કાંઈ આપણું મટી જવાનું છે?'

આમ અલ્પમતિ ને અંકુશદેવ તો ભ્રમણામાં ને ભ્રમણામાં પોતાને દુનિયાના ખાં માનીને ધીમે ધીમે બધું ખોવા મંડ્યા.

છેવટે એમને જ્યારે ભાન થયું કે સારું દુનિયામાં કંઈક અવળચંડા પણ વસે છે—જે દંડ વિના સમજે જ નહિ, ત્યારે એ તૈયાર થવા ગયા. તો આખી દુનિયા એને ફીટકાર દેવા મંડી કે તમે તો મહા ઢોંગી નીકળ્યા! વાતો મોટી ને વર્તન ખોટાં!

અલ્પમતિ પ્રધાને અંકુશદેવને કહ્યું કે દુનિયા ઝખ મારે છે. આપણે જ સાચા છીએ.

અને દુનિયાએ એટલા જ આવેશથી એમને સામેથી સંભળાવ્યું કે તમેય ગપ્પીદાસ છો!

મહામતિએ એ વખતે કહ્યું કે ભાઈ! દુનિયામાં અતિ સર્વત્ર વર્જયેત કહ્યું છે, એ વાત ન સમજવાનું આ પરિણામ છે. આપણે આપણી વાતમાં હાલતાં ને ચાલતાં શાંતિના દૂતને બેસારતા ને પેલી હિંસાના કરતાં પણ વધારે ભયંકર એવી વેવલી અહિંસાને સ્થાપ્યા કરતાં એનું આ પરિણામ છે!

હવે તો એકડે એકથી ફરીથી રાજનીતિના આંકડા શીખો તો તમારું થાળે પડે!

*

ઈશ્વર પેટલીકર

# કોડીલીનો કરુણ અંજામ

કોડીલી કન્યાઓના કોડ જ ન જાગે એ રીતે 'દૂધપીતી' કરવાની પ્રથા આજે રહી નથી. પણ કોડભરી કન્યાઓ સામે ચાલીને મૃત્યુને ભેટે છે ત્યારે એના કોડ અને અરમાનો કોઈ પારખે છે ખરું ?—અહીં એ છણાયેલ છે...

આરેક મહિનાનું ટૂંકું લગ્ન જીવન ભોગવીને એક સ્નાતક સુધીનો અભ્યાસ કરેલાં બહેનનું એકાએક અવસાન થયું, તે પાછળ એમણે જીવનથી કંટાળીને આપઘાત કર્યાનું મનાય છે. એ બહેને માબાપની સંમતિ વિના, એમનાથી છાનું પ્રેમલગ્ન કર્યું હતું એટલે કરુણ બનાવથી દુઃખી થયેલા એક ભાઈએ મને કહ્યું: 'આ પ્રેમલગ્નો જ સમાજમાં મોંકણ માંડે છે. પ્રેમલગ્નમાં કોઈ સુખી થયું મેં જાણ્યું નથી!'

આવી કરુણતા પ્રેમલગ્નમાં બને છે ત્યારે એનો બધો દોષ એ લગ્નના પ્રકાર ઉપર ઢાલવવામાં આવે છે. જાણે માબાપે ગોઠવેલા રૂઢિલગ્નમાં કોઈ આપઘાત કરતું ન હોય! ગુજરાતમાં સ્ત્રીઓના આપઘાતના વધુ કિસ્સા બને છે તેમાં મોટે ભાગે, લગભગ રૂઢિલગ્નોવાળી સ્ત્રીઓ જ હોય છે. છતાં એ લગ્નોના પ્રકાર વિષે કેમ ઉહાપોહ થતો નથી? પ્રેમલગ્ન પછી બહેને આપઘાત દ્વારા જિંદગી ટૂંકાવી નાખી તેના ઇતિહાસમાં જોઈએ તો રૂઢિના વાતાવરણે એ પ્રેમલગ્નની ગૂંગળામણ વધારી હતી, તે જોવાની આવી ટીકા કરનારની તૈયારી હોતી નથી.

જે બહેનના કિસ્સામાંથી આ વિધાન કરવામાં આવ્યું હતું, તે બહેનનો જે ઇતિહાસ સાંભળવા મળ્યો હતો તેમાં રૂઢિએ કરુણતા વધારવામાં ભાગ ભજવ્યો હતો. ચરોતરના પાટીદારો શિક્ષણમાં, ધંધા-રોજગારમાં અને દેશપરદેશ ખેડવામાં આગળ વધ્યા છે. પરંતુ એ સમાજમાં પરઠણ લેવડદેવડની અને કન્યાને પરંપરાથી પરણાવવાની જે ગોળની મર્યાદા છે, તેમાં ખાસ સુધારો થતો નથી. વ્યક્તિગત કોઈ અપવાદરૂપ તેને તોડે છે એટલું જ, બાકી એની એ પરંપરા વધુ ખરચાળ બનીને જળવાઈ રહી છે. આ ખર્ચ કરવાની શક્તિ માબાપોની હોતી નથી અને ગોળની બહાર કન્યા આપવાની તૈયારી હોતી નથી, તેથી મોટી ઉંમરની છોકરીઓ આજે ઠીક ઠીક સંખ્યામાં કુંવારી છે. આખા દેશ પૂરતી વાત ન કરીએ અને ગૂજરાતના વિસ્તારને લક્ષમાં લઈએ તો કુરૂઢિને લીધે મોટી ઉંમરની કુંવારી રહેલી છોકરીઓની સંખ્યા, ચરોતરમાં અને તેમાંય પાટીદારોમાં પોતાના કુળવાન કે ઊંચાં માનતાં છ ગામ (નડિઆદ, વસો, સોજીત્રા, ભાદરણ, ધર્મજ, કરમસદ)માં સૌથી વધુ છે. આ કુરુઢિને લીધે ૨૫ થી ૩૫ વર્ષ વચ્ચેની પીસાતી કુંવારી છોકરીઓના અંતરની આહથી વીંધાઈ ને જાગે તેવો શિક્ષિત ગણાતો એ સમાજ આજે ચેતનવંતો નથી. બીજી રીતે કહીએ તો પાંજરામાં વરસોથી પુરાઈ રહેવાથી જેમ પોપટની પાંખો બંધાઈ જાય છે અને તેને છૂટો મૂકવામાં આવે તો પણ ઊડી ન શકે તેવી સ્થિતિ આ સમાજની છે. આજે આ સમાજનું ગોળનું પાંજરું આમ તો ખુલ્લું છે. એ ગોળ ક્યારેય નાત તરીકે મળતો નથી, કોઈનો દંડ કરતો નથી અને જેમણે બહાર કન્યા આપી છે તેમની પ્રતિષ્ઠા ગઈ છે તેવુંય હવે રહ્યું નથી. છતાં પેલી બંધાઈ ગયેલી પાંખોની માફક આ સમાજ પોતાની કુંવારી દીકરીઓની દુર્દશાથી કંપીનેય બહાર જવા પાંખો ફફડાવતો નથી. સામાન્ય માણસની હિંમત ચાલતી નથી અને સમાજ તરીકે તે ભેગો મળીને એવો પ્રયત્ન કરવાનું ચેતન ગુમાવી બેઠો હોય તેમ ટગરટગર આ દુઃખ જોઈ રહે છે.

આ સમાજની ૨૬ વર્ષની એક બહેન ચારેક માસ પહેલાં પ્રેમલગ્નથી પરણી ગઈ. માબાપે એને તે પહેલાં લગ્નવય થતાં રૂઢિની રીતે મુરતિયો ખોળીને પરણાવી હોત તો એ પરણી ગઈ હોત. પરંતુ લેવડદેવડની કુરુઢિ અને ગોળની બહાર ન જવાની કુળવાનશાહી—આ બંધનને લીધે માબાપ એને પરણાવી શક્યાં ન





હતાં. તેમાંથી એ બહેન એક ગ્રેજ્યુએટ યુવકના પરિચયમાં આવી. એ યુવક છ ગામના ગોળનો ન હતો એટલે માબાપને તેનો વાંધો હોય, પરંતુ એ યુવકના પિતાને પણ તેનો વાંધો હતો. એ લગ્ન થાય તો તેમાં અર્થની કંઈ પ્રાપ્તિ થવાની ન હતી. અને કહે છે કે પિતાએ ગ્રેજ્યુએટ દીકરાના લગ્નમાં પ્રાપ્તિની આશા રાખી હતી. આમ બંને પક્ષેથી જો વડીલોનો વિરોધ વહોરીને પરણે તો સ્વતંત્ર રીતે ઘર ચલાવવાની આર્થિક તેવડ ન હતી.

કન્યાપિતાને દીકરી એ યુવક સાથે પરણે તેનો રૂઢિની રીતે વિરોધ હતો. તેમાં યુવકના પિતાની નામરજી ભળી એટલે તેમને એ લગ્ન રોકવાનું કારણ મળી ગયું. છોકરી પણ સામા પક્ષના વડીલની નામરજીને લીધે ઘડીભર એ પગલું માંડી વાળવા સંમત થઈ. માબાપને એણે ખાત્રી આપી કે પોતે એ યુવક સાથે નહિ પરણે.

પરંતુ જે છોકરી લગ્નઉત્સુક છે, એ ઉંમરે લગ્નઉત્સુક બને તે સ્વાભાવિક છે. અને તેમાં એક યુવકના પરિચયથી એ પરણવા આકર્ષાઈ છે, તે માબાપને ખાત્રી આપે છે છતાં અંદરનો આવેગ રોકી શકતી નથી. અને છેવટે બહારગામ જઈને છાનીમાની પરણી લે છે. પછી ? યુવક પરણીને પત્નીને પિતાને ઘેર લઈ જઈ શકે તેમ નથી. બંને ઘર ભાડે લઈ સંસાર શરૂ કરે છે. છોકરી ટ્યુશન કરીને કમાઈ લાવવા પ્રયત્ન કરે છે. યુવક ગ્રેજ્યુએટ હતો એટલે એણે જો નોકરીએ વળગીને કમાવાની જવાબદારી અદા કરી હોત તો આર્થિક કટોકટી નિવારી શકાઈ હોત. પરંતુ એણે વકીલ તરીકે કારકિર્દી કાઢવાની એની મૂળ યોજના ચાલુ રાખી અને તેમાં તો તરત જ કમાવાનું શક્ય ન હતું એટલે કમાણી વિના તાલીમ લેવાની ચાલુ રાખી.

લગ્ન પછી યુવતીનાં વડીલોએ પોતાનો વિરોધ ખેંચી લીધો હોય તેમ એની બા, બહેનો, ભાઈ એને ઘેર જતાંઆવતાં થયાં હતાં. ફક્ત પિતા નહોતા ગયા કે યુવતી પિતાને ઘેર નહોતી ગઈ. પરંતુ બીજાં સૌ જતાં હતાં એટલે પિતાનો વિરોધ ખાસ રહ્યો ન હતો એમ સમજવું રહ્યું. જ્યારે સામે પક્ષે: યુવકના પિતાનો વિરોધ પુત્રવધૂ પ્રત્યે પૂર્વવત ચાલુ હતો. એને માટે એમનાં દ્વાર બિડાયેલાં જ રહ્યાં છતાં દીકરા માટે એમનાં દ્વાર ખૂલ્લાં હતાં. એ પિતાને ઘેર જતો-આવતો હતો. ખરી રીતે : પિતાને એ લગ્ન સામે વિરોધ હોય તો એ પગલું ભરનાર દીકરા માટે અને પુત્રવધૂ બંને માટે દ્વાર બંધ રહેવાં જોઈએ. પરંતુ દીકરો પોતાનો હોવાથી એને પાંખમાં લેવો અને પુત્રવધૂ પારકી હોવાથી એને જાકારો આપવો, તે વિરોધના પક્ષેથી જોવા જઈએ તો પણ ન્યાયયુક્ત નથી લાગતું.

એના પ્રત્યાઘાત એ છોકરી ઉપર શું પડે ? જે યુવકના ભરોસે એણે સંસારસાગરમાં ઝંપલાવ્યું હતું, તે જ એને લીધા વિના બાપને ઘેર જતો આવતો થાય, એ યુવતીને આઘાત પહોંચાડે. એનું પગલું એવું હોવું જોઈએ કે, કાં તો અમે બંને આવીએ કાં બંને દૂર રહીએ. છતાં જો બંનેએ સમજીને વિચાર્યું હોય કે એક વખત મને એકલાને પિતાને ઘેર જતોઆવતો થવા દે, તેમાંથી એક દહાડો તારો માર્ગ પણ થઈ જશે. તો એ છોકરીને એવું દુઃખ ન થાય પરંતુ કહે છે કે એ તરફ ગતિ થવાને બદલે બંને પતિપત્ની વચ્ચે ખટરાગ થવા લાગ્યો, અને આથી યુવક એની પરવા કર્યા વગર કોઈ કોઈ વખત પિતાને ત્યાં જમી લેવા લાગ્યો. એ ઘર ચલાવવાની આર્થિક ભીંસ તો હતી જ, તેમાં એ યુવતીના હૈયાને ખટરાગે ભાંગી નાખ્યું. અને ચારેક મહિનાના જ ટૂંકા લગ્નજીવન પછી પતિ ઑફિસે ગયો હતો, તે સમયે બપોરે એ છોકરીએ મેલેરિયાની ઝેરી દવાની ગોળીઓનો મોટો ડોઝ લઈ લીધો અને તેની જાણ થતાં એને દવાખાનામાં લઈ જતાં રસ્તામાં જ એ મૃત્યુ પામી.

આમ એ પ્રેમલગ્નથી પરણી હતી અને તેને મૃત્યુ

અંત આવ્યો તેથી પ્રેમલગ્નને વગોવવું હોય તો વગોવી શકાય. પરંતુ રૂઢિના લગ્નનેય માબાપો તરફથી જે જાતની હૂંફ મળે છે તેવી હૂંફ આ લગ્નને મળી હોત તો આવો કરુણ અંજામ આવ્યો હોત ખરો ? મારી સાથે વાત કરનાર ભાઈએ દલીલ કરી હતી કે, વડીલોએ તો પહેલેથી એનો વિરોધ કર્યો હતો, પછી એમની હૂંફની આશા રાખવાની ક્યાં રહી ? એમણે હૂંફ નથી મળવાની એ સમજીને જ પગલું ભર્યું હતું એટલે એવી કોઈ આશા વિના એમણે તરવું જોઈતું હતું.

પરંતુ એ દલીલની સામે એય દલીલ તો ઊભી જ છે—બંને પક્ષનાં વડીલો એ લગ્નનો શું કામ વિરોધ કરતા હતા ? એ યુવક જો એ ગામનો હોત તો તો કન્યાના પિતા સ્વીકારી લેવા તૈયાર થયા હોત. એવી જ રીતે યુવકના પિતાને જો લેવડદેવડની રૂઢિ–લાલચ પોષાવાની હોત તો એમણે પણ એ લગ્નનો સ્વીકાર કર્યો હોત. એ લગ્ન અંગે જે વિરોધ છે તે ગોળનો અને લેવડદેવડનો છે. યુવક–યુવતીની બિન-લાયકાતનો નથી. મતલબ કે એમને જે હૂંફ નથી મળી તેનું કારણ પેલી રૂઢિ—નહિ કે એ યુવક–યુવતી.

એ યુવતીને દવાખાને લઈ જવામાં આવે છે ત્યારે બંને પક્ષનાં વડીલો લોકલાજને વશ થઈ ત્યાં પહોંચી જાય છે. કન્યાપિતાને એવી ભીતિ હોય છે કે યુવકના પિતાએ એમનાં દાગ જીવતાં એને માટે ઉઘાડ્યા નથી એટલે મર્યા પછી સ્મશાનયાત્રા પોતાના તરફથી કાઢવાની તૈયારી બતાવી. એ ફરજ એમણે સ્વીકારી લીધી તે સાથે જાણે પોતાની ફરજ પૂરી થઈ હોય તેમ કન્યાપક્ષ સ્મશાનયાત્રામાં ભાગ લેવાને બદલે ચાલ્યો ગયો. આવા કરુણ મૃત્યુ પ્રસંગે પણ રૂઢિનું પ્રાબલ્ય કેટલું વિચિત્ર હોય છે ! કન્યાપક્ષે સ્મશાનમાં જવાનું ન હોય તેમ જુદા જુદા ગામમાં બંને પક્ષો રહેતા હોવાથી ચાલ્યું આવતું હોય. પરંતુ જ્યાં મૃત્યુ સમયે બંને પક્ષો મોજૂદ છે છતાં તેમાં હાજરી આપવાની જરૂર ન માને. આથી ભયંકર રૂઢિ કઈ હોઈ શકે !

જ્યારે બંને પક્ષો લોકલાજને લીધે એના મૃત્યુ પછી જે ફરજ અદા કરવા ભેગા થઈ ગયા, તેવી જ લોકલાજ એમને લગ્નજીવન દરમિયાન નડી હોત કે, ભલે આપણી સંમતિ વિરુદ્ધ લગ્ન કર્યું, પણ હવે બંને પરણ્યાં જ છે ત્યારે એ સુખી થાય તે જોવાની આપણી ફરજ રહે છે. એ દુઃખી થાય કે હિજરાય તેમાં અંતે આપણે જ દુઃખી થઈએ છીએ, અને લોકોને આપણા ઘરનો તમાશો જોવા મળે છે, તેવી લોકલાજ અડી હોત તો એ લગ્નજીવન અલ્પજીવી નીવડ્યું, તેવું પરિણામ ન આવ્યું હોત તેમ સહેજે અનુમાન કરી શકાય. એ રીતે આ બહેનનો રૂઢિએ ભોગ લીધો છે તેમ માનવું રહ્યું.

પરંતુ એથી પ્રેમલગ્નથી પરણનાર યુવકયુવતીની કંઈ જવાબદારી નથી એવું પણ માનવાની જરૂર નથી. જે રૂઢિ સામે બળવો કરવા નીકળે છે તેણે એની સામે લડી લેવાની તૈયારી બતાવવી જોઈએ. એ માટે જે ભોગ આપવો પડે તે આપવાની તૈયારી રાખવી જોઈએ. આ લગ્નમાં માનવામાં આવે છે તેમ આર્થિક સંજોગોએ ભાગ ભજવ્યો હોય તો, યુવકે વકીલની કારકિર્દીને તાત્કાલિક જાકારો આપી જે મળે તે નોકરી સ્વીકારી–શોધી તે પ્રશ્ન હલ કરવા પ્રયત્ન કરવો જોઈતો હતો. જે ઘરમાં પત્નીને પ્રવેશ ન હોય, તે ઘર માબાપનું હોય તો પણ એને મૂકીને જવું તે એનું અપમાન કર્યા બરાબર છે. ૨૬ વર્ષ સુધી કુંવારી રહ્યા પછી જે યુવતી માબાપનું ઘર ત્યજીને આવી હશે તેણે આ વર્તાવની આશા રાખી હશે ? આવા સંજોગોમાં પણ છોકરીએ ભાંગી પડવું ન જોઈએ. અને તે ભાંગી ન પડી હોત તો એનું ભાવિ ઊજળું જોવા મળત, એ સાચું છે, પણ ચોમેરથી હૂંફ ગુમાવી બેઠેલી એ યુવતી હતાશ થઈને જીવ ખોવાનું પગલું ભરી બેસે તો આઘાતજનક હોવા છતાં નવાઈભર્યું નથી.

આ કરુણ અંજામ પ્રેમલગ્નને માર્ગે જનારની આંખ ઉઘાડે તેવો તો છે જ, પરંતુ એથી વિશેષ રૂઢિગત જીવનમાં રાચતા સમાજની આંખ ઊઘાડનારોય છે. પરદણ, લેવડદેવડ અને ગોળના નરકરામાં રાચીને








## [૩૦] ગાંધી અને ગોરીલા

गमे हस्तीका असद किससे हो जुज़ मर्ग इलाज ?
शम्अ़ हर रंग में जलती है सहर होने तक
—ગાલિબ

ચૂપ રહે તેને વળી કોણ ચુપ કહે ? આ વાક્ય-રચના કેવળ પ્રાસ મેળવવાના હેતુસર કરી નથી. ચુપ એ યોઝફ ( જોઝફ : જેનો આરબી ઉચ્ચાર યૂસુફ થાય છે તે ) નું પ્રચલિત સંક્ષિપ્ત જર્મન રૂપ હોવાથી એને સહુ ચુપ કહીને બોલાવતાં હતાં. ચૂપ ન રહે અને ચોવીસે કલાક બોલ્યા કરે તેની સામે આ ' વાણી સ્વાતંત્ર્યના જમાના'માં વળી કેવી રીતે વાંધો હોઈ શકે ? પણ એ બોલે તો ને ! જાણે બાલ-પણથી એ બોલવાનું શીખ્યો જ નહોતો ! એ માત્ર ઘાંટા જ પાડી શકતો હતો : મતલબ કે ઘાંટા પાડ્યા વિના એ બોલી શકતો ન હતો. એનો ગગનચુંબી ઘાંટાધારી અવાજ કાયમ સાંભળ્યા કરવાથી મારા મનમાં અનેક તરંગો જાગતા ચુપનો અવાજ આવો શા માટે હશે ? એ જન્મ્યો હશે ત્યારે ધીમા સાદે રડ્યો હશે કે પછી ઘાંટા પાડીને—પોક મૂકીને રડ્યો હશે ? એનો બાપ કદાચ છાપાંવાળો ફેરિયો હશે અને નાનકડા ગોળમટોળ ચુપને રોજ વહેલી સવારે આંગ-ળીએ ઝાલી છાપાં વેચવા સાથે લઈ જતો હશે તેને કારણે બાપના ઘાંટા દીકરાને વારસામાં મળ્યા હશે ! કે પછી એને જગતના સનસનાટીભર્યા બનાવોમાં રસ હોવાને કારણે એનો અવાજ સનસનાટીભરી ઉત્ક્રાંતિ પામી ઘાંટામાં ફેરવાઈ ગયો હશે ? વસ્તુસ્થિતિ જે કંઈ હોય તે રામ જાણે, પણ ચુપના જીવનમાંની એ બાબતો મારે મન સનસનાટીરૂપ હતી. એનો ઘાંટા-ધારી અવાજ અને સનસનાટીભર્યા બનાવોમાંનો એનો ઊંડો રસ. સનસનાટીમાંનો એનો ઊંડો રસ પોતાની હદ એવી તો વટાવી ચૂક્યો હતો કે હવે એને બકરીમાંયે વાઘ દેખાતો હતો. એક પ્રસંગ યાદ આવે છે તે મારી આ ઉપમામય ટીકાનું જરૂર સમર્થન કરશે.

શિયાળાના પ્રારંભની એક વહેલી સવાર હતી. હું કારખાનાના વાશરાઉમ ( Waschraum : નાહવા-ધોવાના ખંડ )ના એક સ્નાનગૃહમાં સ્નાન લઈ રહ્યો

---

કોડભરી કન્યાઓને કુંવારી રાખી એમનું જીવતર ધૂળ કરી નાખવાનું ક્યાં સુધી ચાલુ રહેશે ? આ તો પ્રેમલગ્નનો કરુણ અંજામ આવ્યો, પણ કુંવારી છોકરીઓના કરુણ અંજામથી શી રીતે બચશો ? કેવળ આપઘાત કરે તો જ કરુણ અંજામ આવ્યો ગણાય તેમ ન માનશો. એ સિવાય પણ ફરજિયાત કૌમાર્ય એ કંઈ ઓછો કરુણ અંજામ નથી. ચરોતરનો પાટીદારસમાજ ગમે તેટલો શિક્ષિત કે આગળ વધેલો પોતાને માને, પણ આ કલંક ન ભૂંસે ત્યાં સુધી એણે શરમાવું પડશે.

★

હતો. તેવામાં એકાએક યુપનો ધાંટો સંભળાયો :

—એય ગાંધી ! જલદી બહાર આવ !

આ પ્રસંગકથાના આરંભમાં જણાવ્યું છે તે પ્રમાણે યુપનો અવાજ જ એવો હતો કે જો એ 'ઘેટું આવ્યું છે, જો જો ! જો જો !' બોલે તો સાંભળનારને એમ જ લાગે જાણે ભયમાં મુકાયેલો ભરવાડ ધાંટા પાડીને બૂમ પાડી રહ્યો છે. 'વરુ આવ્યું રે, દોડો ! દોડો ! !' અને હું એની સાથેના એકાદ વરસના મારા પરિચયને કારણે એના આ સ્વાભાવિક સનસનાટીભર્યા ધાંટાથી ટેવાઈ ગયો હતો.

મેં નાહતાં નાહતાં પૂછ્યું :

—શું છે યુપ ?

એણે પુન: ધાંટો પાડ્યો :

—એય ગાંધી, જલદી બહાર નીકળ ! તું પોતે જોઈશ એટલે પછી માનીશ કે રોજ હું તને કહું છું તે સાચું છે કે નહિ ! જલદી બહાર આવ !

મેં કહ્યું :

—સહેજ થોભ, નાહી રહું એટલે આવું.

પણ એણે તો સ્નાનગૃહનું બારણું એવું તો ખખડાવી નાખ્યું, જાણે આખો ખંડ હચમચી ઊઠ્યો ! હું આ ધરતીકંપની વચ્ચે કેવી રીતે નાહી શકું ! તે હું સ્નાન અધૂરું રાખી શરીરે ટુવાલ વિંટાળી બહાર આવ્યો.

—શું છે ?

એ મને એક ઉઘાડી બારી કને લઈ ગયો.

—જો, ગાંધી ! જોયું ને ! હું નથી કહેતો કે આ અમેરિકનો અને રશિયનો આખા જગતનું નખ્ખોદ વાળવા બેઠા છે ? જો, આ તારી સગી આંખે જો !

મેં બારીની બહાર જોયું. ચારેકોર ધુમ્મસ છવાયેલું હતું. મેં જિજ્ઞાસાપૂર્ણ નજરે એની સામે જોયું.

એણે મોટેથી કહ્યું :

—આ ધુમ્મસનો રંગ જોયો ?

એકાએક મારું ધ્યાન ધુમ્મસના રંગ ઉપર ગયું. એ પુન: બરાડી ઊઠ્યો :

—ગાંધી, આવું રાતું ધુમ્મસ તેં ક્યારેય જોયું છે ? આ ધુમ્મસ ભારે ઝેરી છે. તેમાં ભારોભાર રેડિયો એક્ટિવિટી ભરેલી છે. આ રશિયનો અને અમેરિકનોના પિશાચી અણુબોંબના અખતરાઓનું પરિણામ છે. જોજે ગાંધી, હવે જગતનું આવી બન્યું !

મેં ભયભીત દૃષ્ટિએ રાતા ધુમ્મસ તરફ જોયું, અને ...ધુમ્મસના રેશમી પડદા પાછળ સૂરજદાદા રાતું રાતું હસી રહ્યા હતા.

*

યુપ મને ગાંધી કહેતો અને હું એને ગોરીલા કહેતો. એ મને શા માટે ગાંધી કહેતો હશે તે વિશે મેં અનેકવાર અનેક કલ્પનાઓ કરી જોઈ પણ સંતોષકારક કારણ સાંપડ્યું નહિ. ઓગણીસસો પંચાવનની સાલમાં અમે ભારતીય પ્રતિનિધિમંડળના સભ્યો—મોસ્કોથી પેકિંગ જતા હતા ત્યારે અમારી સ્પેશિયલ-ટ્રેનમાં એક જાપાની પ્રતિનિધિમંડળ પણ સફર કરતું હતું. તેમાંના એક જાપાની છોકરાને જાપાની બિરાદરો 'ગાંધી' કહીને સંબોધતા હતા. 'એનું શરીર સાવ માયકાંગલું છે એટલે અમે તેને ગાંધી કહીને બોલાવીએ છીએ' એક જાપાની સભ્યે ખુલાસો કરતાં મને જણાવ્યું હતું. પણ આવા શારીરિક કારણસર યુપ મને ગાંધી કહેતો હોય તે વાત સિત્તેર કીલો વજન ધરાવતી મારી કાયા જોતાં કેમે કરી મારા ગળે ઊતરી શકે તેમ નહોતી. ગાંધીજીના આદર્શો અનુસાર જીવન જીવતો હોવાનો ભ્રમ મારા સુષુપ્ત મનમાંય ક્યારેય જાગ્યો નથી. તો પછી આ શારીરિક અને માનસિક કારણો સિવાયનું એવું ત્રીજું કયું કારણ હશે ? કે પછી 'આણુવાલા' ને 'ગાંધી' કહેવામાં સનસનાટીનો કોઈ પ્રયોગ હશે કે શું ? યુપને મન હિન્દુસ્તાન એટલે ગાંધીનો દેશ. અને હું હિન્દુસ્તાની એટલે હુંય ગાંધી ! 'એય ગાંધી !' બૂમ પાડતી વખતે જાણે એ મને સંબોધતો હતો : 'એય હિન્દુસ્તાની !'

હું એને ગોરીલા કહેતો હતો તેના બે કારણ હતાં. એક એની ચાલ અને બીજું એના શરીર ઉપરના





બાલ. એ ચાલે એટલે આપણને એમ જ લાગે જાણે કોઈ ગેરો ગોરીલો ખમીસ પાટલૂન પહેરીને ફરવા નીકળી પડ્યો છે! એના છાતી ઉપરના લાંબા અને ગીચ વાળ જાણે ડાર્વિનના સિદ્ધાંતનું છડેચોક સમર્થન કરતા હતા. માથે ટાલ હોવાની દૈન્યગ્રંથિ એને કદાચ કાયમ સતાવ્યા કરતી હશે એટલે એ પોતાના ખમીસના બટન કાયમ ખુલ્લા રાખતો અને છાતીએ ઝૂકેલી 'ઝુંડની ઝાડી ઝાડી' એને પૂરતા પ્રમાણમાં ગુરુગ્રંથિ પૂરી પાડતી હતી.

*

ચુપના તરંગો પણ સનસનાટીભર્યા.

એક દિવસે કહે:

——ગાંધી, આ ધરતી ઉપર વસતા માનવોનો બાંધો તેમ જ તેઓની મુખમુદ્રા ભિન્ન ભિન્ન પ્રકારની શા માટે છે, જાણે છે?

મેં કહ્યું:

——એ તો પ્રકૃતિની ભૂમિતિ. ભગવાનના રેખાગણિતનાં અંતિમ કારણો આપણને હજી ક્યાં સાંપડ્યાં છે.



ચુપ ઉર્ફે ગોરીલા



આણુવાલા ઉર્ફે ગાંધી

મારો જવાબ એને સીધોસાદો લાગ્યો. એણે ચોખવટ કરતાં કહ્યું:

——આ ધરતી ઉપર વસતી પ્રજાઓના દેખાવ જુદા જુદા શા માટે છે તે હું તને પૂછું છું. ચીનાઓ, હબશીઓ અને યુરોપિયનોના ચહેરા સાવ નોખા નોખા શા માટે છે તે તું જાણે છે?

મેં કહ્યું:

——શા માટે?

એણે ખુલાસો કર્યો:

——આ ચીનાઓ અને હબશીઓ આ ધરતીના રહેવાસી નથી. એ લોકો કોઈ બીજા ગ્રહમાંથી આવેલા છે. એ લોકો જે રોકેટમાં આવ્યા હશે તે બગડી કે તૂટી ગયું હશે તેથી તેઓ ફરી પોતાને ગ્રહ પાછા જઈ શક્યા નથી. ધરતીના લોકના સમાગમમાં તેઓ પોતાનું વિજ્ઞાન વીસરી ગયા છે.

આ પ્રકારના સનસનાટીભર્યા તરંગો એના મનમાં અવારનવાર જાગ્યા કરતા અને હું 'રસપૂર્વક' તેનો આસ્વાદ લીધા કરતો.

ચુપનો ભાઈ માનસિક અવ્યવસ્થાને કારણે એકાદ વરસ પાગલખાનામાં સારવાર પામ્યો હતો. તેના

પાગલપણાનો વિષય છેડાયો એટલે યુપે જણાવ્યું.
—મારો ભાઈ આબીટૂર (જર્મનીની શાળાંત પરીક્ષા) પાસ છે. એ પોતાનો અભ્યાસ ઉઘાડા આકાશ નીચે કરતો. ઉનાળાનો સૂરજ તપતો હોય ત્યારે એ બહાર ઘાસ ઉપર જમાવતો અને પુસ્તકો વાંચતો. જાણે છે તેનું પરિણામ શું આવ્યું તે? એનું છટકી ગયું. જાણે છે તેનું શા માટે છટકી ગયું તે?
મેં પૂછ્યું:
—શા માટે?
એણે ચોખવટ કરી:
—એની ખોપરીમાં ભારે તરખાટ મચી ગયો. વાંચેલાં પુસ્તકોના વિચારો અને સૂરજનો પ્રકાશ: એ એની ખોપરીમાં પ્રવેશ્યા. પ્રવેશ્યા એટલે પ્રવેશ્યા! સૂરજનાં કિરણો અને પુસ્તકોનું જ્ઞાન: એ બેઉએ એની ખોપરીમાં તરખાટ મચાવી દીધો. ડૉક્ટરોએ બધી રીતે એને તપાસ્યો, પણ સૂરજનાં કિરણો એની ખોપરીમાંથી બહાર નીકળે તો એ સાજો થાય ને!

*

ધર્મ કે ભગવાનના અસ્તિત્વનો વિષય ગતિમાન થાય એટલે યુપનો ઘાંટો પોતાની પરાકાષ્ટાએ પહોંચે. ઘાંટો એટલે સ્વરની અતિશયોક્તિ: પણ ધર્મચર્ચા વખતે તો ઘાંટોય નવી અતિશયોક્તિની ભૂમિકા ઉપર બિરાજે. એના વિચારોમાં મૌલિકતા કેટલી હશે તે તો સંશોધનકારો જાણે, પણ વૈચિત્ર્યનું પ્રમાણ અધિક એ તો કોઈ પણ સામાન્ય જન સહજ અનુભવી શકે.
—ધર્મ એટલે ધંધો.
યુપ કહેતો.
—ધર્મ એટલે નીતિને નામે ચાલતી ચાલબાજી. ગાંધી, જાણે છે ઈસુ ખ્રિસ્ત કોણ હતો? એના જન્મ સમય દરમિયાન રોમન સૈનિકો નાટ્રસારેટનો કબજો ભોગવતા હતા. કોઈ રોમન અફસરે મારિયા ઉપર બલાત્કાર કર્યો હોવો જોઈએ નહિતર ઈસુ આ ધરતી ઉપર કેવી રીતે અવતરી શકે? બલાત્કાર કહું છું તેમાં હું મારિયાના ચારિત્ર્યનો બચાવ કરું છું. બાકી હું તો એટલી હદ સુધી માનું છું કે એ ગણિકાનો...
હું એને અટકાવી દેતો:
—બસ હવે બહુ થયું ગોરીલા!
એની આ ગણિકાપુત્રની થિયરીએ અનેક ધર્મિષ્ઠ કામદારોનો ક્રોધ સજાગ કર્યો હતો. સહુ લમણે આંગળી ચીંધી મને કહેતા:
—એ તો સાવ ચક્રમ છે આદમ, તું વળી એની વાતો કાં સાંભળે છે! પૂછ એને કે દર રવિએ એ દેવળમાં શા માટે જાય છે?

*

અમે રાતપાળી કરતા ત્યારે રાતના ત્રણ વાગે યુપ મને કાયમ કહેતો:
—ગાંધી, ઘેર જતાંની સાથે જ નાસ્તો કરીશ. જાણે છે હું રોજ શો નાસ્તો કરું છું?
—શો?
—આમલેટ, બે બાફેલાં ઈંડાં, બ્રેડ, બટર, બ્રાટવુર્સ્ટ, શિંકન, દૂધ, કૉફી, કાકાઓ, શ્નપ્સ, કનોબલાઉખ વુર્સ્ટ, જામ, બે ગ્લાસ રોટ વાઈન...
એના નાસ્તાની અનુક્રમણિકાને અટકાવી હું એને પૂછતો:
—અને સ્ટિંકકેઈઝે (ગંધાતું પનીર) પણ ખરું, કેમ ખરું ને?
એ પોતાના નાકનું ટેરવું વણસાડી કહેતો:
—બાહ! એ તે કંઈ ભાવે!
હું હસી પડતો.
આખા વરસ દરમિયાન મેં યુપને બ્રેડ અને પનીર સિવાય બીજું કશું ખાતા જોયો નથી.
એના નાસ્તાનું લિસ્ટ જો ભૂલેચૂકે મહંમદ બેગડાના વાંચવામાં આવી જાય તો એ જર્મની ઉપર ચઢાઈ કરી પોતાના હરીફનું નિકંદન કાઢી નાખે તેમાં કાંઈ આશ્ચર્ય નહિ.

*

—ગાંધી, માનવી કયા પ્રાણીમાંથી ઊતરી આવ્યો છે તે જાણે છે?
મેં સહજ રીતે ડાર્વિનનો ઉલ્લેખ કર્યો, પણ તે




નામ એને અપરિચિત હોય તેવો ભાસ થયો.
—હું માનું છું કે માણસ હિંસક પ્રાણીમાંથી ઊતરી આવ્યો છે. એનાં લક્ષણો જો : માંસાહારી, યુદ્ધખોર અને...અને...
માનવીનું ત્રીજું હિંસક લક્ષણ એ એકાએક વીસરી ગયો હોય તેવું લાગ્યું.
—માનવી મૂળભૂત આત્મખોર પ્રાણી છે, ગાંધી ! માણસનું માંસ કે ભૂંડનું માંસ : માંસ એટલે માંસ. લોહી લાલ જ હોવાનું ને ! ભૂંડનું માંસ આરોગું કે માણસનું માંસ ખાઉં : સરખી જ વાત છે. કેમ ખરું ને ગાંધી ?
મેં પૂછ્યું :
—પણ તું સવારે નાસ્તામાં શિંકન અને વુર્સ્ટ ખાય છે તે શું છે ?
તે બોલ્યો :
—હું પણ માનવી છું ! હિંસક પશુમાંથી ઊતરી આવેલો માનવી.

*

પ્લાસ્ટિકની ફેન્સી બાટલીઓ બનાવતા કારખાનામાં એ છેલ્લાં ત્રણેક વરસથી કામ કરતો હતો.
—ગાંધી, આ જોયું ?
એ પોતાના હાથ દેખાડતો : ખરજવા જેવી એને કોઈ બિમારી થયેલી હતી
—ગાંધી, આ રોગ મટે એટલે આ કારખાનાને વિદાય : કાયમ માટે. ફરી હું મારા વ્યવસાયમાં ! હું ભલો ને મારો વ્યવસાય ભલો !
યુપ વ્યવસાયે બેકર હતો. બાર વરસ લગી પોતાનો વ્યવસાય એ જાળવી શક્યો, પણ આ ચામડીના રોગે એને પોતાનો વહાલસોયો વ્યવસાય છોડવા મજબૂર કર્યો.
—તું ડૉકટરને ત્યાં કેમ જતો નથી ?
—છિટ્, ડૉકટરો કશું સમજી શકતા નથી. કોઈ કંઈ કહે છે તો કોઈ કંઈ, એ લોકો કહે છે : મારે ધૂમ્રપાન કરવું જોઈએ નહિ, કાફી પીવી જોઈએ નહિ, શરાબનો પણ ત્યાગ કરવો જોઈએ અને માંસ ખાવું જોઈએ નહિ. બોલ ગાંધી, એનો અર્થ એવો થયો કે મારે જીવવું જોઈએ નહિ !
છેલ્લાં ત્રણચાર વરસથી યુપ કોઈ સનસનાટીની રાહ જોઈ રહ્યો છે. પોતાનો રોગ ચમત્કારિક રીતે મટી જશે અને પોતે ફરીવાર બેકરીમાં બ્રેડ માટેનો લોટ ગોંદી શકશે ત્યારે એનો ધાંટો પોતાની હદ વટાવી નીરવતામાં પરિણમે તો નવાઈ નહિ.

*

'મિત્રા'

## લખેલું

લખ્યું 'તું મેં હા,
નહીં હવે કદી હું
કરીશ યાદ કોઈને અને
આ આંખથી આંસુ કદીયે સરશે નહીં.

લખ્યું 'તું લખેલું જ રહ્યું,
મેંયે કદી જાણ્યું નહીં.
ક્યારે કોઈની યાદમાં આંસુ સર્યાં
લખાયેલાં પાનાં સહુ ધોવાઈ ગયાં.

*

જિતુભાઈ પ્ર. મહેતા

# છેડે તેનું બીન

શબ્દોના અજોડ શિલ્પી અહીં એક એવી ગજબનાક વાર્તા લઈને આવે છે કે જેની ચોટ દિલના ઊંડાણ સુધી પહોંચે. અને છતાં દિલોના ધમસાણ તો એટલી હદે આમાં હિલોળા લે છે કે જાણે એમાં હીંચકવાનું બંધ જ ન કરાય વાર્તાકારની એ જ સાચી સફળતા ગણાય...

બહારવટીઆ જેસલના દિલમાં બીન સંતાયું હતું; કોઈએ એ બીનને ઓળખ્યું નહિ. જેસલના અનાચારો બધાએ સંભાર્યા. પાપની પ્યાલીમાં છ'નું ઝેર હતું પણ વસમા અનુભવનાં એ પાણીમાં, મેઘધનુષ્યના સાતે રંગો ઘોળાયા હતા. એમાં બરફના કટકાની જેમ અંગારા તરતા હતા પણ એ અંગારા પર મખમલી કુમાશ જળવાની હતી. અહંકારના નહોર વચ્ચે એ પ્યાલી ગોઠવાઈ હતી. અને જેસલના મનના બીનને, એ પ્યાલીએ આધું કરી દીધું હતું. અને એક દિવસ તોરલ રાણી જેસલનાં પાપ પાછળ તોરલે ડોકિયું કર્યું. કોઈ માનવજન્મ પાપી નહોતો. તોરલે જેસલના જુલમો, જેસલનું બહારવટું અને એની જાહલ જિંદગીને આઘાં કર્યા. જેસલે જે વસમો પંથ લીધો હતો, એની પાછળ એક ડખ હતો. જેસલના દિલનું બીન છેડે એવો સથવારો એને સાંપડ્યો નહોતો. અને એનું મન ચચડ્યું. સંગીત વેરનારો પછી સિતમ વેરી રહ્યો. જુલમ એ જેસલનું એક મોરું બન્યું.

પોતાને ઘેર માણકી ઘોડી ચોરવા આવેલા જેસલને તોરલે ઓળખી લીધો—નેનથી નહિ, અંતરથી. અને આ નારી એક નખલામાં ફેરવાઈ ગઈ. તોરલે જેસલના મનના બીનને છેડ્યું. અને જેસલને ધરમ સાંભર્યો. તોરલે બીન છેડ્યું અને એમાંથી સંગીત પ્રકટ્યું. છેડે તેનું બીન ! પણ એ છેડતાં આવડવું જોઈએ !

*

ગૌતમને, જેસલ–તોરલ અને બીનના વિચારોએ ઘેરી લીધો, એ માટે એક બીન જવાબદાર હતું. શહેરના રસ્તા પર એક ખટારો દોડતો હતો. એમાં જાતજાતનો સામાન હતો. એ સામાનમાં એક બીન હતું, ચોરબજારમાંથી શું આ સામાન મોટરખટારા પર લદાયો હતો ? સામાન વેચાવા જતો હતો ? ગૌતમ વિચાર કરતો હતો. અને ત્યાં એ મોટરખટારો હાંકનારાએ અકસ્માતથી ઉગરવા ખટારાને પગથી ભાંગી જોરથી વાળ્યો. હાંકનારો અને ખટારો બચી ગયા. પણ ખટારામાં બીન હતું એ, ઊથલી પડ્યું, જમીન પર પડ્યું. એના પર ખટારાનાં પૈડાં ફરી ગયાં. બીનનો નાશ થયો.

એ બીન કોનું હતું ? ગૌતમનું મન ભાંગેલા બીનનાં સંભારણાં, કલ્પનાથી એકઠાં કરી રહ્યું : બીનકાર મરણ પામ્યો હશે. એના ઘરમાંથી બીન મળ્યું હશે. એ બીન વેચાવા માટે બહાર આવ્યું હશે. બીનનો ઝંકાર જાગ્યો નહિ તો ય ગૌતમનું મન ઝમઝમ્યું.

બીનકારની જોરૂનું અવસાન થયું છે. મૃતદેહને ઠેકાણે પાડવા સગાંવહાલાંઓ હાજર થયાં છે. બીનકાર એની જોરૂની લાશની પરવા કર્યા વગર, હાથમાં બીન લઈ એના તાર છેડે છે ! વહેવારની દુનિયા એના પર ફિટકાર વરસાવે છે. બીનકારને શાણા સગાઓ ઘેરી લે : છોડ તારું આ સાજ. જોરૂને અમે કાંધે લઈએ છીએ. ચાલ, એનો અંત તો સુધાર.

બીનકાર કાંઈ બોલતો નથી. એ તાર છેડે છે. અને આસ્તેથી જણાવે છે:

'તમે મારી જોરૂને બાળવા લઈ જાવ છો. મારે એને એમ ને એમ બાળવી નથી. આયુષ્યની દોરી કપાણી. મારે એ કપાયેલી દોરીને સાંધવી છે. જોરૂને મારે જીવતી કરવી છે. તમે એને લઈ જાવ ! હું એને રોકી રાખીશ. તમે એને અગ્નિમાં મૂકો. મારે એને ચંદનના ચોકમાં બેસાડવી છે. તમે એની રાખ રાખો. મારે સજનીનાં જીવનની પ્રેરણા જિવાડવી છે.



જાવ હું એક નવો રાગ બાંધું છું. એ રાગનું નામ ને મારી જોરૂનું નામ એક જ રહેશે. મને માફ કરો ! હું સ્મશાને નહિ આવું.'

*

ગૌતમના મનમાં બીનના દીદારે અનેક ચિત્રો દોરી આપ્યાં. લાગણીના ઘેરામાંથી માંડ માંડ ગૌતમનું મન અલગ થયું. આજે રાતના એ યાત્રાએ જવાનો હતો. હિમાલયની એ યાત્રા હતી ! કૈલાસ અને માનસરોવર આંખમાં સમાવનારી એ યાત્રા હતી. ગૌતમ બેચેન હતો. ઘરની અંદર એ બેસતો ને એનું મન ઘરની બહાર જતું. એ બહાર નીકળતો ને એનું મન ઘરમા દોડી જતું. ગૌતમને લાગ્યું કે, એનો અજંપો એ કૈલાસને ચરણે ધરશે. ગૌતમને થયું કે, સૃષ્ટિનું મહાન સૌંદર્ય નીરખીને એનું દિલ ભરાઈ જશે, એને તૃપ્તિ થશે. એની બેચેની ઊડી જશે. ભાંગેલા બીનના દીદારને ભૂલી જઈને, એની મુસાફરીની તૈયારીમાં એ માંડમાંડ ગૂંથાયો.

*

હિમાલય પર ગૌતમના પગલાં થયાં. મોટાં મોટાં પતંગિયાંના જેમ વાદળાંઓ શિખરનાં સફેદ પુષ્પો પર બેસવા શું નીચાં ને નીચાં આવતાં હતાં ? સફેદ બરફ, સફેદ વાદળ અને સફેદ પર્વતમાળા. ગોરી સૃષ્ટિ રૂપ કાઢતી હતી—ટાઢુંબોળ રૂપ. ગૌતમની યાત્રા કૈલાસ અને માનસરોવર આગળ અટકવાની હતી. એની સાથે બીજા યાત્રિકો હતા ભોમિયાઓ હતા. પણ ગૌતમ એમને દૂર રાખતો. એમને એ નજરમાં રાખતો. પણ એ એકલો જ માર્ગ કાપતો.

પૃથ્વીના વિશાળ પટનો ગૌતમે એના મનમાં નકશો દોર્યો. માનવીઓના વસતિ ભલે વધે ! ભૂગોળ એના કરતાં વિશાળ જ દેખાવાની. ગૌતમે હિમાલયની ઊંચાઈએ થોડાં પક્ષીઓ દેખ્યાં. ફૂલના છોડ નીહાળ્યા. એનું દિલ પગતું થયું. એને લાગ્યું કે, એ માણસ નહોતો પણ એ ગરૂડરાજ હતો.

સૃષ્ટિના શણગારના પારાઓ, અહીં વેરાયા હતા, પણ એમાંનો કોઈ પારો સરળ નહોતો. એ રૂપ ક્યારેક બીવડાવે એવું બધું હતું ! દૃષ્ટિ સામે ચડાણ હતું એનો પાછળ શિખરો હતાં અને શિખરનું છોગું આકાશમાં ફરકતું હતું. આવી ઊંચાઈની કલ્પના કરવાનું કામ પણ અઘરું હતું.

ગૌતમ એક હતો; પણ એના બે ભાગ પડી ગયા. એક ગૌતમ સાથે બીજો ગૌતમ સંવાદ ઉપાડી રહ્યો : 'હવે તારી બેચેની દૂર થવાની ? તારે દુનિયાથી ભાગવું હતું ને ?'

બીજા ગૌતમે જવાબ વળ્યો : 'હા, મને સંસાર કડવો લાગે છે. બધે જ હું બેસૂરાઈ જોઉં છું. માણસો મને કડવાં લાગે છે. બધે જ વિખવાદ દેખાય છે. દરેકની કિંમત અને દરેકના ખરીદી. લાગણીનીય દુકાન ચાલે છે, પ્રીતનાય સોદા થાય છે. થાકયો છું, એવી દુનિયાથી.'

પહેલા ગૌતમે ઉલટ ચલાવી : 'આ હિમાલય શું દુનિયામાં નથી ? તું આ ભૂમિ પર કેવી રીતે આવ્યો ? કિંમત ચૂકવીને. તેં ભોમિયાનો સાથ લીધો. બીજા યાત્રિકોની હૂંફ લીધી. વહેવારની પીઠ પર ચડી તું આ સફર ખેડી રહ્યો છે. તને દુનિયાના માનવીઓનો સાથ ગમતો નથી એટલે તું આ સૂની ભૂગોળ ઢૂંઢી રહ્યો છે ? ગૌતમ ! આ પૃથ્વી, સૃષ્ટિનું આ સૌંદર્ય, આ હિમાલય, આ કૈલાસ અને આ માનસરોવર માનવીના સાથ વિના નકામાં છે ! નજર વગર આ સૃષ્ટિસૌંદર્યને એકારી ભોગવવી પડે ! માનસરોવરમાં હંસ ભલે તરે ! પણ માનવીની આંખમાં માનસરોવર ચળકે છે ત્યારે જગતને જાણ થાય છે, પૃથ્વીનાં આ અલગ થયેલાં રૂપની. પૃથ્વીનું રૂપ અને જગતનો સંબંધ બાંધનાર માનવી છે. માનવીઓનો સથવારો તેં કડવો કર્યો છે, એ નબળાઈ તારી છે. વાતવાતમાં તને ભાગી જવાની આદત પડી છે. વાસ્તવિકતાને તું વેરણ સમજે છે ! પણ એ વાસ્તવિકતા વિના તારી જિંદગી પણ રણકતી નથી. ભાગવું હોય એટલું ભાગ પણ આખરે તો તારે



માનવસમુદાય વચ્ચે જ વસવાનું છે. ત્યાંથી કૈલાસ ગોતવાનું છે. માનસરોવર પણ ત્યાંથી હાથ કરવાનું છે.'

*

બીજા ગૌતમને પહેલા ગૌતમની આ વાત ગમી નહિ : 'મને શું પડી છે ? મને એકાંત આપો. આવી સૃષ્ટિ આપો. હું મારા રૂદિયાનું સંગીત છેડીશ. દુનિયાના ચોપડામાં મારે મારું નામ લખાવવું નથી.'

પહેલા ગૌતમે હસીને કહ્યું : 'તારો જન્મ થયો કે તરત જ દુનિયાના ચોપડામાં તારું નામ લખાઈ ગયું છે. આનો અધિકાર એકલા તારા પર નથી. તું તારી ધૂણી ચેતવીને, એકલો બેસી જઈશ તો ય તારામાં જે લાગણી છે, એ લાગણી આખરે તો માનવકુળ આસપાસ આંટા મારશે, દુનિયાથી દૂર નાસી જવાની તારી અદા લાંબી ટકશે નહિ. માનવઉરની તને જરૂર પડશે જ.'

બીજા ગૌતમે દલીલ કરી : 'મારું પોતાનું ઉર એ શું માનવઉર નથી ? મારા ધબકારે હું જીવન જીવવાનો છું. મારી બેચેનીના મૂળમાં પરાયાં માનવઉરો છે. એમને હું ટાળી દેવા માગું છું.'

પહેલા ગૌતમે સંભળાવ્યું : 'બીનનો તું આશક છે, બીન એમ ને એમ પડ્યું રહે તો, એમાંથી સંગીત જાગતું નથી. એને છેડવું પડે છે. તાર સાથે સ્પર્શ કરવામાં આવે તો જ બીન બોલે છે. તું એક બીનના જેવો છે. એ બીન તો જ બોલે, જો એને કોઈ બીજું છેડે તો. આ સૃષ્ટિસૌંદર્ય એવો સ્પર્શ કરી શકશે નહિ. સૃષ્ટિસૌંદર્ય જરૂર તારા તાર દુરસ્ત કરશે. પણ આ રૂપ પાસે જીવતી જાગતી નખલી નથી !'

બીજો ગૌતમ અકળાઈ ગયો : 'હું મારી બેચેની ભાંગવા અહીં આવ્યો છું. આવી વસમી વાતો કરીને તું મારી આ રૂપાળી યાત્રામાં શીદને કાંટા વેરે છે ? જો ! આપણે કૈલાસની પાસે આવી ગયા છીએ. ઘડી બે ઘડીમાં માનસરોવરનો ચળકાટ દેખાશે. મારી બેચેની હું એમાં ડૂબાડી દઈશ.'

પહેલા ગૌતમે ટાઢથી થીજીને કંપતા સ્વરે સમજાવ્યું : 'હું તને વધુ નહિ કહું. આટલું જ કહીશ. કૈલાસ તારા કાળજામાં હશે તો જ આ કૈલાસની યાત્રા ફળદાયી થશે. તારે હૈયે તીરથ હશે તો તને માનવ-સમુદાયમાંથી શાંતિ મળશે. મને રજા આપો. હું જાઉં છું. મારાં વેણને માનસરોવરમાં ડુબાડવાં હોય તો ડુબાડી દેજે.'

માનસરોવર...કૈલાસ...સ્વર્ગનું આસન. ગૌતમ અને બીજા યાત્રિકો માનસરોવરનાં દર્શન કરીને પાવન થયા. સહુએ અહીં થાણું નાખ્યું પણ ગૌતમે બધાંથી દૂર એની રાવટી નાખી. અને જ્યારે એ એકલો પડ્યો ત્યારે એણે એના મનની બંસીને બજવા દીધી.

*

દૃશ્યનાં સૌંદર્યનો અહીં છેડો આવ્યો. ગૌતમનું હૈયું થનગન્યું...અને ગૌતમનાં નયને, હંસોના રૂપની આરતી ઉતારી. હંસલા તરતા હતા. હંસ એનું રૂપ બતાવતો હતો પણ પાસે હંસી હતી ! એકલો હંસ તરી જ જાણતો હતો. ગૌતમે હંસોનું આ જીવન નીરખ્યું. વધુ ને વધુ આ હંસજીવન એ નોંધી રહ્યો. હંસ મોતીનો ચારો કરતા હતા કે નહિ એ ગૌતમે જોયું નહિ પણ મોતી જેવા માનસરોવરનાં પાણી એ પીતા હતા. ગૌતમની આંખ સરોવર પર જડાઈ ગઈ. કલાકો ગયા. આમ તેમ ફરવાની પળો આવી અને ગઈ. ગૌતમની નજર ફરીફરીને માનસરોવર પર પથરાણી હંસલાનું જીવન એની કીકીઓમાં સમાવા માંડયું.

હંસ અને હંસી સાથે રહીને લહેર કરતાં. એક વાર આ જોડી સંવનન કરતી હતી ત્યારે એક બીજો હંસ સરી આવ્યો. એ હંસલો આ હંસીનું રૂપ દેખીને તરી આવ્યો. અને બે હંસો વચ્ચે પાણીમાં તકરાર થઈ. માનસરોવરનાં પવિત્ર જળ પર પ્રણયની આ વઢવાડ તરી. હંસીએ બે હંસોની તકરાર અલગ

રહીને નીરખ્યા કરી. બે હંસો એટલું લડ્યા કે બંને લોહીલુહાણ થયા. માનસરોવરનાં મોતી જેવાં પાણીમાં શોણિતમાં રાતાં ટીપાં ભળ્યાં. ગૌતમની આંખ બિડાઈ ગઈ. એ તો એની બેચેની ડૂબાડવા અહીં આવ્યો ને માનસરોવરનાં જળ ઉપર હંસોની બેચેની જીવતી હતી!

*

ગૌતમને વધુ ને વધુ સમજાતું ગયું કે, રૂપના ખોળાની અંદર પણ જીવનનો કલહ કચવાટ કરતો હતો.

અને ગૌતમે ઉપર નજર કરી તો, સ્થળાંતરી પક્ષીઓની હારની હાર દેખાઈ. એ પક્ષીઓ સમૂહમાં ઊડીને ચર્ચા શીદ કરતાં હતાં? એ પંખીઓ સ્થળ શા માટે બદલતાં હતાં? ગૌતમની અંદરના બીજા ગૌતમે એકાએક સંભળાવ્યું: 'આ પંખીઓ ખોરાક માટે સ્થળફેર કરે છે. સાથે રહીને તેઓ તેમની સહુની રક્ષા કરે છે. શિકારી પક્ષીઓની ચોટમાંથી ઉગરવા, તેઓએ આ બળ એકઠું કર્યું છે. તારી સાથે વાત નહિ કરવાનું મેં વચન આપ્યું હતું તો ય એ વચન હું ભાંગીને તારી નજર સામે જીવનનો નકશો દોરું છું.'

અને બીજો ગૌતમ આ પછી મૂંગો થઈ ગયો...

અને ગૌતમની આંખ હિમાલયનાં ખોબેખોબે રૂપ પીવા લાગી. એની આંખ ધરાઈ ગઈ, પણ એનું અંતર ધરાયું નહિ. એની બેચેની પર હિમાલયની કારી ફાવી નહિ.

અને ગૌતમની હિમાલયની યાત્રા પૂરી થઈ. એ એનાં વતનમાં આવ્યો.

*

ગૌતમને એના મિત્રોએ સવાલોથી ઘેરી લીધો:

'કૈલાસ કેવું?'

'શંકર કળાયા?'

'હંસનું પીંછું લાવ્યો?'

'શિલાજિત માર્યો કે?'

'કસ્તુરીમૃગ જોયો?'

ગૌતમે ઉત્તર દીધો: 'હિમાલયમાં હું ભૂલો પડ્યો. ત્યાંથી હું લઈ આવ્યો છું, રૂપ અને હૃદયની વિચિત્રમાં વિચિત્ર છબી.'

ગૌતમે એની બેચેનીની વાત કોઈને કરી નહિ. એને લાગ્યું કે બેચેની એમ વેડફવા જેવી નહોતી. બેચેની ડૂબાડી દેવા જેવીય નહોતી. ગૌતમે એના ઉરના ઉઝરડા ઉમંગથી ઉરમાં રાખી મૂક્યા. જીવનના લિસોટા પાછળ ઉઝરડાએ વાસ કર્યો.

ગૌતમ કલાકારો સાથે ભળ્યો. એ કલામાંથી એને હૈયાનો હિમાલય જાણવા મળ્યો. કલાકારો શું જાળવતા હતા? એકમાત્ર માશુકની લટ? નહિ! કલાકારો એવી ક્ષણને રોકતા હતા કે જેમાં યુગ બંધાયો હતો!

જીવનના તાપથી ભાગનારો ગૌતમ હવે તાપ વચ્ચે ઊભવા માંડ્યો. એના જિગરમાં જોશ આવ્યું.

અને ગૌતમના એક જૂના મિત્ર મધુકરે ગૌતમ પર એક કાગળ લખ્યો. કાગળમાં ઘણી ઘણી વાતો હતી. મુદ્દાની વાત આટલી હતી: મધુકરે લગ્ન કર્યાં હતાં. લગ્ન પછી માંડ માંડ જરા દૂરના એક શહેરમાં મિત્રે મકાન મેળવ્યું હતું. બંને જીવનનો તહેવાર માણતાં હતાં અને મધુકરને એકદમ ગૌતમ સાંભર્યો હતો. કારણ કે મિત્રે ભૂતકાળમાં જણાવ્યુ હતું કે, લગ્ન પછી એ ઘર માંડશે ત્યારે ગૌતમને એ મહેમાન બનાવશે. આગ્રહના ઘણા ઘણા શબ્દો હતા. અને છેવટે મધુકરે લખ્યું હતું કે એની પત્ની જાણવા માગતી હતી કે, પતિના દોસ્તો કેવા છે?

ગૌતમ, આગગાડીમાં બેઠો. આગગાડી આખરે મુકામ પર આવી અને ગૌતમ જવા માંડ્યો, મધુકરનાં ઘર ભણી. મધુકરને એણે પત્ર લખ્યો નહોતો. એટલે મધુકર તેડવા આવ્યો નહોતો. એની પાસે સરનામું હતું એટલે ગૌતમે ઘર ગોતી કાઢ્યું. ગૌતમે બારણું ખખડાવ્યું. મધુકરનું નામ પોકાર્યું. મધુકર ઘરમાં નહોતો.

*



પણ મધુકરના ઘરનું બારણું ઊઘડ્યું. ગૌતમે એને જોઈ. ગૌતમનો અવાજ ફૂટ્યો ; ' સરલા, તું અહીં ? ' સરલાએ સામો સવાલ કર્યો : ' ગૌતમ, તું અહીં ? '

ગૌતમને ખબર નહોતી કે મધુકરે સરલા સાથે લગ્ન કર્યાં હતાં. સરલાને જાણ નહોતી કે, મધુકરનો મિત્ર ગૌતમ મહેમાન તરીકે આવતો હતો.

ગૌતમે સવાલ કર્યો : ' સરલા જૂના દિવસો યાદ આવે છે ? '

સરલાએ એને અટકાવ્યો : ' તમે એ મરી ગયેલા દિવસો સંભારો નહિ. '

' એમાં ગભરાય છે શીદ ને ? હવે હું તને ક્યાં પરણવાનો છું ? હા, એ વખતે મારું દિલ તારા પર હતું. આપણે નક્કી પણ કરેલું, સરલા ! એ દિવસોને હું કરમાવા નહિ દઉં. '

વર્ષો પછી ગૌતમે સરલાને જોઈ. એને શું ખબર કે, જે મિત્રને ઘેર એ મહેમાન થવા જતો હતો, એ મિત્રની પત્ની સરલા હતી !

ભૂતકાળનું રેશમ સ્મૃતિમાં ગૂંથાવા માંડ્યું. સરલા અને ગૌતમ જુદાં રહ્યાં. સંજોગો એમની વચ્ચે આવ્યા. અંતરાય વધ્યો. બંનેના મન ટલ્લે ચડ્યાં. ગૌતમ લગ્નની જવાબદારીમાંથી ભાગતો રહ્યો. બંને સ્પષ્ટ વાત કરી શક્યાં નહિ એટલે અલગ રહ્યાં. અને વરસો વરસી ગયાં.

સરલાએ જણાવ્યું ; ' એ આવી પહોંચશે...' ગૌતમે સમજાવ્યું : ' સરલા, માઠું ન લગાડતી. હું જાઉં છું. મધુકરને હું પત્ર લખીશ. હું ચાલી જાઉં એમાં જ મજા છે. રજા લઉં છું. '

*

સરલા કાંઈ બોલે એ પહેલાં ગૌતમ ચાલી ગયો. અને થોડા કલાકો પછી ગૌતમે આગગાડી પકડી. ડબ્બાની બારીમાંથી ગૌતમે દોડતાં દૃશ્યો જોવા માંડ્યાં. હવે આગગાડી ભાગતી હતી. એની વૃત્તિએ ભાગેડુ બનવાની ના ઠરાવી હતી.

ગૌતમ ફરી વ્યવસાયમાં ગૂંથાયો. કાર્યમાં ડૂબ્યો. માનવીઓનો એને સથવારો મળ્યો. હમદર્દીનું સંગીત એ શીખવા માંડ્યો. હમદર્દીની માત્રા એને હેતાળ લાગી. પણ એણે એની જીભને છૂટી મૂકી નહિ.

ગૌતમને સમજાયું કે, અનેક હૈયાંઓમાં બીન હતું. પણ એ બીનમાંથી ઝંકાર તો જ જાગતો, જો એને કોઈ છેડે.

મનના એ બીનને ગોતવું અઘરું હતું. ક્યારેક એ વસમું હતું. વ્યથાના સંગ વિના બીનના એ તાર ઝણઝણતા નહિ. વ્યથાની એ યાત્રામાં કલાનું તીર્થ છુપાયું હતું.

ગૌતમ ઘરમાં રહ્યો, સંસારમાં વસ્યો. માનવકુળમાં ગૂંથાયો. હમદર્દીના સ્વરોમાં ડૂબ્યો. અને એની બેચેનીમાંથી એને બીન સંભળાયું.

★

**જેઠાલાલ ત્રિવેદી**

## રણધીર

દુર્જનવદન–ચાપે ચપો ચપ ચઢી છૂટે
વિષભર્યાં તીર, વીંધે સર્વનાં શરીર;
ક્ષમાઢાલ સજી તેને બુઠ્ઠાં પણ કરી નાખે;
વિષ મંદ સ્મિતે ધોઈ સાચો રણધીર.

★

અનુ. કંચનરાય દેસાઈ

# માખીમારની વધુ જાત

માખીમાર કુટુંબનો પરિચય જયા અંકમાં શરૂ થયેલો તે જ કુટુંબની થોડી વધુ જાતો આ અંકમાં આપવામાં આવે છે જે દરેકને એક સરખી ઉપયોગી થઈ પડે. માખીમાર વિષે જાણવાની વધુ ને વધુ ઇંતેજારી સંતોષાશે...

### ખાખી માખીમાર

ચકલી જેવડા જ કદના આ ખાખી માખીમારની પીઠ ઉપર ધુળીઓ કથ્થાઈ કે પીળાશ પડતો રાખોડી રંગ આવે છે. અને પેટાળ ધોળાશવાળું રહે છે. તેના માથા ઉપર પાતળી કથ્થાઈ લકીરો આવે છે એ જ પ્રમાણે ઉપલી છાતી ઉપર પણ લકીરો જણાય છે. જ્યારે તે બેઠો હોય ત્યારે બહુ સીધી બેઠક બેસે છે. અને તે વખતે તેની પૂંછડી ફાટેલી જણાય છે. સ્વભાવે શરમાળ હોવાથી તે પોતાની ખુલ્લી જગ્યાની બેઠક ઉપરથી તરત જ ઊડી જાય છે. હવામાંથી જીવાત પકડી લેવામાં બહુ ચપળ રહે છે. અને તે પકડીને પાછો એ જ અડ્ડે આવીને બેસે છે. બાગ બગીચા અને ખેતીવાડીમાં તથા વનમાં તેનો વસવાટ છે. નરમાદાના રંગમાં તફાવત આવતો નથી.

આ પંખીનો રંગ બહુ તરત નજરે ચડે એવો ન હોવાથી તે નજરમાં પડતું નથી. યાયાવર પંખી હોઈ તે પ્રજનન માટે ઈરાન અને કાશ્મીર તરફ ચાલ્યું જાય છે. અને શિયાળો બેસતાં આપણે ત્યાં તમામ જગ્યાએ આવી પહોંચે છે અને આપણા મચ્છર, માખી અને એવી ઝીણી જીવાત ઊડતાં જ પકડીને પેટ ભરે છે.

ખાખી માખીમારને અંગ્રેજીમાં The eastern spotted flycatcher કહેવાય છે અને Muscicapa striata neumanni (Poche) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

### રાખોડી પીળો માખીમાર

ચકલીના કદ કરતાં નાના કદના આ માખીમારનું માથું, ગરદન અને છાતી રાખોડી રંગની હોય છે. પેટાળ ઉપર પીળો, પીઠ અને પાંખ લીલાશ પડતી પીળી અને પૂંછડી કથ્થાઈ રંગની રહે છે. તેનો વસવાટ મોટા બગીચા આંબાવાડીઆં અને જંગલમાં છે. આ પંખી બહુ તરવરાટીયું અને નાજુક બાંધાનું છે. જ્યાં ફરતું હોય ત્યાં તેનું મીઠું સંગીત વારે વારે સાંભળવામાં આવે છે. શરમાળ હોવાથી તે પોતાનો ચારો ઘાટી વનરાજીમાં રાખતું હોવાથી જલદી જોઈ શકાતું નથી. એ ઉપરાંત એક ઠેકાણે તે લાંબો વખત રોકાતું નથી. વળી બેઠેલું દેખાય ત્યારે તે પોતાના દેહને સીધો રાખી બેઠેલું જોવામાં આવે છે.

આ માખીમાર મારા જોવામાં માત્ર એક વખત આવ્યો છે. એ સમયે તેની જોડી ફરતી હતી. આથી એમ સમજાય છે કે ચોક્કસ દર શિયાળે આવતો લાગતો નથી અને કેટલેક ઠેકાણે તો બહુ જ દુર્લભ છે. વળી ફરતો રહેતો હોવાથી એક જગ્યાએ લાંબો વખત ગાળતો પણ નથી. તેની માદા તથા નર લગભગ એક સરખા રંગનાં હોય છે. અને પોતાનો ચારો જે ઊડતી જીવાતનો છે તે ઊડતાં જ પકડીને ખાય છે.

પશ્ચિમ અને ઉત્તર પશ્ચિમ ભારતમાં તેનું પ્રજનન થાય છે અને સૌરાષ્ટ્રમાં તે સ્થાનિક પ્રવાસી ગણાય છે પણ કચ્છનો પ્રદેશ તેણે પસંદ કર્યો નથી.

રાખોડી પીળો માખીમાર અંગ્રેજીમાં The greyhead flycatcher કહેવાય છે અને Culicicapa ceylonensis calochrysea (oberholser) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

### નાચણ

લગભગ ચકલીના કદનો નાચણ ઓળખવા માટે વધારે વખત લાગતો નથી કારણ કે તે વારે વારે પોતાની પૂંછડી પહોળી કરીને પંખો બનાવે છે આથી

ઘણા તેને પંખાને નામે પણ ઓળખે છે. જ્યારે તે પૂંછડી પહોળી કરે છે ત્યારે તેની પૂંછડીમાં વચ્ચે બે કાળાં પીછાં દેખાય છે અને પડખેનાં સફેદ દેખાય છે. તેની આંખનાં નેણ કપાળથી શરૂ થઈ બોડ સુધી ધોળી પહોળી પટ્ટીમાં જણાય છે. ઉપરના ભાગ ઉપર કાળાશ પડતો રંગ અને અંદર નાનાં સફેદ ટપકાં હોય છે. આ ટપકાં પાંખમાં જોવામાં આવે છે. ચાંચ અને પગ ટૂંકા અને કાળા રંગે રહે છે અને આંખો પણ કાળાશ પડતી હોય છે. નાચણને જોતાં જ પહેલી નજરે આપણને તે બહુ નાજુક અને લાંબા દેહવાળું પંખી જણાય છે. ઘણી વાડીઓમાં તાર ઉપર બેઠેલું જોવામા આવે છે જે વખતે એક ઠેકાણે નહીં બેસે પણ જીવાત પકડવા ઊડશે. ભોંય ઉપરથી લઈ લેતા જોવામાં આવશે. અને વારે વારે પૂંછડીનો પંખો કર્યા કરશે. તેમાં ઘણી વખત તે પાંખો પણ ઊઘાડતાં દેતાં જોવામાં આવે છે. નરમાદાના રંગમાં જરાય તફાવત આવતો નથી. નાચણનું અવલોકન કરવાની બહુ ગમ્મત આવે છે. તેમાં તે ઘણી વખત પૂંછડીને ઊંચી કરીને તો ઘણી વખત નીચી રાખી પંખો બનાવીને પોતાની મીઠી સીટી દેતાં સંભળાય છે. આમ તો સ્વભાવે તે શરમાળ નથી પણ લાંબો વખત આપણને જોતાં માલૂમ પડી જાય તો તે ત્યાંથી ભાગે છે. શિયાળામાં તે સ્થાનિક પ્રવાસ કરી નાખે છે. તેને પાણી અને ઘાટી વનરાજી વસવા માટે પસંદ છે. પણ ઉનાળામાં તેની જોડી બંધાઈ જાય છે અને તે સમયે તે પોતાના વસવાટની જગ્યા નક્કી કરીને ત્યાં જ વસવાનું શરૂ કરે છે અને નર માદા એક બીજાને પોતાની ચી...ચી,.....ચી વીચી............વી. એવી સીટી બજાવી બોલાવ્યા કરે છે.

કચ્છ સિવાય તો સૌરાષ્ટ્રમાં તે જ્યાં વસતું હોય ત્યાં હમેશ દેખાય છે અને વળી શિયાળામાં તો તે લગભગ ઘણે ઠેકાણે જોવામાં આવે છે. ગુજરાતમાં અને સૌરાષ્ટ્રમાં ગીરનાં વનમાં તેની સંખ્યા વસે છે. અને ઊભું વરસ જોવામાં આવે છે.

નાચણ પોતાનો માળો જે ખુલ્લી ડાળી ઉપર બાંધ્યો હોય તેમાં એક ગાંઠ પડી ગઈ હોય એવો જ જણાય છે. જે માળામાં રેસા અને ઘાસ વાપરી સરસ મજાનો વાટકો બનાવે છે. તેની બહારની દિવાલ ઉપર કરોળીયાનાં જાળાંથી આબાદ મઢેર કરીને બરાબર તેની આગળ પડતી ડાળીના રંગ સાથે મેળવી દે છે. આ ડાળી આડી આવતી હોય છે. આવા વાટકા જેવા માળામાં સેવણે બેઠેલું પંખી નીચેથી બરાબર વરતાય છે. અને પોતાના તાલકાનાં પીંછાં ચડાવે છે. અને માળામાં દબાવવાની કોશિષ કરે છે ત્યારે પૂંછડીને નીચે દબાવે છે. સામાન્ય રીતે તે બહુ ઊંચો માળો બાંધવાની ખાસિયત ધરાવતો નથી. તેના માળામાં આછા પીળા રંગ અને થોડાક આછા કથ્થાઈ ડાઘાવાળાં બનતાં સુધી ત્રણ ઈંડાને નર માદા બંને સેવણની ફરજ બજાવે છે.

નાચણનો ખાસ આહાર માખી મચ્છર અને બીજાં ઊડતા જીવડાંનો છે. વૃક્ષની છાલ અને પાંદડાં ઉપર બરાબર નજર નાખ્યા સિવાય તે બીજા વૃક્ષ ઉપર જીવાત શોધવા જતું નથી.

અંગ્રેજીમાં નાચણને The white-browed fantail flycatcher કહેવાય છે અને તેનું વૈજ્ઞાનિક નામ Rhipidura aureola aureola (Lesson) એમ કહેવું જોઈ એ.

### ભારતીય રાતો માખીમાર

ચકલી કરતાં કદમાં નાના આ રાતો માખીમારનો રંગ પીઠ ઉપર રાખોડી કથ્થાઈ અને પેટાળ ધોળાશ પડતું ગળું, છાતી અને બાજુ રાખોડી કથ્થાઈ લકીરો અને ટપકાથી અંકિત હોય છે. આંખ ફરતી ઝાંખી ગોળ લીટો દેખાય છે. પૂંછડી ઘેરી કથ્થાઈ પણ કોર ઝાંખી રહે છે. નરમાદા બંને સરખાં રહે છે. આ દુર્લભ રાતો માખીમાર કદાચ ડાંગમાં આપણે ત્યાં વસતો હોવા સંભવ છે. બાકી તો પૂર્વ એશિયાથી જાપાન અને આખા ભારતના ડુંગરાળ પ્રદેશમાં તે વસે છે. મે, જૂન માસમાં વાટકા જેવો મોસ અને લીંચનનો





માળો અને તેમાં મૂળીઆં, પીંછાં અને રેસા વાપરી પથ્થરીઆ રંગની જમીન ઉપર રતાશ પડતાં ટપકાંવાળાં ઈંડાં મૂકે છે અને જીવાતનો આહાર ઊડતી હોય ત્યારે ઊડીને કરે છે.

ભારતીય રાતા માખીમારને અંગ્રેજીમાં The indian brown flycatcher કહે છે અને તેને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Muscicapa latirostris (Raffles) એમ કહેવું જોઈએ.

## લાલપુચ્છ માખીમાર

ચકલી કરતાં નાનો લાલપુચ્છ માખીમાર પીઠ ઉપર લીલાશ પડતો કથ્થાઈ પાખના મોટાં પીંછાં કથ્થાઈ કોરે રતાશ પડતાં લંલા પીળા રહે છે. પૂંછડી ચેસ્ટનટ રંગની દુમ અને પેટાળ સફેદાઈ ઉપર અને આંખ ફરતી ધોળી કોર જોવામાં આવે છે. નરમાદા તફાવત વગરનાં આવે છે. સ્વભાવે ખૂબ શરમાળ છે અને જંગલવાસી છે એટલું જ નહીં પણ ઊંચા વૃક્ષની પણ ઊંચી ડાળી ઉપર ફરવાનું પસંદ કરે છે. આગળ જોઈ ગયા અને આ બંને માખીમારો સૌરાષ્ટ્રમાં કદાચ દેખાતા હોય.

તેનું પ્રજનન હિમાલયમાં થાય છે અને શિયાળો ગાળવા ભારતના ઘણા ભાગોમાં આવે છે. એકાદ વખત તે આબુમાં દેખાયાનો દાખલો છે. મેં આ બંને માખીમારને જોયા નથી.

લાલપુચ્છ માખીમારને અંગ્રેજીમાં The rufoustailed flycatcher કહે છે અને Muscicapa ruficauda (Swainsan) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

## પીરોજી માખીમાર

ચકલી જેટલા કદનો આ પીરોજી માખીમારનો રંગ ચળકતો લીલો ભૂરો છે પણ આંખ આગળ તે કાળો જણાય છે. માદા એટલા બધા ચળકતા રંગની આવતી નથી એ ઉપરથી માદા વરતાય છે. સ્વભાવે કોઈક વખત એકાકી બતાઈ આવે છે. અને તેનો સ્વભાવ ખુલ્લી જગ્યામાં બેસવાનો છે જ્યાંથી તે તેની 'ટીફ્ ટીફ્' કડક સીટી બજાવ્યા કરે છે. અને પોતાની પૂંછડીને ઊંચે નીચે કર્યા કરે છે. એ ઉપરાંત તેને ડુંગરાળ મુલક વસવા માટે પસંદ છે.

ગુજરાતમાં તે શિયાળામાં જોવામાં આવે છે. પણ સામાન્ય રીતે તો તેને જોવો મુશ્કેલ છે. પ્રજનન હિમાલયમાં કરે છે જ્યાં તે મારા જોવામાં આવ્યો છે. અને ભારતમાં શિયાળામાં ઘણે ઠેકાણે જોવામાં આવે છે.

પીરોજી માખીમારને અંગ્રેજીમાં The verditer flycatcher કહે છે અને Muscicapa thalassina (Swainson) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

## પહાડી પંખો

ચકલી જેટલા જ કદના પહાડી પંખાને ઘણા પહાડી નાચણ પણ કહે છે. એની બધી ખાસિયત આગળ જોઈ ગયા તે નાચણ જેવી જ છે પણ તે જુદો. માત્ર તેની પાતળી ધોળી નેણ અને છાતી ઉપર નજીક નજીક ગોઠવાએલા ડાઘા છે. બાકી માદા પણ તે જ રંગની આવે છે. વળી તે ડુંગરાળ મુલકનું વસવાવાળું છે તેની સાથે વનરાજી પણ જોઈએ ખરી. આખા ભારતમાં તેની વસ્તી છે અને ગુજરાતમાં તે વડોદરામાં અને દક્ષિણ ગુજરાત ઈડર અને માઉન્ટ આબુ ઉપર દેખાય છે અને ત્યાં જ વસે છે, તેનો માળો બનાવવાની રીત પણ નાચણ જેવી જ હોય છે.

પહાડી નાચણને અંગ્રેજીમાં The white spotted fantailed flycatcher કહેવાય છે અને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Rhipidura dectoralis (Hay) એમ કહેવું જોઈએ.



સ્ત્રીઓ હમેશાં બે કામમાં આગળ પડતી રહે છે: એક તો પુરુષના સુખમાં ભાગ પડાવવામાં અને બીજું પુરુષના દુઃખમાં વધારો કરવામાં.



રાકેશ પંડ્યા

# થાલિડોમાઇડ

જેની ઝેરી અસરને કારણે જગતમાં હજારો બાળકો હાથ–પગ વિનાનાં અને ખોડખાંપણવાળાં અવતર્યાં તે ખતરનાક દવા વિષે 'ન્યૂ ટાઈમ્સ'માં આવેલા અંગ્રેજી લેખને આધારે તૈયાર કરેલો આ લેખ આપણા દેશના સજાગ પ્રજાજનો માટે પણ એટલો જ જરૂરી છે...

આજકાલ ભારતના બજારમાં નકલી દવાઓ અંગે જબરજસ્ત ઉહાપોહ મચ્યો છે. દવાઓનું નિયમન કરતાં સરકારી ખાતાંઓએ આ અંગે કડક પગલાંઓ લેવા માંડ્યાં છે.

ભારતમાં નકલી દવાઓના દૂષણ પાછળ રાક્ષસી નફાખોરીની વૃતિ રહેલી છે. લોકોના આરોગ્યને ભોગે રાતોરાત તાલેવર થઈ જવાનાં સપનાં જોનારા, હૃદયહીન વેપારીઓ આવી અધમ યુક્તિઓ આચરે છે.

પરંતુ આવું માત્ર ભારતમાં જ બને છે તેવું નથી. જગતના અન્ય મૂડીવાદી દેશોમાં પણ રાક્ષસી નફાખોરીની વૃત્તિ ખૂબ વકરેલી છે.

બેલ્જીયમના લીજ શહેર પાસે આવેલા નાનકડા નગર રેકાર્ટમાં એક રોમાંચક મુકદમો ચાલી ગયો બેલ્જીયમના સમગ્ર ઇતિહાસમાં આવી જાતનો મુકદમો કદી અદાલતને આંગણે આવ્યો નથી.

એક મા પર તેના બાળકને મારી નાખવાના આરોપસર કામ ચાલી રહ્યું છે. તેની સાથે આ સ્ત્રીની સાસુ, નણંદ અને એક સ્થાનિક તબીબને પણ તહોમતદારો બનાવવામાં આવ્યાં.

પરંતુ ખૂબી એ છે કે આ શહેરના લોકોની સહાનુભૂતિ આ માતા અને અન્ય આરોપીઓ સાથે હતી. બેલ્જીયમના બધા આરોપીઓને તત્કાલ મુક્ત કરવાની માગણી કરતી અરજી કરી.

તહોમતદારોને છોડી મૂકવા માટે લોકો સામે ચાલીને માગણી કરે તે બેલ્જીયમના ઈતિહાસમાં નવી જ ઘટના છે. એવું તો શું બન્યું છે કે લોકો ન્યાયને પક્ષે નહીં પરંતુ તહોમતદારોને પક્ષે છે?

સુસાન નામની એક ખૂબસુરત અને તંદુરસ્ત યુવતીએ ૧૯૬૧ના માર્ચ મહિનામાં એક નોએલ વાન્ડ્રેપુત સાથે લગ્ન કર્યાં. બંનેનું લગ્નજીવન સુખી હતું. થોડા વખતમાં જ સુસાનને મહિના રહ્યા. સગર્ભાવસ્થામાં સુસાનની તબિયત ઠીક રહેતી નહોતી એટલે તે અવારનવાર સાફતેનાન નામની દવા લેતી હતી. આપણે અહીં ડૉકટરને પૂછ્યા વિના એસ્પ્રો કે એનેસીનની ટીકડી લઈએ છીએ તેવી જ રીતે આ દવા સુલભ હતી. સગર્ભા સ્ત્રીઓને આ દવા લેવાથી રાહત રહે છે તેનો પ્રચાર કરવામાં આવ્યો હતો. આ દવા તદ્દન નિર્દોષ અને બિનનુકસાનકારક છે તેવો ઢંઢેરો પીટવામાં આવ્યો હતો, પરંતુ વાત કંઈ જુદી જ હતી.

જ્યારે સુસાનને બાળક અવતર્યું ત્યારે તેને બે હાથ જ નહોતા. એનો પૂરો શારીરિક વિકાસ થયો નહોતો અને બીજી અનેક ખોડ હતી. સુસાનને સમજાયું કે આ દવાના જ એ પ્રતાપ છે. તેના તબીબ પણ એ નિદાન પર આવ્યા. જુવાન માતાથી આવા કૂબડા અને અસહ્ય યાતના ભોગવતા બાળકનું દુ:ખ જોયું જતું નહોતું. તેણે સ્થાનિક તબીબની સલાહથી આ હાથ વિનાના બાળકને મોટા પ્રમાણમાં ઊંઘવાની ગોળીઓ ખવડાવી દીધી અને બાળક સદાને માટે પોઢી ગયું. બાળકની મરણોત્તર તપાસમાં ઊંઘની દવાનું ઝેર માલૂમ પડ્યું. અને તે પછી જે કંઈ તપાસ ચાલી તેમાં સગર્ભાવસ્થા દરમ્યાન લીધેલી સાફતેનાન નામક ઝેરી દવાનાં વિઘાતક પરિણામોની કહાણી બહાર આવી.

પરંતુ આ કંઈ સુસાન નાન્દ્રેપુતનો એકલ–દોકલ કિસ્સો નહોતો. પશ્ચિમ જર્મનીમાં, બ્રિટનમાં, યુરોપના અન્ય દેશોમાં અને અમેરિકામાં આ ઝેરી દવાએ હાહાકાર મચાવી દીધો હતો. અનેક સુખી સંસારમાં આગ લગાવી હતી. અનેક કોડભરી માતાઓનાં જીવનને જીવતાં દોજખમાં ફેરવી નાખ્યાં હતાં.

આ દવા દુનિયાના જુદા જુદા દેશોમાં વિવિધ નામે વેચાય છે.

એ નામોની યાદી આ રહી:—



સોફ્તેનો, કોન્ટેરજન, સોફ્તેનિલ, દિસ્તાવલ, ટેન્સિવાલ, આરથમાવાલ, ન્યુરોવિન, કેવોદોન, થાલિમોલ, થાલિન, ઇસોમિન, ક્ષુલામિન, નેક્ષોડિન, સેડિન, સેડિમાઇડ, ઇમીડાન, નેવરોડિન.

પરંતુ એ મૂળ દવાનું નામ થાલિડોમાઈડ છે. ૧૯૫૭ની સાલમાં ગ્રુનેન્થાલ નામની પશ્ચિમ જર્મનીના સ્ટોલબર્ગ શહેરમાં આવેલી પેઢીએ 'કોન્ટેરજાન'ના વ્યાપારી નામ હેઠળ આ દવા બજારમાં મૂકી હતી.

આ દવાની મોટા પાયા પર જાહેરાત કરવામાં આવી હતી. તેના અદકપાંસળી વિજ્ઞાપનકારે, તેની ચમત્કારિક અસરના ગુણગાન ગાયા પછી, રમૂજ ખાતર એમ પણ ઉમેર્યું હતું કે 'આ દવા આપઘાત કરવાના કામની નથી.'

અખબારી જાહેરાતોને કારણે આ દવા જોતજોતામાં જ લોકપ્રિય બની ગઈ. અનેક રોગો પર તેનો ઉપયોગ થવા લાગ્યો. માનસિક રીતે અસ્વસ્થ બાળકોને તેમજ સગર્ભા સ્ત્રીઓની બેચેની દૂર કરવા માટે આ દવાનો બહોળો ઉપયોગ થવા લાગ્યો. દવાના ઉત્પાદકોએ જાહેરખબરોમાં એવી ખાતરી આપી હતી કે આ દવા શરીરના કોઈ અવયવને કે જ્ઞાનતંતુઓને હાનિકારક નથી. આ દવાનું જંગી વેચાણ જોઈને બીજા દેશોની દવા બનાવનારી પેઢીઓએ તે દવા બનાવવાના ગ્રુનેન્થાલ કંપની પાસેથી પરવાના ખરીદ્યા.

પરંતુ થોડા વખતમાં જ જાણવા મળ્યું કે આ દવાના સતત ઉપયોગથી દરદીના જ્ઞાનતંતુઓ પર ખરાબ અસર થાય છે. અને એથીયે વધુ કરુણ પરિણામો તો એ આવ્યા કે સગર્ભા સ્ત્રીઓને ખોળે ખોડ-ખાંપણવાળાં બાળકો અવતર્યાં.

ધીમે ધીમે તબીબી મંડળોમાં વાત ફેલાવા માંડી, તબીબોના હળવા વિરોધોને ગ્રુનેન્થાલ કંપનીએ ગણકાર્યા નહીં. લાંચરૂશ્વત આપીને તેણે કેટલાક તબીબોના મોં સીવી લીધાં. અને બજારમાં આ દવાનું વેચાણ પૂરજોશમાં ચાલુ રાખ્યું.

ગ્રુનેન્થાલ પેઢીએ આપેલી લાંચરૂશ્વત છતાં પણ આ દવાની ખરાબ અસર અંગે પશ્ચિમ જર્મનીની સરકારના આરોગ્યખાતા પર રોજબરોજ ફરિયાદોનો ગંજ ખડકાવા લાગ્યો. 'મુક્ત સાહસ' અને 'ખાનગી વ્યાપારની પવિત્રતા'માં માનનારા પશ્ચિમ જર્મનીના માંધાતાઓએ લોકોના વિરોધને ગણકાર્યો નહીં.

છેવટે, ડૉ. હોર્સ્ત ફ્રેન્કેલ નામના એક વિખ્યાત જર્મન તબીબે આ કૌભાંડને ખુલ્લું પાડવાનું બીડું ઝડપ્યું. તેમણે આ દવાની વિઘાતક અસરનો પદ્ધતિસર અભ્યાસ કર્યો. તેમણે આ દવાનો નિયમિત ઉપયોગ કરનાર બસોસિત્તેર દરદીઓના કિસ્સા એકઠા કર્યા. અને તબીબી તપાસમાં તેમને જણાયું કે થાલિડોમાઈડ લેવાથી, માથાનો દુઃખાવો વધે છે, અર્ધાંગવાયુ કે પક્ષઘાતનો હુમલો થાય છે, દરદીની જીભ થોથવાય છે, રક્તાભિસરણમાં ગરબડ થાય છે, સ્મૃતિભ્રંશ થાય છે, દવા લેનાર વ્યક્તિ હતાશાની મનોદશા કેળવે છે અને ઘણીવાર આત્મઘાતને પંથે વળે છે. આની સૌથી ખરાબ અસર તો ભાવિ પેઢી પર થાય છે. આ દવા લેનાર સગર્ભા સ્ત્રીઓની કુખે જન્મેલાં બાળકો હાથ પગ વિનાનાં અને ખોડખાંપણવાળાં છે.

ડૉ. હોર્સ્ત ફ્રેન્કેલે કરેલા આ વૈજ્ઞાનિક અભ્યાસને પ્રકટ કરવા માટે, પશ્ચિમ જર્મનીના તબીબી વ્યવસાયના એક પણ સામયિકે હિંમત ન કરી. પશ્ચિમ જર્મનીમાં આવાં પંદર સામયિકો પ્રકટ થાય છે, પરંતુ એ બધાં દવા બનાવનારી પેઢીઓની જાહેરખબરો પર જ નભતાં હોય છે અને તે સ્થાપિત હિતોની જ કદમબોસી કરતાં હોય છે. આખરે, ડૉ. હોર્સ્ત ફ્રેન્કેલને તબીબી ક્ષેત્ર સાથે ન સંકળાએલાં, પણ ખૂબ જ બહોળો ફેલાવો ધરાવતા 'સ્પીગેલ' નામક સામયિકમાં આ દવાની વિપરિત અસર અને તેનાં જીવલેણ પરિણામોને ઉઘાડાં પાડતો લેખ લખવો પડ્યો.

ડૉ. હોર્સ્ત ફ્રેન્કેલનો આ લેખ જેવો 'સ્પીગેલ' છાપામાં છપાયો કે તરત જ દવા બનાવનાર પેઢી ગ્રુનેન્થાલે તેમના પર બદનક્ષીનો દાવો માંડ્યો અને



અચિનની અદાલતમાંથી એવો મનાઈ હુકમ મેળવ્યો કે આ ઝેરી દવાની વિઘાતક અસરની દવા બનાવનાર પેઢીને છેક ૧૯૬૦ના ઑગસ્ટ મહિનાથી જાણ હતી તેવી મતલબનું જાહેર નિવેદન ડૉ. ફ્રેન્કેલે ન કરવું.

ડૉ. ફ્રેન્કેલ ખરીદી શકાય તેવા નહોતા એટલે એમના મોંએ આ પેઢીએ અદાલતના મનાઈહુકમરૂપી ડૂચો મારી દીધો. પરંતુ આ પેઢીના નફાખોર સંચાલકોની ધૃષ્ટતા તો જુઓ! આટઆટલી ફરિયાદો છતાં એ દવાનું વેચાણ બંધ કરવાની તેમની તૈયારી નહોતી. પેઢીએ ફરીવાર અખબારોમાં મોટી મોટી જાહેરાતો આપીને લોકોની છેતરપીંડી શરૂ કરી.

પરંતુ ડૉ. ફ્રેન્કેલ એમ ગાંજ્યા જાય તેવા નહોતા. તેમની આ ઝુંબેશમાં પશ્ચિમ જર્મનીના બીજા થોડા લબ્ધપ્રતિષ્ઠ તબીબો પ્રો. હેપ્પ, લેન્ઝી અને વિટ પણ ભળ્યા. તેમણે અખબારોમાં આ દવાની વિઘાતક અસર વિશે લખાણો લખીને લોકમત કેળવ્યો. આખરે ગ્રુનેન્થાલ પેઢીને ૧૯૬૨ના નવેમ્બર મહિનામાં પશ્ચિમ જર્મનીના બજારમાંથી આ દવા પાછી ખેંચી લેવાની ફરજ પડી.

આમ છતાં, બીજા દેશોની દવા બનાવનારી પેઢીઓને જે પરવાના વેચવામાં આવ્યા હતા તે પરવાના હેઠળ તે પેઢીઓએ તો તેનું ઉત્પાદન ચાલુ જ રાખ્યું અને જુદા જુદા નામે તે દવા બજારમાં મૂકાવા માંડી.

આ દવાની ઝેરી અસરે કેવો કાળો કેર વર્તાવ્યો છે તેના ચોંકાવનારા આંકડા આ રહ્યા :

આ દવા થાલિડોમાઇડના ઉપયોગથી એકલા પશ્ચિમ જર્મનીમાં જ સગર્ભા સ્ત્રીઓને ચાર હજાર ખોડવાળાં બાળકો જન્મ્યાં, જેમાંનાં અરધાં તો જન્મતાંની સાથે જ મૃત્યુ પામ્યાં.

થાલિડોમાઇડનું બજારમાં વેચાણ શરૂ થયું તે પહેલાં દર પચાસ હજાર બાળકોમાં એક બાળક ખોડવાળું જન્મતું હતું. તેને કુદરતી અકાળ લીલા તરીકે ઘટાવી શકાય. પરંતુ ગયા વર્ષે આ દવાના ઉપયોગ પછી જન્મેલા દર બસો બાળક દીઠ એક બાળક ખોડવાળું જન્મ્યું હતું. અને ખોડવાળાં બાળકોની માતાઓના એંસી ટકાએ કબૂલ કર્યું હતું કે અમે સગર્ભાવસ્થામાં થાલિડોમાઇડ લેતાં હતાં.

બ્રિટનમાં આ દવાના ઉપયોગને કારણે જન્મેલાં ખોડવાળાં બાળકોની સંખ્યા એક હજારની છે. થાલિડોમાઇડને લીધે જે માતાઓને ખોડવાળાં બાળકો અવતર્યાં હોય તેને દયાની ખાતર મારી નાખવાની કાયદેસર છૂટ આપવા માટે બ્રિટનની પાર્લામેન્ટમાં એક ખરડો રજૂ કરવામાં આવ્યો છે.

અમેરિકામાં પણ આ ઝેરી દવાના છાંટા ઊડ્યા છે, પરંતુ અમેરિકાના ઔષધિ નિયમનખાતાના એક કર્તવ્યનિષ્ઠ અને પ્રમાણિક બાનુ-તબીબે દાખવેલી હિંમતને કારણે અમેરિકામાં આ ઝેરી દવાનો વ્યાપક ફેલાવો થતો અટકી ગયો, આમ છતાં કેટલાંક કુટુંબો, તેની ઝેરી અસરનો ભોગ તો બન્યાં જ.

થોડા સમય પહેલાં જ ભારતના અખબારોમાં વિદેશી સમાચાર સંસ્થાએ મોકલેલા સમાચારો ચમક્યા હતા કે એક અમેરિકી દંપતીએ, કાયદેસર ગર્ભપાત કરવા દેવાની રજા માગી હતી, પરંતુ અમેરિકામાં ગર્ભપાત ગુનો છે એટલે તેવી રજા તે દંપતીને આપવામાં આવી નહીં. આ કિસ્સાની વિગત એવી છે કે એક સગર્ભા અમેરિકી બાનુ થાલિડોમાઇડ લેતાં હતાં. તબીબી તપાસમાં જણાયું કે આ દવાની ઝેરી અસરને કારણે પેટમાંનું બાળક પૂરેપૂરું વિકસ્યું નથી પણ ખોડવાળું છે એટલે આ બાનુએ, તેના પતિની સંમતિથી ગર્ભપાત કરાવવાનો નિશ્ચય કર્યો. અમેરિકી સરકારે ના પાડી એટલે એ દંપતી યુરોપના જે દેશોમાં ગર્ભપાત કાયદેસર છે તે સ્વીડનમાં જઈને ગર્ભપાત કરાવી આવ્યું. આ સમાચારને જાણે કોઈ વૈયક્તિક ઇચ્છાનો સવાલ હોય તેવી રીતે ચમકાવવામાં આવ્યા હતા પરંતુ થાલિડોમાઇડની ઝેરી દવાએ અનેક દેશોમાં વરતાવેલા કાળા કેરની કહાણી પર તો ઢાંકપિછોડો જ કરવામાં આવ્યો હતો.

બીજા દેશોની જેમ, અમેરિકાની એક વિલિયમ એસ. મરેલ નામની દવા બનાવનારી પેઢીએ, જર્મન પેઢી

પાસેથી આ દવા બનાવવાનો પરવાનો મેળવ્યો હતો. આ સંસ્થાએ અમેરિકાનાં ઓગણચાલીસ રાજ્યોમાં એક હજાર બસો એકત્રીસ તબીબો પર, થાલિડેમાઈડના મફત નમૂના મોકલ્યા હતા. તબીબોએ આ નમૂનાઓની તેમનાં દર્દીઓ પર અજમાઈશ કરી હતી અને પરિણામે અનેક અમેરિકી કુટુંબ આ કૌભાંડનો ભોગ બન્યાં હતાં.

પરંતુ અમેરિકાના ઔષધ નિયમન કાયદાઓ, પશ્ચિમ જર્મની કરતાં ઘણા કડક છે. કોઈ પણ નવી દવા બજારમાં મૂકતાં પહેલા તેની અકસીરતાના દસ્તાવેજી પૂરાવા રજૂ કરવા પડે છે અને તે પછી સાઠ દિવસની અંદર જો તે દવા પર પ્રતિબંધ મૂકવામાં ન આવે તો જ તે બજારમાં મૂકી શકાય છે. વિલિયમ્ એસ. મરેલ કંપનીએ, આ દવા જલદી બજારમાં મુકાય તે માટે ઘણી કોશિષ કરી, પરંતુ અમેરિકનોના સદ્‌ભાગ્યે કેનેડાનાં વતની, ડૉ. ફ્રાન્સીસ કેલ્સે નામનાં બાનુ–તબીબે આ કંપનીની અરજી મંજૂર ન કરી. તેમના પર સખ્ત દબાણ લાવવામાં આવ્યું તો પણ ડૉ. કેલ્સેએ મચક ન આપી. બે વર્ષ સુધી આ ગજગ્રાહ ચાલુ રહ્યો.

આ દવાના ઉપયોગથી પશ્ચિમ જર્મની અને બ્રિટનમાં જન્મેલાં ખોડવાળાં બાળકોના કિસ્સાની વાત છેક અમેરિકા સુધી પહોંચી હતી. લોકોએ આ દવા સામે ઉહાપોહ કર્યો. સેનેટર કેફોવર અને હમફ્રીને તેની જાણ થઈ. સેનેટર હમફ્રી પોતે જ એક અચ્છા તબીબ છે. તેમણે આ દવાની વિઘાતક અસરની તપાસ કરવાની માગણી કરી. પરિણામે તબીબોને મોકલાએલા તમામ મફત નમૂનાઓ પાછા મંગાવી લેવાની વિલિયમ એસ. મરેલ કંપનીને ફરજ પડી.

કૃતજ્ઞ અમેરિકી જનતાએ ડૉ. કેલ્સેનો હાર્દિક આભાર માન્યો. ગમે તેમ તોય તે સ્ત્રી હતાં! તેમણે અનેક ભાવિ જનેતાઓનાં જીવન ઝેર થતાં બચાવ્યાં.

૧૯૬૨ના ઓગસ્ટની ૭મી તારીખે પ્રમુખ કેનેડીએ સર્વોત્તમ સેવા બદલ ડૉ. કેલ્સેને સુવર્ણચંદ્રક એનાયત કર્યો. આ માન અમેરિકન નાગરિકને અપાતું સર્વોચ્ચ માન છે. એ આવા માનનાં અધિકારી બનેલી મહિલાઓમાં ડૉ. કેલ્સે બીજાં છે.

હવે અમેરિકા, પશ્ચિમ જર્મની, બ્રિટન અને અન્ય દેશોમાં ઔષધિ નિયમન ધારો કડક બનાવવાનું વિચારાઈ રહ્યું છે. એકલા અમેરિકામાં જ દવાઓની જાહેરખબર પાછળ પ્રતિવર્ષ પંચોતેર કરોડ ડૉલર ખર્ચવામાં આવે છે. દવાઓના વેચાણમાંથી થતી કુલ આવકનો ત્રીજો ભાગ આ જાહેરાતો પાછળ ખર્ચાય છે. આ ઉપરથી ખ્યાલ આવશે કે મૂળ દવાની પડતર કિંમત કેટલી સસ્તી હશે? અને તેના પર દવા બનાવનારી પેઢીઓ કેટલો નફો કરતી હશે! મોટી જાહેરાતો મારફતે વેચાતી મોટા ભાગની દવાઓ તદ્દન નકામી અથવા નુકસાનકારક માલૂમ પડી છે.

આ દેશોના ઔષધિ ઉદ્યોગમાં એવડા મોટા ધનકુબેરોનાં હિતો સંકળાએલાં છે કે તેમને કઈ રીતે કાબૂમાં લેશે તે એક કોયડો છે. દવા બનાવનાર ઇજારદાર પેઢીઓ સર્વ શક્તિમાન છે. અને તેમને દવાઓ, બીજી વસ્તુઓના જેમ વેપારની ચીજ છે. અને તેનું ઉત્પાદન અને વેચાણ મૂડીવાદના એક માત્ર સ્વીકૃત સિદ્ધાંત—નિર્દય નફાખોરીને ખાતર જ કરવામાં આવે છે.

'મુક્ત દુનિયા'ની આ 'મુક્ત નફાખોરી' ક્યાં અટઅટકશે તે કહેવું કઠીન છે.



સૌથી વિકટ છતાં એટલી જ અનિવાર્ય વસ્તુ છે જીવન માટેનો પ્રેમ. તમારા ભાવિમાં યાતના લખાઈ હોય ત્યારેય આ જીવન પ્રત્યેના પ્રેમમાં ઓટ ન આવવી જોઈએ. કારણ કે જીવન એ જ સર્વસ્વ છે, જીવન એ પરમાત્માનું રૂપ છે અને જીવનને પ્રેમ કરવો એ પ્રભુને પ્રેમ કરવા બરોબર છે.

ટાલ્સ્ટોય



વિજયકુમાર ત્રિવેદી

# આત્મજ્ઞાનનો પાઠ

આત્માને ખોજવા, ઓળખવા કથા શ્રવણ કે દેવ દેવીઓમાં મન પરોવવા માણસ ભમે છે. પણ આ નાનકડી સત્યકથામાં જે સામાન્ય માણસ પણ આત્મજ્ઞાનનો સરળ પાઠ પઢાવે છે તે દરેકને જચી જાય અને વિચારમાં મૂકી દે તેવો છે...

'કેમ ભગત કાલે શું હતું ?' અમદાવાદની મીઠાખળીમાં આવેલી એક નાની હેરકટીંગ સલૂનમાં મારો વારો આવવાની વાર હતી એટલે મારે ઘરાક અને કારીગર વચ્ચેની વાત સાંભળવાની હતી.

'હોય શું ? કાલે એક યોગી આવ્યા 'તા. તે યોગની વાત કરતા હતા પ્રાણાયમ અને ત્રાટક અને એવું બધું. મેં કહ્યું—હું એ કઈ ન જાણું, તમે આત્માને ઓળખ્યો છે ?'

'શું કહ્યું યોગીએ ?' ગ્રાહકમાં ઠીક ઠીક રસ દેખાતો હતો.

'ક્યાંથી આત્માને ઓળખ્યો હોય ? આમ આત્માને ઓળખવો સાવ સહેલું છે અને આમ ભલા ભલા ઓળખી શકતા નથી. આ દર્પણમાં તમારો પડછાયો જ જુઓ. તમે તેને ઝાલી શકો છો ? છતાં એ નથી એમ કહી શકશો ? આત્મા એવો છે, પકડ્યો પકડાતો નથી પરંતુ નજર કેળવો તો ચોખ્ખો દેખી શકાય છે.'

મને પણ તત્ત્વજ્ઞાનમાં રસ પડ્યો. મને થયું કે અમદાવાદમાં વેદાંતની કથાઓ ઘણા આશ્રમોમાં ચાલે છે. તેમાંથી કોઈ કથામાં ભગત જતા હશે એટલે પોપટની જેમ ભગત વાતો કરતા હશે.

'ત્યારે ભગત ! આત્મા ઓળખાય કેવી રીતે ?' ગ્રાહકે પૂછ્યું ?

'જુઓ ભાઈ, અમે કંઈ શાસ્ત્રો ભણ્યા નથી એટલે કંઈ લાંબી વાતો ન જાણીએ પણ એટલું ચોક્કસ કહી શકીએ કે ઈશ્વરભજન અને સંત-સમાગમ એ એજ આત્માને ઓળખવાના સાચા રસ્તા છે.'

ભગત જ્ઞાની ઉપરાંત સારા ભજનિક પણ છે. એટલે કામ અને વાતો ચાલુ હોય છતાં વચમાં ભજનની કોક લીટી પણ લલકારતા હતા.

મારો વારો શરૂ થયો અને ભગતના હાથમાં માથું સોંપીને મેં મારી જગ્યા લીધી. આવા આત્મજ્ઞાની ભગત સાથે શું વાતો કરવી તેની મને મૂંઝવણ થતી હતી. તેવામાં ભગતના ભાગીદાર આવ્યા અને બીજા એક રબારી ગ્રાહક પણ આવ્યા.

'કેમ દેસાઈ, માલ કે દાઢી ?' ભગતના ભાગીદારે પૂછ્યું. 'સફાચટ.' દેસાઈએ સૂચના આપી. ભગતના ભાગીદારે થોડા વખતમાં પોતાનું કામ પૂરું કર્યું અને દેસાઈનું માથું ચકચકાટ કરી દીધું.

'પૈસા દિવાળી ઉપર આપીશ તો ચાલશે ને ?' દેસાઈએ ભગતને પૂછ્યું.

'આપવા હોય તો આપો, દિવાળી ઉપર આપવા હોય તો તેમ અને દિવાળી ઉપર પણ નહિ આપો તોય ચાલશે. આવતા ભવ ભમણા આપવા પડશે. મજૂરીના પૈસા કોઈના કોઈ રાખી શકતું નથી.' ભગતે કહ્યું. દેસાઈ પૈસા આપી હસતા હસતા ચકચકાટ માથા સાથે ચાલતા થયા.

'મને દિવાળી ઉપર બક્ષિસ માગવા જવાનો રિવાજ ગમતો નથી. બેસતા વરસે આરસી લઈને માગવા જઈએ તો આખુ વરસ ભીખ માગવી પડે.' ભગતના ભાગીદારે નવી વાત શરૂ કરી.

'હું તો દર દિવાળીએ ગામડામાં જતો અને દિવાળી ઉપર સોએક રૂપિયા મળે ખરા.' ભગતે પોતાની વાત કહી.

'એ રિવાજ જ ખોટો છે. ગામડામાં કોઈની સ્થિતિ હોય, કોઈની સ્થિતિ ન હોય અને આરસી લઈને જઈએ એટલે સ્થિતિ વગરના માણસના મનમાં ધ્રાસકો પડે.' ભગતના ભાગીદારે પોતાની વાતની વધારે ચોખવટ કરી.

'એવી સ્થિતિવાળાને ત્યાં ન જઈએ. બધાને ત્યાં જવું એવું ઓછું છે ?' ભગતના પ.સ પણ રસ્તો હતો.



'પાંચ જણને ત્યાં જઈએ અને છઠ્ઠાને ત્યાં ન જઈએ એટલે તેનું દિલ દૂભાય. તેને થાય કે મારી નબળી સ્થિતિ એટલે જ મારે ત્યાં કોઈ બક્ષિસ લેવા આવતું નથી. તેના કરતાં કોઈને ત્યાં ન જવું શું ખોટું ?' ભગતના ભાગીદાર કોઈ ઘરાકની દાઢી ન કપાય તેની તો કાળજી રાખતા જ પણ કોઈનું દિલ પણ ન દુભાય તેની તેથી વધારે કાળજી રાખે છે તેવું મને લાગ્યું.

'અમારે તો બધાં ઘરાક આડે દા'ડે પૈસા આપે જ નહિ. કહે દિવાળીએ આવજે. ન જઈએ તો વરસની મજૂરી જાય અને ઘરાક માને અભિમાની થઈ ગયો છે. દિવાળીને દિવસે મો દેખાડવા પણ આવતો નથી !' ભગત દિવાળી ઉપર આરસી લઈને જવાના જ મતના હતા. 'જુઓને મારી જ વાત કરું. એક દિવાળીને દિવસે ઠાકોરના મહોલ્લામાં ઘરાકો પતાવવાનું શરૂ કર્યું. ઠાકોરો રૂપિયો બે રૂપિયા આપે અને વળી ચા તૈયાર હોય તો ચાનો પ્યાલો પણ આપે. એક ઠાકોરના ઘરમાં ગયો તો ઠાકોર નહોતા. મેં ઘરમાં જઈને બૂમ પાડી. ઠકરાણી ઓરડામાં બેઠાં હતાં. છોકરા સાવ નાગાપુગા ઓશરીમાં રમતા હતા. ચૂલા ઉપર હાંલ્લા ઊંધી પાડી હતી. ઠકરાણીએ કહ્યું કે ઠાકોર તો બે દિવસથી બહાર ગયા છે તે આવ્યા જ નથી. હું બધી વાત સમજી ગયો. ઘરમાં ખાવા દાણા નથી. ઠાકોર નાણાંની શોધમાં ગયા છે પણ કંઈ પત્તો ખાધો નથી એટલે પાછા આવ્યા નથી. મારાં છોકરાં દિવાળી કરે ને ઠાકોરનાં છોકરાં ભૂખે મરે તે મારાથી શે જોયું જાય ? પણ જો એમ ને એમ પૈસા આપું તો ઠકરાણી લે નહિ. છોકરાના હાથમાં બે રૂપિયા મૂકીને મેં કહ્યું : જા તારી બાને કહે કે ભગતકાકાએ ઠાકોર પાસેથી બે રૂપિયા ઉછીના લીધા હતા તે પાછા આપ્યા છે.'

ભગતની વાત હું બહુ ધ્યાનથી સાંભળ્યા કરતો હતો.

'પછી બીજે વર્ષે હું ઠાકોરને ત્યાં બક્ષિસ લેવા ન ગયો. હું જાણતો હતો કે ઠાકોરની સ્થિતિ હજી ખાસ સુધરી નથી. પરંતુ સવારમાં વહેલો એમનો છોકરો પાંચ રૂપિયા લઈને આવ્યો અને મને આપી ગયો. મે કહ્યું : 'આટલા બધા ન હોય ' પણ એ માને શેનો ? હું ઠાકોરને ત્યાં ગયો. હજી સ્થિતિ એવી ને એવી જ હતી. મજૂરી કરી ધાનભેગા થાય તેવું થયું 'તું. કેટલી માથાકૂટે હું બે રૂપિયા પાછા આપી શક્યો. ઠાકોરે ચા મૂકાવ્યો અને ચા પીતા પીતાં ઠાકોરે મારી આંખમાં આત્મા જોયો. આત્મા ઝલાતો નથી પણ દેખાય છે.'

ભગતે ભાગીદારને અને મને આત્મજ્ઞાનનો પાઠ શીખવ્યો !



શેખાદમ આબુવાલા

## તમે ચાંદ રાખો

તમે ચાંદ રાખો, મને ચાંદની દો :
પછી રાત મારા નસીબે લખી દો.

પછી કેવી રીતે પડીશું વિખૂટાં ?
તમે સાજ રાખો, મને રાગિણી દો.

ભલે જેવી મરજી : કહો તે સુણીશું !
મને શીખ દો તો ફક્ત પ્રેમની દો.

મને ભૂલવાનું તમે યાદ રાખ્યું !
ન જો યાદ આવે તો આછું હસી દો !

તમો પ્રાણ છો એ ખબર છે મનેયે;
વિનંતિ કરું છું : મને જિંદગી દો.

રચ્યું કાવ્ય આદમ ! હું જૂની તરજમાં :
મને પ્રેરણા કોઈ એવી નવી દો.

માર્ચ : ૧૯૬૩ [ જર્મની ]



શશીકલા ત્રિવેદી

# ઉપયોગ કરીએ છીએ

આપણાં બાળકોની કેળવણી, સંસ્કાર અને શિક્ષણમાં આજે આપણે જાગૃત બની રસ લઈએ છીએ. એ માટે શિક્ષણશાસ્ત્ર અને મનોવિજ્ઞાન વિષે વાંચીએ છીએ. પણ શરીરવિજ્ઞાની દાક્તરના નવતર મંતવ્યવાળો આ લેખ વાંચવા દરેકને પ્રેરણા થશે...

જો કોઈ એવું કહે કે વિદ્યાર્થીઓએ વધુ ભણવું ન જોઈએ—જેમ બને તેમ ઓછું ભણવું જોઈએ, તો આપણે તેમને વિકૃત માનસ ધરાવતા માણસ તરીકે ગણી કાઢીએ. પરંતુ કોઈ વિજ્ઞાની પ્રોફેસર તરફથી આવું સૂચન થાય એવી આશા તો આપણે કદી ન રાખી હોય. છતાં પણ મોન્ટિન્જન્સ યુનિવર્સિટીના જ્ઞાનતંતુ શરીરરચના વિજ્ઞાની પ્રો. ગ્લીસ, એમ. ડી. પીએચ. ડી (એોકસન) આ પ્રકારના આખરી મંતવ્ય પર આવ્યા છે. પ્રો. ગ્લીસ એક વિખ્યાત મગજતંત્ર વિશેષજ્ઞ છે. અને તેઓ પોતે પણ પોતાના પ્રિય વિષયનો અભ્યાસ પણ ઓછો કરી નાખવાની હિમાયત કરે છે. આ બાબત તેમના માનસિક વલણની વિરૂદ્ધ હોવા છતાં તેઓ તેને આચરણમાં લાવવા પ્રયત્ન કરે છે પ્રો. ગ્લીસની માન્યતા અનુસાર મનુષ્યની યાદશક્તિ 'નિસલ્સ ગ્રેન્યુલા' તરીકે ઓળખાતા જ્ઞાનતંતુ કોષોમાંનાં અમુક ચોક્કસ બંધારણીય તત્વોમાં રહેલી છે. સામાન્યપણે આ જ્ઞાનતંતુ કોષોની સંખ્યા તેમજ યાદશક્તિનાં તાત્વિક કણોની સંખ્યા ઘણી જ મર્યાદિત હોય છે. અને પરિણામે મનુષ્યની મગજશક્તિ પણ મર્યાદિત હોય એ દેખીતું છે. આ પરથી શૈક્ષણિક પ્રશ્ન એ ઊઠે છે કે મનુષ્યની યાદશક્તિના ઉપયોગ માટે વધુ મૂલ્યવાન અને મર્યાદિત વાહક માધ્યમ કયું ? કારણ કે પ્રાથમિક શિક્ષણથી માંડીને કોલેજની ઉચ્ચ કેળવણી સુધીનું તમામ શિક્ષણકાર્ય યાદશક્તિનો વધુ ને વધુ ઉપયોગ માગી રહે છે. શિક્ષણ કાર્યક્રમમાં વધુ ને વધુ તથ્યો તથા હકીકતો યાદ રાખવાનાં હોય છે.

પ્રો. ગ્લીસ જણાવે છે કે મનુષ્યે છેલ્લા થોડા સૈકાઓથી સહાયકારક યાદદાસ્ત પ્રાપ્ત કરી છે એ બાબતને આધુનિક શિક્ષણ પ્રથાએ સદંતર વિસારી દીધી છે. લેખન અને છાપકામની કલા દ્વારા યાદશક્તિને એક મોટી કાયમી સહાયતા પ્રાપ્ત થઈ છે. દરેક વ્યવહારશીલ વિજ્ઞાની કે ઈજનેરનો અનુભવ છે કે તેમના વ્યવહાર અને ઉપયોગમાં આવતી અનેક બાબતો અને તથ્યો ભલે યાદ ન હોય પરંતુ અમુક હકીકત ક્યાંથી તેમને તાત્કાલિક પ્રાપ્ત થઈ શકશે તેનું જ્ઞાન હોવું વધુ જરૂરી છે, કારણ કે પરીક્ષા વખતે ગોખેલી હકીકતો અને તથ્યો તો થોડા વખતમાં જ ભૂલી જવાયાં હોય છે. પરિસ્થિતિ આવી હોવા છતાં પણ પાઠ્યપુસ્તકોના ગંજમાં દર વર્ષે ઉમેરો થતો રહે છે અને આ પાઠ્યપુસ્તકો વિદ્યાર્થીઓની યાદદાસ્ત પરનો બોજો કમ કરવાને બદલે એ બોજામાં વધારો કરતા હોય છે. પરિણામે યાદશક્તિને ઘણા મોટા પ્રમાણમાં કામ કરવું પડે છે.

વિદ્યાર્થીઓના અભ્યાસ અને એમની પરીક્ષાનો ખ્યાલ કરતાં પ્રો. ગ્લીસ ઘણો ક્રાંતિકારી વિચાર રજૂ કરે છે. તેઓ કહે છે કે, શરીરરચનાશાસ્ત્રની કેટલીક હકીકતોને જૂનાં ધોરણો પ્રમાણે વિદ્યાર્થીઓ ગોખીને તૈયાર કરે છે તે જોઈને અમને શરીર–રચના-વિજ્ઞાનીઓને પોતાને આશ્ચર્ય થાય છે. ભવિષ્યમાં પરીક્ષાઓ કેવી હશે એની કલ્પના અમે આ રીતે કરીએ છીએ. પરીક્ષા વખતે વિદ્યાર્થીને પોતાને જરૂરી પુસ્તકો સાથે લઈ જવાની છૂટ હોવી જોઈએ. માત્ર પ્રાયોગિક પુસ્તક નહિ, પરંતુ સૈદ્ધાંતિક પુસ્તકો પણ તે સાથે રાખી શકાશે. આગળ જતાં વ્યવહારૂ રીતે તેમને ઉપયોગી થનારી સહાયકારક યાદદાસ્ત રૂપી પુસ્તકોનો શ્રેષ્ઠ ઉપયોગ કરતાં તેમને આવડે છે કે કેમ એ તેમણે સાબિત કરી આપવાનું રહેશે. જો કે કેટલીક અનિવાર્ય માહિતીઓ અને હકીકતો તેમણે યાદ રાખવાની રહેશે જ છતાં પણ

જ્ઞાનતંતુ વિજ્ઞાન પર આધારિત નૂતન શિક્ષણ પદ્ધતિમાં મોટા ભાગની હકીકતો યાદ રાખવાની નહિ હોય અને યાદશક્તિ પરનો બોજો અવશ્ય ઘણો ઓછો હશે. યાદશક્તિ પરનો બોજો કમ થવાથી વિદ્યાર્થીની આલોચન શક્તિ તથા એકીકરણ શક્તિનો વિકાસ થશે.

માત્ર ત્રણ જ વર્ષની ઉંમરથી મનુષ્યના મગજમાંના યાદશક્તિ કોષોનો વિકાસ થતો જાય છે અને કોષો ક્ષીણ થતા લાગે છે. વીસ વર્ષની વયે લગભગ અર્ધા ભાગના નાશ પામ્યા હોય છે. બાકીના કોષોમાંના ત્રીશ ટકા જેટલા કોષો મનુષ્ય એંશી વર્ષની વયે પહોંચે ત્યાં સુધીમાં ધીમે ધીમે નાશ પામતા હોય છે.

મનુષ્યની મગજ શક્તિ આમ રહતે રહતે ક્ષીણ થતી રહે છે અને આ ક્ષીણ થતી મગજ શક્તિમાંથી પણ મનુષ્ય ફક્ત અર્ધી શક્તિનો જ ઉપયોગ કરતા હોય છે. આજનું શિક્ષણ આપણને 'હાથપ્રધાન' બનાવી દે છે. સામાન્ય રીતે લેખનકાર્ય તેમજ અન્ય કામકાજ આપણે એક હાથ વડે જ કરીએ છીએ. મોટે ભાગે જમણો હાથ વધુ ઉપયોગમાં આવતો હોય છે. મગજની રચના એવા પ્રકારની છે કે જમણા અંગની સાથે ડાબી બાજુના ગોળાર્ધનો વધુ વિકાસ થાય છે, એ વધુ પ્રબળ બને છે અને વધુ મહત્વનાં બુદ્ધિપ્રધાન કાર્યો એ દ્વારા થાય છે. ઉદાહરણ તરીકે ભાષાનું નિયમન નહીંવત થાય છે. મગજનો બિનપ્રબળ ગોળાર્ધ અન્ય સામાન્ય કોષોનું નિયમન કરે છે. હકીકતમાં તો બંને ભાગો એક સરખી કાર્યશક્તિ અને કાબેલિયત ધરાવતા હોય છે કારણ કે મગજમાં કોઈને ગાંઠ થવાથી એક ગોળાર્ધ ઓપરેશન દ્વારા કાઢી નાખવામાં આવે છે ત્યારે તબીબોના જોવામા આવ્યું છે કે એથી કરીને એ માનવીની બૌદ્ધિક કે શારીરિક કાર્યશક્તિમાં કશો ફેર પડતો નથી હોતો. પરંતુ હવે જાણવામાં આવ્યું છે કે જો બિનપ્રબળ ગોળાર્ધ કાઢી નાખવામાં આવ્યા હોય તો કશો ફેર નથી પડતો કેમકે આમેય તેનો વધુ ઉપયોગ કરાતો નથી હોતો. પરંતુ જો પ્રબળ ગોળાર્ધ કાઢી નાખવામાં આવે તો તેનાં પરિણામ ખરેખર ઘણાં જ ગંભીર આવે છે.

પરંતુ બિનપ્રબળ ગોળાર્ધને જરાજર તાલીમ આપીને વિકસાવી શકાય છે. અને ત્યારબાદ તે પ્રબળ ગોળાર્ધની માફક જ તમામ કાર્યો અને નિયંત્રણો કરી શકે છે. યુદ્ધ દરમ્યાન મગજ પર ઈજા થવાને કારણે કેટલીક વખત માણસોએ વાચા ગુમાવી દીધાના અને ત્યાર બાદ મગજને તાલીમ આપી વિકસાવવાથી તેમને ફરીથી બોલતા કરવાના દાખલા છે. વિખ્યાત સ્વિસ જીવવિજ્ઞાની પ્રો. ફે.રેસના પ્રબળ મગજને ઈજા થવાથી તેનું આખું અંગ ક્રિયાશૂન્ય બની ગયું હતું. તેમને પરિસ્થિતિની ખરી જાણ થઈ ગઈ અને અર્ધા મગજને નિયમિત પદ્ધતિસરની કસરત દ્વારા તાલીમબદ્ધ બનાવીને તેઓ શારીરિક તેમજ માનસિક રીતે સંપૂર્ણ સાજા થઈ ગયા.

પ્રોફેસર ગ્રીસ કહે છે તેમ મોટા ભાગના લોકોની બાબતમાં તેમનું બિનપ્રબળ અર્ધું મગજ એક અનામત થાપણ જેવું છે. લગભગ એક રતલ જેટલું મગજનું તત્ત્વ વપરાયા વિનાનું પડી રહે છે. શાળાના શિક્ષણ દરમ્યાન માત્ર અર્ધા મગજનો જ વિકાસ થાય છે. શીઘ્ર જવાબો આપતી વખતે પણ માત્ર પ્રબળ ગોળાર્ધમાંના તાત્વિક કણો જ ક્રિયાશીલ બનતા હોય છે. બંને ગોળાર્ધનો સહકાર પ્રાપ્ત કરતા સમય લાગે છે. અને ફક્ત પોપટની માફક જવાબો આપ્યે જવા કરતા આલોચનાત્મક વિચારશક્તિ અને અંતર્દૃષ્ટિની જરૂરત અનુસાર તાત્વિક કણોની ક્રિયાશીલતા સાધ્ય લાગે પરંતુ વિદ્યાર્થીઓની આ શક્તિને વિકસાવે તેવું શિક્ષણ હોવું જોઈએ.

પ્રોફેસર ગ્રીસ જણાવે છે કે મનુષ્યના બંને ગોળાર્ધનો પદ્ધતિસરનો વિકાસ બચપણથી જ થવો જોઈએ. એથી બાળકની કલાત્મક સર્જનશીલતા વિકસશે. પ્રાથમિક માનવ કલાકાર તરીકેની વધુ સારી પ્રતિભા ધરાવતો હતો. કારણ પોતાના મગજના કોઈ પણ અર્ધા ભાગને વધુ પ્રબળ બનાવવાનો તે નિશ્ચય કરી



'ભદ્ર'

# રશ્મિલાનો પ્રતાપ

માબાપ ગોઠવી આપતાં એ લગ્નો નહોતાં સફળ થતાં અને હવે છોકરો કે છોકરી જાતે પસંદ કરીને પરણે છે એમાં સફળ થાય છે એ વાત માનીએ તો પણ એ પસંદગી એવી લંબાય છે કે મા-બાપને ઊંચા નીચા પણ ઘણી વાર કરી મૂકે છે...

પૂંજાલાલ, નાહીધોઈ સેવાની ઓરડી તરફ જતા હતા ત્યાં એમનાં પત્ની ડાહીબહેન ફૂલ ભરેલી છાબડી લઈ આવી પહોંચ્યાં. બંને જણની સેવા ભેગી હતી અને પાટલા પણ ખાસ દૂર નહોતા. પૂંજાલાલે મૂર્તિનું આસન પાણીએ ધોઈ, સાફ કર્યું. ફૂલ ગોઠવ્યાં, ઘીનો દીવો કર્યો, અગરબત્તી ચેતાવી અને ઈશ્વરનું ધ્યાન ધરવા હાથ જોડયા. પણ આજે એમનું ચિત્ત પ્રાર્થનામાં ચોંટતું નહેતું. થોડીવાર પછી એમણે એક ભજન ગાવા પ્રયાસ કર્યો પણ એમાયે ભૂલો થવા માંડી. બંને જણ સેવા પૂજાથી પરવારી બહાર આવ્યા. નોકર ચા દૂધ અને નાસ્તાની રકાબીઓ લાવ્યો. પૂંજાલાલે ખાવા માંડયું પણ એ ઘડીક ઘડીકમાં વિચારમાં પડી જતા હતા. ડાહીબહેનની નજર બહાર કશું જતું નહોતું.

'કેમ આજે કાંઈ તબિયત ઠીક નથી?' એમણે પૂછ્યું.

'ના ના.' ઊંઘમાંથી જાગીને બોલતા હોય એવા સાદે પૂંજાલાલે જવાબ આપ્યો.

ડાહીબહેન પૂંજાલાલને બરાબર ઓળખતાં હતાં. એ જાણતાં હતાં કે પૂંજાલાલને જો કાંઈ નહિ કહેવું હોય તો ગમે એટલી પૂછપરછ કરીશ પણ એ વખતે તો એ જવાબ નહિ જ આપે; અને કહેવું હશે તો વગર પૂછ્યે એ કહેશે કહ્યા વિના એમનાથી રહેવાશે જ નહિ. અને નહિ કહેવાનો નિશ્ચય પણ લાંબો વખત ટકશે નહિ. મોડા-વહેલા પણ કહેશે ખરા. એટલે એમણે આગળ પૂછપરછ કરી નહિ. ડાહીબહેન દૂધ પીને ઊઠતાં હતાં ત્યાં પૂંજાલાલ બોલ્યા :

'હમણાં ભાઈલાલ આવી ગયા એ તને ખબર છે?'

'હા, હું ફૂલ વીણતી હતી ત્યારે જતા દેખ્યા હતા.'

'એ નિમંત્રણ આપવા આવ્યા હતા. એમની તારાનું વેવિશાળ નક્કી કર્યું છે. કાલે ચાંલ્લા કરવા જવાનું છે. એ કહેવા આવ્યા હતા.'

'કોની સાથે નક્કી કર્યું?'

'પ્રતાપ સાથે.'

'મોહનભાઈનો પ્રતાપ?' ડાહીબહેનથી બોલાઈ ગયું.

પૂંજાલાલે નીચું જોઈ હકારમાં ડોકું ધુણાવ્યું.

થોડીવાર પછી એમણે ઊંચું જોયું તો ડાહીબહેનને હજી ત્યાં જ ઊભેલાં દેખ્યાં.

બંને જણે એક બીજા સામું જોયું. બંનેના મોઢા

---

બેઠો ન હતો. બાળક નાનું હોય અને લખી શકતું ન હોય તે રીતે 'હાથપ્રધાન' બની ગયું ન હોય તે અરસામાં તે વધુ કલ્પનાશીલ અને ચિત્રકાર હોય છે. આથી જ કિન્ડર ગાર્ડન પદ્ધતિમાં બાળકને તેની મરજી મુજબ ફાવે તે હાથે કે બેઉ હાથે લખવા અને કામ કરવા દેવામાં આવે છે. પ્રોફેસર ગ્લીસ જણાવે છે કે જો આપણે આપણા મગજની પૂર્ણ શક્તિનો આનંદ માણવો હોય તો આપણે મગજના બંને ભાગોનો વિકાસ બાળપણથી કેળવવો ચાલુ રાખવો જોઈએ. પ્રોફેસર ગ્લીસનાં સૂચનોને અમેરિકામાં ડેટ્રોઈટ ખાતેના પ્રો. સી. ઈ. શટીંગજરે ઊપાડી લીધાં છે અને મગજના બંને ભાગોને વિકસાવવા માટેના અને તદઅનુસાર શિક્ષણ અંગેના ક્રમબદ્ધ પ્રયોગોનું તેમણે આયોજન કર્યું છે એના પરિણામે મનુષ્યને વધુ બુદ્ધિશાળી બનાવવાનું કદાચ શક્ય બની શકશે.

*





ઉપર દુઃખની છાયા હતી. ડાહીબહેન પાટ ઉપર બેસી ગયાં. અને સાલ્લાના પાલવથી આંખમાં આવેલાં આંસુ લૂછવા માંડ્યાં.

'આપણે જ કમનસીબ છીએ. રમિલાની નજરમાં એકેય આવતો નથી.' એ બોલ્યાં.

'છોકરીઓ મોટી થઈ એટલે શું કરીએ? કોઈ દહાડો કોઈનું ય સાંભળે છે?'

'ભણાવ્યાં તે આને માટે? પોતે શોધી શકે નહિ અને માબાપ જે બતાવે તેમાંથી એકેય પસંદ પડે નહિ આ તો કાળો છે, અને આ તો કોદિયો છે; આ તો ઊંચો છે, અને આ તો નીચો છે; આ તો જાડો છે, અને આ તો પાતળો છે. દરેકમાં કાંઈ ને કાંઈ ખામી એમને દેખાય.'

'પણ આ તો બધી રીતે બરાબર હતો. પ્રતાપમાં કાંઈ ઊણપ નથી અને છતાં નજરમાં ન આવ્યો!' પૂંજાલાલ બોલ્યા.

'રમિલાને તો બાપ પૈસાદાર છે એટલે વર પણ પૈસાદાર જોઈએ છે. પ્રતાપના ઘેર મોટરગાડી નથી. અને રસોઇયો નથી. એટલે એ કેવી રીતે એની નજરમાં આવે?'

'બધું વખત જતાં થાય—થાત. આપણે ત્યાં જ ક્યાં પહેલેથી જ બધું હતું?'

'પણ એણે તો જન્મી ત્યારથી નોકર, રસોઇયો અને મોટર દેખ્યાં છે ને? પાણીનો લોટો ભરતાં ય એને વાંધો આવે.'

'છોકરાંઓ—છોકરી હોય કે છોકરો—બહુ ઊંચી આશાઓ રાખશે તો ખત્તા ખાશે. બધાંયને પૈસાદાર સાસરિયાં જોઈએ, તે બધાંયને ક્યાંથી મળે? એમણે સમજવું જોઈએ કે પ્રયત્ન કરીશું તો આપણે પણ પૈસો પેદા કરી શકીશું. પણ પહેલેથી જ બધું હોય એવું તો કેવી રીતે બને?' પૂંજાલાલ બોલ્યા.

'પ્રતાપને માટે રમિલા હા પાડશે એવી મને આશા હતી. એને તે નથી ગમતો એવું એ બોલી નહોતી. પણ પ્રતાપ ચાલતો અગર બસમાં અગર સાયકલ ઉપર આવે, અહીંથી મોટર મૂકવા જાય તોયે ના પાડે, સાદાં કપડાં પહેરે, બૂટ-મોજાંને બદલે ચંપલ પહેરે અને એ પણ ચકચકિત પૉલીશ કરેલાં નહિ, બહારનું ખાય નહિ, બરફનું પાણી ન પીએ, ખાસ નાટક સિનેમાનો શોખ નહિ, સિગારેટ ન પીએ, ખિસ્સામાંથી કાંસકો કાઢી વાળની ટાપટીપ ન કરે, બહુ બોલે નહિ—એવો, આ આજની પૈસામાં રમેલી છોકરીને કેવી રીતે ગમે! અને કદાચ ગમે તોયે એને ત્યાં, પોતે મા-બાપને ઘેર ભોગવેલી સુખ-સાહ્યબી નથી એવી ખબર પડે એટલે ત્યાં પરણવા હા કેવી રીતે પાડે? એ ઓછી છોકરાને પરણે છે! એ તો પૈસાને પરણે છે.' માનું દિલ ઊકળી રહ્યું હતું. એમનાથી આટલું બોલ્યા વિના ન રહેવાયું.

'બધી કાંઈ ઓછી એવી હોય છે? તારાએ હા પાડી ને?'

'પ્રતાપ બિચારો ભલો છે. શાન્ત છે ...બહેન જ એની વાત લાવ્યાં હતાં ને? એ કહેતાં હતાં કે એમણે એને સાધારણ પૂછ્યું હતું ત્યારે એ બોલેલો કે અમે ગરીબ માણસ, મારે માબાપ નહિ અમારું કોણ જુએ? અમારી સંભાળ કોણ રાખે!'

'તારાએ હા પાડી. એ પણ બધું વિચારીને જ હા પાડી હશે ને?'

'હશે સ્તો. ભાઈલાલ એને પૂછ્યા વિના ડગલું ભરે નહિ. તારાની મા મરી ગયા પછી તારાનું એ બહુ રાખે છે. એને માની ખોટ ન લાગે એ પ્રમાણે એ વર્તે છે. તારા પાણી માગે તો દૂધ લાવીને ધરે.'

'અને છતાં તારાએ પ્રતાપને પસન્દ કર્યો. ત્યાં તો દૂધ માગતાં પાણી જ મળે એવું હશે.'

*

બીજે દિવસે પૂંજાલાલ બહાર જવા તૈયાર થતા હતા ત્યાં રમિલા દોડતી આવી પહોંચી. એના હાથમાં છાપું હતું. 'મોટાભાઈ, તમે આજનું છાપું વાંચ્યું?' એ બોલી.

'ના. મારે બહાર જવું છે એટલે હજી જોયું નથી.'

'કાલે એકસીડન્ટ થયો છે. બસના સ્ટેન્ડે લોકો ઊભા હતા ત્યાં એક ખટારો સ્ટેન્ડ ઉપર ચઢી ગયો અને ત્યાં ઊભેલા લોકો ઉપર ધસી આવ્યો.'

'કોઈને વાગ્યું છે ?' ડાહીબહેન અવાજ સાંભળી અંદરથી આવ્યાં અને પૂછ્યું.

'ત્રણ સ્ત્રીઓને વાગ્યું છે. એકની સ્થિતિ ગંભીર છે.'

'કોઈનાં નામ છે ?'

'બનાં નામ હજી મળ્યાં નથી. એકનું નામ તારા છે.'

'તારા ?'

બારતો સાયકલે એક યુવાન કમ્પાઉન્ડમાં દાખલ થયો. એણે આવીને પૂજાલાલને ખબર આપ્યા કે 'ભાઈલાલભાઈની દીકરીના ચાલ્લા આજે કરવાના હતા પણ બંધ રહ્યા છે. એટલે આજે આવવાની તસ્દી લેશો નહિ એમ એમણે કહેવડાવ્યું છે.'

એની પાસેથી જાણવા મળ્યું કે એકસીડન્ટમાં ઘવાયેલી તારા તે એ જ કે જેના વેવિશાળ અંગે આજે ચાંલ્લા કરવાના હતા. એની પાસેથી એ પણ જાણવા મળ્યું કે કલાક પહેલાં તારાનું અવસાન થયું છે.

'એટલું બધું વાગ્યું હતું ?'

'દાક્તરોએ ઘણા ઉપાય કર્યા પરન્તુ છેવટ સુધી તારાબહેન ભાનમાં આવ્યાં જ નહિ. માથામાં સખત વાગ્યું હતું.'

'ભાઈલાલ બિચારા...'

'એ તો 'આ શું થઈ ગયું' એમ જ બોલ્યા કરે છે.'

'બીજે બધે તમે કહી આવ્યા ? કાંઈ જવું હોય તો કહેજો. અમારી મોટર સ્ટેશને ગઈ છે. એ હમણાં આવશે. આવે એટલે મોકલી આપું ? હું એની જ રાહ જોઈ રહ્યો છું.' પૂજાલાલ બોલ્યા.

ટેલિફોનની ઘંટડી વાગી રમિલાએ રિસીવર ઉપાડ્યું.

'હા. એ નંબર અમારી ગાડીનો છે એમ ?...ઊભા રહો હું શેઠને આપું'

પૂજાલાલે રિસીવર હાથમાં લીધું પોલીસખાતા તરફથી સમાચાર હતા કે એમની મોટરનો ડ્રાયવર ખોટી બાજુએ ગાડી હાંકતો હતો, એની હડફટમાં એક માણસ આવી ગયો હતો ડ્રાયવર ગાડી ચલાવીને નાસી જતો હતો પણ ગાડીનો નંબર મળ્યો હતો એટલે ગાડી તુરત પકડાઈ ગઈ હતી. જેને વાગ્યું હતું એનું નામ પ્રતાપ શાહ છે, એના પગે સખત ઇજા થઈ છે. હાલ હોસ્પિટલમાં છે. ડ્રાયવર પોલીસના કબજામાં છે. અને ગાડી પોલીસ થાણા આગળ છે.

પૂજાલાલે ટોપી અને કોટ કાઢી નાખ્યાં અને એક ધોતિયું મંગાવ્યું. ડાહીબહેન પણ સાથે જવા તૈયાર થયાં.

'ભાઈલાલભાઈએ કહ્યું છે કે આપ તસ્દી લેશો નહિ. આપની તબિયત પણ સારી નથી.'

'કાંઈ નહિ, તબિયતને કાંઈ થયું નથી.' કહી બંને જણ પગથિયાં ઊતર્યાં. બંનેના મોઢા ઉપર વિષાદ છવાઈ ગયો હતો.

*

ચાર માસથી પ્રતાપ હોસ્પિટલમાં હતો.

બેદરકારીથી મોટર ગાડી હાંકવા માટે ડ્રાયવરનું લાયસન્સ લઈ લેવામાં આવ્યું હતું અને એને સજા પણ થઈ હતી. નુકસાનીની વાત આવી ત્યારે પ્રતાપે એ લેવા ના પાડી.

પૂજાલાલના કુટુમ્બીઓનો, પ્રતાપ સાથેનો પરિચય ટૂંકો હતો. રમિલા માટે પતિની શોધ કરતાં કરતાં પ્રતાપ એમની નજરે ચઢ્યો હતો અને એમણે જરૂર જોગી તપાસ કરી હતી. એ તપાસમાં માલૂમ પડ્યું હતું કે એ એકલો જ હતો. એનાં માબાપ એના નાનપણમાં ગુજરી ગયાં હતાં. એને એક નાનકડું ઘર હતું. પૈસે-ટકે એ ગરીબ હતો અને ધર્માદા ફન્ડોમાંથી અપાયેલી મદદથી ભણેલો હતો. આવા એક ફંડના, પૂજાલાલ, એક ટ્રસ્ટી હતા અને એ રીતે જ પ્રતાપને એ ઓળખતા હતા. એનો સ્વભાવ મળતાવડો અને કોઈનું કાંઈ કરી છૂટવા માટે પ્રયત્નવાન હતો. એટલે પૂજાલાલના મનમાં એના વિષે માન પેદા થયું હતું. એને જે ઇજા થઈ હતી તે પોતાની જ ગાડીથી થઈ હતી અને વળતર લેવાની





એણે ના પાડી હતી. એટલે એમની સહાનુભૂતિ એના તરફ હતી.

હૉસ્પિટલમાં રહેવાનું તથા દવા વગેરેનું ખરચ એમણે ઉપાડી લીધું હતું અને પ્રતાપની સારવાર થાય એ માટે ગોઠવણ કરી હતી.

એ લોકો શરૂઆતમાં રોજ એની ખબર કાઢવા જતાં હતાં. ઘણી વખતે રમિલા પણ સાથે જતી. પણ પ્રતાપને જેમ જેમ ઠીક થતું ગયું તેમ તેમ પૂજાલાલ અને ડાહીબહેનનું જવાનું ઓછું થતું ગયું. પણ રમિલા તો રોજ નિયમિત જતી. પ્રતાપની બરાબર સંભાળ લેવાવી જોઈએ એ એનું—એના કુટુમ્બનું—નૈતિક બંધન છે એમ એ માનતી. પ્રતાપને રોજ નિયમિત છાપું મળે એવી ગોઠવણ એણે કરી હતી. પ્રતાપની પથારી ઉપર રોજ ફૂલ મૂકી જાય એ પ્રમાણેની સૂચના એણે હૉસ્પિટલના માળીને આપી હતી અને એના પૈસા પોતે ચૂકવતી હતી. અવાર-નવાર એને માટે ચોપડીઓ પણ એ લઈ જતી.

રમિલામાં ફેરફારો થઈ રહ્યા હતા એ ડાહીબહેનની નજર બહાર નહોતું. એમણે જોયું કે રમિલાના બોલવામાં મીઠાશ આવી છે, રીતભાતમાંથી અતડાપણું ગયું છે અને નમ્રતા આવી છે. પાણીનો લોટોય નહિ ભરનારી એનો ખંડ હાથે વાળે છે અને કપડાં હાથે ધૂએ છે. નોકરો સાથે માયાથી વર્તે છે. રસોડામાં મદદ કરે છે. કપડાંની અને બીજી ટાપટીપમાંથી નવરી નહિ થનારીમાં ખૂબ સાદાઈ આવી છે અને બહાર જતા પહેલાં અર્ધો કલાકની તૈયારી પણ જેને ઓછી પડતી હતી તે પાંચ મિનિટમાં તૈયાર થઈ જાય છે. મોટર વિના ઘર બહાર પગ નહિ મૂકનારી રોજ ચાલતી અગર બસમાં જાય છે.

એમણે પૂજાલાલને આ વાત કહી અને બંનેને રમિલામાં થતા પરિવર્તનથી આનંદ થયો.

એક દિવસ એ લોકો પ્રતાપની ખબર કાઢવા ગયા ત્યારે ડૉક્ટર નવો પાટો બાંધતા હતા અને રમિલા બાજુ પર ઊભી હતી.

'હજી કેટલો વખત જશે ?' પૂજાલાલે ડૉક્ટરને પૂછ્યું.

'હજી એકાદ માસ તો અહીં રહેવું પડશે.' ડૉક્ટરે કહ્યું.

'બરાબર ચલાય છે ?' ડૉક્ટરના ગયા પછી ડાહીબહેને પ્રતાપને પૂછ્યું.

'ટેકે ટેકે જરા જરા ચલાય છે. પણ થોડીક ખોડ રહી જશે એમ લાગે છે.' પ્રતાપે જવાબ આપ્યો.

'ખોડ રહેશે ?' ડાહીબહેનના બોલવાની રીતમાં અસંતોષ હતો.

'હા. ડૉક્ટર એમ કહે છે ખરા, પણ એ તો એમ પણ કહે છે કે લાંબા ગાળે એ પણ જતી રહેશે.'

'કેટલા વખત પછી ?'

'એ તો શું કહેવાય ?'

રમિલા થોડી વધુવાર બેસવાની હતી, એટલે પૂજાલાલ અને ડાહીબહેન એકલાં જ પાછાં આવ્યાં.

'ખોડ રહે એ તો કાંઈ સારું નહિ.' ડાહીબહેન બોલ્યાં.

'કહે છે કે રહેય ખરી અને ન પણ રહે.'

'ખોડંગતો...માણસ આપણા આંગણે શોભે નહિ. મને તો કાંઈ ગમતું નથી.'

'એનો વિચાર મારે અને તારે નહિ કરવાનો.'

*

હૉસ્પિટલમાં ડાહીબહેનના બોલવા પરથી અને ઘેર ગયા પછી એમણે રમિલાની હાજરીમાં જે વાતો કરી એ પરથી રમિલાને લાગ્યું કે પ્રતાપને ખોડ રહી એનો ડાહીબહેનને વસવસો છે; એનાથી એ અસંતુષ્ટ છે.

બીજે દિવસે એ હૉસ્પિટલ ગઈ ત્યારે એણે પ્રતાપને કહ્યું: 'આજકાલમાં મારે ત્યાં તમારી બહુ ચર્ચા ચાલે છે. મને લાગે છે બા મને બધું પૂછશે.'

'તમે રોજ અહીં આવો છો એમાં એમને કાંઈ વાંધો છે ?'

'એ તો મને શું ખબર પડે ?'

'કાંઈ નહિ. પૂછે તો સીધેસીધો જવાબ દેવો. તમે શું ખોટું કામ કરો છો ?'

'ઓછું તો નહિ. પણ એ પૂછે તો જવાબ શું દેવો ?'

'હું સમજ્યો નહિ.'

'એ જ વાંધો છે ને ? તમે જ ક્યાં સીધો જવાબ આપો છો ?'

'તમારા સૌનો મારા ઉપર બહુ ઉપકાર છે. આમ જુએ તો મારું કોઈ નથી. મારે નથી કોઈ નજીકનાં સગાં કે નથી કોઈ હાજર મિત્ર. જે કહો તે...તમે બધાં છો, તમે બધાંએ મારી જે સંભાળ લીધી છે એનો બદલો હું કેવી રીતે વાળી શકું ?'

રમિલા નીચું જોઈ સાંભળી રહી હતી. એની આંખમાંથી આંસુ ટપકતાં હતાં.

'તમે મને શરમિન્દા બનાવો છો. આમ.........શા માટે ?'

'અમારાથી જે કાંઈ બની શક્યું તે કર્યું છે. અમારી એ ફરજ છે. એમાં ઉપકાર માનવાનો હોય ?'

રમિલાએ પ્રતાપ સામે જોયું. પણ આંખમાંથી આંસુ તો પડયા કરતાં હતાં. એ ફરી નીચું જોઈ ગઈ.

'તમે જાણો છો તમે મારા ઉપર કેટલો ઉપકાર કર્યો છે ?' થોડીવાર પછી એ બોલી.

પ્રતાપે જવાબ આપ્યો.

'હું કેવી હતી ?...આજે કેટલી સુધરી ગઈ ?...એ કોનો પ્રતાપ ?'

'તમે નહિ જ સમજો ?' થોડીવાર પછી એ બોલી.

પ્રતાપે તુરત જવાબ આપ્યો અને આંખો મીંચી પડી રહ્યો. પછી ધીરેથી બોલ્યો :—

'એવું છે; આમાં મારે, મારો નહિ પણ તમારો વિચાર કરવાનો છે. મારું અને તમારું સ્થાન આર્થિક દૃષ્ટિએ...'

'હવે એ વાત તમે મૂકો તો ઉપકાર થયો માનીશ. જ્યારે અને ત્યારે તમે અમારી આર્થિક સ્થિતિની વાત લાવીને મૂકો છો. પણ પૈસો શું એક એવી ચીજ છે કે જેનાથી જ બધું મપાય ? દુનિયામાં બીજું કાંઈ છે જ નહિ ?'

રમિલાની આંખમાં આંસુ અને ઠપકો બન્ને હતાં. પ્રતાપ મૂંઝાતો હતો, એણે વાત ફેરવી :

'તમે એમ તો વિચારો કે હું અહીંથી ઊઠીશ ત્યારે મારી શારીરિક સ્થિતિ કેવી હશે ?'

'જરા ખોડંગતા ચલાશે એટલું જ ને ?'

'એ ઓછું છે ?'

'મારા મનથી એ કાંઈ વિસાતમાં નથી. પ્રભુ કરશે તો સમય જતાં એ ખોટ જશે......અને નહિ જાય તોયે મને વાંધો નથી.'



પ્રો૦ ગોવિંદભાઈ પટેલ

## ભારતના ભડવીર

અમે તો ભારતના ભડવીર,
પ્રેમશૌર્ય અંકિત સદાના, કૃષ્ણચંદ્ર અમ વીર,
અમે તો ભારતના ભડવીર.

પુણ્યોદક પીધાં ગંગાનાં, પ્રેમભક્તિ યમુનાની,
મિલન તણી આતુરતા પીધી હરણફાળ રેવાની,
સાગરના ગર્વોન્નત લોઢે ઘૂંટયું હૃદયનું હીર,
અમે તો ભારતના ભડવીર.

દેવલોકને મદદ કરીને પૌરુષ અમે ચકાસ્યાં,
દાનવ કુળને નાથી નાથી માનવધર્મ પ્રકાશ્યા,
સંસ્કારોના સેતુબંધથી આત્મા તણા અમીર,
અમે તો ભારતના ભડવીર.

ક્ષેમ થતાં ખંડિત અમે સૌ ઉત્સુક ગાંડીવધારી
સારથિએ સ્મૃતિધૃતિ વધારી દીધા વિમોહ વિદારી
વિજય ચહે સથવારો એવા ધર્મધુરંધરધીર.
અમે તો ભારતના ભડવીર.







 લીન પુલ

# મીઠું અને લોહીનું ભારે દબાણ

મીઠું આપણા ખોરાકને સ્વાદિષ્ટ બનાવવા વપરાય છે. પણ લોહીના દબાણ જેવા ભયંકર રોગ સાથે એનો કેટલો નિકટનો સંબંધ છે તે આ લેખ કહે છે...

આપણે ખોરાકમાં જે મીઠું લઈએ છીએ તેનો ભારે દબાણ સાથે કોઈ સંબંધ છે ખરો ? વિજ્ઞાનીઓ સામાન્ય રીતે એ વિષે સંમત થયા છે કે, લોહીના ઊંચા દબાણ સાથે અમુક રીતે મીઠાને સંબંધ છે.

જેમકે, તેઓ જાણે છે કે લોહીના ભારે દબાણવાળા લોકોના ખોરાકમાં મીઠાનું પ્રમાણ ઘટાડવામાં આવે તો ઘણા કિસ્સામાં લોહીનું દબાણ ઓછું થાય છે.

આનો અર્થ એમ થાય ખરો કે મીઠાનો વધુ પડતો ઉપયોગ લોહીના ઊંચા દબાણ માટે કારણભૂત છે ?

મેરિલેન્ડની જોન્સ હોપકિન્સ યુનિવર્સિટી ઓફ મેડિસીનના ત્રણ વિજ્ઞાનીઓ માને છે કે, તેઓએ મીઠાના સ્વાદ વિષે તાજેતરમાં કરેલા અભ્યાસો એ વિચારનું સમર્થન કરે છે કે, મીઠું સંભવતઃ લોહીના ઊંચાણ દબાણ માટે કારણભૂત તત્ત્વ છે.

અમેરિકામાં લોહીનું ઊંચું દબાણ ધરાવતા અંદાજે દસ લાખ લોકો છે.

આ ત્રણ સંશોધકોનાં નામ છે : ડૉ. લુઈ સી. લાસાગ્ના, ડૉ. નોર્મા ફાલિસ અને ડૉ. શ્વિયેટેટ્રોલ્ટ. તેઓએ લોહીનું ઊંચું દબાણ ધરાવતા અને સામાન્ય દબાણવાળા લોકોના એક જૂથની મીઠાના સ્વાદ અંગે કસોટી કરી હતી.

એક ટેબલ પર ચાર–ચાર કપની સંખ્યાબંધ હાર તેમણે ગોઠવી હતી. દરેક હારમાં ત્રણ કપમાં સાદું પાણી અને ચોથામાં મીઠાનું કે ખાંડનું દ્રાવણ રાખવામાં આવ્યું હતું.

દરેકને એક કપમાંથી ઘૂંટડો લઈ પછી મોં સાફ કરી બીજા કપમાંથી ઘૂંટડો લેવાનું જણાવાયું હતું. પછી તે મીઠા કે ખાંડયુક્ત પાણી શેમાં છે તે દર્શાવવાનું જણાવવામાં આવતું.

ગળપણ પારખવાની શક્તિ બાબતમાં કોઈ સૂચક તફાવત જણાયો ન હતો. પણ મીઠાના સ્વાદની કસોટીમાં લોહીના ઊંચા દબાણવાળાને તે ખારું છે એમ પારખવામાં લોહીનું સામાન્ય દબાણ ધરાવનાર કરતાં વધુ ખારું—સમપ્રમાણથી ૨૦ ગણું વધુ મીઠાનું—દ્રાવણ લેવું પડ્યું હતું.

આ સંશોધકો આ પરિણામ વિષે જણાવે છે કે, વધુ ઊંચા દબાણવાળા લોકો મીઠું વધુ પ્રમાણમાં લે છે તે તેમના પેશાબમાં અમુક ક્ષારો વધુ પ્રમાણમાં જતાં હોવાનું જે જણાય છે તેને આભારી છે કે, વધુ પ્રમાણમાં મીઠું લેવાને પરિણામે તેમનું લોહીનું દબાણ ઊંચું જાય છે તે જાણવું જરૂરી છે.

એક માન્યતા એવી છે કે વધુ મીઠું લેવાથી લોહીનું ઊંચું દબાણ થવાની સંભાવનાવાળી વ્યક્તિનું લોહીનું દબાણ ઊંચું જાય છે. ખોરાકમાં વધુ પ્રમાણમાં મીઠું લેતી વસ્તીમાં, ઓછું મીઠું ખાનાર વસ્તી કરતાં લોહીના ઊંચા દબાણવાળી વ્યક્તિઓની સંખ્યા પ્રમાણમાં વધુ હોય છે એ અભ્યાસ પરથી આ અનુમાન તારવવામાં આવ્યું છે.

સંશોધકો એમ માને છે કે, તેમની માન્યતા સાચી હોય તો તેમની માહિતી એમ દર્શાવે છે કે, લોહીના ભારે દબાણનાં ચિહ્નોવાળાં લોકો વધુ મીઠું ખાય છે કારણ બીજાઓની જેમ સારી રીતે તેમને તેનો સ્વાદ આવતો નથી.





રમેશચંદ્ર સેન

# રાજાની જન્મગાંઠ

રાજાઓ આજે ગયા છે. પણ રાજાની વાતો તો આજેય વાંચવી ગમે છે. બંગાળી ઉપરથી **શ્રી વિજયશંકર કામદારે** ગુજરાતીમાં ઉતારેલી આ વાર્તામાં જે ઊંડું મનોવિશ્લેષણ ભર્યું પડ્યું છે તે હરેક વાચકનું આકર્ષણ બનશે...

કુંલેશ્વરના રાજકિલ્લામાં વીશેક રાજકેદીઓ ભેગા થઈ ગયા હતા. તેમાંથી કેટલાક તો રાજ-કુટુંબના નજીકના જ કુટુંબીજનો હતા. તો કેટલાક રાજપુત્રો હતા અને કેટલાક ભાવી પેઢીના અધિનાયકો હતા.

કિલ્લો પાટનગરથી દૂર દૂર વસમી એકાંતમાં વર્ષોથી એકલો ઊભો હતો. એક ઊંચેરી ડુંગરમાળ ઉપર, આસપાસની ધરતીના અખંડ ને એકલ પહેરેગીર સમો. કિલ્લાની પ્રચંડ દિવાલો, ત્યાં પહોંચવાનો દુર્ગમ ને વિકટ માર્ગ અને કિલ્લાનાં લોખંડી દ્વાર ત્યાં મહેમાન થવા આવનાર સૌને હતાશ કરી મૂકતાં એટલું જ નહીં પણ મુક્ત હવામાં ફરીથી વિહરવાનાં એનાં ભાવી સ્વપ્નોનો પણ ભાંગીને ભૂકો કરી નાખતાં.

*

હજુ અહીં ત્રણેક રાજકેદી હતા. રાજાના જન્મોત્સવ નિમિત્તે પ્રતિવર્ષ એકેક કેદીને છોડી મૂકવાના નિયમે બીજાઓને તો મુક્તિ મળી ગઈ હતી.

આટલા અફાટ ને ભયંકર કિલ્લામાં માત્ર ત્રણ જ કેદી! કેટલી ભયાનક એકલતા! હા, દારોગા, ચોકીઆતો, પહેરેગીરો, અને એવા કઠોર શાસન કરનારા તો ત્યાં બેસુમાર હતા પણ તેમની સાથે વાત કરવાનીયે આ રાજકેદીઓને સખ્ત મના હતી; એટલે આ ભેંકાર કિલ્લામાં આ ત્રણ કેદીઓના સાથી હતાં માત્ર વૃક્ષનાં પક્ષી, આભના તારા અને ચંદ્ર સૂર્યનો પ્રકાશ.

પહેલાં તો પ્રત્યેક કેદીને જુદી જુદી કોટડીમાં રાખવામાં આવતો પણ હવે તો રહ્યાં 'તા માત્ર ત્રણ જ કેદીઓ અને એ પણ કારાવાસના નિયમ–અધિનિયમોના પાલક હોઈ, તેમને ભેગા રહેવાની છૂટી અધિકારીઓએ બક્ષી હતી.

ત્રણે કેદીઓ એમનો આખો વખત ગપસપ, વાતચીત, શેતરંજ, ગંજીપો કે રમતગમતમાં ગાળતા. કોઈવાર એક વાત માંડે તો બીજા બે સાંભળે. કેદીઓ સંસ્કારી હોઈ, કોઈવાર રાજકારણની તો કોઈવાર કાવ્ય કે સાહિત્યની રસચર્ચાએ જામતી. ત્રણમાંથી રાજશેખર કોઈવાર ગીત ગાતો તો કોઈ કોઈવાર મધુર સ્તોત્રોયે લલકારતો. વળી કોઈવાર કાવ્ય પણ સંભળાવતો.

આમ કરતાં કરતાં વળી એક વર્ષ વીતી ગયું ને રાજાનો જન્મદિવસ આવી પહોંચ્યો. આગલી સાંજે ખબર આવ્યા કે કાલે આવતી સવારે રાજશેખરને મુક્ત કરવામાં આવશે.

બીજા બે કેદીઓ જયંત અને જીમૂતવાહને રાજશેખરની જય પોકારી.

આજે ત્રણેના આનંદનો પાર નથી. સારીયે રાત ગાનતાનમાં વીતાવી જંગલમાં મંગલ કરી મૂક્યું. પહેરેગીરો પણ આજે જાણે ઓછા કઠોર લાગતા 'તા, એટલું જ નહીં પણ કારાગારનાં કાળમીંઢ પથ્થરોય કૈંક કુણા લાગતા હતા.

જયંતે કહ્યું: રાજશેખર, તું વહેલી સવારે મુક્ત થઈશ અને તારા રાજપ્રાસાદવાસીઓનાં નેત્રોના આહ્લાદનું નિમિત્ત બની રહીશ. પણ તું ચંપાની ખબર પહોંચાડવાનું ન ભૂલતો. ચંપા જયંતની જન્મભોમકા હતી. એનું કર્મક્ષેત્ર હતું એટલે ત્યાંના રાજકીય આંદોલનની ગતિ–પ્રગતિનાં ખબર સાંભળવા એ સદાય ઉત્સુક ને ઉત્કંઠ રહેતો. રાજશેખરે જવાબ આપ્યો: 'જરૂર ભાઈ! જરૂર.' પણ જયંતના મનમાં તો શંકા જ હતી કારણ કે આજ સુધીમાં મુક્ત થઈ ઘેર જનાર કોઈએ કૈં સર–સમાચાર મોકલ્યા જ નહોતા.

રાજશેખરે જીમૂતવાહનનેય કૈં સમાચાર દેવા હોય તો પૂછ્યું પણ એણે તો ટૂંકામાં ' ના ' એટલું જ કહ્યું.





સવાર પડતાં જ પહેરેગીરોએ દરવાજા ખોલ્યા ને ત્રણે મિત્રો જેલના આંગણામાં હારબંધ ઊભા રહી ગયા. પહેલો જયંત, વચમાં રાજશેખર ને છેડે જીમૂતવાહન. રાજશેખરના હાથમાં વિદાયની યાદમાં બંને મિત્રોએ એકેક ગુલાબનું ફૂલ આપ્યું. રાજશેખરે છેલ્લામાં છેલ્લું એક સ્તોત્ર ગાયું :

नमस्ते सते ते जगत्कारणाय ।

કિલ્લાના બહારના દરવાજે પહોંચતાં બંને મિત્રો શેખરને ભેટી પડ્યા, ને શિવાસ્તે પન્થાનઃ કહી શેખરે મૂગા મૂગા વિદાય લીધી. પણ એની આંખોમાંથી આંસુ ટપકી પડ્યાં.

વિદાયમાં કેંક વાર લાગત પણ પહેરેગીરે કહ્યું : ‘ઉતાવળ કરો, સમય થઇ ગયો છે.’

રાજશેખર અને એના બે મિત્રો વચ્ચે પહેરેગીરે લોખંડી દરવાજો બંધ કરતાં, બંને મિત્રોએ એકબીજા સામું જોઈ લીધું. બંનેની દૃષ્ટિમાં ઘોર નિરાશા અને એકલતા નજરે પડતાં હતાં. આખો દિવસ બંનેએ મૂગા મૂગા જ વિતાવ્યો. આજ સુધી તો તેઓ ત્રણ હતા પણ હવે તો માત્ર બે જ રહી જતાં બંનેનું જીવન સાવ શુષ્ક ને સંકીર્ણ થઇ ગયું હોય એમ લાગવા માંડ્યું.

બંને મિત્રો એકબીજાની છાયા પેઠે રહેતા. બંને વચ્ચે કશી જુદાઈ નહોતી, કશું સંતાડવાનું નહોતું. બે કાયામાં જાણે એક જ આત્મા વાસ કરતો હોય એવી આત્મીયતાથી બંને હરદમ ભેગા રહેતા. સવાર પડે અને બંધનનાં દ્વાર ઊઘડે કે તુરત જ બંને કારાગારના વિશાળ મેદાનમાં, મુક્ત હરણો પેઠે દોડતા; દરોડ વાગતાં કુંડમાં નહાતા અને બપોરના જમી-પરવારી ગંજીપો કે બીજી રમત રમતા કે કોઈવાર બે ઘડી નિરાંતવા ઊંઘી જતા. માત્ર બે જ કેદીઓ હોઈ આવી સ્વતંત્રતા તેમને આપવામાં આવી હતી.

વર્ષા આવતાં જ જીમૂતવાહન બિમાર પડી ગયો. તાવ, ઉધરસ અને માથાનો દુઃખાવો. દિવસે દિવસે વ્યાધિ વધતી જ ગઈ. વ્યાધિ લંબાતાં રાજવૈદ્યને બોલાવવામાં આવ્યા. તેમણે દર્દીને જોઈ તપાસી ઔષધનો પ્રબંધ કરી દીધો પણ દર્દ સ્વયં ભારે નિરાશ હતો. એના દિલમાં, એનો વ્યાધિ જીવલેણ છે એવી શંકા દૃઢ થઈ ગઈ હતી. દિન પ્રતિ દિન એની જીવનની આશા ક્ષીણ થવા માંડી.

જયંત બની શકે તેથી વધુ સેવા-ચાકરી કરતો. નહીં વિસામો કે નહીં થાક ખાવાનો. દર્દીનાં મળ મૂત્ર પોતે સાફ કરે. એનાં કપડાં ધોવે ને બદલાવે. દર્દીની કોઈવાર આંખ મળી જાય તો એની નીંદરમાં ખલેલ ન પહોંચે એ કારણે પથારી પાસે અખંડ બેસી રહે ને રાતેય સતત જાગરણ કરે. કોઈ કોઈ વાર તો ખાવાનુંયે ભૂલી જાય. આવી સતત ને સ્નેહપૂર્ણ સેવા-ચાકરી જોઈ કઠોર દારોગાય અંદરો અંદર કહેતા ‘આય એક અપૂર્વ દૃશ્ય છે.’

રાજવૈદ્યે જયંતને કહ્યું : ‘તું આમ કરીશ તો તુંય બિમાર પડી જઈશ પછી કોણ કોની સેવા કરશે ?’ પણ જયંત તો જાણે કે સાંભળતો ન હોય એમ એનું સેવાકાર્ય અખંડ ચાલતું. નથી ભૂખનું ભાન, નથી ઊંઘનાં બેવના કે આરામનો ખપ. જાણે સેવાનો નશો એના ઉપર સ્વાર થઈ બેઠો હોય ! એની એક જ તમન્ના હતી કે મિત્રને કઈ રીતે થોડોયે આરામ મળે ! બે માસની આ સતત સેવા પછી જીમૂતવાહન સાજો થયો. એણે કહ્યું : ‘જયંત, ગયા જન્મમા તો મારો ભાઈ હઈશ.’

જયંતે હસીને કહ્યું : ‘આ જન્મમાંયે શું ઓછું છે ?’ આ સ્નેહ, સૌહાર્દ અને આનંદ કલ્લોલમાં દિવસો વીતતા ગયા. જીમૂતવાહન કોઈ કોઈવાર કહેતો : ‘તારી આ અપૂર્વ બંધુતા આ કારાવાસની સર્વશ્રેષ્ઠ ભેટ છે.’

કોઈ કોઈ નિરાંતે આ કારાગારમાંથી છૂટવાની વાતો થતી અને પોતા કરતાં બીજાને વહેલી મુક્તિ મળે એમ અંદરોઅંદર ઇચ્છતા.

કોઈવાર ખિન્નતા ઘેરી વળે તો સમય કાઢવા બંને અંદર ભાગ્ય પરીક્ષા કરતા.

આવતી જન્મગાંઠે કોને મુક્તિ મળશે એ માટે ચોકમાં પાથરેલ રેતીમાંથી રંગ-બેરંગી પાંચીકા ગોતી એકી બેકી કરતા. કોઈવાર જયંતને ભાગ્યલક્ષ્મી વરતી તો કોઈવાર જીમૂતવાહનને. જે જીતતો એ સામાને કહેતો 'ના ભાઈ, ના. આ વખતે તું જ મુક્ત થઈ જા!'

આમ કરતાં કરતાં મુક્તિનો દિવસ પાસે આવતો ગયો. માગશર પંચમી રાજ જન્મોત્સવનો દિવસ હતો. હજુ એકાદ માસની વાર હતી. એક દિવસ જયન્ત શૌચ વગેરેથી પરવારીને આવતો હતો ત્યાં એક પહેરેગીરે કહ્યું: આ વખતે તમારામાંથી એક છૂટશે તો બીજો રહી કેમ શકશે? જયંતે સામું પૂછ્યું: કેમ?

સંત્રીએ કહ્યું: 'એકલા રહેવું દોહ્યલું છે. અહીં પંદરેક વર્ષ પહેલાં એક એકલા કેદીએ એકલતાથી મુંઝાઈને આપઘાત કર્યો હતો.'

જયન્ત ત્યારે તો સાંભળ્યું ન સાંભળ્યું કરી ચાલતો થયેલો પણ આ વાત, પથ્થરના ડાઘ પેઠે, એના હૃદય ઉપર અંકિત થઈ ગઈ. આ કઠોર ચિન્તાને વિસારે પાડવા એણે જેમ જેમ મહેનત કરી એમ એ વધુ દૃઢ થતી ગઈ. પછી તો જયન્ત જ્યારે જ્યારે એકલો હોય ત્યારે પેલા સંત્રીની વાત એને યાદ આવી જ હોય! આ પહેલાં જયન્તે એકલા રહેવાની વાતનો કદી વિચારે નહોતો કર્યો.

જયંતને એકવાર એના ગામના જાગીરદારની વાત યાદ આવી ગઈ. કારાવાસની એકલતાથી અકળાઈને એ ગાંડો થઈ ગયેલ—ન એનાં બાળકોને ઓળખે કે ન એની પત્નીને.

જયંતને મનોમન એ વિચાર આવવા માંડ્યો કે જીમૂત મુક્ત થતાં હું તો ગાંડો નહીં થઈ જાઉં. જ્યારે જ્યારે પછી તો એકલો પડે ત્યારે કૈં ના કૈં વિચાર કર્યા જ કરે. જીમૂત દેખી જાય તો પૂછતો: તને શું થઈ ગયું છે? જયંત ખુલ્લે ખુલ્લી વાત કરી દેતો.

જીમૂત કહેતો: 'પણ કોઈને મુક્તિ ન મળી તો?'

જયંત આના જવાબમાં ઉત્સાહભેર કહેતો; તો તો બહુ સારું. સાથે રહેવાનું ભાગ્ય સાંપડે એથી વધુ સારું શું? મોંએથી આમ કહેતો પણ એના અંતરમાં બેઠેલી ભીતિ એનો કેડો કદી ન મૂકતી, છાયા પેઠે સદૈવ એની સાથે જ રહેતી. એ એકલો એકલો વિચારતો કે હવે સાથે રહેવાનું અસંભવ છે. બન્નેની ભેગી મુક્તિ અથવા બન્નેનો કારાવાસમાં ભેગો સહયોગ હવે અસંભવ છે. એકે તો એકલા રહેવું જ પડશે. જયંતની આ હતાશાએ ધીરે ધીરે જીમૂતમાં પણ વાસ કરવા માંડ્યો. એય વિચારવા માંડ્યો; વાત તો ખરી છે; આ સંભવની ઉપેક્ષા કરવી યોગ્ય નથી.

એક દિવસ પ્રભાતમાં બાજ પક્ષી ઝડપભેર કિલ્લા ઉપર ઊડી રહ્યું હતું. જયંતે કહ્યું: જો આ બાજ દક્ષિણ તરફ વળ્યું તો મને મુક્તિ મળશે અને ઉત્તર તરફ વળ્યું તો તને..

બાજ તો જોતજોતામાં દક્ષિણ તરફ થઈને ઉત્તરમાં ઊડી ગયું એ ભેગી જ જયંતનાં મોં ઉપર ગ્લાનિની ગાઢ રેખાઓ અંકિત થઈ ગઈ. એને થયું: અફાટ આ નીલ આકાશમાં આ બાજ શિશિરના હિમકણ જેટલુંયે નથી તોયે એ મુક્ત છે, યથેચ્છ વિહરી શકે છે. એને બન્ધન નથી ત્યારે મારા જેવા માનવીને બંધનની દિવાલો ચારે તરફથી ભીંસી રહી છે. આથી વધુ દુર્ભાગ્ય શું? આ વિચાર આવતાં જ ભાવી એકલતાનો દુઃખભાર એને જાણે કચડી રહ્યો.

જીમૂત મુક્તિના વિચારમાં ચડી ગયો. ભગવાનનું સ્મરણ કરી, શોકનાં વાદળોને વિખેરી નાખવા એ સ્તોત્રના એકાદ બે શ્લોકનો પાઠ કરી ગયો. પણ એકના મન ઉપરથી એ નિરાશાનો ડાઘ ખસ્યો નહીં. આમ ધીરે ધીરે બન્નેની વચ્ચે એક જુદાઈનો પડદો આવી ગયો. ત્યારથી બન્નેએ ભાગ્ય પરીક્ષા કરવાનું છોડી દીધું એટલું જ નહીં. પણ મુક્તિની વાતે કોઈ





નથી ઉચ્ચારતું. પેલી નિર્વ્યાજ મૈત્રી અને નિખાલસ દિલે વાત કરવાનું ધીરે ધીરે બંધ થઈ ગયું. રહી ગયું માત્ર મૈત્રીનું નિર્જીવ ખોળિયું.

એક દિવસ બપોરના બન્ને શેતરંજ રમતા હતા. બાજી જામી ગઈ હતી. એક બાજી બે કલાક ઉપર ચાલી. જયંતે એક ચાલ ફરી માગી એટલા ઉપરથી જ ઉમૂતે કહ્યું : 'માત્ર આ વાતમાં જ નહીં, દરેક વાતમાં મને તારી અસલ પ્રકૃતિનો પરચો મળતો જાય છે.' જયન્તે પૂછ્યું : શી રીતે ?

'હું તારી મુક્તિમાં આડખીલીરૂપ છું એમ તને લાગતું જાય છે.'

જયંત લૂખું હસ્યો : દોસ્ત, જવા દે ને એ વાત. મારી તેં ઠીક પરીક્ષા કરી !!

શેતરંજ તો શેતરંજને ઠેકાણે રહી પણ ત્યારથી બન્ને વચ્ચેની વાતચીત બંધ થઈ ગઈ અને બીજાં કામોનો મેળ પણ તૂટી ગયો. ન ભેગા સ્નાન કરવા જાય, ન ભેગા બેસીને ખાય, પણ એક બીજાથી જોઈ જોઈને ચાલે. રાતના એક કોટડીમાં સૂવાનું અનિવાર્ય હોઈ ભેગા સૂતા પણ કોઈ વાચા વછોડતું નથી. એકનું મોં ઉગમણું હોય તો બીજો આથમણું જ રાખે.

વિસ્મયની વાત તો એ હતી કે કોઈએ એમ ન વિચારતો કે એને પણ મુક્તિ મળી શકે છે. બન્ને એમ જ વિચારતા કે મને નહીં પણ બીજાને જ મુક્તિ મળવાની છે.

આવતી કાલે જ રાજાનો જન્મ દિવસ છે. આજ સાંજ સુધીમાં તો મુક્તિના સમાચાર પણ આવી જશે. બન્ને સૂર્યાસ્તની રાહ જોઈ રહ્યા 'તા. મુક્તિ તો એકને જ મળશે પણ તે કોને મળશે એ શંકામાં બન્નેને આજના પ્રહર અસહ્ય ને દીર્ઘ લાગવા માંડ્યા.

સંધ્યાનાં તેજ વેરાય એ પહેલાં જ જેલ અધ્યક્ષ જાહેર કરી ગયા કે સકલ ગુણાલંકૃત મહારાજાના જન્મમહોત્સવ નિમિત્તે ઉમૂતવાહનને મુક્ત કરવામાં આવશે : પ્રભાત થતાં એ બહાર જવા માટે તૈયાર રહે. આટલી રાજઆજ્ઞા સંભળાવી અધ્યક્ષ ચાલતા થયા.

ઉમૂત વિહ્વલ થઈ ગયો. આ સમાચાર સુખના છે કે દુઃખના એનો તાગ આજ એ પામી ન શક્યો. અને જયન્ત ? એને તો જાણે રાજઆજ્ઞાની પહેલાં તો કંઈ ગમ જ ન પડી પણ ધીરે ધીરે એ રાજઆજ્ઞાને એ ચાર વાર વિચારીને હસી પડ્યો. પોતાના અનન્ત દુઃખ પ્રતિ એક કઠોર વ્યંગનું હાસ્ય !

આજની શિયાળાની ચાંદની ઉપર ઝાકળનું ઝીણું આવરણ પડ્યું હતું. પ્રકૃતિનું રૂપ શ્વેતવસ્ત્રધારી વિધવા જેવું શોકાતુર લાગતું હતું. જયન્ત અને ઉમૂતના મન ઉપર પણ ઝાકળના આવરણ જેવું આછું આવરણ પથરાયું હતું. બન્ને બે બારણાં પાસે ઊભા 'તા. એક પૂર્વ તરફ અને બીજો પશ્ચિમ તરફ મુખ રાખીને. જયંતની આંખોમાં આજ બધું અર્થહીન લાગતું હતું.

પ્રભાત થતાં થતાં દાદીઓ જેવી જડતા અનુભવે છે તેવી જડતા આજ જયંતનાં તન અને મનની હતી. ઉમૂતવાહન પોતે સવારે મુક્ત થનાર હોવા છતાંય, એ વિચારે એનેય શાન્તિ કે સુખ નથી. જયંતનો પોતે મોટો અપરાધી છે એમ એને લાગ્યા જ કર્યું. ઘણીક વાર તો એને થયું કે જયંતના હાથ પકડી એની ક્ષમા યાચી લઉં. પણ અન્તરના ભાવોને વાચા ન મળી.

બન્ને અવાક હતા. એક હતાશાથી ને બીજો સૌભાગ્યના સંકોચથી. જયન્તની આંખો સામે ભયાનક એકાન્તવાસનું ચિત્ર ખડું થતું હતું. એને પેલો કમભાગ્ય કેદી યાદ આવ્યો જેણે આ કોટડીમાં જ એકલતાને કારણે આત્મહત્યા કરી નાખી હતી.

વિચારમાં ને વિચારમાં એની આંખો લાલચોળ થઈ ગઈ; એને જોઈને ઉમૂતને શંકા થઈ કે આ ગાંડો તો નથી થઈ ગયો ને ?

આમ ને આમ કલાકો વીતી ગયા. કેટલા કલાક

વીત્યા કોઈને ભાન નથી. એક પક્ષીના અવાજે બંને ચોંકી ઊઠ્યા.

જીમૂત એક પેટી ઉપર બેસીને વિચારવા મંડયો કે પોતે બહાર જઈને જયંતની મુક્તિ માટે શા શા પ્રયત્નો કરશે. કોને અરજ હેવાલ કરશે, કોની મારફત રાજાને કાને આ વાત પહોંચાડશે. આમ કરતાં કરતાં રાત્રીનો ત્રીજો પ્રહર વીત્યો ને જીમૂત નિદ્રાને ખોળે પોઢી ગયો.

પણ જયંત કોટડીમાં ચૂપચાપ આંટા મારતો રહ્યો. કોઈ વાર એ ગંભીર થઈ જતો, તો કોઈ વાર એ મનના ભારે દબાઈ જતો તો કોઈ વાર સ્વયં મનને સમજાવવા પ્રયત્ન કરતો. આ વખતે એની મૂઠીઓ બંધ થઈ જતી અને એના હોઠ ઉપર હાસ્યની રેખા ઊપસી આવતી. વચમાં વચમા એ ત્રાંસી નજરે જીમૂતને જોઈ લેતો ને વળી કોણ જાણે કેમ એ કઠોર દિવાલ ઉપર મુક્કો મારતો.

*

રાજાનો જન્મ દિવસ.

જયન્ત બારણા પાસે ખાટલા ઉપર બેઠો 'તો. એણે જીમૂતવાહનનો પોશાક પહેર્યો'તો અને માથા ઉપરે એની જ ટોપી હતી.

દરવાજો ઊઘડતાં જ એ ભાગી નીકળશે અને કોઈ એને રોકશે તો લોહીની નદી વહાવવાને પણ...આમ વિચારે છે.

પણ આ શું?

હરેક વખતે તો પ્રભાત થતાં જ પહેરેગીર દરવાજો ખોલી નાખતો. આ વખતે આટલો બધો વિલંબ કેમ? કોટડીમાં તો સર્વત્ર પ્રકાશ રેલી વળ્યો છે. જયંતને આ પ્રકાશ અસહ્ય લાગે છે. એકી નજરે એ દરવાજા તરફ જોઈ રહ્યો. દૂરથી પગનો સંચારવ કાને પડ્યો—ઘણા માણસો આવવાનો અવાજ. ધીરે ધીરે અવાજ સ્પષ્ટ થતો ગયો અને દરવાજા નજીક આવતો ગયો.

કડડ કરતાં લોખંડી કમાડ ઊઘડ્યાં. સૌથી મોખરે હતા કારાગારના અધ્યક્ષ ઉત્સવના પોષાકમાં. પાછળ હતું પહેરેગીરોનું દળ.

દરવાજાના ઉંબર ઉપર જ ઊભા રહીને અધ્યક્ષે જાહેર કર્યું કે મહારાજાસાહેબે રાજઆજ્ઞામાં ફેર કર્યો છે અને બન્ને રાજકેદીઓને છોડી મૂક્યા છે.

ફાટ્યા ડોળે જયંતે અધ્યક્ષ તરફ નજર કરી પૂછ્યું:
—બંનેને?

અધ્યક્ષ, જયંતના ભાવ ને ઢંગથી વિસ્મય પામ્યા. કોટડીમાં પગ મૂકતાં જ એમણે જોયું કે જમીન ઉપર જીમૂતવાહનની લાશ પડી છે. એના મોં, છાતી અને આંખોના ખૂણામાં લોહી જામી ગયું છે. મોંમાંથી લોહીની નીક ચાલી ભોંય ઉપર પડીને કાળું પડી ગયું છે.

જયન્ત ધીરે ધીરે ગણગણ્યો: 'અમે બન્ને મુક્ત છીએ!'

★

એક ભારતીય પોલીસ અમલદારે એક એવું નાનું અને સસ્તું સાધન શોધી કાઢ્યું છે કે જેનો ઉપયોગ કરવાથી પેટ્રોલ અંજિનના એક્ઝોસ્ટ ગેસમાંથી કાર્બનમોનોક્સાઇડ કાજળ અને બળેલું બળતણ નીકળતું અટકે છે. તેમજ પાવરની હાનિ થયા વિના માઇલેજમાં વધારો થાય છે.

વળી એમ પણ જણાવવામાં આવ્યું છે કે આ સાધનનો ઉપયોગ કરવાથી મોટરવાહનો જે પ્રકારનું બળતણ તેમાં વાપરવા માટે બનાવવામાં આવ્યાં હોય તેના કરતાં ઠીક ઠીક ઉતરતા ગ્રેડનું બળતણ મોટરવાહનોમાં વાપરી શકાય છે.





વાડીલાલ મો૦ શાહ

# રાજકારણની ભીતરમાં

જાણીતા ફિલસૂફ સ્વ૦ વા૦ મો૦ શાહના એક અપ્રગટ લેખને તેમનાં લખાણોના ચાહક અને અભ્યાસુ સંપાદક શ્રી ત્રિભુવન વીરજીભાઈ હેમાણી ઊર્મિના વાચકો માટે અહીં રજૂ કરે છે જે યથાસમય પણ ગણી શકાય...

ઇંગ્લાંડ દુનિયાના સૌથી મોટા ભાગ પર રાજ્ય કરે છે, કારણ કે તે વ્યક્તિની તેમજ રાજાની ખાસિયતોનાં અવલોકનમાં જબરું છે. જ્યાં એ શક્તિ છે ત્યાં બીજી ચીજો આપોઆપ આવી મળે છે. અને એને રાજ કરવાનો હક છે. ફ્રાંસ નેપોલિયનની કદર ન કરી શક્યું. એ મૂર્ખ પ્રજાનાં પ્રજાવાદનાં શસ્ત્રથી જ ઈંગ્લાંડે દુનિયાના મોટામાં મોટા પુરુષને મહાત કર્યો અને પોતે 'રાજાશાસન'ની કિંમત પહેલાં કરતાંયે બમણી સારી રીતે સમજી ગયું. જર્મની કયઝરની તો શું, પણ એ કયઝરના જમણા હાથ રૂપ હિંડેન્બર્ગની કદર કરી શકે છે અને એના ઉપર હજી આકાશમાંથી ફૂલોનો વરસાદ વરસાવી શકે છે. એ કૃતજ્ઞતા—એ વીરપૂજા—એ કદરદાની જ્યાં સુધી જર્મનીમાં છે ત્યાં સુધી પોતાના જ વીરના દ્વેષી બનવાની ખાસિયતવાળું ફ્રાંસ આજે કરજોના બોજા નીચે છૂંદાતું છતાં સૈન્ય, કાફલો અને હવાઈ દળ વધારી બેઠું છે અને હજુ વધારતું જાય છે તો પણ જર્મનીના હાથે જ તે માર ખાશે. હિંડેન્બર્ગ પ્રેસિડંટ-પદે આવ્યો એટલામાં ત્યાં જે ધમાચકડી મચી રહી છે એ જ એનાં ભવિષ્યનાં 'શુકન' છે. કુદરતનાં મૂળ તત્ત્વો સાથે સંયમ કરવાની જર્મનીની પદ્ધતિ છે અને એ સંયમ એની સામે કુદરતની છૂપી શક્તિઓ રજૂ કરે છે. બીજાઓએ જ્યારે ફોજો વધારી ત્યારે જર્મન ભેજાંએ એ સંખ્યાબળને નકામું કરનારી તોપો બનાવી અને આખી દુનિયાએ તેની પાસેથી એ તોપો ખરીદી. બીજાઓએ કાફલા વધાર્યા ત્યારે એ કાફલાનું બળ તોડનાર 'સબમરીનો' કુદરતે જર્મનીને આપી. જર્મનીની હવાઈ જહાજોની શોધ બીજાઓ શીખ્યા ત્યારે તે જહાજોને ઘેર બેઠાં નીચે પાડવાની યોગ્યતા કુદરત માતા પાસેથી એ જર્મની માગી લાવ્યું. કોને ખબર છે કે એ કુદરતનું કયું નવું બળ દુનિયાનાં તમામ લડાયક સાધનોને નકામાં કરે એવું નહિ શોધાય? અને એ શોધાય તો સમષ્ટિ-અભિમાની જીવોને ખેદ પણ ન થાય, કારણ કે બાહ્ય સાધનો વડે એ પદાર્થોની માલેકી માટે કરાતાં યુદ્ધોનો અંત એ રીતે જ આવી શકે. જર્મની પર હજુ વધુ ત્રાસ વર્તાવવાનું તેના શત્રુઓ પસંદ કરે અને એ દેશ હજુ વધુ સંકડામણમાં આવે તો જરૂર એ સ્થિતિ જ આખી દુનિયાનું ચક્ર બદલી નાખે એવી કોઈ શોધનું જન્મદાતા બનવા પામે. અતિશય ત્રાસ નબળાઓને નાબૂદ કરવામાં અને સબળાઓને વધુ ઊંડી અને તીવ્રતાવાળી શક્તિ આપવામાં પરિણમે છે. કુદરતને 'પક્ષપાતી' કહેવામાં આવે છે એ સાવ ખોટું નથી, પણ જો તે પક્ષપાતી છે એમ કહેવું હોય, તો તે નબળાના પક્ષમાં અને સબળાની વિરુદ્ધમાં પક્ષપાત કરનારી છે. જેટલી મહાન પ્રજાઓ જોશો, જેટલી મહાન વ્યક્તિઓ જોશો, સર્વ ઉપર કુદરતની પ્રતિકૂળતા જ જોશો. એ પ્રતિકૂળતા સબળાના ભોગે નબળાને ટકાવી રાખનાર થઈ પડે છે અને સબળતા પોતે જ પીલાવામાંથી જ જબરદસ્ત નવી શક્તિને છૂટી કરનાર બને છે. પરંતુ નવી શક્તિ છૂટી થવા પામે તે પહેલાં જબરું દબાણ, મુંઝવી નાખે એટલી હદની મુશ્કેલી, અક્કલ અટકી પડે અને 'અંદરની અક્કલ'—પ્રેરણા પ્રગટે એવી ભયંકરતા થવી જોઈએ—એટલી હદ સુધી કોકડું ગુંચવાવું જોઈએ. યૂરોપનાં એકેય રાજ્યમાં હમણાં કોઈ 'રાજદ્વારી' લાંબું ટકી શકતો નથી એ જ એ ગૂંચની ભયંકરતાનો પુરાવો છે.

*

રશિયાએ અપનાવેલો સમાજરચનાનો તેમજ રાષ્ટ્ર-



રચનાનો નૂતન પ્રયોગ અપૂર્ણ તથા દોષિત હોય એ અવશ્ય બનવાજોગ છે અને છે જ, પણ 'દોષિત' અને 'અપૂર્ણ' એ વિશેષણો 'સાપેક્ષ' (Relative) છે એ પણ ભૂલવું જોઈતું નથી. દોષરહિત અને સંપૂર્ણ ધોરણને મુકાબલે એ રશિયન પ્રયોગ દોષિત અને અપૂર્ણ છે જ, પણ આજનાં પ્રચલિત બંધારણોને એને દોષિત કે અપૂર્ણ કહેવાનો કોઈ હક ન હોઈ શકે. રશિયા ભૂલ કરતું હોય તો પણ તે પોતાના હિસાબે ને જોખમે કરે છે તેમાં બીજાઓને માથું મારવાનો હક્ક કોણે આપ્યો? અને માથું મારવાને દૈવત પોતામાં છે માટે માથું મારે છે એવો હક કોઈ રજૂ કરતું હોય તો તે બુદ્ધિવાદનું જૂઠાણું છે અને એ જૂઠાણું આખી દુનિયાને માટે ભયંકર છે. ભલે એવા બળ પર હક કરનારાઓ ખુલ્લી રીતે બળના નામથી જ હક કરે, રશિયન પ્રજાની કે માણસજાતની ભલાઈ કરવાનાં બહાનાં તળે એવા પેચ શા માટે રચાવા દેવા જોઈએ? અમેરિકામાં ખ્રિસ્તી ધર્મ જ માત્ર નહિ પણ અંગ્રેજ લોહી જ વસેલું છે, છતાં ત્યાંના લોકોને મુક્તિ આપવા માટે 'ઇગ્લાંડની મુક્તિફોજ' જાય એનું કારણ શું? હિંદના લોકોને ધર્મ શીખવવા અમેરિકાનાં 'મિશનો' આવે તેનું કારણ શું? શું આ બધા દયા ખાનારા દીકરા છે કે? શું એને બીજા દેશોના મનુષ્યની મુક્તિની ચિંતા પડી છે કે? એવી જ ચિંતા પડી હતી તો ઇંગ્લાંડના પાદરીઓએ અમેરિકાના 'લિન્ચ લૉ' અને મૂળ વતનીઓ પરના જુલમો કાં ચૂપચાપ જોયા કર્યા? અમેરિકનો હિંદમાં અંગ્રેજોથી ગુજારાતા ગમે તેવા અન્યાય વખતે પણ કાં કાંઈ બોલતા સરખાય નથી! દયા નહિ, મુક્તિ કે ધર્મ નહિ, સઘળાની બાજી સ્વામીત્વ તેમજ લોહી ચૂસવાનાં સાધન સજવામાં જ સમાયલી છે. ઘડીમાં જર્મનોનો અને ઘડીમાં મિત્રરાજ્યોનો માર ખાઈ ખુવાર થયેલા, આંતરકલહની આગમાં સંડોવાયેલા, દુષ્કામ તથા મિત્રરાજ્યોના જબરદસ્ત ઘેરાથી ભૂખે મરતા રશિયાને જીવતું રહેવા દેવા જેટલીય દયા, અમેરિકાથી હિંદના લોકોને મુકિત આપવા માટે 'મિશનરીઓ' મોકલતા અમેરિકનોને જો આવી હતે તો તેમની મદદથી ગરજવાળાં મિત્રરાજ્યો રશિયા પર આવો ત્રાસ આટલો વખત લંબાવી શકયા ન હોત. આટઆટલાં 'આંતર' તેમજ બાહ્યબળો સામે રશિયા જીવી શકયું એ જ એના નવા પ્રયોગના આત્માની તાકાતનો પુરાવો છે. પણ એનું ખરું સ્વરૂપ દુનિયા જાણવા જ ન પામે એટલું જ નહિ, પણ એનાથી ડરનારાઓની કલ્પના જેટલી ભયંકરતા—નીચતા—ક્રૂરતા—અધમતા કલ્પી શકે એટલી એના ઉપર આરોપીને તેનું જેવું રૂપ બનાવી શકે તે રૂપ જ દુનિયાને પરાણે ઠસાવવાના નિત્ય નવા ઘાટ થયા કરે છે. એ બતાવી આપે છે કે બુદ્ધિસ્વાતંત્ર્ય પણ આજે ગુનો છે અને પોતાના ઘરમાં પણ કોઈનું ધણીપણું નથી. પૂર્વનું આર્ય રાજાશાસન આ વખતે હોત અને રશિયામાં તો શું પણ હિંદની પડોશમાં જ 'મજૂરવાદ'નો અખતરો થતો હોત તો એનો દ્વેષ કરવા હિંદી રાજા નવરો થાત નહિ, કારણ કે એ હિન્દી રાજાશાસનનાં હૃદયમાં આખી પ્રજાનો વારસો હતો. ત્યાં પછી પાડોશીનો 'ભય' ન હોય તો પછી ઈર્ષા તો હોય જ ક્યાંથી! પાડોશી અખતરામાં ફાવે તો પોતાને એમાંથી શીખવાનું મળે છે, હારે તો પોતાનું ગુમાવે છે.

રશિયાને બીજાઓ નડતા ન હોત તો એના નૂતન પ્રયોગની અપૂર્ણતાઓ દૂર થઈ ગઈ હોત અને આજે કાંઈ જુદા જ રૂપમાં એની રાજ્યપદ્ધતિ આવી ગઈ હોત. રશિયા પર કોઈ પણ યુરોપીય રાજ્ય ચડાઈ કરે એ કાંઈ અયોગ્ય નથી. બળનાં ઉભરાઈ જવાથી થતી લડાઈ કોઈ પક્ષને આખરે હાનિકારક થઈ પડતી નથી. માત્ર ઈર્ષાથી ઉદ્‌ભવતી લડાઈ જ બંને પક્ષનું સત્યાનાશ વાળનાર થઈ પડે છે. હિંદમાં જ્યારે દયાની અને અહિંસાની સાક્ષાત્ મૂર્તિઓરૂપ બુદ્ધ અને મહાવીર જેવા પુરુષો હયાતિ ધરાવતા ત્યારે પણ લડાઈઓ તો થતી જ, પણ તે લડાઈઓ 'પરોપકાર'ના ઢોંગોથી થતી નહિ. એક રાજા પાસે અમુક જાતનો હાર કે હાથી કે અશ્વ કે પદ્મિની છે તે તેની





પાસે શા માટે હોય, તે મારે બળથી મેળવવો છે એમ કહીને એ રાજાઓ લડવા નીકળી પડતા. આજના ન્યાયશાસ્ત્રીઓને, રાજદ્વારીઓને અને ધર્માત્માઓને એ વખતની લડાઈનાં આવાં કારણો હાસ્યાસ્પદ અને નિંદવા યોગ્ય લાગશે, પણ જ્યાં સુધી મનુષ્યમાં લોહી ફરે છે, જ્યાં સુધી કુદરતમાં બહુરૂપતા છે, જ્યાં સુધી સમાજની દરેક વ્યક્તિ 'રાજા' બની નથી, ત્યાં સુધી યુદ્ધ તો ઊભું રહેવાનું જ છે, કુદરતની અનિવાર્ય આવશ્યકતા છે, જીવનનો પવિત્ર 'હકાર' છે. એટલે એ વખતમાં યુદ્ધો 'પ્રમાણિક' હતાં, માયામય નહોતાં, અને એને પરિણામે 'વંશપરંપરાના યોદ્ધા'— ખરી મરદાઈ જેના લોહીનો 'ગુણ' છે એવા પુરુષો— શક્ય બનતા અને એમની મરદાઈ (જે ચાલુ રહેતી તાલીમના અભાવે અવશ્ય કટાઈ જવા પામતે તે) કટાતી અટકતી. વૈશ્યોના ધનભંડાર યુદ્ધની સામગ્રીઓમાં ખાલી થતા અને માલેકીની ભાવના ઘર કરી બેસવા ન પામતી. [રશિયા આજે ધનને જ—આજના હિંદી ધર્મગુરુઓની માફક—અનિષ્ટ તત્ત્વ માને છે તેને વખત જતાં સમજાશે કે કોઈ ચીજ પોતે અનિષ્ટ નથી, તમામ ચીજોની ગોઠવણમાં ખામી એ જ છે. સમષ્ટિભાન પ્રજામાં ખીલવા દો, પછી દરેક વ્યક્તિને એ ભાન સાથે દરેક ચીજની પ્રાપ્તિ માટે પ્રબળ ઇચ્છા થશે અને એ ઇચ્છા જ ખરું બળ પ્રેરનાર થઈ પડશે. સાથે સાથે પ્રાપ્ત કરેલી ચીજ વખત જતાં વ્યક્તિ ઉપર માલેકી ધરાવતી બનવા ન પામે એટલા માટે બહારવટિયાઓ, લૂટારાઓ, યુદ્ધો, યજ્ઞો ઇત્યાદિ સંસ્થાઓનાં બળોની સામે પ્રતિબળ વાપરવાને સ્વતંત્ર રાખી શકાય છે.] અને શૂદ્રોમાં સેવાભાવની તીવ્રતા અને તત્પરતા ખીલવા પામતી. આજનાં યુદ્ધો માત્ર મનુષ્યહત્યાનાં જ ભૂખ્યાં છે; અને જેઓને માટે અને જેઓના ખર્ચે યુદ્ધ કરાતું કહેવામાં આવે છે તેઓ તો યુદ્ધને પરિણામે ઊલટાં વધારે દુઃખી અને અશક્ત બને છે, અને જેઓ વડે યુદ્ધ કરાય છે, અર્થાત્ પગારદાર સૈનિકો યુદ્ધ પછી પાછા ફરતાં નવી જ દુનિયામાં પોતાને ભાળે છે અને એમનું જીવન કંગાળભર્યું—ભૂખે મરતું કદાચ ન બનતું હોય તો પણ—બને છે. આ યુદ્ધો હાર તેમજ જીત બન્ને સંજોગોમાં હાનિકારક નીવડે છે. એટલે કે આજના જમાનામાં મનુષ્યની યુદ્ધ વિષયક અને રાજકીય બુદ્ધિએ પણ પોતાનું દેવાળું જ કાઢી બતાવ્યું છે.

*

બુદ્ધિથી જેને ઊંચામાં ઊંચી ચીજ સાબિત કરી શકાય તેવી ચીજને નહિ પણ એક રદ્દમાં રદ્દ ચીજને સિદ્ધાંતને પકડી એ દ્વારા સંઘબળ અને શ્રદ્ધા પ્રગટાવી શકે તે જ મનુષ્યનો નેતા થઈ શકે. 'અમે કૈયઝરને પકડી, કેસ ચલાવી, એને તમારી સમક્ષ પાંજરામાં પૂરીશું' એવી ખાત્રી પ્રજાને આપનાર બ્રિટિશ નેતા શું અક્કલભરી વાત બોલતો હતો? અને તે છતાં એ સાધનથી ઉત્પન્ન કરેલી શ્રદ્ધાએ એ દેશને બચાવ્યો નથી. મહારાષ્ટ્રના 'ટિલકાયતો'ને, અને મુંબઈગરા બુદ્ધિવાદીઓને તથા 'ગુજરાતી'ના લેખકને ઇંગ્લાંડ મોકલી ઇંગ્લાંડની પ્રજાને તેમને 'હમ્બગ' કરી ઠગનાર પ્રધાન સામે બળવો જગાડનાર મોકલી આપવા ઘટે છે. હમણાં હમણાં વળી ગાંધીના કરોડના ફંડની બાબતમાં ચર્ચાત્મક પ્રહારો થવા લાગ્યા છે. કેવા જબરા અર્થશાસ્ત્રીઓ! કેવા હિંદના દયાના ફિરસ્તાઓ! એમને બ્રહ્મા પણ ન પહોંચી શકે! એમની સામે બચાવ કરવા ઊભવું એ જ બળ ગુમાવવાનું કામ છે. માની લ્યો કે કરોડ રૂપિયા નિરર્થક ગયા છે—રે ખવાઈ ગયા છે; ગાંધીએ તો નથી ખાધા ને? જેણે ખાધા હોય તેઓ ગરદન મારવાને પાત્ર છે, ભલે તેમ કરો. એમની દયા ખાવાની ગાંધીને ભાગ્યે જ ફુરસદ હોય. અને દુરુપયોગ થયાનું કહેનારે પ્રથમ દુરુપયોગ અને સદુપયોગનું ચોક્કસ ધોરણ નક્કી કરવું જોઈએ. હરકોઈ એક સો જેટલા બુદ્ધિવાદીઓને એ કામ જુદું જુદું સોંપો; એ સોએના જવાબ જુદા જુદા મળશે. તે પણ જવા દો; છત્રીશ કરોડની પ્રજામાંથી એક કરોડ ખરચાયા અને તે પણ દેશમાં ને દેશમાં જ, એથી પ્રજા શું મરી ગઈ? ટેક્ષની રકમ હિંદ

કેટલી ભરે છે ? લૂંટ કેટલી સહે છે ? મોજશોખમાં કેટલા અબજનાં આંધણ મૂકે છે ? રુટરના ગોળા એ જેના સમાચાર અને સનસનાટીભર્યા સમાચાર અને ટીકા એ જેની શ્રેષ્ઠતા એવાં ન્યુસપેપરોનાં ગાડેગાડાં ભરી ઉકરડે ફેંકવામાં હિંદ કેટલું ખર્ચ કરે છે ? એ કશું નથી; ફક્ત એક વખત—સુધરેલા હિંદના ઇતિહાસમાં પહેલી જ વખત અને કદાચ છેલ્લી વખત —એક કરોડ રૂપૈડી ગાંધીએ એકઠી કરી અને ખરચી એટલામાં દેશ લૂંટાઈ ગયો અને દેશદાઝના કીડાઓને સસળાટ થઈ પડ્યો ! કોઈ પણ મહત્તાપૂર્ણ ક્રિયાને જેઓ જોઈને તેની કદર કરી શકતા નથી તેવા લોકોના વરાળિયાં 'લેખાં', 'દલીલો', અને 'તાવલેલ ઉત્સાહ' પર રાજ લેવાં છે ! 'સમાજતંત્ર' અને રાજ્યતંત્રનું નવું બીબું ઘડવાના રશિયાના પ્રયોગને પગભર થવા દેવા પહેલાં તોડી નાખનાર તરીકે—જો એવું જ 'પરિણામ' આવે તો, કે જેમ થવાના સંભવો નથી—કદાચ ઇંગ્લાંડને માથે ઇતિહાસ ટોપલો મૂકે તો ભલે મૂકે, પણ હિંદનાં અનોખાં 'છડાં'ને પાકવા ન દેતાં નિર્જીવ કરવાનો દોષ તો ઇંગ્લાંડને માથે નથી જ, એ પુણ્ય તો બુદ્ધિપરાયણ હિંદીઓનું જ છે. અને તેમ જ જો બનવા પામ્યું તો હિંદ મુઉ જ પડ્યું સમજવું. જે વખતે તમામ દુનિયાનાં કારખાનાંઓને માલ બનાવવો પાલવતો નથી તેમ તાળાં વાસવાં પણ પાલવતાં નથી, અમેરિકા જેવા ધનાઢ્ય દેશને પણ ઉત્પત્તિ ઓછી કરવાનું ઠરાવવાની જરૂર પડી છે એવી વસ્તુસ્થિતિ ગાંધીએ નહિ પણ યુદ્ધે ઉત્પન્ન કરેલી પરિસ્થિતિઓએ આણી છે તેવે વખતે 'રેંટિયો' હિંદના બુદ્ધિવાદીઓને ખટકવા લાગ્યો છે,—કારણ ? કારણ કે તે ગાંધીની 'તોપ' છે ! પણ ડરપોકો ! જો ગાંધી જ જોઈતો નહોતો. તો મોં શું કરવા છુપાવતા હતા, એના ગુણગાન ગાવાના બહાનાં હેઠળ જ એના પરથી લોકોની શ્રદ્ધા પર છુરી ચલાવનારી ઉંદરનીતિમાં શું કરવા પડ્યા રહ્યા હતા, 'માનપૂર્વક' બળવો જગાવવાના ઢોંગમાં શું કરવા હજ્યે વખત ગુમાવો છો ? બળવો જ કરવો છે તો ખુલ્લો જ બળવો કરોઃ ગાંધીને તેથી વિશેષ બળ મળશે, તેની પોતાની મુક્તિની 'માત્રા'માં એથી ઓર વધારો થશે. લોકોને મુક્તિ તો યૂરોપ કરતાંય ભયંકર વસ્તુસ્થિતિ પ્રાપ્ત થશે ત્યાર પછી એક સૈકા બાદ મળશે. એ ભયંકરતા હિંદનો બુદ્ધિવાદ જ લાવશે, કારણ કે તે ઇંગ્લાંડે આપેલું હિંદી ફરજંદ છે. બાપ અંગ્રેજ અને મા હિંદી એવું ફરજંદ બુદ્ધિવાદ છે, તેથી અંગ્રેજોના હિત અર્થે એ ફરજંદે જ કામ કરવું પડશે. આખરે બુદ્ધિવાદ મરશે, પણ અર્ધા હિંદને મારી મરશે. અને તે વખતે નવજીવન પ્રગટશે, તે નવજીવનમાંથી નવો મહાત્મા, નવો બ્રાહ્મણ, નવો ક્ષત્રિય, નવો વૈશ્ય, નવો શૂદ્ર જન્મશે. આજનો ગાંધી માત્ર હિંદી પ્રતિરોધ જન્માવવામાં ફાવશે, અને એ હિંદી પ્રતિરોધ હિંદની સ્થિતિને અસહ્ય બનાવવામાં ફાવશે. એ અસહ્ય સ્થિતિ જ નવજીવન પ્રગટાવી શકે, બીજો કોઈ મહાત્મા કે સૂત્ર કે ધર્મ તે ન કરી શકે. હજી હિંદીઓ પાસે ધન છે, શેરબજાર અને કાપડ બજાર, રૂ બજાર અને મિલો, અને સગભગ તમામ બજારો લૂંટાઈ જવા છતાં હજી મુંબઈ–કલકત્તામાં ધન છે ત્યાં સુધી 'મોહ' છૂટવાનો નથી જ. તે બધાંને તળિયાંઝાટક થવા દો, છાપાંઓને આપોઆપ બંધ પડવા દો, ભાષણોને હિસાબે ખોરાક મળતો અટકવા દો, રાજદ્વારી ડહાપણોને પારકે હિસાબે ને જોખમે ધમાલ કરવા માટે જોઈતાં સાધનો ખલાસ થઈ જવા દો, પછી આવશે ખરું રાજદરબારીપણું, બુદ્ધિબાઈને—એ બૈરીને—કદાચ વેશ્યાને મનુષ્યના અને મનુષ્યસમૂહના શિર પર ચડીને અધિષ્ઠાત્રી બનવું છે ! ધર્માત્મા રામદાસ સ્વામીએ શિવાજીને મુસલમાનોને હાથે કપાતી ગાયો બચાવવા માટે જે મંત્ર આપ્યો હતો તેમાં ન્યાયશાસ્ત્ર કે નીતિશાસ્ત્રનો અંશેય ક્યાં હતો ? પણ 'હકીકત' તરીકે હકીકત તો આપણે જાણીએ છીએ કે તે જ મંત્ર ઇષ્ટસિદ્ધિ કરાવી શક્યો હતો. એક બાર માસ સુધી પણ જો હિંદીઓ ચીકટ શ્રદ્ધાથી ગાંધીની નવી ભાવનારૂપ 'છડાં'ને 'સેવી' શક્યા હોત

તો આજે હિંદ જુદું જ સ્વરૂપ બન્યું હોત અને યૂરોપને પણ મુંઝવણ વખતે એ માર્ગ સૂચવનાર થઈ પડ્યું હોત. પણ વો દિન કહાં કે...? All great movements like all great men, are destined to fail, and their very failure is the secret proof of their unique greatness. [ સઘળા મહાન પુરુષોની પેઠે સઘળી મહાન હિલચાલો નિષ્ફળ જવાને નિર્માયલી છે; અને તેમની એ નિષ્ફળતામાં જ તેમની અનોખી મહત્તાની છૂપી સાબિતી છુપાયલી છે.]

[ ફિલસૂફ પત્રકાર વા. મો. શાહનાં ખાનગી દફતરમાં અસંખ્ય નાનાં મોટાં અપ્રગટ લખાણો પડ્યાં છે, તેમાંનો જ એક પ્રસ્તુત લેખ છે. સદરહુ લેખ સંપૂર્ણ થઈ રહેલો તો દેખાઈ રહ્યો છે, પરન્તુ તેનાં જુદાં જાદાં પૃષ્ઠો પર એ ચિંતકે ભવિષ્યમાં સુધારાવધારા કરવા માટે કેટલીક ટૂંકી નોંધ હાંસિયામાં કરી રાખી છે, જે સમજવા જેવી લાગવાથી અભ્યાસીઓના ઉપયોગ માટે આંહી નોંધી લેવાનું ઉચિત માન્યું છેઃ——

૧. હિંદી સમાજ : ગાંધીએ અસ્પૃશ્યતાને ટાળવા માંડી તો ધર્મના રખેવાળો ગાજી ઊઠ્યા, જેઓ અંગ્રેજો સાથે તો ગમે તેટલી આભડછેટ ઉપજાવવા છતાં હરફવટિક બોલી શકતા નથી........સ્કૂલોને બહિષ્કાર કરવા માંડ્યો તો ભણેલા વામનજીઓ બૂમરાણ કરી ઊઠ્યા...રેંટિયો આવ્યો તો રાજદ્વારી ડહાપણ ખળભળી ઊઠ્યું——એટલે સુધી કે ખુદ ગાંધી સામે જ એ બળ બળવો જગાવવા તૈયાર થયું.

૨. અંગ્રેજો ! હસો અને તમારાં તપો હજી ખવાઈ નથી ગયાં તે જોઈ ખુશી થાઓ. હિંદને શું જોઈએ છે તે તમે તો ક્યારનાયે સમજી ગયા હશો. હિંદને સ્વતંત્રતા નહિ પણ અતંત્રતા જોઈએ છે ! એને માતાની કે ઈશ્વરની પણ તાબેદારી——રે પોતાના પણ 'નિશ્ચય'ની તાબેદારી નથી જોઈતી ! એને એક શું અગિયાર ગાંધી——ખુદ કૃષ્ણ આવે તો તે પણ——આજે તો બચાવી શકે નહિ; કૃષ્ણ પણ અર્જુન જેવો બાણાવળી (લક્ષ્યને વફાદાર) અને શ્રદ્ધાળુ (Full of living faith--faith in the power that points to the goal and faith in one's life i. e. self-surpassing faith ) સિવાય કાંઈ જ ન કરી શકે.

૩. ભણતર : ભણીને શું કરવું એ બાબતની મોટી પંચાત થઈ પડી છે. પ્રથમ તો બધાએ ભણવા માંડ્યું. થોડીક નાની નોકરીઓને સ્થાન હતું જ. કારણ કે અંગ્રેજો રાજ કરવા માટે માગતા હતા. હવે તે નોકરીઓ પૂરાઈ ગઈ. હવે શું ? ગામડાંય ભાગ્યાં : ખેતીનાશ : રૂની દશા—અન્નની અને ઘીની પણ—— ન થાય ખેતી, ન વેપાર, ન મળે નોકરી...ભણેલાઓ માટે દગો, અભણ માટે ચોરી-લૂંટ : એ આનાં જ સંતાન !

૪. Politics-not grand, 'dirty', shallow *Quote Nietsche on European* Politics. ]







શશિકાન્ત ચી. જરદોસ

# ગઝલમાં શૌર્ય

ઉર્દૂ ભાષામાં જીવંતપણું છે અને નૈસર્ગિક જોશ પણ છે. શૂરાતનસભર્યાં કાવ્યો જેટલાં ઉર્દૂમાં છે તેટલાં ભાગ્યે જ ભારતની બીજી કોઈ ભાષામાં હોય. અત્યારની કટોકટીના સમયને અનુકૂળ આ લેખ ઉર્દૂના અચ્છા અભ્યાસીએ તૈયાર કરેલ છે...

શાયરી એ સંસ્કારપ્રવૃત્તિ છે અને તેના વિષયમાં સ્વાભાવિક રીતે મિત્રતા, અથવા બઝમ, નું પ્રાધાન્ય છે—લડાઈ, અથવા રઝમ, નું નહીં.

શાયરીના એક અગત્યના અંગ તરીકે ગઝલને ગણાવી શકાય. ગઝલમાં મુખ્યત્વે સૌંદર્ય અને પ્રેમનું વર્ણન છે. રૂઢિચુસ્ત અને મરજાદી ગઝલકારો આ બે વિષયો સિવાય બીજા તમામ વિષયોને નિષેધ માને છે. તેઓનું એમ માનવું છે કે શૌર્ય અને દેશપ્રેમ વગેરેનાં ગીતો માટે વધુ સારું માધ્યમ નઝમ છે. સિદ્ધાંતની દૃષ્ટિએ આવી માન્યતા ધરાવનાર ગઝલના સર્જકો અને પ્રશંસકો તદ્દન સાચા છે. તેમનો વર્ગ મોટો છે છતાં આ નિયમનો વિરોધ કરનાર પણ અનેક અર્વાચીન ગઝલકારો છે.

તેઓ ગઝલને વાસ્તવિક અને ઉપયોગી બનાવવા માગે છે—દીવાનખાનામાંથી તેને બહાર કાઢીને રાજમાર્ગ અથવા લડાઈના મેદાન પર લઈ જવામાં કશું અજુગતું માનતા નથી. છતાં પણ તેમની ગઝલોમાં પ્રાધાન્ય તો પ્રેમ અને સૌંદર્યનું જ રહે છે.

આવા કવિઓમાં ડૉ. ઈકબાલ, જોશ મલેહાબાદી, નરેશકુમાર શાદ, મજરૂહ સુલતાનપુરી વગેરેને ગણાવી શકાય.

પહેલાના ગુજરાતી કવિઓમાં નર્મદે ગઝલ માટે સારી પસંદગી દર્શાવી છે અને તેમાં પણ એનો દેશપ્રેમ શૂરાતન અને જુસ્સો થોડે અંશે દેખી શકાય છે.

સહુ ચલો જીતવા જંગ બ્યુગલો વાગે
યાહોમ કરીને પડો ફતેહ છે આગે

ગઝલની ભાષામાં આ એક સુંદર તમલો છે. એ જ રીતે સ્વ. મેઘાણીએ કહ્યું છે,

નથી જાણ્યું અમારે પંથ શી આફત પડી છે
ખબર છે એટલી કે માતની હાકલ પડી છે.

ઉર્દૂ કવિઓ પૈકી જોશની વાણીમાં ભારોભાર મરદાનગી છે.

ભારતની આઝાદી પહેલાનાં તેમનાં જુસ્સાદાર કાવ્યો સુપ્રસિદ્ધ છે. તેમના શબ્દે શબ્દમાં અન્યાયનો પ્રતિકાર છે, ક્રાંતિનો થનગનાટ છે.

'કામ હૈ મેરા તગય્યુર નામ હૈ મેરા શબાબ,
મેરા નારા ઈન્કલાબો, ઈન્કલાબો, ઈન્કલાબ.'

જોશનાં કાવ્યોમાં શંખનાદ અને રણશિંગાનો ધ્વનિ પ્રધાનરૂપે છે. પોચટપણું કે સુકુમારતા તેમની ગઝલોમાં પણ નથી અને સ્વભાવમાં પણ નથી.

પૂરી મૌલિકતા અને હિંમતથી તેમણે ગઝલનું વર્તુલ વિશાળ બનાવ્યું છે. કરબલાના મહાપવિત્ર ધર્મયુદ્ધનાં કાવ્યોને શાયરીની ભાષામાં સલામ નામથી ઓળખવામાં આવે છે. શ્રી જોશ મલેહાબાદીના સલામો અગાઉના લોકપ્રિય કવિઓ અનીસ અને દબીરની યાદ તાજી કરાવે છે. શહીદે કરબલાને અંજલિ આપતાં જોશ કહે છે :

'કરવટેં દુન્યાકી તેરા મેહલ ઢા સકતી નહીં
આંધીઆં તેરે ચિરાગોં કો બુજા શકતી નહીં,'

ઉર્દૂ કવિ રઘુપતિસહાય ફિરાક ગોરખપુરીએ પ્રેરણાત્મક કાવ્યો લખ્યાં છે. પૂરા આત્મનિશ્ચય સાથે તેઓ કહે છે.

'હમ મોત કે મારે ન મરે હૈં ન મરેંગે
હમ ઝિન્દા થે હમ ઝિન્દા હૈં હમ ઝિન્દા રહેંગે'

ભારતીય યોદ્ધાને છાજે તેવા શબ્દોમાં તેઓ કહે છે,

'મુસીબતોં કી કલાઈ મરોડ સકતા હૂં
નસીબે ખુફતા કે શાને ઝિંઝોડ સકતા હૂં
ઉબલ પડે, અભી, આબે હયાત કે ચશ્મે
શરારો અંગ કો ઐસા નિચોડ સકતા હૂં.'

કટોકટીના સમયમાં પણ જનતાનો નેતા બની શકે તે જ ખરો કવિ. કવિને માથે મોટી જવાબદારી છે.





કવિની પ્રતિભાથી મુડદામાં પ્રાણનો સંચાર થાય, પર્વત એના સ્થાન પરથી ખસી જાય. કવિના મુખમાંથી નીકળતો એક એક શબ્દ યુગમંત્ર બની જાય.

'અંધકાર કે ઉરમેં કવિકી જલતી સાંસેં દિયે જલાયે
કવિકી હલકી નર્મ ફૂંકસે રવિશશિકે દીપક બુજ જાયે
અચલ પહાડ બહેં તિનકે બનકર કવિતા કે ધારે પર
ઉદધિ કિનારે સે હટ જાયે કવિકે એક ઈશારે પર.'

ઠરી ગએલી રાખમાંથી અંગારા સજીવન કરે તેનું નામ કાવ્ય.

'ઝિન્દગી કા સાજ છેડું ફિર નયે અંદાઝસે
જિસસે રૂહે દર્દ હો બેદાર ખ્વાબે નાઝસે
જાગ ઉઠે ફિર મેરે ગૂંજે હુએ નગ્મોંકી ગૂંજ
રાખમેં શોલે ભડક ઉઠે મેરી આવાઝસે.'

મિત્રોના રૂપમાં દગલબાજી કરનાર દુશ્મનથી સાવચેત રહેવાનું સૂચન કરતાં કવિશ્રી નરેશકુમાર 'શાદ' કહે છે.

'દુશ્મનોં ને તો દુશ્મની કી હૈ
દોસ્તોં ને ભી ક્યા કમી કી હૈ?'

યુદ્ધમાં હાર અને જીત અનિવાર્ય છે. સમય અને સંજોગોનો ખ્યાલ રાખી સંકટનો મુકાબલો કરવા સર્વ પ્રયત્નો જરૂરી છે. પરિણામ પ્રભુને હાથ છે અને પરિણામની આપણે શી ચિંતા? અમીર મીનાઈ આ વાતને કંઈક જુદા ઢંગમાં સુંદર રીતે કહે છેઃ

'શિકસ્તો ફતહ નસીબોંસે હૈ વલે અય અમીર
મુકાબલા તો દિલે નાતવાં ને ખૂબ કિયા'

કસોટીથી ડરી જનાર માણસ શી રીતે બહાદુર બની શકે? અગ્નિ પરીક્ષામાંથી પસાર થયા વિના શુદ્ધ બની શકાય નહીં. પ્રભુ આપણી એવી હજારો અગ્નિ-પરીક્ષા કરે અને આપણને તેમાંથી હેમખેમ પાર ઊતારે!

'મુશ્કિલ સે ડરને વાલે અય આસમાં નહીં હમ
સો બાર કર ચૂકા હૈ તૂ ઈમ્તેહાં હમારા.'

લડાઈ એક ઇષ્ટ આપત્તિ છે. એનાથી આપણી નબળાઈઓનું નિવારણ કરી શકાય છે. મુશ્કેલ કાર્ય જ્યારે આપણા પ્રયત્નોથી આસાન બને છે ત્યારે વિજયનો આનંદ તો મળે છે જ—પણ આપણી આત્મશ્રદ્ધા પણ દૃઢ થાય છે.

'વતન કે દુશ્મનો કો મૈં પરેશાં કરકે છોડૂંગા
જો મુશ્કિલ હૈ તો ઈસ મુશ્કિલ કો આસાં કરકે છોડૂંગા'

કવિ નજમ આફંદી, આપણા હિમાલયનું વર્ણન કરતાં કહે છે કે હિમાલય એટલો ઊંચો છે, એટલો ઊંચો છે કે એને આકાશ સાથે હમેશાં યુદ્ધ ચાલ્યા કરે છે. ખરું જોતાં હિમાલયે આકાશનો એક છેડો પોતાની બગલમાં દબાવી દીધો છે. આવો ગર્વિષ્ઠ હિમાલય, ભારતમાતાના ચરણોમાં ખૂબ અદબભરી રીતે પોતાનું મસ્તક નમાવીને ઊભો છે.

'ચરનોં મેં સર ઝુકાયે ઊંચા હિમાલ્યા હૈ
આકાશકા ભી જિસને દામન દબા લિયા હૈ'

આ હિમાલય અમારો રક્ષક છે, સંતરી છે, પાસબાન છે. એનો એક એક પથ્થર એક એક કાંકરો એક એક અણુ અમારે, મનથી પરમ પવિત્ર છે. અમારા શરીરમાં શ્વાસ છે ત્યાં સુધી એના પર અપવિત્ર પગલાં પડી શકે નહીં—આ અમારો નિર્ધાર છે. એક પુસ્તકમાં કવિ સાબિર સૂરતી કહે છે,

'હરગિઝ કિસીકે હમલેસે ડરતે નહીં હૈ હમ
સોગંદ ખાકે કેહતે હૈ જબ તક હૈ દમમેં દમ
જાને ન દેંગે અપને વતન કી ઝમીન કો
સરહદસે અપની દૂર હટા દેંગે ચીન કો'

કવિ ઇસ્હક અદીબનાં આ વિષયનાં કાવ્યો ખૂબ જાણીતાં છે. આ સીધી સાદી રીતે તેઓ કહે છે.

'અપની તૌહીન તો હમ બખ્શ ભી દેતે લેકિન
તુમને તૌહીને વફા કી હૈ, તુમ્હેં યાદ રહે
હમ અહિંસા કે પૂજારી હૈં, મગર, બદ અહદો!
તુમને ભાઈસે દગા કી હૈ, તુમ્હેં યાદ રહે'

આગળ ચાલતાં કવિ પ્રતિજ્ઞા લઈને કહે છે,

'દુશ્મનોં કો કભી બે બાક ન હોને દૂંગા
અપને દામન કો કભી ચાક ન હોને દૂંગા

'માદરે હિન્દ ! તેરી અઝમ તો અસમત કી કસમ,
તેરા આંચલ કભી નાપાક ન હોને દૂંગા'

કવિ દાગ દહેલવીનો એક શએર કંઈક જુદા જ પ્રકારની ખુમારીનું દર્શન કરાવે છે. પોતાના પુરુષાર્થ ઉપર જ તેમને એટલી શ્રદ્ધા છે કે વચમાં નસીબને પણ તેઓ આડે આવવા દેતા નથી.

'કભી ફલક કો પડા દિલ જલોંસે કામ નહીં'
અગર ન આગ લગા દૂં તો દાગ નામ નહીં'

ગઝલના ધ્યેય તરીકે શબ્દોના સાથિયા નથી. કોરી કલ્પના નથી, દુઃખથી દૂર ભાગવાની કાયરતા નથી કે ગુલ બુલબુલની માયાવી સૃષ્ટિ નથી.

'એક શાયરી વો હૈ જો બઢાતી હૈ અકલો હોશ,
એક શાયરી વો હૈ જો હિલાતી હૈ દિલકો જોશ'

ડૉક્ટર ઇકબાલ કહે છે કે વજ્રથીયે કઠણ અને ફૂલથીયે કોમળ બનવાની પરસ્પર વિરોધી ફરજો કવિએ બજાવવી પડે છે.

'મસાફે ઝિન્દગી મેં સીરતે ફૌલાદ પૈદા કર
શબિસ્તાને મુહબ્બત મેં હરીરો પરનયાં હોજા'

લડાઈનું રણશિંગડું વાગે ત્યારે કલમ ફેંકી દઈને તલવાર ન પકડે તે કવિ શા કામનો ?

'વક્ત પડને પે હરેક ખાર ઉઠા લેતે હૈં
ગુલ કે શૈદા હૈ મગર ખાર ઉઠા લેતે હૈં

હમ વો શાયર હૈં કિ જબ મુલ્કકા સર ઉઠતા હૈ,
હમ કલમ ફેંક કે તલવાર ઉઠા લેતે હૈં'

ઉર્દૂ શાયરીમાં દેશપ્રેમની અનેક નઝમો છે જેની ભાષા જીવંત અને શક્તિશાળી છે.

એટલું જ નહીં પણ કોઈ પણ દેશના સાહિત્યને ગૌરવ આપે તેવી નઝમો, કાવ્યો અને ગીતો છે. એક રાષ્ટ્રીય ગીત છે.

'અય વતન, અય વતન;
અય વતન, અય વતન.
જિસકે કંકર હૈં હીરે વો માદન હૈ તૂ
જિસસે જન્નત હૈ દુન્યા વો ગુલ્શન હૈ તૂ
જિસકા પાની હૈ અમરત વો મખઝન તૂ
જિસકે દાને હૈં બિજલી વો ખિરમન હૈ...તૂ
—તેરા સિક્કા દિલોં પર બિઠા દેંગે હમ
—તેરી અઝમત કા ડંકા બજા દેંગે હમ'

કવિ સાગર નિઝામી કહે છે, હે મારા પ્યારા ભારત !

'વક્ત આયેગા કિ ફૂલોંસે સજા દેંગે તુઝે
વક્ત આયેગા કિ હમ જન્નત બના દેંગે તુઝે'

લડાઈના મેદાન પર માથે કફન બાંધીને જનાર આપણા નવજવાન સૈનિકને કવિ આશીર્વાદ આપે છે, કે હે વીર તેને ઉની આંચ ન લાગે, તારો વાળ વાંકો ન થાય.

'મિલે જો રાહમેં કાંટે તો ફૂલ હો જાયેં
ઈલાહી મેરી તમન્ના કબૂલ હો જાયેં'



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**યયાતિ ૧–૨ :** વિ. સ. ખાંડેકર. અનુ. ગોપાળરાવ વિદ્વાંસ. પાનાં ૨૭૫+૨૮૫. રૂ. ૧૦/—. **રૈન બસેરા ૧–૨ :** સારંગ બારોટ. પાનાં ૩૩૩+૨૮૦. રૂ. ૧૦/૫૦.—બન્નેના પ્રકા. આર. આર. શેઠની કંપની, મુંબઈ, ૨. **આકાર :** ચન્દ્રકાન્ત બક્ષી. પાનાં ૨૯૨. રૂ. ૫/૫૦.—સ્વાતિ પ્રકાશન, મુંબઈ, ૩. **ગુ. સા. સભા કાર્યવહી ૧૯૫૮ :** ડૉ. મધુસૂદન હી. પારેખ. પાનાં ૧૫૬. રૂ. ૩/૫૦.—ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ. **દૂર દૂર આરા :** દિનકર જોષી. પાનાં ૩૩૩. રૂ. ૬/૭૫. સુમન પ્રકાશન, મુંબઈ, ૯. **બ્રિટન–એન ઑફિશિયલ હેન્ડબૂક ૧૯૬૩ :** પાનાં ૫૮૯. રૂ. ૧૨/—. સેન્ટ્રલ ઈન્ફોર્મેશન ઑફિસ, લંડન. **વાતાયન :** ચિનુ મોદી. પાનાં ૨૪. રૂ. ૧/—. **આકૃતિ :** મનહર મોદી. પાનાં ૨૪. રૂ. ૧/—. **વળાંક :** 'આદિલ' મનસૂરી. પાનાં ૨૪. રૂ. ૧/— —ત્રણેના પ્રકા. અનાગતા પ્રકાશન, અમદાવાદ–૭. **મેકમેહોન રેખા શું છે ? :** એ. જી. નૂરાણી. પાનાં ૩૨. ન. પૈ. —/૫૦. **ગુજરાતી સાહિત્યમાં ડોકિયું :** ચુનીલાલ મડિયા. પાનાં ૩૨. ન. પૈ. —/૫૦.—બન્નેના પ્રકા. પરિચય ટ્રસ્ટ, મુંબઈ, ૧. **લાખ રૂપિયાના ચક્કરમાં :** જેઠાલાલ સોમૈયા. પાનાં ૪૮૦. રૂ. ૧૦/—. **જમાઈ આવ્યા :** ધનસુખલાલ મહેતા. પાનાં ૨૫૩. રૂ. ૫/૫૦.—બન્નેના પ્રકા. સાહિત્ય સંગમ, સૂરત.




મનુષ્યદેહરૂપે અવતર્યા પછી આ દુનિયામાં માનવીની જવાબદારી ખૂબ વધી જાય છે. તે માનવી બને છે એટલે બીજા બધાં પશુ, પ્રાણી કરતાં વિશેષ શક્તિશાળી છે. કુદરતી રીતે મળેલાં તત્ત્વોમાં બોલવાની, વિચાર કરવાની, એકબીજાને સમજવાની અને બુદ્ધિ અજમાવવાની તાકાત તેનામાં પ્રબળ હોય છે. તે શક્તિનો ઉપયોગ કરવો ન કરવો તે પણ મનુષ્યના હાથમાં જ છે. દરેક વ્યક્તિ પોતપોતાની રીતે ઓછેવત્તે અંશે શક્તિશાળી છે જ. માનવી જન્મે છે ત્યારથી જ તેના સંજોગો, વાતાવરણ, સંસ્કાર અને વારસાની અસર તળે ખેંચાય છે નાનપણથી જ તેના ઘડતરમાં મજબૂત ટકાવી શકનાર તત્ત્વો ઉમેરાય તો તે ચણેલી ઈમારત ગમે તેવા સંજોગોમાં ટક્કર ઝીલી શકે છે. પોતાના જીવનમાં કંઈ પણ કરી છૂટવાની ભાવના ઊંડે ઊંડે જન્મે છે અને તે કરે ત્યારે જ સંતોષ મેળવે છે.

જિંદગીના દિવસો ખૂબ જ કિંમતી છે. મનુષ્ય જન્મ મળ્યો છે ત્યારે એ દિવસોની કિંમત આંકી કઈ રીતે આગળ વધવું તે પહેલેથી જ વિચારી લેવું જરૂરી છે. વિચાર વગરનું પગલું દુઃખી બનાવે છે અને તેમાંથી છૂટવાનો જાણે માર્ગ જડતો નથી. જીવનમાં એક એક પગલું કેટલું બધું વિચારપૂર્વક ભરવું પડે છે; નહિ તો સુખ કે દુઃખની વ્યાખ્યા જ માત્ર કરવાની બાકી રહે છે. જીવન દુઃખી બની જાય છે અને બીજો રસ્તો સૂઝતો નથી કે તે માર્ગમાંથી પાછા ન વળી શકવાથી દુઃખી થવાય છે.

મનુષ્ય જીવનમાં પ્રેમનો પંથ ખૂબ અગત્યનો ભાગ ભજવે છે. તેના વગર જીવન લૂખું ભાસે છે. જન્મથી તે મૃત્યુ સુધી પ્રેમના પંથે ચાલવું પડે છે. વાત્સલ્યનું ઝરણું માતા પાસેથી મેળવ્યા બાદ સાંસારિક જીવનની જવાબદારી ભોગવવાનું કાર્ય માથે આવે છે. મનુષ્ય તે જવાબદારી પોતાની જાતે સ્વીકારે છે. તે સમયે પણ ખૂબ વિચારીને પંથ કાપવો પડે છે. સુખી હોય તો તો એક જ પંથે આગળ ને આગળ ધપ્યે જાય છે. અને દુઃખી હોય તો એક વખત આદર્યા પછી પાછાં ફરી શકવાનો માર્ગ નથી હોતો તે હકીકતથી પસ્તાવો કરે છે. એટલેથી જ સંતોષ થતો નથી.

ઘણીવાર વિચારીને ભરેલાં પગલાં માનવીના જીવનને દુઃખી બનાવે છે પણ તે વખતે જે કોઈ પરિસ્થિતિ સર્જાય તેને સહન કરી લેવાની તૈયારી સાથે જ આગળ ધપવાનું હોય છે. ક્યારેક વિવશ બની જનાર જિંદગીથી હારી જાય છે. અને કિંમતી દિવસોને વેડફી નાખે છે. પોતાનું સુખ શેમાં સમાયેલું છે તેનો ન્યાય જાતે જ કરવા જતાં હેરાનગતી વહોરી લે છે. પ્રેમનો પંથ કાંટાળો જરૂર છે. તેના ઉપર ચાલવું એટલે એ કાંટાને સહીને આગળ વધવું. અર્ધે રસ્તે જો તે વાગી બેસે તો ત્યાં જ બેસી જાય છે, આગળ જવાની હિંમત નથી ચાલતી અને દુઃખી દુઃખી થઈ જાય છે.

ન કલ્પેલા દુઃખમાંથી પણ માર્ગ કાઢવો, જિંદગીના કિંમતી દિવસોને એળે નહિ કાઢતાં, બીજાના દુઃખમાં ભાગીદાર બની, સેવામય જીવન જીવી મનુષ્ય જીવન સાર્થક કરી આત્માને કલ્યાણપંથે વાળવા પ્રયત્ન કરવો અને તેમાંથી સુખની પ્રાપ્તિ કરવી તે જ જીવનનો સાચો લહાવો છે.

## સૌનું હિત

નયનાબહેન સામાજિક કાર્યકર તરીકે લોકોમાં ઠીક ઠીક જાણીતાં હતાં. પૈસેટકે સુખી હતાં અને ઘરની ખાસ જંજાળ નહોતી. એટલે શહેરની સામાજિક સંસ્થાઓમાં માનદ્‌સેવા આપતાં હતાં. એક બે કમીટીમાં પ્રમુખ તરીકેનો હોદ્દો પણ ધરાવતાં હતાં.

સ્વાભાવે શાંત છતાં ધાર્યું કરાવી શકવાની તાકાત તેમનામાં હતી. આમેય મીઠો સ્વભાવ એટલે બધાંની સાથે જલદી હળી પણ જાય, અને વાહવાહ પણ એમની બોલાય. સાધારણ રીતે એવું બનતું કે કંઈક નવું કાર્ય કરવું હોય તો તેમને પૂછ્યા વગર ન થાય. અને આમ એમનો આપખુદી, સત્તાવાહી સ્વભાવ પોષાતો પણ ખરો.

સંસ્થાનું કામ એક વ્યક્તિથી તો ક્યારેય પૂરું થતું નથી. ઘણાં કાર્યકરો સાથે કામ લેવાનું હોય છે. દરેકની કામ કરવાની ઢબ જુદી હોય છે. સંસ્થાની અમુક નીતિ નક્કી થયેલી ન હોય તો કામ કરવાની મુશ્કેલી પણ પડે. નયનાબહેન જરા ઉતાવળીઆં ખરાં. કામ બહાર જેટલું મોટું દેખાય એટલી એમની મહત્તા વધે. એટલે દેખાય એવું કામ પણ માગે. પરંતુ ક્યારેય વ્યવસ્થિત કે મુદ્દાસર કામનો વિચાર જ ન કરે. સાથે સાથે કાચા કાનનાં પણ ખરાં. કોઈ કહે તે જલદી માની જાય. આગળની પરિસ્થિતિનો વિચાર ન કરે.

કોઈને ઊંધાં ભણાવવાં હોય તો પણ નયનાબહેન પાછાં ન પડે. બહારગામથી કોઈ મહેમાન સંસ્થાની મુલાકાતે આવે ત્યારે પોતે એટલાં તો સજાગ રહે કે સંસ્થાના કાર્યકરોમાંથી કોઈ મહેમાન પાસે જઈને કંઈ 'હકીકત' તો નથી જણાવી દેતું ને—એની તકેદારી રાખે. પણ એમની ધાક એવી કે એમની ગેરહાજરીમાં કોઈ મુલાકાતી આવી ચડે તોય સાચી હકીકત જાણવા માટે નયનાબહેનને જ મળવાનું એવું કાર્યકરો ફફડતાં ફફડતાં પણ કહી દે. કોઈને જરાય જવાબદારી જ ન આપે પછી થાય પણ શું!

કામ ન દીસી આવે એટલે, સંસ્થા વગોવાય. પણ સંસ્થાનાં મોટાં ભા થઈ બેઠેલાં નયનાબહેનને કોઈ કંઈ કહે નહિ કે કોઈ એમનો જવાબેય ન માગે.

પણ આમ ક્યાં સુધી ચાલે? એક દિવસ પોલ પકડાઈ ગયું. નયનાબહેન બહારગામ હતાં ને સંસ્થાની તપાસણી માટે નિરીક્ષકો આવ્યાં. બધું તપાસતાં કેટલુંય એવું નીકળ્યું કે જેને માટે નયનાબહેન જ જવાબદાર હતાં. પણ ગામનું નાક અને પૈસેટકે પણ સુખી એટલે એમનો વાળ વાંકો ન થયો. પણ ત્યારથી નયનાબહેન દંભ ડોળ અને દર્પને ભૂલીને સાચી સેવાની રીતિ અખત્યાર કરવા લાગ્યાં છે. સંસ્થાને તો આને લીધે લાભ જ થયો છે.

## થંભેલાં વહેણ

જમાનો બદલાય છે તેમ જૂનાં મૂલ્યાંકનો પણ બદલાતાં જાય છે એમ કહેવાય છે. પરંતુ આજે વર્ષો ઉપર વર્ષો વહી જવા લાગ્યા છતાં પણ મનુષ્ય–સ્વભાવ વહેમ, અંધશ્રદ્ધા, વળગાડ જેવી માન્યતાઓને પૂજ્યા વગર રહી શકતો નથી. ભણેલો અને અભણ એવા સમાજના બે વર્ગ ભિન્ન હોવા છતાં કેટલાક પ્રસંગોમાં એક યા જુદા પ્રકારે આવી અંધ માન્યતાઓને સરખી રીતે માનતા હોય છે. ભણેલો વર્ગ જરા સમજીને ભોગ બને છે. જ્યારે અભણને તો તેની પાછળ કોઈ દલીલ જ હોતી નથી. કારણ એનો પાસે જ્ઞાન નથી. ગામડામાં આવી અંધશ્રદ્ધા પુષ્કળ પ્રમાણમાં હોય છે એટલું જ નહિ પણ શહેરો પણ એનાથી ખરડાયેલાં તો છે જ.

ગામડાનું એક કુટુંબ વર્ષોથી શહેરમાં રહે છે, ભણતર દીઠું નથી પણ શહેરમાં નોકરી, ઘરકામ વગેરે કરે. મીલમાં નોકરી કરતાં કરતાં સનાની તબિયત બગડી. સાધારણ માંદગી ગણી દવાદારૂ કરાવ્યાં નહિ અને દિવસે દિવસે શરીર લથડવા માંડ્યું, જીરણ તાવ લાગુ પડ્યો. આજુબાજુના લોકોએ બહુ કહ્યું એટલે હૉસ્પિટલમાં બતાવ્યું. ડૉક્ટરને ટી. બી. નો વહેમ પડ્યો, ફોટો લેવાનું કહ્યું. પણ દવામાં નહિ માનનારાં





આ લોકો તો એવા વહેમમાં પડી ગયાં કે ચોક્કસ સનાને કોઈએ કંઈ કરી નાખ્યું છે. એટલે દવા પડતી મૂકી લાંબા જઈને બાધા કરી આવ્યા. બાધા-આખડીથી જ ભગવાન સાજોસમો કરી નાખશે એ શ્રદ્ધાએ જાણે તાવ ઉતારી નાખ્યો. પરંતુ ખૂબ જ અશક્ત અને નંખાઈ ગયેલું શરીર એમ ઘડીકમાં બેઠું થાય તેવું નહોતું. બે દિવસ જરા હાશ થઈ ત્યાં તો વધારે જોરથી ઊથલો માર્યો. તો પણ ભગવાન કસોટી કરે છે માની બેસી રહ્યાં અને દવાદારૂમાં એક પાઈ ખરચતાં વિચાર કરનાર સો-બસો રૂપિયા ખરચી આવ્યા. માંડ માંડ પડોશીની વાત માન્ય રાખી છેવટે ડૉક્ટર પાસે ગયા.

અભણની અંધશ્રદ્ધા અને વહેમ, બાધાઆખડીની પાછળ દેવું કરીને પણ વ્યર્થ ખર્ચ કરવાથી ફળે છે એમ માનીએ પણ ભણેલો વર્ગ પણ આવી બાધા-આખડીમાં માને ત્યારે ખરેખર નવાઈ લાગે છે. ઈશ્વરમાં શ્રદ્ધા હોવી એ એક જુદી વસ્તુ છે અને ઈશ્વરને આવા ધતીંગ દ્વારા ખુશ કરવા પ્રયત્ન કરવો એ એક દુઃખજનક ઘટના છે. અમુક ધાર્યું કામ પાર પાડવા માટે ઘીનો દીવો, શ્રીફળ, પૂજા કરવી, જાત્રા કરાવવી વગેરે ભગવાનને અને જાતને છેતરવાના રસ્તા નથી તો શું છે?

'સાપ ગયા ને લીસોટા રહી ગયા' તેમ કંઈ 'પોલીશ મેનર્સ'માં જૂનવાણીપણું હજુ આપણા સમાજમાં અડ્ડો જમાવીને બેઠું છે. એ દૂર કરવા લોકોમાં આત્મવિશ્વાસ કેળવવાની જરૂર છે. ગામડામાં હજુ છેક ખૂણામાં આવા રિવાજો સબડે છે ત્યાં સુધી પહોંચવાની જરૂર છે. સાથે સાથે જ્ઞાની-ભણેલાંની બાંગ પૂકારનારાઓને પણ એવા જડ વાતાવરણ-સંસ્કારમાંથી મુક્ત કરવાં જરૂરી છે.

## આકરી કસોટી

'આજે તો ...ગામથી કાણના સમાચાર આવ્યા છે, અમે બધાં આવતી કાલે સવારે બેસવા જવાના છીએ. તમારે આવવું હોય તો તૈયાર થઈ રહેજો.' ધીરાભાઈએ કોણ મરી ગયું છે વગેરે જાણીને કહ્યું કે 'સારું, હું પણ તમારી સાથે જ આવીશ.'

જ્ઞાતિના રિવાજ મુજબ કોઈ પણ મરણ પ્રસંગે ગામના બધાં સાથે ભેગા મળી બીજે ગામ બેસવા જતાં. એટલે ધીરાભાઈ જવા તૈયાર પણ થયા. જો કે જેનના મૃત્યુના સમાચાર આવ્યા હતા તે તેમના કુટુંબી કે બીજા કોઈ સગા નહોતા પણ આગેવાનોમાંના એક હતા.

ધીરાભાઈ રબારી કોમમાં જન્મ્યા હતા. જ્ઞાતિના પ્રમાણમાં સારું ભણ્યા હતા અને સામાજિક સુધારણામાં માનતા હતા એટલે સુધારક તરીકે પંકાયેલા હતા. તેઓ બાળલગ્નની વિરુદ્ધ હતા. જ્ઞાતિના આગેવાનોને સમજાવવા પ્રયત્ન કરતા પણ તેમના બોલ કોણ સાંભળે...! તેમની વાતને બહુ સરસ રીતે ઉડાવી દેતા. ધીરાભાઈ તેમનું બધાનું માનસ સારી રીતે સમજતા હતા એટલે કોઈને પરાણે મરજી વિરુદ્ધ કંઈ કરવા કહેતા નહિ. આમે આ કોમ ઝનૂની ખૂબ કહેવાય. પોતાની વિરુદ્ધ પગલું ભરનારના ટાંટીયા તોડી નાખે. ધીરાભાઈએ નક્કી કર્યું કે જે કંઈ સુધારો કરવો હોય તે મારા ઘરમાં જ કરું. એમને એક દીકરી હતી તેને ભણાવવા માંડી. તે તેરેક વર્ષની થઈ ત્યાં તેની બા ગુજરી ગયાં. એટલે ઘરની જવાબદારી એટલી નાની છોકરી ઉપર આવી પડી. ધીરાભાઈએ બીજી વાર લગ્ન પણ ન કર્યાં અને દીકરીને સારી રીતે ભણાવવાનું નક્કી કર્યું.

આ સુધારકભાઈ બીજા પંદરેક જણાની સાથે બીજે દિવસે સવારે ટ્રેઈનમાં કાણે જવા નીકળ્યા. ટ્રેઈનમાંથી ઊતરીને ૭ સાત ગાઉ ચાલીને જવાનું હતું. અર્ધે પહોચીને વિસામો લેવા બેઠા. ત્યાં બીજા સોએક જેટલા માણસોને જોઈને ધીરાભાઈ વિચારમાં પડ્યા. પણ હજુ પાંચ મિનિટ બેઠા નથી ત્યાં તો તેમની જડતી લેવાની શરૂ થઈ ગઈ.

થોડા સમય પહેલાં ગામમાં એક સામટા પચાસ લગ્નો લીધાં હતાં તેની પોલીસને માહિતી મળી હતી

એટલે પોલીસે આવીને છેલ્લી ઘડીએ તે અટકાવ્યાં હતાં. અને લગ્ન થઈ શકેલાં નહિ. જ્ઞાતિના આગેવાનોની બધી જ મહેનત નિષ્ફળ ગઈ. તે બધા માનતા કે પોલીસને ખબર આપનાર આ ધીરા સિવાય બીજું કોઈ હોય જ નહિ. એટલે આ કાણુને બહાને એને પૂરો કરી નાખવાનું આ કાવતરુ ગોઠવી રાખ્યું હતું.

ધીરાભાઈએ જ પોલીસને ખબર આપી છે તે સાચું જ છે એમ માનીને ચારે બાજુથી તેના ઉપર પ્રશ્નોની ઝડી વરસી: 'બોલ, જવાબ આપ, તેં જ ગામનાં લગ્નોની પોલીસને ખબર આપી હતી ને? જૂઠું બોલવાનું કોઈ કારણ નથી અમે તને આજે છોડવાના નથી. પૂરો સ્વાદ ચાખ્યા સિવાય ભાઈ સીધા નહિ થાય.' વગેરે વાક્યો ઉપરા ઉપરી સંભળાવા માંડ્યાં.

ધીરાભાઈને થયું, જો વખત જોઈને વાત નહિ કરું તો આજે મરી ગયા જ સમજો. કારણ સાચી હકીકત તે સમજી ગયા હતા. પણ એ બાબતમાં તેઓ બિલકુલ જાણતા નહોતા એટલે પુષ્કળ ધમકીઓ આપવા છતાં પણ તેમણે ના જ પાડી એટલે જ્ઞાતિના આગેવાને આગળ આવીને શરત મૂકી: 'જો તું સાચો હોય તો તારી અગ્નિ-પરીક્ષા અમારે લેવી પડશે. ઉકળતા તેલમાં, અમને સંતોષ થાય એ રીતે હાથ બોળો. અને જો ફોલ્લા ઊઠી જશે તો તને અહીં જ પૂરો કરી દઈશું.'

ધીરાભાઈ એકલા અને સામે સવાસો જેટલા ઝનૂની માણસો. આમેય મરવાનું તો છે જ તો ઈશ્વરને નજર સમક્ષ રાખી જે થવાનું હશે તે થશે એમ વિચારી તૈયાર થયા. કારણ અહીં જંગલમાં એમનું કોઈ સાંભળે તેમ નહોતું. બીજો વિચાર જ વ્યર્થ હતો.

હા પડી કે તરત જ ચીતા સળગાવવાની માફક લાકડાં ખડકાવ્યાં, સળગાવ્યાં અને મોટા કડાયામાં તેલ કકડાવા મૂક્યું. અગાઉથી બધી જ સગવડ કરી રાખી હતી. દસ તો તેલના ડબ્બા લીધા હતા અને લાકડાં વગેરે બીજો સામાન જુદો. તેલ ખૂબ કકડાવ્યું અને તે કકડતા તેલમાં ધીરાભાઈને હાથ બોળવા કહ્યું. એ ઉકળતા તેલમાં હાથ બોળ્યા છતાં કંઈ જ ન થાય ત્યારે તેમની કસોટી પૂરી થાય. એટલે એ પરીક્ષા પૂરી કરવા ત્રણવાર વધુ ઉકળતા તેલમાં હાથ બોળાવરાવ્યા. ધીરાભાઈએ જેટલી હતી તેટલી બધી જ હિંમત એકઠી કરી અને સહનશક્તિ વાપરી એક હુંકારો પણ ન કર્યો. હાથ સહિસલામત બહાર નીકળ્યો અને માંડ માંડ પરીક્ષામાંથી પાર ઊતરી ઘર ભેગા થયા. ઘેર જઈને દવા લગાવી. ઠીક ઠીક દિવસો હાથ પંપાળ્યો પણ કુદરતનો સહારો તેમની સાથે હોવાથી હિંમતથી બધું દુઃખ સહન કરી શક્યા અને બચી પણ ગયા.

આજના વૈજ્ઞાનિક યુગમાં પણ રામાયણ યુગની આ અસર જોઈ ખરેખર નવાઈ લાગે છે. સીતાની અગ્નિ-પરીક્ષા થઈ તે સત્ય માનીને શું આજે આ સત્યની પણ કસોટી થઈ રહી છે! આવાં જુનવાણી, રૂઢિચુસ્ત માનસ હવે ક્યારે પલટાશે! હજુ તો આપણે કેટલાં પછાત છીએ...!



'ઊર્મિ-નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.

# સર્જનના રાહે

**મનોયાત્રા :**

[ લે. મધુકર રાંદેરિયા, પ્રકા૦ વિજયા પ્રકાશન, ૫૩, બાણગંગા રોડ, મુંબાઈ, કિ. રૂ. ૪— ]

લેખકના મનપંખીએ પાંખો ફફડાવીને, ઘડી અહીં ઊડી ઘડી તહીં ઊડી, ધરતીની, વૃક્ષની અને અવકાશની યાત્રાએ ઊડીને જ્યાંથી જે સારું લાગ્યું તેને સંઘરીને પોતાની રીતે આ પુસ્તકમાં રજૂ કરવાનો યત્ન કર્યો છે. 'દેના જ્યોતિ' નામનું માસિક દેના બૅન્કના કર્મચારીઓને રૂપિયા અને નયા પૈસાની શુષ્ક (!) જાળમાં સપડાતા અટકાવવા માટે ને સંસ્કારી સાહિત્યની લહાણ કરાવવા માટે છેલ્લાં સાત વર્ષથી પ્રગટ થાય છે. એનું સંપાદન કરતાં કરતાં દરેક મહિને વાચકો સમક્ષ કાંઈક નવું મૂકવાની ઇચ્છાથી જુદા જુદા વિષય પર લખાયેલા હળવા—છતાં ગંભીર હોય એવા નિબંધો લેખકે લખ્યા ને તે મિત્રોના આગ્રહને વશ થઈને આ પુસ્તકમાં પ્રગટ કર્યા છે.

સંગ્રહાયેલા લેખોનું વૈવિધ્ય લેખકની વિવિધ રસવૃત્તિની સાબિતી આપી જાય છે. જુદી જુદી ઋતુઓનાં વર્ણન, ફિલસૂફી, જીવનની ક્ષણભંગુરતા, જુવાનીની ક્ષણિકતા, માનવજીવનની તુચ્છતા જેવા ગંભીર વિચારોને લેખકે ખૂબ જ લોકભોગ્ય શૈલીમાં રજૂ કર્યા છે. ઉપરાંત એમાંથી લેખકની કાવ્યાભિરુચિ, જુદા જુદા ધર્મશાસ્ત્રોની જાણકારી, ગીતાની ફિલસૂફીને વ્યવહારમાં ઉતારવા માટેની લગણ, યાત્રારસ, નાટકરસ અને કુદરતપ્રેમ વિષે પણ આપણને ખ્યાલ આવે છે. વિષયવૈવિધ્ય જોતાં બીજી પણ એક છાપ પડે છે અને તે એ કે ગમે તે વિષય લઈને પણ 'દેના જ્યોતિ'ના વાચકોના જીવનને રસમય, સભર, કાર્યદક્ષ ને સદ્‌વિચારી બનાવવાનો એમનો હેતુ બર આવે એવી રસિક અને ચિંતનમધુર શૈલીમાં લેખો રજૂ થયા છે. ક્યારેક લેખકનું અધ્યાપકપણું, ક્યારેક ટીખળી હાસ્યકાર, ક્યારેક વિવેચક અને ક્યારેક કવિ મધુકર આ સર્વ લેખોમાં છતા થયા છે. લેખોનું સ્વરૂપ લઘુનિબંધો જેવું છે પણ આપણી સંસ્કૃતિનાં ઊંચાં મૂલ્યોને વફાદારીપૂર્વક રજૂ કરી જાય છે.

ગંભીર ચિંતનનો આશય લેખકનો છે જ નહિ એટલે પુસ્તક નિબંધોનો સંગ્રહ વાંચીએ એમ નથી વંચાતું. એકી બેઠકે વાંચી શકાય છે એ એની વિશેષતા છે, અને છતાંય પુસ્તક પૂરું કરીએ ત્યારે જીવનઘડતર માટે કાંઈક ભાથું મળ્યું એવો સંતોષ રહે છે.

**સદાચાર :**

[ લે. અને પ્ર૦ સી. જી. વાલેસ; સેંટ ઝેવિયર્સ કૉલેજ, અમદાવાદ, ૯. ન. પૈ.—/૭૫ ]

વિદ્યાર્થીઓને નૈતિક માર્ગદર્શન આપવાના હેતુથી આ પુસ્તિકા લખાઈ છે. ખાસ કરીને આપણા કિશોરો સિલોન રેડિયો દ્વારા પ્રચાર પામતી સંસ્કૃતિની મોહજાળમાં લપટાયા છે, ફિલ્મી નટનટીઓની વીરપૂજામાં રાચવામાં જ એમણે પોતાનું શ્રેય જોયું છે. ત્યારે તો વિદ્યાર્થીઓને જીવનનું સાચું ધ્યેય સમજાવવાની, એમનાં મૂલ્યો બદલવાની ખાસ જરૂર રહે છે. આ પુસ્તક એ દૃષ્ટિએ ઘણું ઉપયોગી સિદ્ધ થાય એવું છે. પણ જેમને માટે એ લખાયું છે તે વાંચશે ખરા ?

ખૂબ નાના લેખોમાં, સરળ શૈલીમાં લેખકે જીવનનું મહત્ત્વ, સમાજમાં માનવીની અગત્ય, વિવેકબુદ્ધિ, પાપ-પુણ્ય, વાણીમીઠાશ, પ્રેમથી વેરીને વશ કરવાની

ન ચાલે જંગલમાનવ પણ પ્રેમ અને પ્રણયની વાતો કરી શકે છે તે.

ગુજરાતી શબ્દશઃ ભાષાંતર ન ગણાય તેવાં આ ચારેય પુસ્તકોને ગુજરાતીમાં ઉતારતી વખતે અનુવાદકે વધારે કાળજી લીધી હોત કે કોઈ દૃષ્ટિવાળા અનુવાદક પાસે આ ચારેય પુસ્તકો તૈયાર કરાવાયાં હોત તો જરૂર એમાં સહેજે દેખાતી ઉણપ વિદારી શકાઈ હોત. બીજી આવૃત્તિ વખતે પ્રકાશકો અને અનુવાદક આ વસ્તુ જરૂર ધ્યાનમાં લે એવી અપેક્ષાએ જ આ ઉપયોગી પુસ્તકો વિષે આટલું ટીકારૂપે લખવું પડ્યું છે. આપણા કેળવણીકારો પણ આવાં કિશોરોપયોગી પુસ્તકોમાં વધુ રસ લઈ શકે તો માર્ગદર્શન મળી શકે. ગુજરાતી સાહિત્યમાં સાહસકથાનું આછું પાતળું સાહિત્ય છે તેમાં ટારઝન શ્રેણીનાં આ ચારેય પુસ્તકો ઉમેરો કરે છે એમાં તો શંકા નથી.

**ગોવર્ધનરામ :**

[લે. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી. પ્રકા. એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., મુંબઈ, ૨. મૂલ્ય. રૂ. ૨/૫૦.]

ગુજરાત યુનિવર્સિટી તરફથી શરૂ કરવામાં આવેલી ગોવર્ધનરામ ત્રિપાઠી વ્યાખ્યાનમાળાના પ્રથમ વ્યાખ્યાન તરીકે શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ પાંચ દિવસ સુધી ૧૯૬૦માં જે કહ્યું તે ગ્રંથ સ્વરૂપે પ્રગટ થાય છે. ગુજરાત યુનિવર્સિટીએ આ વ્યાખ્યાનમાળાનું આ પ્રથમ પુષ્પ એન. એમ. ત્રિપાઠીને પ્રગટ કરવા માટે આપીને આ વ્યાખ્યાનમાળાના પ્રીતિદાતાને યોગ્ય ન્યાય કર્યો કહેવાય.

ચિંતક અને સર્જક ગોવર્ધનરામને મૂલવવા શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી જેવા અધિકારી વ્યાખ્યાતા આ પાંચેય વ્યાખ્યાનોમાં સુંદર ન્યાય આપી શક્યા છે. ગોવર્ધનરામનો જીવનતત્ત્વ વિચાર, ગોવર્ધનરામનો સાહિત્યવિચારઃ સાક્ષરભાવના, પ્રકીર્ણ કવિતા 'સ્નેહમુદ્રા', 'સરસ્વતીચન્દ્ર'નાં પ્રભાવક તત્ત્વો અને ગોવર્ધનરામની નિરૂપણરીતિ ને ગદ્યશૈલી એ પાંચ શીર્ષકો તળે અપાયેલાં આ પાંચેય વ્યાખ્યાનો ગોવર્ધન સાહિત્યનાં અભ્યાસીઓને અને વિદ્યાર્થીઓને સારું એવું ભાતું પૂરું પાડશે એમાં કોઈ શક નથી.

ગોવર્ધનરામ આપણા સાહિત્યના એક એવા સજાગ સંત્રી હતા કે તેમનું ચિંતન, વિલોકન અને અભ્યાસ આજના ઉપરછલ્લા લેખકો માટે અનુકરણીય ગણાવાં જોઈએ. એ રીતે વિચારનારને પણ આ પુસ્તક ઉપયોગી થઈ પડશે. દેશહિતચિંતામાં તપસ્વી જેવું જીવન ગાળીને એક ઉચ્ચ દૃષ્ટાંત આપણને આપી જનાર ગોવર્ધનરામ વિષેનું મનનભરપૂર આ પુસ્તક એટલું જ ઉપયોગી કરવા પાછળ શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીની દૃષ્ટિ અને અભ્યાસ વરતાઈ આવે છે. સરસ્વતીચંદ્રકારની વિચક્ષણ દૃષ્ટિ નિહાળવાનું આ પુસ્તક જરૂર શીખવશે.

**નાટ્યપ્રયોગ શિલ્પ :**

[લે. જશવંત ઠાકર. પ્રકા. ભારતીય સંગીત–નૃત્ય–નાટ્ય મહાવિદ્યાલય, વડોદરા. મૂલ્ય રૂ. ૫/—.]

'નાટ્ય શિક્ષણનાં મૂળતત્ત્વો' જેવું નાટ્યકળામાં માર્ગદર્શન મેળવનારાંઓ માટે શ્રી જશવંત ઠાકરે ઉપયોગી પ્રકાશન આપ્યા બાદ એનું પૂરક થઈ પડે તેવું અને એ જ કળામાં ઊંડો અભ્યાસ કરનારાંઓ માટે આ એક મહત્ત્વનું પુસ્તક તૈયાર કર્યું છે. શ્રી જશવંત ઠાકર નાટ્યવિદ્યાના સાચા અભ્યાસુ અને અધ્યાપક છે.

દિગ્દર્શક અને દિગ્દર્શનકલા વિષે અભ્યાસીઓને મદદરૂપ થઈ પડે તેવું રસપ્રદ આલેખન આ પુસ્તકનો પ્રાણ છે, નાટ્યકળાનાં વિદ્યાર્થીઓને સાચી રીતે માર્ગદર્શક થઈ પડે એટલા માટે આ પુસ્તકને અંતે મૂકેલો રંગભૂમિનો વિકાસ સચિત્ર બનાવાયો છે જે ખૂબ મહત્ત્વનું અંગ બની જાય છે.

આવું ઉપયોગી પ્રકાશન કરવા માટે મ. સ. વિશ્વ-વિદ્યાલયનું ભારતીય સંગીત–નૃત્ય–નાટ્ય મહાવિદ્યાલય સાચા અભિનંદનને પાત્ર છે. તેમાંય ગુજરાતી ભાષામાં આવાં પુસ્તકોની જરૂરત ઊભી થઈ છે ત્યારે એ ચીલે ચાલવામાં પહેલ કરી પણ ગણાય. આશા છે કે આના અનુસંધાનમાં બીજાં પ્રકાશનો પણ ઝડપથી તૈયાર કરાવાય અને આ કળાના અભ્યાસુઓને જરૂરી માર્ગદશન પૂરું પાડે.







પૂંઠું • દીપક પ્રિન્ટરી • અમદાવાદ




ચિત્રકાર : શ્રી ચન્દ્ર ત્રિવેદી

તંત્રી
**ઇશ્વરલાલ મો. દવે**
સંપાદક
**જયન્ત પરમાર**

તા. ૧લી એપ્રિલ ૧૯૬૨થી
સમસ્ત ગુજરાત રાજ્યમાં
મેટ્રિક પદ્ધતિમાં તોલનો
ઉપયોગ ફરજીઆત બન્યો છે.

રોજીંદા વ્યવહારમાં
લેવડ-દેવડ કરતી વખતે.
શેરને બદલે કિલોગ્રામ,
મણને બદલે ક્વીન્ટલ અને
તોલાને બદલે ગ્રામમાં જ
આપની ખરીદી તેમજ
ભાવો કરવાનો આગ્રહ રાખો

મેટ્રિક પદ્ધતિ સિવાયનાં અન્ય વજન પાસે રાખવાં એ, સજાને પાત્ર ગુનો બને છે.
જૂના તોલ-વજન વાપરનાર શિક્ષાને પાત્ર છે.

સરળતા અને સમાનતા માટે મેટ્રિક પદ્ધતિ અપનાવો.

માહિતી ખાતું, ગુજરાત રાજ્ય, સચિવાલય, અમદાવાદ દ્વારા પ્રકાશિત

ક્ષિતિજ-નવરચના : મે '૬૩

અંક ૨ : મે '૬૩ | 'ઊર્મિ' : વર્ષ ૩૪
સળંગ અંક ૩૯૮ | 'નવરચના' : વર્ષ ૨૮
સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક



## ક્રમ



## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા). વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫.
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી.થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* ગ્રાહકોએ દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

'ઊર્મિ–નવરચના'
ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિ.,
ગાંધીરોડ : ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧

પ્રકાશક: ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલે માલિક: ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ વતી ગાંધીરોડ, ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર.

કેટલીકવાર એકની એક વાત સાંભળીને એ સાંભળી ન સાંભળી કરીને, એની તરફ આંખ આડા કાન કરીને નફફટાઈ, નિભ્ભરતા કે બેપરવાઈ દાખવવાની સાવ છેલ્લે પાટલે જઈને બેસવાની વૃત્તિ પણ માણસામાં આવી જાય છે. આવી વૃત્તિ સહજતાથી આવે છે એવું તો હોઈ જ ન શકે. એમાં કેટલાંય દબાણો અને કેટલીય મજબૂરીઓ કારગત નીવડતાં હોય છે.

કોઈની ખાતર કશુંક કરી નાખવાની સીધી સાદી લાગતી વાતમાં પણ આ જ જાતની હીન વૃત્તિ રહેલી છે. જ્યારે પોતાના મન અને બુદ્ધિ વિરુદ્ધ જઈને કશુંક કરે ત્યારે તે ટકે પણ કેટલી ઘડી? એ ટકાવી ન શકવાનું જાણે લેશમાત્ર દુઃખ ન હોય, લેશમાત્ર પોતાનું જીગર ન હચમચે એ ખરેખર માણસાઈને લાંછનરૂપ હોઈ શકે. મનથી અને બુદ્ધિથી જો કોઈની ખાતર બધું કરી શકાય તો એ જ મન અને બુદ્ધિથી કોઈની બેહાલી કરવાની હીન વૃત્તિ માણસમાં જન્મે ત્યારે આંચકો તો જરૂર લાગે જ.

કૂણી લાગણીઓ અને ખોટી આળપંપાળ જ આ બધું સર્જાવે છે એ અર્ધસત્ય છે. લાગણી અને આળપંપાળ વગર કોઈપણ સહૃદય માણસ જીવી ન શકે. એની લાગણીને ચોટ લાગે અને એની આળપંપાળ બંધ થાય ત્યારે એની જે કફોડી દશા થાય છે એ તો ભલભલા અસાધ્ય રોગો કરતાંય ભયંકર નીવડે છે.

પણ શરીરનું સહેજ પણ કથળતું સ્વાસ્થ્ય માણસને દેખાય છે. મનની આવી મોટી માંદગી જોવા માટે કોઈક બુદ્ધિ અને લાગણીવાળું સમભાવયુક્ત અંતર જ વિચારી શકે.

આંતરમનની આ સમભાવશીલતાની આજના માનવીને ખૂબ જ જરૂર છે ત્યારે જ એ ભૌતિકતા તરફ ઘસડાયે જાય છે અને પોતાની અને પોતાનાંની કરુણતાને ઈજન આપ્યે જાય છે. આ ઈજન, આ ત્યાજ્ય એવા દુર્ગુણ તરફ જ માણસ આંખ આડા કાન ન કરી શકે?

*



**ચીનનો બીજો હુમલો ?**

મની સરહદ પાસે ચીની સૈન્યની હિલચાલ ધી છે. ભુતાન પાસેના હિમાલયના ઘાટ ીનનું લશ્કર તૈયાર થયું છે. લડાખથી ા વિસ્તાર સુધી ગમે ત્યાં ગમે ત્યારે કરશે. આવી ચેતવણીઓ હમણાં ાય છે. બંગાળાના ઉપસાગરમાં ચીની ાં એવી વાત પણ આવી છે. શું ફરીથી ક્યારે હુમલો કરશે ?

ગ્રણી મોટી છે. લશ્કરો મોટાં છે. બનાવવાનાં કારખાનાં પણ ઘણાં ઠેરઠેર લશ્કરી છાવણીઓ પડી છે ી લીધા પછી એ પ્રદેશમાં લશ્કરની છે. ચીનને લશ્કરી તેમજ ઔદ્યોગિક કોડ છે. એને સામ્યવાદી સત્તામાં શિયાની સમોવડિયો દરજ્જો મેળવવો જરૂરીને પ્રથમ કક્ષાની માની છે. ાખવા અવારનવાર યુદ્ધની તાલીમં ઈ નથી. એમની પોતાની ભૂમિ યુદ્ધો કર્યાં છે—કદીક પોતાના ેક પરદેશીઓ સામે.

ાુું છે. પણ એના સરંજામનાં ના સંચા અને એરકન્ડીશનનાં અથવા તો લાંબે ગાળે એક બે પ્રદર્શન કરતાં. નાની મશીનગન ત કે તૈયારી નહોતી. લશ્કર એ પક્ષને અહિંસાનું આકર્ષણ પ્રારંભમાં જ પાકિસ્તાનના ભાગલાનો માર ખમી લઈને મિજાજ ઠંડો પડી ગયો છે. કાશ્મીરની લડાઈ પછી સારો એવો પ્રદેશ દુશ્મનને કબજે રહેવા દીધો છે. ગોવા ઉપરથી પોર્ટુગીઝ સત્તાને ખસેડવા ચૌદ વર્ષ લગી વિચાર કરવો પડે છે. નાગ-લોકો સરહદ ઉપર વર્ષોથી ત્રાસ ફેલાવે છે. અને પૂર્વ બંગાળના નિરાશ્રિતોની ભરતી થતી જ રહી છે —જાણે આપણું ચલણ જ નથી. એક વાર એ નિરાશ્રિતોને વસાવવાના બદલામાં પ્રદેશ લેવાની વાત નીકળી હતી પણ ફરીથી એની સામે ધમકી પણ નીકળતી નથી. જાણે વેઠી લેવાનું કોઠે પડી ગયું છે.

જેમના હાથમાં રાજસત્તા છે તે તો લાખો અને કરોડો રૂપિયા કેમ વાપરવા તેની વધારે ફિકર કરે છે. કરોડોનું કરજ કરતાં એમને આંચકો લાગતો નથી. એ કરજ કરીને દેશમાં ઉત્પાદન વધારવાની ખાતરી મળતી નથી. લોકોને માથે પરદેશનાં કરજ ઉપરનું વ્યાજ રોજ નવા દાંડી પીટે છે. વસ્તીવધારાની જેમ એ પણ વધતું રહે છે. નિરર્થક ચર્ચાઓ ચાલ્યા કરે છે. ઢગલાબંધ ખાતાં ખડકાતાં જાય છે ને કામનો નિકાલ થતો નથી.

આ સંજોગોમાં ચીનનો બીજો હુમલો આવે તો શી નવાઈ ?

**સામ્યવાદ પડખું બદલે છે**

પણ, ના. ચીનનો હુમલો આવવાનો સંભવ ઓછો છે.

સામ્યવાદની છાવણીમાં વિચારશુદ્ધિની તક આવી છે. પ્રદેશો મેળવ્યા પછી રશિયાને થાળે પડવાની ઇચ્છા જાગી છે, એણે વિજ્ઞાનની પ્રગતિ જોઈ ને નવી સિદ્ધિઓ મેળવી



તેથી એને નવી ભૂખ ઊઘડી છે. સામ્યવાદને શસ્ત્રોના જોરે ફેલાવવો એક વાત છે ને એ પદ્ધતિમાં વિશ્વાસ જગાડવો એ બીજી વાત છે, અઘરી ને મહત્ત્વની વાત છે. વિસ્તાર કરી લીધા પછી રશિયા એની પદ્ધતિની ગુણપ્રતિષ્ઠા કરાવવા મથે તો નવાઈ નથી. સામ્યવાદની તીખાશ હળવી કરવાનું કામ ખ્રુશ્ચેવના ભાગ્યમાં લખાયું પણ હોય.

ચીનના ઊગતા કાળમાં આવો નીતિપલટો રુચે નહીં. એને તો ઘણી મહેચ્છા છે. એથી રશિયા સાથે એણે વિખવાદ પણ શરૂ કર્યો છે. રશિયાને ખીજવીને પણ ચીન એકલું દોડવા નીકળે છે. પણ લડાઈની વાત જુદી છે. રશિયાના ટેકા વિના એ મોટી લડાઈમાં ઊતરી શકે એમ નથી. ઝાવાં નાખીને જેટલું પડાવી લેવાય તે પડાવી લેશે, પણ યુદ્ધમાં નહીં ઊતરે.

ત્યારે ગઈ દિવાળીએ એણે કેમ હુમલો કર્યો ? કેમકે રશિયાએ ક્યુબાના મથકેથી હુમલાની તૈયારી કરી હતી. આંતરરાષ્ટ્રીય યુદ્ધનો તખ્તો ગોઠવાયો હતો. અમેરિકા અને ભારત એકમેકને મદદ ના કરી શકે એ રીતે બંને દેશ ઉપર સાથે હુમલા થવાના હતા. પણ રશિયાએ મોતની ખીણ જોઈ લીધી ને થંભી ગયું. એણે હુમલો ના કર્યો, એટલું જ નહીં પણ લડાઈનો સરંજામ ઉઠાવી પાછો ઘેર આણ્યો. ક્યુબામાંથી યુદ્ધ શરૂ કરતાં એનો અપયશ થવાનો હતો. જીત મેળવતાં પહેલાં વળતા જીવલેણ હુમલાઓ થવાના હતા. એ સ્થિતિ પારખવાની બુદ્ધિ ખ્રુશ્ચેવમાં આવી ને લડાઈ મોકૂફ રહી. એણે હુમલો ખાળ્યો એટલે ચીનને પણ ખાળવો પડ્યો. જીતેલું લશ્કર ચીનને પાછું હઠાવવું પડ્યું કેમકે આંતરરાષ્ટ્રીય યુદ્ધની શક્યતા ઓસરી ગઈ હતી.

એ પછી ખ્રુશ્ચેવ ઉપર પ્રહારો થયા. ચીને એને ભીરુ મનાવ્યો. પશ્ચિમના સામ્યવાદમાં ઝનૂન એટલું હોત તો ખ્રુશ્ચેવ એના સ્થાન ઉપરથી ઊથલી પડત. પણ એવું બન્યું નથી. ખ્રુશ્ચેવનું આસન ડોલ્યું નથી. ચીનની મરજી વિરુદ્ધ એણે ભારતને લશ્કરી સહાય આપવા તૈયારી બતાવી છે. ખ્રુશ્ચેવની ને એના વલણની જીત એને આપણે મહાપ્રસંગ ગણવો જોઈએ. ચીનની આંખ તો ઊઘડી જ છે.

ચીનને પોતાના દેશમાં પણ ઘણું જાળવવાનું છે. ખેતીના પાક છેલ્લા ત્રણ વર્ષથી બગડ્યા છે. ઉદ્યોગોનું ઉત્પાદન ઘટ્યું છે. વસ્તી વધતી રહી છે. યુદ્ધ શક્ય નથી. આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે એણે ભારત ઉપર હુમલો કરીને પ્રતિષ્ઠા ગુમાવી છે. ક્યાંઈને ચુપચૂપ બેઠેલું તિબેટ ફરી સળવળ્યું છે અને પોતાના દેશને આઝાદ કરવાની હાકલ દીધી છે. એ સંજોગોમાં ચીન ફરી હિંદ ઉપર હુમલો કરે એ મનાય એવું નથી. સામ્યવાદ કરવટ બદલે છે.

### દેશના ભાવિમાં શ્રદ્ધા

ભારતની આજની રાજસત્તાની ઇચ્છા હોય કે ના હોય પણ કુદરત એનું એવી રીતે ઘડતર કરી રહી છે કે જગતમાં એનું મહાસત્તા તરીકેનું સ્થાન નિશ્ચિત બને. હમણાં જે પાત્રો છે તેમને એ સ્વપ્ન ના પણ લાધે. એ પાત્રો અધૂરાં હોય કે એમનું નિમિત્ત જુદું જ હોય, એમણે જે નિર્માણ કરવા ધાર્યું હશે તેને કુદરત જુદી રીતે ઘટાવે તો એથી આશ્ચર્ય પામવાની જરૂર નથી.

હિમાલય ઉપર ચીનનો હુમલો થયો ત્યારે તો આપણે આપણા લશ્કરની સ્થિતિ સમજવાનું મન કર્યું. હવે એને સુદૃઢ કરવા મથીએ છીએ. એના સરંજામ અહીં તૈયાર થાય એવા પ્રયત્ન શરૂ કર્યા છે. સામગ્રી તૈયારી કરવા વીજળી, કોલસો, તેલ, પોલાદ વગેરે જોઈએ તે માટે કુદરત એના ભંડાર ઉઘાડતી રહે છે. આપણો વેપારી કાફલો વધી રહ્યો છે. અને સરહદોની પ્રજા સાથે પરિચય વધારવા તેમજ આત્મીયતા કેળવવાનો ઉમંગ પણ આવ્યો છે.

એમ આપણી પડોશનાં રાજ્યો ભારત તરફ જોતાં થયાં છે. વખત આવ્યે આપણે એમની મદદે રહીએ એવી ઇચ્છા પણ રાખે છે. ચીન સાથે હાથ મેળવીને પાકિસ્તાન ભારતની મજાક કરવા ગયું પણ એની

મુરાદ કોઈને ભાવી નથી. નવું મલયેશિયાનું રાજ્ય ભારતની મિત્રાચારી ઇચ્છે છે. આફ્રિકાનાં નવાં રાષ્ટ્રો ભારતની યાત્રા કરી પ્રેરણા મેળવે છે. અમેરિકા અને રશિયાનો ભારતમાં વિશ્વાસ વધ્યો છે ને બંને સંગાથે સહાયક રહ્યાં છે.

આપણી ઊણપો ઘણી છે, ને મોટી ઊણપ તે મહેચ્છાનો અભાવ છે. એ ઊણપ પણ કુદરત જ પૂરી શકશે. જ્યારે કોઈ ધીરનાર જાગશે અને સર્વ દેશોમાં તેમજ સર્વ માનવોમાં આદર પામે એવી ભારતીયતાને ચારે દિશામાં વહી જવાનું જેમ બતાવશે તે વખતે ભારતની વિજયકૂચનો પ્રારંભ થશે. કુદરતનું એ નિર્માણ છે. આ દેશને ફરી એકવાર દિગંતમાં ડંકો વાગવાનો છે. ઘણી નિરાશાઓમાંયે આપણા ભાવિ વિષેની શ્રદ્ધાથી હવે તો વળી ટકી જવાશે.

**માલિકી વિસર્જનથી સંરક્ષણ !**

વિનોબા કહે છે કે ચીનનો હુમલો એ વિચાર આક્રમણ છે, સ્વેચ્છાથી માલિકી વિર્સજન કરી લઈએ તો એ હુમલો શમી જાય ! સંન્યાસ એ વિવિધ પ્રકારની માલિકીઓનું વિર્સજન છે ને આ દેશમાં પરાપૂર્વથી ચાલ્યું આવે છે. એકાએક સંન્યાસ લઈ શકાતો નથી, એ પહેલાં તૈયારી કરવાની હોય છે. વૈરાગ્યને કેળવ્યા વિના ત્યાગ ટકતો નથી. કાંદા-લસણ કે મસુરની દાળ તજ્યા પછી વાસનાઓ અકબંધ રહી જાય એવું માલિકી વિર્સજનથી લાવી મૂકીએ એ શા ખપનું ! એથી ચીનના હુમલા તો પેધા પડે કેમકે ત્યાં ઘણી બાબતો નામની શોભા જાળવવા પૂરતી થતી રહે છે. આખું રાજ્ય પ્રજાના નામે ચાલે છે તેમાં વધારેમાં વધારે પ્રજા જાતે જ હડધૂત થતી હોય છે.

ગ્રામદાનની શોભા ઘણી જોઈ લીધી. એનો વિસ્તાર પણ લાંબો પહોળો ફેલાયો. એમાં વેદની વાણી અને ગદ્‌ગદ્ આંસુઓ સીંચાયાં. હવે રાજ્યે પણ પહેલા કરોડ (રૂપિયા) કાઢ્યા છે. એ પછી આ ખેડાણમાં શું ઊગે છે તે જોવા સહુ કોઈ ઉત્સુક છે, ચિંતાતુર છે. એક રીતે ગ્રામદાન એટલે સમૂહ સંન્યાસ થયો. એનો સાધનામાં વાવણીલણણીનું કાર્ય કાયમ રહે છે. પણ વૃત્તિ પારમાર્થિક બને છે. આ વૃત્તિનું બીજ બહારથી ભલે વવાતું હોય પણ ભોંય તો વ્યક્તિની જ તૈયાર થયેલી જોઈએ. હવા, તેજ, આહાર અને વાયુની જેમ ધરતીનું પણ ઈશ્વરે આપેલું તત્ત્વ છે પણ એમાં માણસે સંસ્કાર કરવાના છે, મથવાનું છે ને મેળવવાનું છે. ખેતીની જરૂર છે ત્યાં સુધી જમીનની માલિકીની પણ જરૂર રહે જ છે કેમકે એમાં વ્યક્તિના પુરુષાર્થનો અપેક્ષા છે. હવા અને તેજ કરતાં એ મર્યાદિત છે.

વિનોબા ભલે કહે કે ખેડે તેની જમીન. એ વાત બરોબર નથી, જે ઉત્તમ ખેડે તેની જ જમીન. પેટના ખાડા ભરવા માટે જ જમીન નથી. જમીન તો આખા દેશનું પોષણ કરવા માટે છે. મબલખ પાક લઈ શકે તેના હાથમાં જમીન રહે—બીજા દરેકને ત્યાંથી હટી જવું જોઈએ. અને એક તરફ ગ્રામદાન વડે માલિકીનું વિસર્જન માગીએ અને બીજી તરફ ભૂમિહીનોને ટુકડા આપી માલિકી જીવતી રાખીએ—એ બંને વચ્ચે મેળ ખાતો નથી, એથી દેશનું અન્ન વધતું નથી તો ચીનના હુમલા શું ખાળે !

**'રાજ' પહેલું, 'કાજ' ક્યારે ?**

પંચાયતનું 'રાજ' અમલમાં આવ્યું છે. હવે શેરીનું 'રાજ' આવશે ને પછી કુટુંબનું રાજ ! આપણે 'રાજ' વહેંચવા નીકળ્યા છીએ, 'કાજ'ની એટલી પડી નથી. ખુરશી ટેબલો વાપરનારા, હુકમ છોડનારા ને 'લાગવગ'નો મહિમા વધારનારા—એવાની એક ફોજ ખડી કરવામાં કોંગ્રેસ પોતાની કુનેહ ખરચી નાખી છે. ને એ પછી 'સેવા' કે 'ધગશ'ની હરિયાળી ક્યાંય ઊગતી દેખાય તો એથી નવાઈ ઊપજવાની !

દેશમાં પંચાયતી રાજ પૂરેપૂરું સ્થપાઈ ગયા પછી સહુ કોંગ્રેસીને માટે 'સ્થાન' થઈ જશે. 'તમે ક્યાં કામ કરો છો ?' એવું પૂછવાને બદલે 'તમે કઈ જગ્યાએ ગોઠવાયા છો ?' એવું પુછાશે. લોકશાહી ઉપર વાગેલા આ





સંખ્યાબંધ ખીલા વખત જતાં એટલા સખત થઈ જશે કે એમને કાઢતાં વર્ષો વીતી જશે.

આમાં જવાબદારીની વહેંચણી થઈ છે તો ચાલો ઠીક છે. આમાંથી નવી આગેવાની મળે એવી જોગવાઈ છે તો તે પણ ઠીક છે. પણ આમાં માનવીને વહેલી તકે નીચે ગબડાવી પાડનારાં લોભ ને સુદ્ધની માત્રા મોટી છે. કૉન્ગ્રેસને જોવું હોય તો આઝાદી પછી એમનો આજસુધીનો અનુભવ એમના હાથમાં જ છે, અરીસામાં જુએ એમ એમની કૃતિ જણાય એવી છે. એ પછીયે પંચાયતના 'રાજ' પાસે ઝાઝી આશા રાખવી જોઈએ? કેમ કદાચ દોષો વહેંચી આપીને, એવી સ્થિતિ સામાન્ય બનાવીને એમાંથી ઊગરી જવાતું હોય ને!

### અનિષ્ટો સામે પ્રકોપ જોઈએ

વળી પાછો હડતાલોનો પવન દેશમાં ફૂંકાશે એવા ભણકારા વાગે છે.

આ દેશની સરકારે હડતાલોને વારંવાર ઉત્તેજન આપ્યું છે. એનો સામનો કરવાનો માત્ર દેખાવ કર્યો હશે ત્યારે છાપ એવી ઊઠી છે કે હડતાલનું કારણ પૂરું પાડીને તે ઠેઠ સમાધાન સુધીનો બધો દોરીસંચાર એના હાથમાં રહ્યો હોય છે. આવી હડતાલોથી યંત્ર-મજૂરોનું વર્ચસ્ વધારી મૂક્યું છે ને દેશમાં નુકશાન કરનારાઓના હાથ છૂટા કરી આપ્યા છે.

હમણાં ન્યૂ યૉર્કમાં છાપાંની હડતાળ પંદર અઠવાડિયાં સુધી ચાલી ને એથી સો કરોડ રૂપીઆ જેટલું નુકશાન થયું. એ દેશ તો સમૃદ્ધ છે, છતાં ત્યાં હિસાબ ગણવા પડ્યા. આપણા ગરીબ દેશમાં વિવિધ લાલચો આપીને બહેકાવી મૂક્યા છે, દેશમાં પરાયા જેવા બનાવ્યા છે, મુડીદારોની જેમ તરાપ મારતાં કરી મૂક્યા છે. આવડત વિનાના કારખાનામાં રોકેલા મજૂરને પંપાળીને આપણે ખેતીને પારાવારનું નુકશાન પહોંચાડ્યું છે.

હડતાલો પાછળની પ્રેરણા તો લાલ વાવટાની છે. લોહીયાળ ક્રાંતિની છે. જ્યાં લાખ્ખો મજૂરો હડતાલનું નામ લઈ ના શકે તેવા દેશની લશ્કરી સત્તાઓના પ્રપંચ છે. બીજા દેશના વ્યવહાર ખેરવી નાખવા જે તક મળે તે ઝડપી લેવી એ રીત માટે સામ્યવાદી દેશો પંકાયેલા છે. આ દેશની એકેએક હડતાલ પાછળ ચીનનો હુમલો રહેલો છે એમ આપણે અવશ્ય સમજી લેવું જોઈએ, અને પોતાના લાભ ખાતર દેશનું ઘણું નુકશાન કરી બેસનાર સહુ હડતાલીઆની દયા ખાવી જોઈએ. પોતાનાં અનિષ્ટો સામે પ્રકોપ ના કરી શકે તે પ્રજાનું હીર ક્યાં સુધી ટકે?

### વીરત્વની 'પુરાણી' પૂજા

પુરાણી પારિતોષિક જીતનારામાંથી એ જવાંમર્દોએ અપ્રતીમ શૌર્ય દાખવ્યું છે. એમણે એકલા હોવા છતાં વાઘનો સામનો કર્યો છે. એ ત્યાંથી ખસી જઈ શકત. વિસાત તો એકાદ ઢોરની જ હતી. પણ હંમેશની રંજાડ મિટાવવા જે તક મળી તેનો ઉપયોગ કરી લેવા એમણે અપૂર્વ હિંમત દાખવી છે. ધન્ય છે. અંગ્રેજી હકુમતનાં થાણાંમાંથી શસ્ત્રો ઉઠાવી જવા પુરાણી નીકળ્યા ત્યારે એમણે હથિયારની તાલીમ નહોતી લીધી. એ તો નીકળી પડ્યા હતા—હિંમતે મર્દા. ગુજરાતની પ્રજામાં વીરત્વની ભાવના ફેલાવવા એમણે જીવનભર પ્રયાસ કર્યા હતા. ગુજરાતમાં વીરત્વનું સમ્માન કરતાં પુરાણીનું નામ સામે રહે એ સર્વથા ઉચિત છે.

### મહાગ્રંથોને અવતારનારા

આનંદની વાત છે કે રાષ્ટ્રીય સમ્માનને પાત્ર ઠરે એવા શકવર્તી મહાગ્રંથોનું નિર્માણ હજી ગુજરાતમાં થતું રહે છે. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી લેખક નહીં પણ સાહિત્યકારના પદે રહ્યા, આજીવન સારસ્વત બન્યા. એમનો ગ્રંથ લોકોપયોગી ભલે ના હોય, લેખકોપયોગી તો રહેવાનો જ. વિદ્યાની આવી કદર થશે એમ કેટલાને ખબર હતી? વિષ્ણુપ્રસાદે પણ આવું ભાગ્યે જ ધાર્યું હોય. હવે તો કદાચ એમના મનમાંયે ભાવના જાગી હશે કે વહી ગયેલાં વર્ષો કોઈ કરામતથી રખેને પાછાં મળે તો તો મન બુદ્ધિ ને પ્રવૃત્તિ

ધૂમકેતુ

# યૌવન અને અવસ્થા

યૌવન અને વૃદ્ધત્વ માણસના જન્મ સાથે જ સંકળાયેલ છે. પણ એ બન્ને વચ્ચેનું વયનું જેમ અંતર હોય છે તેમ વિચારોનું પણ અંતર હોય છે. અહીં એ બે વચ્ચેના સંવાદમાં આપણા જાણીતા સાહિત્યકાર ઘણું ઘણું કહી જાય છે...

એક વખત બે જણા ભેગા થઈ ગયા. યૌવન અને અવસ્થા. તરુણ અને વૃદ્ધ, બન્ને એક બીજાના સામે જોઈ રહ્યા. અવસ્થાને લાગ્યું સામે ઊભેલો તરુણ સ્વપ્નઘેલો છે. તરુણને લાગ્યું સામેનો વૃદ્ધ સ્વપ્ન વિનાનો છે. એમાંથી એ બન્ને વચ્ચે સંવાદ થયો. તરુણે કહ્યું તમે પરંપરા સજી, તમારું જગત ઘડ્યું, તમારી સમાજરચના કરી, વિધિનિષેધો ઊભા કર્યા, શહેરો રચ્યાં, વૈભવ આણ્યો અને બદલામાં શું મેળવ્યું ખબર છે ?

અસંતોષ, વૃદ્ધે કહ્યું. અસંતોષ માણસના સંસારને જીવાડશે. પણ તારી ઘેલછા કે બધું મુક્ત જોઈએ, સાદું સીધું વિધિનિષેધો વિનાનું હવા જેવું એ ઘેલછા તો સંસારનું મૃત્યુ આણશે.

અહીં આ સંવાદમાં એ જ વાત ચર્ચી છે.

યૌવન : જીવનક્ષેત્રની હરિયાળી કુદરતી ધરતીમાં નથી. કોઈ નિર્બળ નથી. કોઈ સબળ કુદરતને મન તમે સંસારમાં મૂક્યો છે તેવો કોઈ વર્ગભેદ નથી. બધા એક જ છે. બધા જ સબળ છે. સિંહ જ્યારે ગર્જે છે, ત્યારે જીવનક્ષેત્રની કુદરતી ધરતી એમ નથી કહેતી કે, ‘ ઓય મા ! આ તો ભયંકર પ્રાણી છે. આપણે ભાગી જઈએ ! ’ અને છતાં માણસ માણસથી ધ્રૂજે છે. માણસનો પડછાયો એની આ પૃથ્વી ઉપરની ટૂંકી અને શોકભરી મુસાફરીમાંથી તો તરત પસાર થઈ જવાનો છે, અદૃશ્ય થઈ જવાનો છે, ચાલ્યો જવાનો છે. અને એ શોભવાનો છે ત્યાં, જ્યાં માનસવિચારનો મહાસાગર રેલાય છે. જે સ્વર્ગનું ક્ષેત્ર છે, એ ત્યાં રહેવાનો છે. એની પાસે આ સંસાર શું વિસાતમાં છે ?

પાનખર ઋતુમાં ખરી પડતા વૃક્ષના જીર્ણશીર્ણ પાનની માફક અદૃશ્ય થતા બધા પડછાયાઓને, છેવટે વસંતાગમનમાં એક અભિનવ રંગભર્યા યૌવનરૂપે ફરીને પ્રગટવાનું છે, એમના આ પુનર્જન્મની સૌન્દર્યશોભા ત્યારે પાછી પૂર્ણ બહારમાં પ્રગટવાની. તમામ વસ્તુઓ જ્યારે હવામાં ઊડી ગઈ હશે, અને એને કોઈ સંભારતું પણ નહિ હોય કે આંહીં આ

---

બધું વિદ્યા પાછળ ન્યોછાવર કરી નાખું. ખેર, “એ ભાવના ગુજરાતના ઘણા સાહિત્યકારોમાં હજીયે ઊતરો !”

**આ કલા કોડીનાયે નથી**

ચિત્ર કે શિલ્પનું દર વર્ષે રાષ્ટ્રીય પ્રદર્શન ભરાય છે ને શ્રેષ્ઠ કૃતિઓને પારિતોષિક અપાય છે : આ પ્રથા ખોટી નથી. પણ હમણાં એમ જણાય છે કે રાષ્ટ્રીય ધન વેડફાય છે. આ કૃતિઓ પસંદ કરનારાઓનાં મનઃચક્ષુ આગળ પશ્ચિમી આંતરરાષ્ટ્રીય આધુનિક કળા-કસબ રહ્યાં હોય છે. ધ્રુશ્રેવ ઠીક જ કહે છે : કર્મમાં જે પ્રેરે નહીં કે ઉદાત્ત ને ધીર થવાનું બળ ના સીંચે તેને કળા કેમ કહેવી ? ને રાષ્ટ્રીય ધનની કોડી પણ કેમ વાપરવી ?







ફેલાણા ભાઈની મિલકત હતી. વૃક્ષનું પાન તો, ત્યારે પણ, જીવન આનંદ માણતું હશે, એને એના ખરવાની ચિંતા નથી. એના ફરીને પ્રગટ થવા વિષે શંકા નથી. એક વૃક્ષનું પાન પણ આ ફિલસૂફીની હવામાં જીવે છે. અને માણસ એમ જીવી શકતો નથી.

એટલે મને મારી બંસીનું ગાન ગાવા દો. બીજું બધું ભૂલી જવા દો. મારું ગાન, મારા જીવનનો આનંદ એ જ લાવશે, મારા આત્માને, આહીં ફરી ફરીને બંસીનું ગાન ગાવા.

માણસ જશે. એની તૃષ્ણા જશે. એની ભૂખ જશે. રહેશે આ આત્માનું બંસીગાન.

અવસ્થા: પણ માણસ પરંપરાનો બાળક છે. માણસ જાત નિર્બળ છે, જો કે નિર્બળ બની છે પોતાના જ હાથે. એણે ઈશ્વરી કાયદાઓને પોતાના હાથમાં લઈને પોતાની રીતે પોતાના જીવન માટે ઘડયા છે, પોતાની સમાજવ્યવસ્થા રચવા માટે, અને એ લોખંડી બંધનોમાં એ પોતાની જાતને જકડી બેઠો છે કે જેથી એનો સમાજ સુરક્ષિત રહે, ચાલતો રહે. અને જે મહાન કરુણતા એણે સરજી છે, ધરતીમાં આણી છે, પોતાની જાત ઉપર, પોતાના સંતાનો ઉપર, સંતાનોનાં સંતાનો ઉપર, એ કરુણતા ત્યાં હોવા વિષે પણ એ મક્કમતાથી ના ભણતો રહે છે. એ તો કહેશે આમાં કરુણતા છે જ કયાં? સમાજ છે, રિવાજો છે, વહેતાં પાણી છે. બધું વહે છે. એ માને છે કે આ નિયમો છે, તો 'એટલે માણસે આ પૃથ્વી ઉપર ઘર્ષણોનાં જે પિંજર ઊભાં કર્યાં છે, તેમાંથી એ હવે છૂટો થઈ શકતો નથી, ભાગી શકતો નથી. એની યાતના એ એની પોતાની જ રચના છે. એ પિંજરમાં એ આમતેમ ભલે ગમે તેટલા ફેરફારો કરે પણ એને તોડી તો નહિ જ શકે.'

યૌવન: 'ત્યારે એ જ વસ્તુ કુદરતી જીવનમાં સમજવા જેવી છે. ત્યાં બધા મુક્ત છે, બધા જીવંત છે, અને કોઈ પિંજરમાં નથી. માણસની રચનાએ રચેલી ધરતી ઉપરની એની ભવ્ય શોભા—મહાન મહાલયો, નગરો, નાગરિક ઉદ્યાનો, ન્યાયાલયો એનો સમાજ—એ બધું શું છે? ખાલી સ્વપ્નું! ના એનું સ્વપ્નું, પદાર્થ વિનાના પડછાયા. ખડકમાં વહી જનારી નદીના તરંગ ઉપર તરતા ખાલી પરપોટા! એ ખડકમાં કયાંના કયાં સંતાઈ જશે. એમનો પણ પત્તો લાગવાનો નથી!

જ્યારે એક ઘેઘૂર વૃક્ષ પોતાની વિશાળ શાખાઓના વિસ્તાર કરીને ઊભું રહે છે, ત્યારે એ પોતાની નીચે ઊગતા નાનકડા છોડવાઓને અભિમાનથી એમ કહેવા જતું નથી કે, 'જુઓ! હું કેટલું મોટું છું. કેટલો મારો વિસ્તાર છે? કેવો વિશાળ મારો દેહ છે! અને કેવા નિર્માલ્ય તમે છો. આઘા ખસો.' એ એ કહેવા જતું નથી.

પણ માણસ–માણસ? ઓહો! એ પોતાના પડછાયાઓની શેખીમાંથી ઊંચે જ આવતો નથી.

ઘર્ષણ–ઘર્ષણ જન્માવે છે આ એની સમાજરચના એની આ સમજણ હું કેવો? એ અભિમાન.

પોતાના અભિમાનમાંથી એ ઊંચે આવતો જ નથી. માણસનાં ઘર્ષણો રહેવાનાં જ છે. એક રૂપે કે બીજે રૂપે.

માટે જ મને તો આપો બંસી કે હું બેઠો બેઠો મારું ગીત ગાયા કરું. જ્યારે બધું જ લુપ્ત થઈ જશે. ત્યારે પણ આ ઈશ્વરી મહિમાનું ગાન ચાલ્યા કરશે ! એને લુપ્ત થવાપણું નથી. એને સતત વહેવાનું છે.

અવસ્થા : દુઃખ—દુઃખ તો આ છે. ઘેઘૂર વૃક્ષ બોલતું નથી, પણ માણસ તો જ્યારે દયાપ્રેમની વાતો કરે છે, પણ એની એ ઉપરટપકેની છીપલી શંખલીની.

વાતોમાં નથી હોતું રત્ન કે નથી હોતું મોતી ! એમાં હોય છે છીપલાં, શંખલા, પરપોટા, પોલાણ.

માણુસ જાતને બે હૃદય છે. એ બે હૃદયમાં જીવે છે. એક નાનું, પણ અતળ ઊંડાણભરેલું —છેક છેડે મૃદુતાથી સભર એવું. અને બીજું એનું હૃદય છે, લોહનું.

અને તેથી એની દયા પ્રીતિ, એ પણ ઘણી વખત ઉપરની છીપ જ છે. અને એની ઉદારતા, એ પણ હોય છે ઘણી વખત તો તલવાર. પણ તે છતાં એને જીવવું આ પિંજરમાં જ રહ્યું, બીજે નહિ.

યૌવન : પણ કુદરત પાસે—કુદરત પાસે તો એક જ વિશાળ હૃદય છે. ઓક વૃક્ષની પાસેનો નાનો છોડ રહે છે. અને એને ઓક વૃક્ષના કદની કે એના સામર્થ્યની જરા પણ ભીતિ નથી. મયુરની પીંછશોભા સુંદર છે. જોતાં ભવ્ય લાગે છે. પણ મયુરને ખબર નથી કે એ સુંદર છે, કે અસુંદર છે. એ છે કે નહિ,—એની પણ કદાચ એને ખબર નહિ હોય.

એટલે જ એક વિશાળ હૃદય કુદરત પાસે છે, જેમાં બધાને સ્થાન છે. નાના, મોટા, લઘુ, ગુરુ, ક્ષુલ્લક, ક્ષુદ્ર, વિશાળ, કદાવર, ભવ્ય, બધાને. અને મયુરને જેમ ખબર નથી કે આ સુંદર છે કે અસુંદર—તેમ આંહીં પણ કોઈને જાણ નથી કે શું કદાવર, શું ક્ષુલ્લક, શું ભવ્ય ?

એટલે જ કહું છું મને કુદરતનું ગાન મારી બંસીમાંથી વહેવા દો.

ગાન—એ ગરીબોની પ્રાર્થના છે. પણ સમર્થ કરતાં અને નિર્બળ કરતાં—બધાના કરતાં વધારે સમર્થ.

અવસ્થા : નાગરિકો, નગરના લોકો, શહેરીજનો, માને છે, પોતાને ડહાપણનો અને જ્ઞાનનો ખજાનો ધરાવનારા પણ એમની એ માન્યતા કેવળ ભ્રમણા જ છે. નાગરિકો તો કુશળ છે, સમજણમાં નહિ, અનુકરણ કરવામાં, બીજાએ જે કર્યું તે કરવામાં, વિચાર વિના કરવામાં.

એમને ગણતરી ગણતાં જ્યારે નથી નુકશાન નથી લાભ એવો અદલાબદલીનો સોદો જણાય છે, ત્યારે એમને માટે એ અભિમાનનો વિષય બની રહે છે !

એમના હાથદર્પણને એ આકાશ માને છે. પોતાના પડછાયાને ચંદ્ર જેવો ઉન્નત પ્રકાશિત તેજસ્વી માને છે, અને એમની આ માન્યતામાં રચ્યાપચ્યાં રહે છે. આ નાગરિકો, આ





સમાજ સૂત્રધારકો ! હોશિયાર લોકો પોતાની આ રચનાને તોડવાના નથી.

યૌવન : પણ કુદરતની હરિયાળી નૈસર્ગિક ધરતીમાં વસનારાઓમાં તો નથી કોઈ હોશિયાર કે નથી કોઈ ઠોઠ, નથી કોઈ રૂપાળો કે નથી કોઈ અરૂપ. કુદરતને નથી જરૂરિયાત હોંશિયારીની, નથી જરૂરિયાત સૌન્દર્યની. વહી જતું ઝરણું એ અમૃત છે. એ જેમ જેમ આગળ વહે છે, તે વિશાળ બને છે, તેમ તેમ પોતાનામાંથી પ્રતિબિંબિત કરે છે પોતાના સાંન્નિધ્ય વસ્તુઓનાં સત્ય રૂપો, અને પોતાનું પણ સત્ય રૂપ.

એટલે મને તો મારી બંસી આપો. એમાંથી મારા આત્માનું ગાન વહેતું રહે.

અને શોકઘેરા સ્વરોથી ભરેલી બંસી એ સુવર્ણરંગી મદ્યના પ્યાલા કરતાં પણ વધુ ખુશનુમા છે.

અવસ્થા : એ બધી વાત સાચી. પણ સ્વપ્નાં સંસાર સરજાવી શકતાં નથી. એ માટે તો યોજના, પરંપરા, વિધિનિષેધ, નિયમો, બંધન બધું જોઈએ. સંસાર વિના ચાલે નહિ.

યૌવન : પિંજર તોડવાની અશક્તિ એનું નામ આ તમારો સંસાર. એ સંસારને તમે કાંઈ ને કાંઈ ગણો છો. ને છે એ ક્ષુલ્લકમાં ક્ષુલ્લક.



'સરોદ'

## પાનખર આવી

પાનખર આવી
ભલેને પાનખર આવી.

લાગતું સહુ કો મરે છે;
જીર્ણતા આ તો ખરે છે;
નાશની નોબત ગડે ડે
નવ્ય સરજાવી.
ભલેને પાનખર આવી.

આગ કો ભીતર બળે છે;
ધરણી આ ઉપરતળે છે;
બીજ કો સુકુમાર એમાં
છે રહ્યું વાવી.
ભલેને પાનખર આવી.

આ બગીચો મ્હેકવાનો;
રમ્ય કુસુમે લ્હેકવાનો;
ન્યાળશે કહેશે તે, ક્યાંયે
ના ધરા આવી.
ભલેને પાનખર આવી.



તેલ અને ગ્રીસની અથવા ભારે વસ્તુના ઘસારાની કશી અસર ન થાય એવાં તળીયાં બનાવવા માટે એક નવીન વસ્તુ શોધાઈ છે. રબર અને કૃત્રિમ રાળમાંથી એ બનાવવામાં આવે છે. ઉદ્યોગ અને વ્યાપારમાં એ ખૂબ ઉપયોગમાં આવશે એમ માનવામાં આવે છે. અવાજ ખૂબ થતો હોય અને તળીયાને ઘસારો લાગતો હોય એવી જગ્યાઓ માટે આ ખૂબ જ ઉપયોગી છે. આ પ્રકારનાં તળીયા ઉપરથી સફાઈ પણ જલ્દીથી થઈ શકે છે.

હર્ષિદા પંડિત

# બાળકમાં બુદ્ધિનો વિકાસ

બાળમાનસને સમજવામાં ખૂબ જ ઉપયોગી થઈ પડે તેવા લેખોની ઊર્મિનાં વાચકોને જાણીતાં લેખિકાએ શરૂ કરેલી લેખમાળાનો આ મણકો પણ એટલો જ મહત્ત્વનો છે જે દરેકને પ્રેરક નીવડે...

નાનું બાળક કુદરતનું અદ્‌ભુત અને અજાયબીભર્યું સર્જન છે. એ જે દુનિયામાં જન્મે છે ત્યાં ગોઠવાવા માટે સતત પ્રયત્નશીલ રહે છે. ઘણી વસ્તુઓ જાણે એ શીખીને આવ્યું હોય એવું એનું વર્તન હોય છે અને વાતાવરણમાંથી પણ એ ઘણું શીખે છે. એના શરીરમાં અમુક ક્રિયાઓ અનૈચ્છિક રીતે થયા જ કરતી હોય છે. દા. ત. એ જે કાંઈ ખોરાક લે એનું પાચન, લોહીનું ફરવું, શ્વાસોચ્છ્‌વાસની ક્રિયા વગેરે શારીરિક ક્રિયાઓ તો આપમેળે ચાલ્યા જ કરતી હોય છે. ઉપરાંત જરાક અગવડભરી સ્થિતિમાં ચીસો પાડીને રડવું, જ્યારે દૂધ કે બીજો ખોરાક આપવામાં આવે ત્યારે એને ગળવાની ક્રિયા, વારંવાર માથું હલાવ્યા કરવું અને હાથમાં કાંઈ પણ વસ્તુ મૂકવામાં આવે એ તરત પકડી લેવી—આ બધું એને તદ્દન બાલ્યાવસ્થામાં પણ સારી રીતે આવડે છે. વર્તનવાદી મનોવિજ્ઞાનીઓને મન આ બધી ક્રિયાઓ કદાચ માત્ર ઉત્તેજનાના પ્રતિયોગો હશે કારણ કે એ લોકો તો એમ જ માને છે કે નવજાતશિશુ કોરી પાટી જેવું મન લઈને જન્મ્યું છે અને એ જે કાંઈ ક્રિયા કરે છે તે માત્ર અનુભવથી શીખેલી અને ઉત્તેજનાના પ્રતિયોગરૂપે છે.

જેમ પ્રાણીઓની સઘળી ક્રિયાઓ ઉપરના ધોરણે થાય છે અને એકની એક ક્રિયા વારંવાર કરવાથી શરીરની માંસપેશીઓ ટેવાઈ જાય છે અને એ જ પરિસ્થિતિમાં મુકાવાથી એ જ જાતની ક્રિયા કરવાની ટેવ પડી જાય છે તેવું જ એમને મન નવજાતશિશુની ક્રિયાઓનું છે. પણ એ લોકો એક વસ્તુ ભૂલી જાય છે કે માનવશિશુને જીવજંતુ અને પ્રાણી સાથે સરખાવવાથી અર્થ સરે એમ જ નથી. પ્રાણીજીવન અને માનવજીવન વચ્ચે એક મોટો તફાવત એ પણ છે કે એકની ક્રિયાઓ યાંત્રિક અને બીજાની સ્વયંસ્ફુરિત હોય છે.

બાળક નવી નવી ક્રિયાઓ શીખી શકે છે, આમછતાં ઘણી ક્રિયાઓ તે આપમેળે પણ કરે છે, કારણ કે બાહ્ય ઉત્તેજનાઓ પ્રત્યે તેનું ધ્યાન ખેંચાય છે. જન્મ પછીના ત્રીજા દિવસે બાળકની આંખ આગળ કોઈ વસ્તુ ધરીને એની દિશા બદલવામાં આવે તો બાળક આંખ ફેરવી શકે છે. સાડાચાર મહિનાના બાળકના હાથમાં અવાજ કરે એવો ઘૂઘરો મૂકવામાં આવે તો એ એના તરફ તાકી તાકીને જોઈ રહે છે અને એના માનસિક વિકાસ પ્રમાણે ખાવા–પીવા–સૂવાના સમયને અનુકૂળ થતાં એ શીખી લે છે. જો બાળક આવી સામાન્ય ક્રિયાઓ ન કરી શકે તો એનો માનસિક વિકાસ બિલકુલ નથી થયેલો એમ આપણે કહીએ છીએ. લોકભાષામાં બાળક ચાલાક નથી એવો શબ્દપ્રયોગ કરીએ છીએ.

બાળક એના રોજ–બરોજના વર્તનમાં વણશીખેલાં વલણોને બહુ જ સરળતાથી વ્યક્ત કરી લેતું હોય છે. એની પોષણની અને અન્ય શારીરિક સંભાળની ક્રિયાઓ લઈએ. બાળકને દૂધ પીવડાવતાં પહેલાં ગળા નીચે કપડું મૂકવામાં આવે કે લાળિયું બાંધવામાં આવે કે તરત એ મોં ખોલશે; બે મહિનાનું બાળક પાણીથી ડરવાને બદલે નહાતી વખતે આનંદ વ્યક્ત કરશે અને છથી સાત મહિનાનું બાળક એને બહાર લઈ જવાની તૈયારી કરીએ ત્યારે અતિઆનંદમાં આવી જઈને ઊછાળા મારતું સૌ કોઈએ જોયું હશે. જરાક વધારે મોટું થતું જાય તેમ તેમ એનાં મા–બાપની સાથે રમવાને માબાપને ખુશ કરવા માટે કાંઈક અવનવા ચાળા પણ શીખી લેતું હોય છે. બે હાથે તાળી પાડીને 'રાધે રાધે' કે હાથ જોડીને 'નમસ્તે' કરતાં, હાથઈશારા વડે 'આવજો' કહેતાં કે આંખો પટપટાવીને ગોળગોળ ફેરફુદરડી ફરતાં, 'ગોગો' રમતાં અને નાના નાના શબ્દો બોલીને કિલ્લોલતા

બાળકને જોઈને સામાન્ય છાપ એવી પડે કે બાળક બુદ્ધિવાળું છે, નવું નવું શીખે છે, એનો શારીરિક ને માનસિક વિકાસ થતો રહે છે. બાળકમાં બુદ્ધિ છે એટલે એ બધું ને એનાથીય વિશેષ ચપળતાપૂર્વક શીખતું જાય છે એ નક્કી.

હવે આ બુદ્ધિ એટલે શું ? બાળકને એ વારસામાં મળે છે કે વાતાવરણમાંથી થતા અનુભવો દ્વારા એ મેળવે છે ? શું એ પ્રથમથી જ વિકસેલી હોય છે કે ધીમે ધીમે વિકસે છે ? બાળવિકાસના નિષ્ણાતો બુદ્ધિને બાળકના વ્યક્તિત્વનું એક મહત્ત્વનું અંગ ગણે છે અને એને ખૂબ અગત્યનું સ્થાન આપે છે. રૂડોલ્ફ પીટનર એના 'Intelligence Testing' નામના પુસ્તકમાં જણાવે છે તે પ્રમાણે તો 'આધુનિક સંસ્કારી જીવનમાં બુદ્ધિ માનવીના વ્યક્તિત્વનું એક પ્રમુખ અંગ છે.' આ મહત્ત્વનું અંગ આનુવંશિક રીતે વારસામાં મળેલું છે અને વાતાવરણની અનુકૂળતા કે પ્રતિકૂળતાને અનુરૂપ એનો વિકાસ થતો રહે છે. બુદ્ધિ વિષે આધુનિક વલણ એવું છે કે વ્યક્તિ પોતાને મળેલી આંતરિક શક્તિને કેવી રીતે કામે લગાડી શકે છે એના પરથી બુદ્ધિની પરખ થાય છે. વ્યક્તિમાં બુદ્ધિ માનસિક બળ તરીકે હોય પણ વ્યવહારમાં એનો ઉપયોગ કરતાં ન આવડે તો એની કદર ક્યાંય થાય ખરી ? ને થાય તો પણ કેવી રીતે થાય ? બાળકને આપણા રોજંદા અવલોકનમાં બુદ્ધિપૂર્વક વર્તતું જોઈએ ત્યારે જ એવું તારણ બાંધીએ છીએ ને કે એ બુદ્ધિ વગરનું નથી ?

મનોવિજ્ઞાનીઓએ તો શિક્ષણક્ષેત્રમાં બુદ્ધિવિષયક ઘણાં સંશોધનો કરીને બુદ્ધિનું માપન કરીને, બાળકની શૈક્ષણિક લાયકાત વિષે આગાહી કરવાનું પણ શરૂ કર્યું છે. ભાષા, ગણિત, વિજ્ઞાનવિષયક કસોટીઓ રચીને શાળાએ જતાં બાળકોને કસી શકાય એવી સ્થિતિ આણી છે. જો કે બુદ્ધિમાપનની બધી કસોટીઓ બાળકના વર્તનનાં બધાં તત્ત્વોને માપી શકતી નથી, આમછતાં જે અંગને માપે છે એમાંથી પણ કાંઈક તો માર્ગદર્શન બાળમનના અભ્યાસીઓ અને શિક્ષણક્ષેત્રમાં કામ કરનારાઓને સાંપડી રહે છે. બુદ્ધિ એટલે શીખવાની શક્તિ એવી કામચલાઉ વ્યાખ્યા આપણે જરૂર બાંધી શકીએ. પછી આ શીખવાની શક્તિ મૂર્ત પદાર્થો કે અમૂર્ત ભાવો પરત્વેની હોઈ શકે. એક એવો મત પણ પ્રચલિત છે કે જીવનમાં નવી નવી પરિસ્થિતિ ઊભી થાય તેની સાથે બરાબર અનુકૂળ બનતાં આવડે એની શક્તિ એટલે બુદ્ધિ. સ્ટર્ન નામના માનસશાસ્ત્રીના માનવા પ્રમાણે તો બદલાતા વાતાવરણને લીધે સર્જાતી નવી પરિસ્થિતિ સાથે એના વિચારોનું પણ સભાનતાપૂર્વક અનુકૂલન કરી શકે તેવી શક્તિ એટલે બુદ્ધિ; એમાં જીવનના નવા પ્રશ્નો અને સ્થિતિને ઓળખવાની માનસિક સંયોજનશક્તિ (adaptability) પણ આવી જાય.

આ જ વિચારસરણીને આધારે માનસિક કસોટીઓના આદ્યપ્રણેતા આલ્ફ્રેડ બિનેએ આગળ કામ કર્યું છે. અને તે એવા તારણ પર પહોંચ્યા છે કે માત્ર પરિસ્થિતિની સાથે મેળ ખાય એવી જાતના વર્તનમાં બુદ્ધિ પ્રદર્શિત થતી નથી પણ એથી જરાક આગળ વધીને કહીએ તો બુદ્ધિ વ્યક્તિને નિશ્ચિત દિશાસૂચન પણ કરે છે. એ કહે છે : 'બુદ્ધિશાળી વ્યક્તિ પ્રશ્નો સમજી શકે છે, એના નિરાકરણ માટેના રસ્તા શોધી શકે છે અને અનુકૂલન માટેની નિશ્ચિત ક્રિયા કરે છે, પોતાથી કાંઈ ભૂલ થઈ હોય તો પણ સમજી શકે છે અને પોતાની કાર્યપ્રણાલીની ચોકસાઈ મૂલવી પણ શકે છે. સમજણ, શોધ, દિશાસૂચન, મૂલવણી એ ચાર શબ્દો વડે બુદ્ધિની પરિભાષા સ્પષ્ટ થાય છે.' આ મતાનુસાર પોતાની નિર્બળતાઓથી બિનવાકેફ હોઈને યોજના ન કરી શકનાર, પોતાનાં કાર્યોનાં પરિણામોને કસીને અનુકૂલન ન કરી શકનાર બુદ્ધિહીન ઠરે છે કારણ કે બિનેએ એના વિષે વિચાર કર્યો નથી. બિનેના ટીકાકારો એમની વ્યાખ્યાને અધૂરી માનીને અસ્વીકારે છે.



બુદ્ધિની પરિભાષા અંગેનો ચોથો મત અનુભવવાદી વિચારસરણી ધરાવનારાઓનો છે. થોર્નડાઈક એના પ્રણેતા છે. એમના કહેવા પ્રમાણે બુદ્ધિ એ ખાસ પ્રકારની શક્તિ છે એ વિચારને આપણે ભૂલી જવો જોઈએ. અને અઘરાં કાર્યો કરવાની શક્તિ, નિશ્ચિત સમયમાં અનેક અઘરાં કાર્ય કરવાની આવડત અને પ્રશ્નોનો તાત્કાલિક ઉકેલ આણવાની ઝડપી શક્તિ ઉપર બુદ્ધિ આધારિત હોય છે. એટલા માટે બુદ્ધિની કસોટીઓમાં પ્રશ્નો ધીમે ધીમે અઘરા થતા જાય છે, ઘણાં ક્ષેત્રોને અનુલક્ષીને પ્રશ્નો પૂછવામાં આવે છે અને સમયમર્યાદાથી વધુ વખત આપવામાં નથી આવતો. ઉપરના બધા મતોનું સંકલન સ્ટોડાર્ડે ખૂબ સુંદર રીતે કર્યું છે. એમણે મુશ્કેલી, જટિલતા, અમૂર્તતા, ઝડપ અથવા સમયની કરકસર, ધ્યેયને અનુકૂળ થવાની તાકાત, સામાજિક મૂલ્યાંકનો અને મૌલિકતાને વધુ મહત્ત્વ આપ્યું છે. આ બધી વ્યાખ્યાઓમાં એક વસ્તુ સરખી છે. બાળકોને શાળામાં શીખવાતા વિષયોને અનુલક્ષીને જ સંશોધનો થયાં છે અને સંજોગોને અનુકૂળ થવાની આવડત વિષે દરેક વિદ્વાને વિચાર્યું છે.

પાંચમો મત સ્પીઅરમેન નામના એક અંગ્રેજ આંકડાશાસ્ત્રીનો પણ આ ક્ષેત્રમાં ખૂબ મહત્ત્વનો ગણાય છે. એમના મતાનુસાર બાળકમાં અમુક સામાન્ય શક્તિ ( general ability ) રહેલી હોય છે, અને અમુક ખાસ ( specific ) વિષયને લગતી. વાંચવું, લખવું કે ગણિતના દાખલા ગણવા એ બધાંનો સમાવેશ એ સામાન્ય શક્તિમાં કરે અને સંગીત, કળાવિષય, ભાષાચાતુર્ય કે શારીરિક બળને લગતી શક્તિઓ એમને મતે ખાસ પ્રકારની છે. આ મતના વિરોધીઓ એમની ખૂબ ટીકા કરે છે કારણ કે બાળકના વાતાવરણને આમાં ક્યાંય -અવકાશ જ નથી એટલા માટે તો થોર્નડાઈક એમ સૂચવે છે કે દરેક માનસિક શક્તિઓમાં સંકલન કરનારું બળ મુખ્ય ભાગ ભજવે છે અને બાળકના માનસિક વિકાસમાં સામાન્ય ને વિશિષ્ટ એમ બંને પ્રકારની બુદ્ધિશક્તિની જરૂર પડે છે.

બુદ્ધિને લગતા જુદાજુદા સિદ્ધાંતોના પ્રણેતાઓએ બાળકના માનસિક વિકાસની ચોક્કસ દિશા બતાવી નથી. આમ પણ ઊગતું બાળક એટલી બધી જટિલ ક્રિયાઓ કરતું હોય છે કે સંજોગોને અનુકૂળ થવાના એના પ્રતિયોગોને સમજવા મુશ્કેલ થઈ પડે છે. એનો માનસિક અર્થાત્ બૌદ્ધિક વિકાસ અલબત્ત એ નવી નવી ક્રિયાઓ કરે એમાં જ પ્રતિબિમ્બિત થાય છે. એ નવા નવા શબ્દો શીખે, એની વિવેકશક્તિ સુધરે અને બુદ્ધિપૂર્વકનું અનુકૂલન એ કરે એ આપણે સૌ જોઈ શકતાં હોઈએ છીએ. નવથી દસ મહિનાનું બાળક કાંઈ પણ પકડ્યા વગર અદ્ધર ચાલવાનો પ્રયત્ન આપમેળે કરતું હોય, એના પગ ન ઠરવાને કારણે એકાદ બે વખત કે વધારે વાર એ પડી પણ જાય, પણ પછી કાર્યપદ્ધતિમાં કાંઈક ફેરફાર કરશે. એવી જ રીતે કોઈ ઊંચી બેઠક પર ચઢવાનો પ્રયત્ન કરનાર બાળકનું છે. ત્રણચાર વખત પકડ બરાબર ન આવી હોય તો એ સફળ ન નીવડે પણ પછી ધ્યાન રાખીને દિશા બદલીને સફળ બને ત્યારે જ એને જંપ વળે છે. જોકે દરેક બાળકની માનસિક ભૂમિકામાં તફાવત રહેવાનો જ અને એક બાળક કરતાં બીજું બાળક ચોક્કસ જુદું પડવાનું એટલે એવા નિયમો તારવી શકાય નહીં કે અમુક ઉંમરે બાળક અમુક ક્રિયા કરી શકે તો એ બુદ્ધિવાળું ને ન કરી શકે તો બુદ્ધિહીન. દરેક બાળકનું વાતાવરણ પણ તફાવતવાળું હોય, માબાપ જુદાં હોય અને દરેક બાળકના વારસામાં પણ ફેર હોય.

પુષ્કળ બાળકોનાં માનસિક વિકાસનું અવલોકન કર્યા પછી જીસેલ, ઈલ્ગ અને એઈમ્સે ખૂબ નાનાં બાળકો માટે કસોટીઓ પણ નિયુક્ત કરી છે. જો કે બાળમનને કસવા માટેની કોઈ કસોટીઓ સો ટકા આધારભૂત ન જ હોઈ શકે. જ્યાં સુધી બાળક બરાબર બોલતું ન થાય ત્યાં સુધી કસોટીઓ આપવી એ પણ અઘરું કામ છે. આમ છતાં જીસેલનાં સંશોધનોએ આ પ્રશ્ન પરત્વે ખૂબ પ્રકાશ પાડ્યો છે. ત્રીસ મહિનાનું સામાન્ય બુદ્ધિ ધરાવતું બાળક એની મેળે





નીસરણી ચઢી-ઊતરી શકે, લાકડાનાં ચોકઠાં ક્રમસર ગોઠવી શકે, એક પગ પર ઊભું રહેવાનો પ્રયત્ન કરી શકે, સીધી કે આડી લીટીની નકલ કરી શકે, એક ચિત્રમાંની સાતેક વસ્તુઓ બતાવી શકે અને એનું પૂરું નામ જરૂર બોલી શકે. કદાચ એકદમ સહકાર ક્યારેક ન આપે, આમ છતાં ધીમે ધીમે સમજાવીને કામ લેવાથી ધાર્યું પરિણામ જરૂર આવે. દા. ત. આપણે એ અઢી વર્ષના કમલને પૂછીએ કે તારું પૂરું નામ શું? તો એ બરાબર સમજે નહીં. પણ એને પૂછીએ કે તારું નામ શું? ને એ સાચો જવાબ વાળે તો આગળ પૂછી શકીએ કે કમલ કેવા? તારા પપ્પાનું નામ શું? વગેરે. જો એ એની ઉંમરનાં બાળકોએ આપવા જેવા જવાબ સાચા આપી શકે તો એની શારીરિક ઉંમર જેટલી માનસિક ઉંમર એની છે એમ નક્કી થાય. એની ચાલાકી જોઈને આપણને એમ થાય કે ત્રણ વર્ષના બાળકને પૂછવા જેવા પ્રશ્નો પૂછી જોઈએ. જો એ પ્રશ્નોના જવાબ એ સાચા વાળી શકે તો એની માનસિક ઉંમર ત્રણ વર્ષની થાય. બાળકની માનસિક ઉંમર જાણ્યા પછી એનો બુદ્ધિનો આંક ( *Intelligent-Quotient* ) જાણવો ખૂબ સહેલો છે. બાળકની માનસિક ઉંમરને શારીરિક ઉંમર વડે ભાગીને સોએ ગુણવાથી બાળકનો બુદ્ધિઆંક આવે છે. એટલે જો કોઈ એક બાળકની માનસિક ઉંમર ૩ વર્ષ હોય અને શારીરિક ઉંમર ૨ વર્ષ હોય તો $\frac{૩ \times ૧૦૦}{૨} = ૧૫૦$ એનો બુદ્ધિઆંક ગણાય. બુદ્ધિશાળી બાળકનો બુદ્ધિઆંક ઊંચો હોય છે અને બુદ્ધિહીનનો નીચો. પણ નીચા બુદ્ધિઆંક ધરાવનાર બાળકને પોતાનો જીવનવ્યવહાર ચલાવવા માટે નાલાયક નથી ગણવામાં આવતું. એની મર્યાદાઓને લક્ષ્યમાં રાખીને એનું ભાવિ સુધારી શકાય છે. વળી બાળકનું બુદ્ધિનું ધોરણ દરેક કિસ્સામાં એકનું એક ન રહે એવું પણ બનતું હોય છે. એટલા માટે તો થોડા થોડા સમયના અંતરે કસોટીઓ આપીને બુદ્ધિ તકાસવાની રહે છે.

કેટલાક મનોવિજ્ઞાનિકો એમ માને છે કે બુદ્ધિનો આંક હંમેશ જેટલો શરૂઆતમાં હોય તેટલો જ રહે છે ને એમાં વધઘટ નથી થતી. વાસ્તવિક રીતે આ હકીકત એનાથી ઊલટી છે. બુદ્ધિની કસોટીઓના વિરોધીઓ એમ ફીકર કરે છે કે બુદ્ધિના આંક પરથી બાળકના ભાવિની સફળતા-નિષ્ફળતા વિષે આગાહી કરી શકાય નહીં. કારણ કે નાનપણમાં ઠોઠ તરીકે નામના પામેલું બાળક જુદા ને સારા વાતાવરણમાં મુકાતાં બુદ્ધિમાં ખીલ્યું હોય એવા પણ દાખલા છે. આથી તો કસોટીઓના બનાવનારાઓ પણ કસોટીઓની મર્યાદાઓ સૂચવીને વિવેકપૂર્વક વાપરવાનું સૂચન કરે છે. શિક્ષકો, માબાપો, ઉદ્યોગોના સંચાલકોને માટે તો બુદ્ધિની કસોટીઓ અને વલણમાપનની પદ્ધતિઓ સાચે જ આશીર્વાદ સમાન નીવડી છે. બાળમાનસમાં સંશોધન કરનારાઓને પણ કસોટીઓએ ઘણું માર્ગદર્શન આપ્યું છે. બાળકના વર્તનનું અશાસ્ત્રીય અવલોકન કરીને પાયા વગરનાં સામાન્યીકરણ બાંધવા કે જડ અનુમાનો તારવવાં એના કરતાં વૈજ્ઞાનિક પાયા પર આધારિત એવી કસોટીઓનો વિવેકપૂર્વકનો ઉપયોગ શો ખોટો?

એક વસ્તુ ખૂબ સ્પષ્ટ છે કે બુદ્ધિનો ઉપયોગ કરતા રહેવાથી એ સતત વિકસે છે એટલા માટે તો શિક્ષણનું એક ધ્યેય બાળક એની માનસિક શક્તિઓનો કુશળતાપૂર્વક ઉપયોગ કરે એ જોવાનું છે. ઘણાં માબાપ જેમ પ્રયોગશાળામાં છોડવા ઉછેરતા હોય એ રીતે બાળકને ઉછેરવાનો પ્રયત્ન કરે છે એ પણ બરાબર નથી. હોશિયારી બહારથી દાખલ કરી શકાય એવી ચીજ નથી. કેટલાંક માબાપ એવી ભૂલ કરી બેસે છે ને પછી પસ્તાય છે. બાળકે સતત વિકાસ સાધવો જ જોઈએ અને એનાથી ન સધાય તો માબાપ એને ધક્કા મારે એ સ્થિતિ આદર્શ નથી. અનિલના પિતાને મનમાં એમ કે એમનો પુત્ર ખૂબ હોશિયાર થાય, એટલા માટે તો એને શૈક્ષણિક રમકડાં જ રમવા આપે, એની માતા પણ એને પરીકથાઓ વાંચી સંભળાવવાને બદલે જ્ઞાનવર્ધક પુસ્તકો વાંચી સંભળાવે

અને એના પિતા એને એવી યુક્તિઓ શીખવાડે કે જે જોઈને એમના પાડોશીઓ વાહવાહ કરે. ત્રણ વર્ષનો છોકરો સંસ્કૃતના શ્લોકો બોલે એટલે દરેકને અજાયબી લાગે. એ પહેલા ધોરણમાં આવ્યો ત્યારે પણ જ્યારે મુલાકાતીઓ આવેલા હોય ત્યારે એને શિક્ષકો ઘેર ભણાવવા આવે. એની સાથે રમતાં બાળકો તથા એમને ઘેર વારંવાર આવતાં પડોશીઓ અનિલને એનાં માતા–પિતાએ જે શીખવાડ્યું હતું તેનાથી માહિતગાર બની ગયાં, પછી કોઈને કાંઈ નવીનતા લાગી નહીં. કારણ કે જે કાંઈ એને શીખવાડવામાં આવેલું તે માત્ર બાહ્ય દેખાવ માટેનું હતું. બાળકનાં પહેલાં પાંચ વર્ષ દરમ્યાન કોઈ પણ માબાપની ચિંતા માત્ર બાળકની તંદુરસ્તી પરત્વેની હોવી જરૂરી છે. એ વખતે માનસિક સિદ્ધિઓ ટોકી બેસાડવાનો કોઈ અર્થ નથી. અલબત્ત ! એનો અર્થ એવો કરવાનો નથી કે એના માનસિક વિકાસ પ્રત્યે બેદરકારી બતાવવાની છે અને એને તકો પૂરી પાડવાની નથી. શરૂઆતનાં વર્ષોમાં બાળકમાં ભય ન પ્રવેશે, એની માંસલ તાકાત વધે, એને સ્પષ્ટ રીતે બોલતાં આવડે, બાળક આજ્ઞાંકિત થાય, આપમેળે કાંઈક પ્રવૃત્તિમાં મન રોકતું થાય અને એનાં રમકડાંનાં પાત્રો પ્રત્યે સહાનુભૂતિ ધરાવતું બને તો ય બસ છે. બાળકને સારો ખોરાક, દાક્તરી સારવાર, રમતગમતનાં સ્થાનોમાં રમવાની પૂરતી સ્વતંત્રતા, ઘરની અંદરનું પ્રેમ ને સુરક્ષિતતાવાળું વાતાવરણ અને શૈક્ષણિક પ્રવૃત્તિ હાથમાં લેવાનું આપમેળે મન થાય એવું કદરદાનીવાળું વાતાવરણ મળી રહે તો પછી માનસિક વિકાસમાં કશોય અવરોધ ન નડે.

શિક્ષણ દ્વારા બુદ્ધિ વગરનું બાળક પણ બુદ્ધિશાળી બની શકે એ વાતમાં કાંઈ માલ નથી. પછાત અથવા મંદ બુદ્ધિવાળાં બાળકોમાંથી કેટલાંક તો તદ્દન એવાં હોય છે કે જેમને કશું જ શીખવાડી શકાતું નથી. મૂર્ખ બાળકને પ્રતિભાશાળી બનાવી શકાય એવો કોઈ જાદુ કોઈએ શોધ્યો નથી. આમ છતાં વાતાવરણને બદલવાથી એના બાળકનું જીવન જીવવા યોગ્ય જરૂર બનાવી શકાય છે. એને અમુક યાંત્રિક ક્રિયાઓ શીખવી શકાય જેથી એ પોતાનું જીવન ગુજારવા જેટલું પગભર આર્થિક રીતે બની શકે અને સમાજવિરોધી થતું અટકે. માનસિક કસોટીઓ દ્વારા પ્રતિભાવંતા બાળકને ઓળખી શકાય છે અને એને પણ એની પ્રતિભા વિકસે એ જાતનું શિક્ષણ આપીને આગળ વધારી શકાય છે. બાકી આંતરિક શક્તિ ન હોય તો માનસશાસ્ત્ર શૂન્યમાંથી સર્જન તો ન જ કરી શકે ને ? ×

× 'ઊર્મિ–નવરચના' માટે ખાસ લખાયેલ આ લેખનો કે તેના કોઈપણ અંશનો અનુવાદ કે પુનર્મુદ્રણ લેખિત પરવાનગી વિના કરી શકાશે નહિ.



દેવજી રા૦ મોઢા

## મકાનના પાયાને

પાયા, તને કો દિ' બહાર આવી
—વા છેવટે તું જહીં છો તહીં રહી—
આવું કહેવા નથી શું થાતું મન
કે, હું વહું ભાર બધો મકાનનો,
મારા વિના હસ્તી એની અશક્ય ?

ના, એવું કહેવા મન તો નથી થતું;
હા, પૂછવાનું મન થાય છે ખરું
કે, ઓ ભલા માનવ, તેં મનેયે
તારા સમો માનવ માની લીધો ?







પન્નાલાલ પટેલ

# પરબડી

—સુદ્ધ આપણા સાહિત્યકારોને સર્જનનો અનોખો ઝોક અપાવે છે. એ ઝોકનો ખ્યાલ આપતી આ શુદ્ધવાત આપણા સન્માન્ય લેખકની કલમ-પ્રસાદી છે એટલે એ વાંચ્યા વિના ચાલે જ કેમ ? એ વસ્તુ અને વિચાર આપણને તરત જચી પણ જાય...

પરબડી ગામને પેલે કૂંળે ઊઠેલા ગગનભેદી અવાજે ગામની મધ્યમાં આવેલી પરબડીના પથ્થરો સાથે આવી આવી અફળાવા લાગ્યા :

'જવાન હમારો લાડીલો
નટવરસિંહ ઘણું જીવો !'

દીવાનખાનાની મધ્યમાં ટીપોય ઉપર ફૂલદાની શોભે એ રીતે 'પરબડી' ગામની વચમાં આવેલી પથ્થરની આ જમાનાજૂની પરબડી આજેય સોહતી હતી.

કોણ જાણે કેટલા સૈકાથી એ આ ગામના ચોગાનમાં ઊભી હતી ? વળી એના ઉપરથી આ ગામનું નામ પરબડી પડ્યું હતું કે પછી ગામનું નામ પરબડી હતું એ જોઈને પાછળથી કોઈએ પરબડીનું આ પ્રતીક રચ્યું હતું એ વાતની પણ કોઈને કશી જાણ ન હતી. ગમે તેમ, ગામના નામ સાથે પરબડીનું આ પ્રતીક એવું તો એકરૂપ બની ગયું હતું કેમ જાણે ગામનાં દાદીમા આ વિશાળ ચોકમાં મૂર્તિમંત ન બેઠાં હોય !

પરંતુ આ દાદીમા સરખી પરબડીએ આટલા બધા લાંબા જીવનમાં આનંદને હેલે ચઢેલું આજના જેવું સમસ્ત ગામ આ પહેલાં એક પણ વાર નહોતું જોયું. એટલું તો એ જાણતી હતી કે ગામમાં નથી કોઈનું લગ્ન કે નથી કોઈ એવો અવનવો પ્રસંગ બન્યો કે જેને લીધે ગામ આટલું આનંદઘેલું બનીને—

ને એટલે જ એ કદાચ અનિમેષ આંખે ગામના એ આનંદમસ્ત ટોળાને પોતાના તરફ આવતું જોઈ રહી હતી. અજાણપણેય હૈયામાં એ રાચી રહી હતી.

નવાં કપડે શણગારેલાં પાંચ-નવની ઉમ્મરના બે છોકરાઓને ફૂલની ફૂલદાની પેઠે ખભા ઉપર રાખી ગામના બે જુવાનો આનંદમાં ગુલતાન બનીને નાચતા ઘૂમતા સરઘસ કાઢ્યું હોય એ રીતે પેલી બાજુની ખડકીમાંથી આ તરફ આવી રહ્યા હતા.

એમની પાછળ ગામનો પેલો બુઢ્ઢો ઢોલી કેમ જાણે યૌવન પાછું પાંગરી આવ્યું ન હોય એ રીતે ઘેલો બનીને ઢોલ વગાડતો હતો. શરણાઈવાળો પણ—

'પેલાં પૂરમાં ટહુક્યા મોર, મળવા આવો સુંદરવર શામળિયા!'

આ ગરબાને મધુરા સૂરમાં વહાવતો, તાનમયું ડોલી રહ્યો હતો.

તો દોઢસો ઘરની વસ્તીવાળા ગામના પેલા પચાસેક જુવાનો અને જોવનાઈને હાથમાં રાખી રહ્યા કેટલાક આધેડોએ આ એક જ સૂરની જાણે ધૂન જગાવી હતી :

જવાન હમારો લાડી !
નટવરસિંહ ઘણું જીવો !

પથ્થરની આ પરબડીએ—આગલા યુગની વાત જવા દઈએ તો પણ આ ચાલુ યુગમાં પણ કંઈ કમ પ્રસંગો નહોતા જોયા. એટલું જ નહિ મોટા અને મહત્ત્વના બલકે ઐતિહાસિક કહી શકાય એવા પ્રસંગો પણ એણે ઠીક ઠીક પ્રમાણમાં નીરખ્યા હતા.

પણ—કોણ જાણે કે 'મમ્ મમ્'માં રસ ધરાવનાર આ માણસ જાતને મહાત્માજીની એ વખતની 'ટપ ટપ'માં ઝાઝો વિશ્વાસ અને રસ ન પડવાથી કે ગમેતેમ પણ અત્યારે આ ગામલોકોમાં વ્યક્ત થઈ રહેલાં આનંદ અને ઉલ્લાસનાં એક આનીય એ વખતે એણે નો'તાં જોયાં.

તો બીજા પેલા શાન્તિ અને સર્વોદયના પ્રવાસી વિનોબાજી પણ પગ વડે ભારતની ભૂમિ માપતા માપતા આ ગામમાંથી પસાર થયા હતા. એમને સન્માનવા આ જ પરબડી આગળ સભા મળી હતી ને દાનેય સારા પ્રમાણમાં દેવાયાં હતાં.

પણ તેય જાણે ગામની આબરૂનો હિસાબ ગણીને બલકે આ પરબડીને અહિંસાના પ્રતીક તરીકે બિરદાવી

હતી એટલા માટે.
ઉપરાંત પહેલી ચૂંટણીમાં આ જ ગામનો એક માણસ ધારાસભ્ય બન્યો હતો ને એનું પણ આ સ્થળે હાર–તોરાથી સ્વાગત કરવામાં આવ્યું હતું.
પણ સ્થિતપ્રજ્ઞ સરખી આ ડોશીને એ બધું સ્વાભાવિક લાગવાને બદલે નાટક જેવું વધારે લાગતું હતું.

ગયે વખતે તાલુકાની એક પ્રતિષ્ઠિત વ્યક્તિને પ્રધાન-પદું મળ્યું ને અહીં એમને નોતરી સરઘસ પણ કાઢ્યું હતું. આસપાસનાં ગામોવાળા લોકો પણ એમાં જોડાયા હતા.
પણ તે ય તે ભરવાડના આદેશ અનુસાર ઘેટાંનું કોઈ ટોળું ફરતું હોય એવી રીતે લોક બધું સરઘસ જોઈને ફરતું હતું.
આ સિવાય ચીની હુમલાના વિરોધમાં તાલુકાના ધારા-સભ્ય તથા અમલદારોની રાહબર નીચેય સરઘસ તો નીકળ્યું હતું. સૂત્રો પણ બુલંદ અવાજે લોકો પોકરતા હતા :

ભારત ભરમાં ઊઠયો શોર
ભાઈ ગણ્યો ને નીકળ્યો ચોર!

●

તાજ હિંદનો હિમાલય
કદી નહી રજમાં રોળાય.

વગેરે !
પરંતુ પરબડીને લાગ્યું કે અત્યારે બોલાતા આ નટ-વરસિંહ માટેના અભિવાદન સરખો ન તો એમાં મુક્ત હૈયાંનો આત્મીયતા રંગ્યો 'જવાન અમારો લાડીલો !' એનો અવાજ હતો કે ન તો પેલા પોકારમાં 'નટ-વરસિંહ ઘણું જીવો!' આરતભર્યો રણકાર હતો.

ગામલોકોએ ખભે બેસાડેલા આ બે છોકરાને ને એમના પિતા નટવરસિંહને પરબડી નો'તી ઓળખતી એમ તો નહિ જ પણ એમના તરફ અત્યાર સુધી એનું કંઈ ખાસ ધ્યાન દોરાયું ન હતું. જે રીતે પેલાં પક્ષીઓ આવતાં જતાં ને ઊડયા કરતાં એ રીતે નટવરસિંહ પણ નોકરીએથી આવતો અને ચાલ્યો જતો. તો છોકરા પણ બીજા છોકરાનો જેમ આવતા અને ઉપર નીચે રમ્યા કરતા હતા. ખાસ કશી વિશેષતા નો'તી લાગતી.
તો છસો–સાતસોની વસ્તીવાળા આ ગામનેય કયાં નટવરસિંહનું મહત્વ હતું ! સહુ કોઈને એમ જ હતું : નટવરસિંહ નોકરી કરે છે.
એનો જ્યારે કાગળ આવતો ને ગામનો કોઈ ભણેલો માણસ એ વાંચતો એ વખતે લોકોને યાદ આવતું કે : નટવરસિંહ લશ્કરમાં નોકરી કરે છે.
ગયા વરસે એ રજા ઉપર આવ્યો ને ત્યાંની બધી વાતો કરવા લાગ્યો ત્યારે લોકોને વળી ખબર પડી કે એનો પડાવ આજકાલ હિમાળાના ઉગમણા ડુંગરોમાં આવેલો છે.
બસ આથી વિશેષ ગામલોકને નટવરસિંહની નોકરીમાં ન તો કોઈ જાણકારી હતી કે ન હતો રસ પણ ઝાઝો. મહત્વ પણ—એ આવતો ત્યારે જેટલું એની સીગા-રેટમાં હતું એટલું એ નોકરી ઉપર પાછો જતો એ પછીથી ભાગ્યે જ કોઈ ગામલોકોને રહેતું હતું.
એવામાં એક બપોરે વિકાસ મંડળના સહકારથી ગામમાં આવેલા રેડિયોનું પરબડી ઉપરનું લાઉડ સ્પીકર બરાડી ઊઠ્યું : 'હિમાલયના ઉગમણા ભાગમાં ચીની ધાડાંએ ચઢાઈ કરી છે. આપણા જવાનો બહાદુરી–પૂર્વક માતૃભૂમિનો બચાવ કરી રહ્યા છે.'
આ સાથે જ લગભગ એ આખા ગામની નજર સામે નટવરસિંહ ખડો થયો : પાંચ હાથ ઊંચો, ગજનો સીનો ને લોખંડ સરખાં બાવડાંવાળો...
તો બીજા દિવસના સમાચાર પછી તો લોકોની જીભને ટેરવે પણ નટવરસિંહ જ રમી રહ્યો : પેલા સીગારેટના શોખીનો ભાઈબંધીના નાતા સાથે કહેતા હતા : 'નટવરસિંહ જો વીફર્યો ને વીફર્યો તો—શું વાત કરો છો ! કાચા ને કાચા ચીનાઓને કરડી ખાશે ?
ગામના માસ્તર જેવો કોઈ જાણકાર આમાં સુધારો કરતો : 'બંદૂકોથી લડવાનું પછી ચીનો કયાં હાથમાં





આવવાનો. પણ—'

ત્યાં તો સરપંચ પોતે બોલી ઊઠ્યા: 'પણ એટલું ખરું કે નટવરસિંહ આપણો છવ પર આવીને ધાણીની પેઠે બંદૂક તો ધમધમાવતો હશે!

માસ્તરે વળી પેલી વાત સાંધી, 'હા ખાઈ ઉપર ચીનાઓ ધસી આવે તો જુદી વાત છે.'

દુકાનદાર પણ બોલ્યા વગર ન રહી શક્યા: 'તો તો ભાઈ ભીમની પેઠે નટવરસિંહ પણ ચીનાનું લોહી પીએ એવો છે હાં કે.'

ને ત્રીજે દિવસે તો રાતના સમયે ગામનાં લોક જમી પરવારીને—કેમ જાણે નટવરસિંહ મોરચા ઉપરથી ઘેર ન આવ્યો હોય એ રીતે વગર કોઈના કહ્યે બોલાવ્યે જ નટવરસિંહના ઘેર આવી બડાઈની વાતો કરવા લાગ્યા.

સ્ત્રીવૃંદમાંથી કેટલીક બાઈઓ ચિંતામાં પડી ગયેલી નટવરસિંહની પત્નીને દિલાસો અને હિંમત પણ વણમાગી આપતી હતી: 'અમરથી તું ચિંતા કરે છે.........નટવરસિંહ એમ કોઈને બદે એવો નથી હાં કે!'

આંગણામાં ખાટલા નાખી બેઠેલા પુરુષ વર્ગમાંથી આધેડ સરખા સરપંચ બોલ્યા: 'ઘડી પહેલાં રેડિયો બોલ્યો હતો એ નો'તું સાંભળ્યું? ખૂદ વડાપ્રધાને આપણા જવાનોને શાબાશી આપી છે. કેમ 'લ્યા ભાઈ ને'રુજી નો'તા કે'તા રેડિયોમાં કે ભારતની આઝાદી આપણા જવાનોના હાથમાં છે, ને એ જ આપણી આઝાદીના સાચા રક્ષકો છે હે...?

*

તો આ પછીના દિવસે આવી વાત થવા લાગી: 'આપણા જવાનો માટે ગરમ કપડાં મોકલવાની વડાપ્રધાન પોતે જ કેવી લોકોને વિનંતી કરતા હતા...?'

ને પછી તો નટવરસિંહ જ નહિ માત્ર પણ ગામભરના લાડકવાયા જુવાનો જાણે મોરચા ઉપર લડી રહ્યા હોય એ પ્રકારની ચિંતા તથા લાગણીથી ગામના લોકો રેડિયો સમાચાર સાંભળવા લાગ્યા. અને જ્યારે લાઉડસ્પીકર પરબડી ઉપરથી નટવરસિંહના ફળીમાં બદલાયું ત્યારથી તો લોકો જાણે મહાભારતની યુદ્ધકથા ચાલતી હોય એ રીતે ખાધું ન ખાધું કરી નટવરસિંહનાં ચોપાડ આંગણામાં આવી આવી બેસવા લાગ્યા...

ગ્રામપંચાયતમાં આવતા છાપામાં પણ મોટાં મોટાં મથાળાં સાથે સમાચાર આવવા શરૂ થયા હતા. ગામમાં ભણેલા ચાર–છ જણના ભાવ પણ જાણે વધી ગયા. વગર ભણ્યાં કહેતાં હતાં, 'અમને તો સંભળાવો ભાઈ લડાઈના સમાચાર.'

તેમાંય જ્યારે પીછેહઠના સમાચાર આવ્યા ને લડાઈમાં ખપી ગયેલાઓના આંકડા આવ્યા ત્યારે તો નટવરસિંહની પત્ની અને સંબંધીઓ સાથે ગામલોકોનાં મોં પડી ગયાં હતાં.

અલબત્ત સરપંચ અને ગામનો પેલો વેપારી તથા માસ્તર, વગેરે કહેતા હતા: 'ભાઈ, લડાઈ એટલે જ મોત સાથેની બાથંબાથ. પણ આપણો નટવરસિંહ તો મોતનેય ગાંઠે એવો નથી. જોજો તમે: આપણા ગામનું ને તાલુકાનુંય જો નામ ન ઉજાળે તો યાદ કરજો.'

વાત પણ સાચી હતી. તાલુકાભરમાંથી માથાફરેલ એક નટવરસિંહ જ લશ્કરમાં જોડાયો હતો.

પણ ગામની સ્ત્રીઓ તો લડાઈમાં ખપી ગયેલાનો આંકડો સાંભળીને નટવરસિંહની પત્ની આગળ દિલાસાના નામે ખરખરો કરતી હતી: 'ભગવાન કંઈ આ નાનાં છોકરાં ને જુવાન વહુના મોઢા સામેય નહિ જુએ તે એટલા બધા લશ્કરમાં નટવરસિંહને જ દુશ્મનની ગોળી વાગશે!'–

એમાં વળી દોઢેક માસથી નટવરસિંહનો કાગળ ન હતો. તાર કર્યો તો તારનો પણ પંદર દિવસ થવા છતાંય હજી સુધી કશો જવાબ જ ન હતો.

લોકોની ચિંતા સાંભળી નટવરસિંહનાં સંબંધીઓની ચિંતા પણ પરાકાષ્ટાએ પહોંચવા માંડી.

પરંતુ નટવરસિંહની પત્નીય એમ તો પાછી રાજપૂતાણી હતી.
લોકોની દયા ખાવી એને રુચી નહિ તેથી કે ગમે તેમ ઊલટાની એ જ પોતે સામેથી કહેવા લાગી: 'ઘરની ખેતી છોડી એ લશ્કરમાં જોડાયા એ દિવસથી જ મોત તો એમણે માગીને લીધું છે. પણ હું નથી માનતી કે એ એમ મરી જાય ! ..'
પરંતુ પત્નીની આ શ્રદ્ધાને ગૂંચવાડામાં નાખી દે એવો પેલા છાપામાં એક લેખ આવ્યો. મોરચા ઉપર ગયેલા એક ખબરપત્રીએ નટવરસિંહ નામના જવાનની શૌર્ય-ગાથા લખી હતી.
સાર હતો :
પાંચ–સાત માઈલ અંદરના ભાગમાં આવેલી ચોકીનો વાયરલેસ સંપર્ક તૂટી જતાં નટવરસિંહ નામનો એક મરજીવો જવાન ચોકીમાંના એ પંદરેક જવાનોના સમાચાર લાવવાનું ને સલામત હોય તો એમને આ નવી મોરચાબંધી પર ખસી આવવાનો હુકમ પહોંચાડવાનું બીડું ઝડપે છે.
વનડુંગરની ભૂલભુલામણીમાં ને દુશ્મનોની ગોળીઓના વરસતા વરસાદમાં આ જવાંમર્દ નટવરસિંહ જીવના જોખમે પોતાનું કામ પાર પણ પાડે છે.
પણ ! મરણિયા થઈ ચોકી ટકાવી રહેલા પેલા બચેલા જવાનો સાથે પાછા ફરતાં દુશ્મનોની ગોળીથી વીર નટવરસિંહ ભયંકર રીતે ઘવાય છે.
સાથીદારો એને ઊંચકીને પોતાની સાથે લેવાનો પ્રયત્ન કરે છે.
પણ નટવરસિંહ ના પાડે છે.
તો પેલા લોકો એને મૂકીને જવાનો ઈન્કાર કરે છે.

ને નટવરસિંહ એમને દલીલ કરીને સમજાવે છે. કહે છે: 'મને અધમુવાને બચાવવા જતાં તમે પણ ઉપરના ભાગમાંથી વરસી રહેલી આ ગોળીઓની ઝડીમાં તમારા જાન ગુમાવશો. માટે મને અહીં ભગવાનને ભરોસે મૂકી દો ને તમ તમારે નવા મોરચા પર પહોંચી જાઓ...આપણને અત્યારે લાગણીવશ થવાનું પરવડે એમ છે જ નહિ.'
ને છેવટે પેલા સાથીઓ નટવરસિંહને એક પથ્થરની આડશવાળા સલામત સ્થળે મૂકી હિમાલયવાસી મહાદેવની પ્રાર્થના કરી દુશ્મનોની ગોળીઓથી બચવા કોઈ વાર રામના સૈનિક વાંદરાની જેમ ચાર પગે ચાલતા તો કોઈ વાર પેટે ઘસડાતા નટવરસિંહે ચીંધેલા મોરચા તરફ રવાના થાય છે.
પરંતુ આ જવાનો પાસેથી નટવરસિંહના સમાચાર સાંભળી શિવાજીને તાનાજી માટે લાગ્યો હતો એવો જ આઘાત કેપ્ટનને લાગે છે.
આ પછી તો નટવરસિંહની તપાસ પણ આરંભાય છે ને ચીન તરફથી યુદ્ધવિરામ થયા પછી તો જે જગ્યાએ નટવરસિંહને મૂક્યો હતો એની આસપાસના વનમાં વૃક્ષે વૃક્ષની ને પથ્થરે પથ્થરની જાણે નોંધ લેવાય છે. હેલીકોપ્ટરો પણ ઘૂમાઘૂમ ફરી વળે છે પણ નથી તો નટવરસિંહનો પત્તો લાગતો કે નથી કોઈ મૃતદેહની નિશાની લાધતી...
અલબત્ત લોકો અને સરપંચ જેવા હજીયે શંકા લાવતાં કહી રહ્યા હતા: 'આ વાતમાં આવે છે એ નટવરસિંહ આપણાવાળો ન પણ હોય. નટવરસિંહ નામના ઘણાય જવાનો લશ્કરમાં હશે'...
તો વાતમાં વર્ણેલું આ નામ કાલ્પનિક હોવાની માસ્તરે ઊઠાવેલી શંકા પણ કેટલાંકને કાઢી નાખવા જેવી નો'તી લાગતી.
પરંતુ આ બધી વ્યાજબી લાગે એવી શંકાઓની વચ્ચેય નટવરસિંહની પત્નીને તો સોએ સો ટકા ઠસી ગયું હતું : 'ગોળીઓના વરસતા વરસાદમાં સંદેશો લઈને જવાનું બીડું એના વગર બીજો કોઈ ઝડપે જ નહિ ને'...
ને રાજ્ય સરકાર મારફત ખબર કઢાવતાં એવું જ નીકળીને ઊભું રહ્યું. 'આપણા જ નરવરસિંહનું એ વીરત્વભર્યું કામ હતું.'
ને પોતાના આ વીર જવાનને બેપત્તા જાણીને સમસ્ત આ ગામમાં જ નહિ તાલુકામાં પણ એક ઘેરો વિશાદ છવાઈ વળ્યો.




જ્યારે પત્નીના વિષાદનું તો પૂછવું જ શું !

અરે સરપંચ જેવા ગામના આગેવાનોની હિંમત પણ નો'તી પડતી કે નટવરસિંહની આ જુવાન અને પ્રેમાળ પત્નીને દિલાસો દે ને હૃદય એને આશા બંધાવે ! છતાંય એને કાને પડે એ રીતે તો બોલતા જ હતા : ' કાંઈ કહેવાય નહિ ભાઈ ? જૂની લડાઈ ઓમાં પાંચ પાંચ વર્ષે જતા પત્તા લાગેલા છે ! '

જો કે પત્નીય પોતે ગયે વરસે રજા ઉપર આવેલા નટવરસિંહે વાત કરી હતી એ ઉપરથી પોતાનામાં ગૌરવ જગાડવાનો ને બળ મેળવવાનો પ્રયત્ન તો કરી રહી હતી :

' હિમાલયની આ ચોકીઓમાં મારે જવાનું થયું છે એ વાતની ચિંતા કરવાને બદલે તારે ઊલટું ગૌરવ લેવું જોઈએ...કેમ કે માતૃભૂમિ માટે ફના થવાની જેનામાં તમન્ના હોય એવાને ત્યાં મોકલવામાં આવે છે. '

તો બીજી બાજુ આ પત્નીને હૈયે ઊંડી ઊંડી ગૂફામાં કોઈ દીવો ટમટમતો હોય એવી એક આશા પણ હજી જાણે અજાણેથી જળી રહી હતી : ' એ એમ મરે એવો તો નથી જ...પોતાની સાથેય બાથંબાથ કરે એવો છે ! '

અને આમ ઘનઘોર નિરાશામાં જલી રહેલી આશાની દીવડીમાંથી ચમત્કારિક રીતે જાણે રોશની પ્રગટી હોય એ રીતે આજ રાતે રેડિઓ ઉપર સમાચાર આવ્યા : ' અમારા શ્રોતાઓને આજે એક ખુશ ખબર આપવાની છે : નેફા વિસ્તારમાંનો અમારો રેડિયો ખબરપત્રી જણાવે છે કે પોતાના જાનની પરવા કર્યા વગર દુશ્મનોની જોરદાર તોપોમાંથી વરસી રહેલી મોતની ઝડી વચ્ચે આપણી એક ચોકીના જવાનોને બચાવવા જનાર નટવરસિંહ નામનો જવાન દૂશ્મનના ટોળામાંથી અજબ રીતે છટકી આવ્યો છે. ખૂદ વડાપ્રધાને પણ એના માટે આનંદ વ્યક્ત કર્યો છે ને આ વીર જવાનને અભિનંદનનો સંદેશો પાઠવ્યો છે—

પરંતુ આ સમાચાર પૂરા થાય ને પેલું છેલ્લું વાક્ય સંભળાય એ પહેલાં તો જે થોડા ઘણા માણસોએ રેડિયો સમાચાર સાંભળવાનું ચાલુ રાખ્યું હતું એમાંથી એક જુવાને હર્ષોન્માદ દશામાં ઊભો થઈ ગયો, બરાડી ઊઠ્યો : ' નટવરસિંહ ઘણું જીવો ! '...

પછી તો આ વાત પવનવેગે ગામમાં પ્રસરી ને વંટોળવેગે નટવરસિંહના આંગણામાં ગામ–લોકોની મેદની મળી. અલબત્ત એકબીજાને વાતો કરતા લોકો, ' હું તો કે'તો જ હતો...મને તો ગળા સુધી વિશ્વાસ હતો કે નટવરસિંહ એમ '—આ પ્રમાણે પોતાનો આનંદ વ્યક્ત કરી રહ્યા હતા. પણ એકંદરે એ આખી મેદની, ' કેવી રીતે પોતાનો આ આનંદ વ્યક્ત કરવો ! ' એ વાતથી જાણે મુંઝાઈ પણ રહી હતી.

એવામાં એક જુવાને હર્ષાવેશમાં નટવરસિંહના નાના છોકરાને પકડનાંકને પોતાના ખભા ઉપર બેસાડી લીધો, નાચવા મંડ્યો.

આ જોઈ બીજા એક જુવાને મોટા છોકરાને ઊંચકી લીધો. ખભે બેસાડી તે પણ નાચવા લાગ્યો.

સરપંચ જેવા કોઈકને વળી તુક્કો સૂઝ્યો : ' હેંડો ત્યારે સરઘસ કાઢીએ.'

ને પછી તો બંધાઈ રહેલાં સરોવરનાં છાકમછોળ નીરને જાણે રસ્તો મલ્યો. ઢોલી દોડ્યો ને ઢોલ લઈ આવ્યો. પછી શરણાઈવાળો કંઈ ટકી રહે !

એમાં વળી દુકાનદારની નજર ખભે બેસાડેલા પેલા છોકરાના મોં ઉપર જઈ પડી. ને લાગલો જ એણે વાણોતરને દુકાને દોડાવ્યો : ' આ એના બાપનાં ખમીસ ચડ્ડી ને ભરતવાળી બે ટોપીઓ લઈ આવ '...

અને આમ આનંદની રામધૂન મચાવી રહેલા એ આખાય ગામને નીરખી રહેલી પરબડી—પોતાનો જ્યાંથી ઉદ્ભવ થયો એ તત્ત્વનું આખુંય ટીપ્પણ વિસરી જઈ ને આ સ્વયંસ્ફુરિત આનંદના ઊછળી રહેલા મહાસાગરમાં ડૂલ બની વિચારી રહી : જે દેશમાં નટવરસિંહ જેવા મરજીવા જવાન છે ને એ જવાનની પાછળ વીરપૂજાનો મહિમા મનાવતી પ્રજા ખડી છે એવા દેશને નમાવવાની જગતની અંદર કોના બાપની તાકાત છે ! '

ઈશ્વર પેટલીકર

# લોકશાહીનું બળ : લોક

(લોકશાહીમાં ભ્રષ્ટતા વ્યાપી ગઈ છે એ વિષે છડેચોક ચર્ચા ચાલતી હોય છે. પણ એને માટે રાજ્ય કરનારાઓ કરતાંય વધુ જવાબદાર તો લોકો જ છે. લોકો ટીકા કરતાં પહેલાં પોતાની સામે નજર કરે તો લોકશાહીનું બળ જરૂર વધે…

એક ભાઈ બીજા કામે મળવા આવ્યા હતા. તે પછી કલકત્તાની સીરાજુદ્દીન એન્ડ કંપની તરફથી અમુક પ્રધાનોને ખાનગી આર્થિક સહાય મળે છે. તે સમાચાર છાપામાં પ્રગટ થયા હતા તેના સંધાનમાં એ પ્રધાનોએ જે બચાવ કર્યો અને નેહરુએ તે માન્ય રાખી કંઈ પગલાં લેવાની વૃત્તિ બતાવી ન હતી, તે રાજકારણની ભ્રષ્ટતા અંગે અફસોસ કરતાં એ ભાઈ બોલ્યા; 'દેશનું શું થવા બેઠું છે? ચીનના આક્રમણ સામે એક બાજુ હાકલ કરાય છે અને હાકલ કરનારમાં જો આવી ભ્રષ્ટતા વ્યાપી હશે, તો લોકોને એ હાકલ કેટલું બળ આપશે? નેહરુ કેમ આ બધું નભાવી લેતા હશે? એમનો પુણ્યપ્રકોપ કેમ ગેરરીતિઓ કરનાર ઉપર ઊતરતો નહિ હોય?'

હું કંઈ બોલ્યા વિના સાંભળી રહ્યો એટલે એમણે કહ્યું: 'મેં નાનપણમાં એક ટુચકો સાંભળ્યો હતો, તે આમ તો કોઈના ભેજાની પેદાશ હતી. પરંતુ એ રૂપક કોંગ્રેસીને લાગુ પડતું હોય તેમ મને બરાબર લાગે છે.' અને તે પછી એમણે એ ટુચકો કહી સંભળાવ્યો:

સાત જણની મિત્રમંડળી શહેરી જીવનના ધસડઓળાથી થાકી વનવિહાર કરવા નીકળી હતી. સાંજનો સમય હતો અને એકદમ આંધી ચડી આવી. પવન એવો ફુંકાતો હતો કે ઊંચકીને ક્યાંય ફેંકી દેશે તેવી બીક પેઠી. એકબીજાનો હાથ પકડી લઈ સંગઠન સાધ્યું અને ધીમે ધીમે ખસતા બાજુમાં એક જીર્ણ મંદિર હતું તેમાં દાખલ થઈ ગયા. આંધી સાથે વીજળી કડાકા લેવા લાગી અને મંદિર ઉપર ઝળુંબીને ચમકારા કરવા લાગી. જાણે હમણાં એ તૂટી પડીને સૌને ભસ્મીભૂત કરશે. એ આફત શમી નહિ એટલે મંડળીમાંનો એક જણ બોલ્યો—માનો ના માનો પણ આપણામાંના એકનું પાપ પોકારી રહ્યું છે. અને ભેગા બીજાનો નાહક ભોગ ન લેવાય માટે વીજળી ચેતવી રહી છે. જો આપણે વેળાસર નહિ ચેતી જઈએ તો એકને લીધે બધાંને એ ભરખી જશે.

એ સાથે આપણામાંથી એવો પાપી કોણ હશે તેનો વિચાર કરતાં છ જણાની નજર સાતમા વકીલ ઉપર મંડાઈ વકીલનો ધંધો જ સાચનું જૂઠ કરવાનો અને જૂઠનું સાચ કરવાનો. બધા એકમત થઈ ગયા એટલે વકીલે બચાવ કરવાનો અર્થ ન જોયો. એ દેવળની બહાર નીકળીને દૂરના ઝાડ નીચે ઊભો રહ્યો. બીજાઓએ માન્યું કે વીજળી હવે એના ઉપર જઈને પડશે પરંતુ એવું કંઈ ન બન્યું અને વીજળીએ પેલા પાપી મંદિરમાં હોય તેમ એના ઉપર જ કડાકા-ભડાકા કરવાનું ચાલુ રાખ્યું. વકીલ નિર્દોષ સાબિત થઈને પાછો આવ્યો એટલે બીજા છ જણની નજર અમલદાર ઉપર મંડાઈ. લાંચરુશ્વતમાં એ પૂરો હતો તે સૌ જાણતા હતા, એ દૂર જઈને ઊભો રહ્યો છતાં વીજળીએ એનો ભોગ ન લીધો. પછી સૌની નજર દલાલ ઉપર મંડાઈ. તેથી એ પોતાનું પારખું આપવા બહાર નીકળ્યો. તે નિર્દોષ થઈ અંદર આવ્યો એટલે વીમા કંપની એજન્ટનો વારો આવ્યો. તે પછી વેપારી અને છઠ્ઠો ડાકટર પણ નિર્દોષ સાબિત થઈને આવ્યો. બધાંને વસી ગયું કે હવે તો શિક્ષક જ પાપી છે તેમાં બે મત નથી. આપણે માન્યું કે પંતુ-

---

ને દૂર દૂર જતા સરઘસના ગગનગામી અવાજો ને પુલકિત હૈયે આ દાદીમા સાંભળી રહી:

'જવાન હમારો લાડીલો
નટવરસિંહ ઘણું જીવો!'







જીએ પાપ શું કર્યું હોય પણ એ જ મહાપાપી નીકળ્યા. શિક્ષકના પગ પણ ધ્રૂજી ગયા. એણે મિત્રોની છેવટની વિદાય લેતાં ગળાગળા સાદે કહ્યું કે આ જીવનમાં પાપ કર્યું યાદ નથી. પણ પૂર્વ જન્મનું પાપ પોકારતું હોય તો ભગવાન જાણે. મારી સોબતથી તમારે સૌને હેરાન થવું પડ્યું તે બદલ માફ કરજો. પ્રભુને ઘેર અદલ ઇન્સાફ છે. મને શિક્ષા કરી પાવન કરે તેવી પ્રાર્થના કરું છું.

શિક્ષક અંતઃકરણથી પ્રભુસ્મરણ કરતો ધ્રૂજતાં પગે જેવો દૂર જઈને વૃક્ષ નીચે ઊભો રહ્યો કે વીજળી મંદિર ચોમેર ઘૂમી રહી હતી તે પટકાઈ અને છ મિત્રો અને જીર્ણ મંદિર ભસ્મીભૂત થયું. અત્યાર સુધી એ સૌ બચી શક્યા હતા તે પેલા શિક્ષકના પુણ્યે. એ પુણ્યનો ઓથો જ્યાં ખસી ગયો કે એમનાં પાપ એમને ભરખી ગયાં.

એ રૂપક કોંગ્રેસને ઘટાવતાં એ ભાઈએ કહ્યું : 'કોંગ્રેસનું જીર્ણ મંદિર અને તેમાં આશરો લઈ રહેલા ગુનેગારો જો રક્ષણ મેળવી રહ્યા હોય તો નેહરુનું. નેહરુ જે દિવસે એમાંથી ખસી જશે ત્યારે એ સૌ ભરપાઈ જશે' અને એ નિદાન પૂરતું ન હોય તેમ એમણે ઉમેર્યું : 'છેલ્લે જે છબરડાઓ બહાર આવવા લાગ્યા છે તે જોતાં નેહરુનું પુણ્ય પણ કોંગ્રેસને નહિ બચાવી શકે. જો આવું લાંબુ ચાલશે તો નેહરુ એ મંદિરમાં હશે તો પણ વીજળી ત્રાટકશે !'

આ જાતની આંતરવ્યથા જે ભાઈએ રજૂ કરી હતી તે રાજકારણી માણસ ન હતા કે કોંગ્રેસ પ્રત્યે એમને પૂર્વગ્રહ પણ ન હતો. મતલબ કે વિરોધ પક્ષોના રાજકારણીઓ જે રીતે કોંગ્રેસને ઉતારી પાડે છે, તે પાછળ એ વૃત્તિ—માનસ પડેલું હોય છે, તેવું એ ભાઈનું વલણ ન હતું. આવી જ વ્યથા બીજા ભાઈઓ પણ આંતરમંડળીમાં ઠાલવતાં હોય છે તે આપણા સૌનો અનુભવ છે.

આપણા દેશમાં લોકશાહી નવી છે અને બ્રિટનની લોકશાહી આપણે દૂરથી જોઈ છે એટલે એના એકપક્ષી પ્રભાવ આપણા ઉપર છે. વળી જે કોંગ્રેસ આઝાદી પછી દેશનો વહીવટ કરે છે તેનાં દેશદાઝ, ત્યાગ અને બલિદાનોનો ઉજ્જવળ ઇતિહાસ આપણી નજર સમક્ષ લખાયેલો છે. એ જ કોંગ્રેસના વહીવટમાં આ છબરડા જોવા મળે છે ત્યારે સામાન્ય નાગરિક ઉપર જણાવી તેવી આંતરવ્યથા અનુભવે છે. આપણે રાજશાહી વહીવટની ભ્રષ્ટતા જોઈ છે. અને તેમાંથી ઉગરવા લોકશાહી સ્વીકારી છે. પણ એમાંય રાજશાહીથી બીજા પ્રકારની, સરમુખત્યારીથી જુદા પ્રકારની, ઓછાવત્તા પ્રમાણની ભ્રષ્ટતા રહેલી છે તેવી વાસ્તવિકતા સ્વીકારતાં આપણને આંચકો લાગે છે. પરંતુ આવી ભ્રષ્ટતાઓ જેમ જેમ બહાર આવશે તેમ તેમ એ આંચકાથી આપણે સ્વીકારતા થઈશું કે લોકશાહી પણ ભ્રષ્ટતા વિનાની નથી.

સિરાજુદ્દીન કંપની સાથે ત્રણ પ્રધાનોનાં નામ સંકળાયેલાં છે: (૧) શ્રી કેશવદેવ માલવિયા (૨) શ્રી ટી. ટી. કૃષ્ણમાચારી (૩) શ્રી અશોક સેન. એ કંપનીમાંથી અમુક પ્રધાનોને ખાનગી આર્થિક સહાય મળી હતી તેમ એ કંપનીના ચોપડા બીજા ગુનાસર જપ્ત થતાં ખાનગી ડાયરીમાંથી હકીકત બહાર આવી છે. તેના ખુલાસામાં શ્રી માલવિયાએ જણાવ્યું છે કે, કંપની તરફથી દસ હજાર રૂપિયા ચૂંટણી લડવા સ્વીકારવામાં આવ્યા હતા. પરંતુ તે પોતાને માટે ન હતા, બીજા ઉમેદવારોને એ રકમ મદદ તરીકે અપાવી હતી. શ્રી ટી. ટી. એ કહ્યું કે, 'પાછલી ચૂંટણી વખતે ફંડમાં રકમ મેળવવા. એમણે જે ઉદ્યોગપતિઓની એક મીટિંગ કરેલી તેમાં સિરાજુદ્દીન આવેલા હતા કે નહિ તેની મને ખબર નથી. કારણ કે હું વ્યક્તિગત એમને ઓળખતો ન હતો. વળી તે ઉદ્યોગપતિઓને મેં કહેલું કે, તમે કોંગ્રેસ ચૂંટણી ફંડમાં જે રકમ આપો તે મધ્યસ્થ ફંડમાં આપજો અને તેની પાવતી લઈ લેજો. એ બદલ તમને ઉદ્યોગમાં કંઈ લાભ મળશે તેમ માનશો નહિ. મેં પોતે મારી ચૂંટણી લડવા એમાંથી કંઈ લીધું નથી. એ માટે મેં મારા મિત્રમંડળની મદદ લીધેલી છે.

શ્રી સેને કહ્યું કે મને એ કંપની તરફથી જે રકમ મળી છે તે તો મારી વકીલાતની ફી તરીકે મળી છે. ઉદ્યોગપતિઓ પાસેથી, મૂડીપતિઓ પાસેથી ચૂંટણી માટેની રકમ મેળવવાની કાયદામાં ભલે છૂટ અપાયેલી હોય, પરંતુ એ રકમ લેવા છતાં એમની સરકાર ઉપર શેહ ન પડે તેમ રાજકારણીઓ બચાવ કરે, અને અપવાદ રૂપ એવા કિસ્સા હોય પણ ખરા, પરંતુ મનુષ્યસ્વભાવ પ્રમાણે એની અસર પડ્યા વિના રહે જ નહિ. કહેવત છે કે, 'ડાંગનું માર્યું માણસ ઊંચુ જુએ અને ધાનનું માર્યું નીચું જુએ.'

શ્રી માલવિયાએ બીજા ઉમેદવારો માટે મદદ લીધાનો ઉલ્લેખ કર્યો છે તે બીજા એટલે એ જે લોકસભાના મતદાર વિભાગમાં ઊભા રહ્યા હતા તે જ વિભાગના વિધાનસભાના એ ઉમેદવારો હતા. જે ઉમેદવારો પોતાના પ્રચાર સાથે લોકસભાની બેઠક માટે શ્રી માલવિયાનો પ્રચાર કરવાના હતા. મતલબ કે, જેમ કોઈ કહે કે મેં એ મદદ નથી લધી પણ મારા દીકરાને તે અપાવી છે તેના જેવો ઘાટ છે. તો પછી એ ધારાસભ્ય સીધી શું કામ સિરાજુદ્દીન પાસેથી મદદ ન ન લઈ આવ્યા અને માલવિયાને એજન્સી બનવું પડ્યું ? સિરાજુદ્દીનને પ્રધાન ઉપર ઉપકાર ચડાવવાનો રસ હોય નહિ કે યુ. પી. ના પાછલી પાટલીએ બેસતા ધારાસભ્યોને.

કોંગ્રેસ ચૂંટણી ફંડ ઊઘરાવે અને ઉદ્યોગપતિઓ તેમાં રકમ ભરે તે કાયદેસરની વાત થઈ પરંતુ એ ફંડ ઉપરાંત પ્રધાનો પોતાને માટે કે પોતાને માન્ય હોય તેમને માટે સીધી રકમ લે અને પોતાના ઉપર ઉપકાર ચડ્યો નથી તેમ બચાવ કરે તે લોકો માની લે તેવા એ ભોળા છે ખરા ? જે સિરાજુદ્દીન કંપની એના વેપારની કારવાહી ગેરરીતિઓ બદલ ગુનામાં સંડોવાય અને ૫૦ લાખના હુંડિયામણની ગોલમાલનો એના ઉપર આરોપ મુકાય તેવા કલંકવાળી કંપની પ્રધાન પાસેથી સીધો કે આડકતરો વેપારમાં કોઈ લાભ લેવાની ગણતરી વિના કોંગ્રેસ સંસ્થાને અને પ્રધાન કહે તે વ્યક્તિગત કોંગ્રેસીઓને ચૂંટણી લડવા પૈસા આપે તે શી રીતે માની શકાય તેવું છે ?

હા, કોંગ્રેસમાં એવા જૂના જોગીઓ છે કે જેમણે આઝાદીની લડતમાં ઘણું વેઠ્યું છે અને કંઈ કમાણી કરી નથી, તેવા સેવક ચૂંટણીમાં ઊભા રહ્યા હોય તો એમનું મિત્રમંડળ એમના પ્રધાન પ્રત્યેની ભાવનાને થઈ તેમને મદદ કરે અને તેવા દાખલા બનતા પણ હોય છે. પરંતુ એ કક્ષાના સેવકમાં શ્રી. ટી. ટી આવે છે ખરા ? એ તો આઝાદી પછી રાજકારણના પ્લેટફોર્મ ઉપર આવેલ નિર્ભેળ રાજકારણી પુરુષ છે. વળી તે મોટા વેપારી છે. પ્રધાન થવાને લીધે એ ધંધો ન કરી શકે, તે કાયદાને આધારે એમના દીકરા એમની પેઢી મેસર્સ ટી. ટી. કૃષ્ણમાચારી એન્ડ સન્સ સંભાળતા હોય તેથી એ કંઈ મિત્રોની આર્થિક મદદ ચૂંટણી માટે લેવાના અધિકારી બની જાય છે ? એમના મિત્રો શું નથી જાણતા કે એ કમાયેલા છે અને દીકરા દ્વારા ધંધાઓ ચાલુ છે ? તો એમને મિત્રો શું કામ મદદ આપે ? અને આપે તો એવી આશા ન રાખે કે મિત્ર પ્રધાન છે તેનો લાભ આપણને મળશે ?

શ્રી સેને જે બચાવ કર્યો છે તેમાં એ પોતાની પ્રમાણિકતા પૂરવાર કરી બતાવે તેમ છે. જો એમને વકીલની ફી તરીકે રકમ મળી હોય તો એમણે એમની આવકમાં–હિસાબમાં તે બતાવેલી જ હોય. અને સિરાજઉદ્દીન કંપનીએ તે ખર્ચ ખાતે ઉધારેલી પણ હોય. એ જે હોય તે, પરંતુ આ તો સિરાજઉદ્દીનના ચોપડા જપ્ત થયા તેથી ખાનગી હકીકત બહાર આવી, પણ જો બીજા એવા જ ચોપડા જપ્ત થવાનો પ્રસંગ આવે તો બીજાઓ નીચે પણ એવો રેલો નીકળે તો નવાઈ નહિ. કારણકે, ચૂંટણીઓ કેટલી ખર્ચાળ છે તે આપણે નજરોનજર નિહાળીએ છીએ. સંભળાય છે કે રાજકોટની શ્રી. ઢેબરભાઈની ખાલી પડેલી જગાએ કોંગ્રેસ ઉમેદવાર કોઈ તૈયાર થતો નથી, તેનું કારણ ૩૦–૪૦ હજાર સુધી જે ખર્ચ થાય છે તે

વેઠવાનું કેટલાનું ગજું ? અને જો કોંગ્રેસ બધું ખર્ચ ઉપાડી લે તેવા ઉમેદવારો પસંદ કરે તો એટલું ફંડ એ લાવે કયાંથી ? આથી ઉમેદવારની પસંદગી કોંગ્રેસ કે બીજા પક્ષ પાસે જ્યારે આવે છે ત્યારે ચૂંટણી લડવાનું આર્થિક ગજું ઉમેદવારનું કેટલું તે પણ લક્ષમાં લેવામાં આવે છે.

હજારો રૂપિયા ઘરના ખર્ચીને કંઈ લાભ લેવાની ગણતરી વિના ધારાસભાઓમાં જાય તેવા દેશમાં ધનિક સેવકો કેટલા ? સામે છેડે શુદ્ધ સેવકો કેટલા કે જેમની પાસે ચૂંટણી લડવાની મૂડી ન હોય છતાં પ્રીત્યર્થે એમને સ્નેહી મંડળ મદદ કરે ? જો આ પ્રકારનો વર્ગ ઓછો હોય તો હજારોની સંખ્યામાં ત્યાં જે જાય છે તે કયા વર્ગના છે ? વાસ્તવમાં એ ધંધાદારી રાજકારણીઓ છે. જેમ બીજા ક્ષેત્રમાં કીર્તિ અને ધન કમાવા લોકો જાય છે તેમ રાજકારણમાં પણ એ ધંધાદારી વર્ગ તરીકે જ જાય છે. ધંધાદારી કહીને એવા રાજકારણીઓને ઉતારી પાડવાનો હેતુ નથી કે એમના કાર્યની ઓછી કિંમત આંકવાની વૃત્તિ પણ નથી. પરંતુ બીજાં ક્ષેત્રોમાં આપણા લોકો જે કાવાદાવા કરે છે, ગેરરીતિઓ આચરે છે અને ગુનો કરે છે ને છૂપાવે છે, તે બધાં દૂષણો ધંધાદારી રાજકારણીઓમાં આવવાનાં અને તેવાં જ દૂષણો રાજકીય પક્ષોમાં પણ પ્રવેશવાનાં. મુંદ્રા અને સિરાજઉદ્દીન પ્રકરણ જન્મે છે ત્યારે આવા દોષો નજરે પડતા હોય તો એમાંથી એટલું જ તારવવાનું કે કોંગ્રેસ રાજકીય પક્ષના દોષોથી સાવ મુક્ત નથી અને એના સર્વ પ્રધાનો, સર્વ ધારાસભ્યો અને સર્વ હોદ્દેદારો એ દોષોથી મુક્ત નથી.

આવું બખડજંતર ઊભું થાય છે ત્યારે ઈંગ્લેન્ડમાં આવો પ્રસંગ બને તો પ્રધાનને રાજીનામું આપવું પડે તેમ સરખામણી કરીએ છીએ. એ વાત સાચી છે. થોડા વખત પહેલાં જ એક પ્રધાને પોતાની મોટરકાર લાયસન્સ ન ધરાવતા એના મતદાર વિભાગના એક સ્નેહીને હાંકવા આપી હતી તે ગેરરીતિ બદલ એને રાજીનામું આપવું પડયું હતું અને અહીં શ્રી માલવિયા છાતી કાઢીને ફરે છે અને મુંદ્રા પ્રકરણથી કલંકિત થયેલા ટી. ટી. પાછા ફરી પ્રધાનમંડળમાં આવે છે. આપણે એ માટે નેહરુ સામે મીટ માંડીએ છીએ. નેહરુએ બધું કરવું જોઈએ તેનો સ્વીકાર કરીએ તો પણ નેહરુય ઓછા કે વત્તા રાજકારણી છે. એમને પણ વડાપ્રધાનપદનો શિરતાજ જેટલો વખત મૂકી શકાય તેટલો વખત મૂકી રાખવો છે, તે સંજોગોમાં પોતાના મામકાઃ તેમને ફેંકી દઈને સાથીઓના અસંતોષ વહોરવાનું કેટલુંક પસંદ પડે ? એ એમનો બચાવ કરવાના—એ નબળાઈ વ્યક્તિગત નેહરુની છે. પરંતુ જો પ્રજામત પ્રબળ પડઘો પાડે અને તેની ઝાળ કોંગ્રેસમાં પણ ઊઠે તો મેનન જેવા મેનનને પણ ફેંકી દેવા એ તૈયાર થશે. રાજકારણી નેહરુ માટે બીજો માર્ગ પણ નથી. પરંતુ બ્રિટનની પ્રજામાં જે જાતનું ઊંચું પોત છે તેટલું આપણામાં નથી, તેથી પ્રજામત બ્રિટન જેટલો ભારતમાં અસરકારક બની શકતો નથી. અને જ્યારે બને છે ત્યારે નેહરુનો પણ છૂટકો નથી તે મેનન પ્રકરણે બતાવી આપ્યું છે.

આથી રાજકારણની ભ્રષ્ટતા પ્રજા જો સહી લેવા માગતી ન હોય તો કેવળ એ નેહરુ તરફ નજર માંડીને નિસાસા નાખશે તેથી કંઈ નહિ વળે. લોકશાહીનું છેવટનું બળ નેહરુ નથી પણ લોક છે.



સ્ત્રીઓથી ચેતજો, પણ ધનિક સ્ત્રીઓથી વીસ વાર ચેતજો. સ્ત્રીઓ કદાચ, કલાપ્રિય હોતી હશે, પણ કલાકારને તો તેઓ રહેંસી નાખે છે. ધનિક સ્ત્રીઓ કલા અને કલાકાર બન્નેનું ખૂન કરે છે. ધન એક રોગ છે, અને પુરુષ કરતાં સ્ત્રી તેનો ભોગ વધારે બને છે.

—રોમાં રોલાં

ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

# હાથ, પંચો અને આંગળીઓ

ઊર્મિનાં વાચકોને જાણીતા દાક્તર-લેખક આપણા શરીરનાં એવાં મહત્ત્વનાં અંગોની ચર્ચા કરે છે કે જે આપણને ઉપયોગી અને જાણવાયોગ્ય ગણાય, આપણને એની રજેરજની માહિતી મળે.

પૃથ્વી ઉપરનાં બીજાં બધાં પ્રાણીઓ કરતાં માનવીની વિશિષ્ટતા બે પગ ઉપર ટટ્ટાર ઊભા રહેવામાં, ચાલવામાં અને સાથોસાથ છૂટા રહેતા બંને હાથ બીજા ઉપયોગમાં લેવામાં છે. પુષ્ટ માંસપેશીઓને લીધે હાથનો ઉપલો ભાગ શક્તિ માટે યોગ્ય નીવડ્યો છે તો અટપટી રચનાવાળો છતાં નાજુક નીચલો હાથ ચપળતાભરી અને વિવિધ દિશાની ગતિ માટે પાવરધો છે. હાથની પાંચ આંગળીઓ અને તેમાંય છૂટથી હાલતો અંગૂઠો એ માનવદેહનું એક આગળ પડતું અને ખાસ લક્ષણ છે. આના પ્રતાપે જ એ બધાં પ્રાણીઓમાં અગ્રસ્થાને આવ્યો છે અને સર્વોપરી બન્યો છે.

યુગોના કાળાન્તરે દરેક જાતનાં પ્રાણીઓના જીવન-વિકાસના ક્રમમાં તેના પલટાતા જતા જીવનને અનુકૂળ નીવડે એવાં વિશિષ્ટ ફેરફાર એમના હાથમાં (એટલે કે આગલાં અંગોમાં) થયા જ કર્યા છે. ઘોડાના હાથપગની પાંચ આંગળીઓમાંથી ચાર આંગળીઓ અદૃશ્ય થઈ ને ફક્ત વચલી આંગળી જ બાકી રહી છે અને એ આંગળી ઉપરનો નખ આજે ખરી-(ડાબલા)ના રૂપમાં પરિણમ્યો છે. ભૂંડની ત્રણ આંગળીઓ નાશ પામી છે તો કોક પ્રાણીઓની બે આંગળીઓ દૂર થઈ છે. જ્યારે પક્ષીઓની દોઢ આંગળી અદૃશ્ય થઈ છે અને બાકીની સાડાત્રણ આંગળીઓ પાંખોની બનાવટમાં ફેરવાઈ ગઈ છે.

પણ માનવીની તો પાંચે પાંચ આંગળીઓ કાયમ રહી છે. કારણ કે એ બધાંયે એના પૂર્વજીવનથી તે આજ સુધી એક સરખી ઉપયોગી જ રહેતી આવી છે પશુની માફક ચારે પગે ચાલતો માનવી બે-પગાઉ થયો અને એના હાથ જ્યારે ચાલવા-ચડવાની ક્રિયામાંથી છૂટા થાય ત્યારે તે વસ્તુઓને અડકવા ઊંચકવા અને ફેરવીને જોવા તથા તેના ટુકડા કરવાના કામમાં વપરાવા લાગ્યા. આમાંથી માનવીને ખાસ પ્રાપ્તિ થઈ હોય તો તે અંગૂઠાની કાટખૂણા પડતી ગોઠવણીની.

અંગૂઠો બીજી આંગળીઓથી છૂટો પડી એવા સ્થાને ગોઠવાયો છે કે તે દરેક આંગળીના સીધા સંબંધમાં આવી શકે છે. મૂઠી વાળતાં દરેક આંગળી અંગૂઠાને અડકે છે.

આ હકીકત માનવીના (અને વાંદરાના પણ) હાથનું ખાસ લક્ષણ છે. અંગૂઠો આંગળીઓની સામે આવતો હોવાથી વસ્તુને બરાબર રીતે અને ચપસીને પકડી શકાય છે. આંગળીઓ વડે થતી દરેક ક્રિયામાં અંગૂઠાની અત્યંત ઉપયોગિતા રહેલી છે. એ વિના કોઈ પણ કામ સારી રીતે ચોક્કસાઈથી અને સરળતાથી થઈ શકતું નથી. આ હકીકતનો ખરો ખ્યાલ તો એ ટચૂકડો અંગૂઠો ન હોય ત્યારે જ આવે એમ છે. આથી જ અર્જુનને સર્વશ્રેષ્ઠ ધનુર્ધર બનાવવા માટે હરીફ ભીલકુમાર એકલવ્ય પાસેથી ગુરુ દ્રોણાચાર્યે ગુરુદક્ષિણામાં માગ્યું કે 'જમણા હાથનો અંગૂઠો આપ.'

બધી આંગળીઓમાં ખરા મહત્વનો અને ઘણું જ કામ કરનારો અંગૂઠો છે. અંગૂઠો બાકીની ચારેય આંગળીઓને અડકી શકે એવી અનુપમ ગોઠવણી ધરાવતો હોવાથી તે અને એક આંગળી અરે, તેના ઠુંઠા વતી પણ ઘણાં ખરાં કામકાજ થઈ શકે.

અંગૂઠા સિવાયની આંગળીઓનાં જોરમાં ઘણો ફેર છે. વધારેમાં વધારે જોરદાર વચલી આંગળી છે. એના પછીનું સ્થાન તર્જનીનું છે. કોઈપણ રીતે ના ટેવાય એવી નિર્બળ અનામિકા આંગળી છે. જ્યારે બધીય આંગળીઓમાં ઘણી અશક્ત નાની આંગળી છે. આશ્ચર્યજનક કામો કરવા માટે આંગળીઓ ટેવી શકાય એ જાણીતી બાબત છે.





અંગૂઠાના જેટલું જ મહત્વ કાંડાનું પણ છે. કાંડુ વળતું હોવાથી હથેળી ઊંધીચતી થઈ શકે છે. આ ક્રિયા કરવામાં કોણીમાંથી કે ખભામાંથી આખો હાથ હલાવવો નથી પડતો પણ ફક્ત કાંડુ જ હાલે છે. હથેળી ઊંધી કરતી વખતે નીચલા હાથમાં સાથોસાથ આવેલાં બે હાડકામાંથી બહાર પડતા હાડકાનો નીચલો ભાગ અંદરના હાડકા ઉપર ગોળ ફરી આડો પડે છે. સાધારણ રીતે આપણા ખ્યાલમાં પણ ના આવે એવી આ ગતિ ચોપડીનાં પાનાં ફેરવતી વખતે, તાળું ઉઘાડતી વખતે; બાટલીનો પેચવાળો દાટો ખોલતી વખતે અને આવાં કામો કરતી વખતે થાય છે.











કાંડાનાં હાડકાં એકલા બહાર પડતા હાડકા સાથે જ ખુબીથી જોડાયેલાં હોવાની અજબ કરામતને લીધે હાથ–હથેળીનું વિવિધ પ્રકારનું હલન–ચલન થાય છે.

આ રીતે વળતું કાંડું (એટલે કે હાથની શક્તિ) અને પોતાની બુદ્ધિશક્તિ આ બે વિશિષ્ટ શક્તિઓના પ્રતાપે જ માનવીએ કુદરત ઉપર અદ્‌ભુત વિજય મેળવ્યો છે. બળને સંગ્રહિત કરવા તેનો ઉપયોગ કરવા કે તેનું રૂપાંતર કરવા એણે યંત્રો બનાવ્યાં છે. એના જ આધારે કુદરતની શક્તિઓને નાથીને એણે યંત્રો



બનાવ્યાં છે. બીજાં પ્રાણીઓ ચાંચ નખ દાંત પાંખ પૂંછડી અને શીંગડાંવતી ક્રિયાઓ કરે તે કરવા માનવીએ અનેકાનેક સાધનો બનાવ્યાં છે. ટ્રેઈન મોટરો અને આગબોટો બનાવી ઝડપી વાહનવ્યવહારનો પ્રશ્ન ઉકેલ્યો છે. પંખીઓનું ઉડ્ડયન જોઈ પવનવેગે ઊડતાં વાયુયાનો બનાવ્યાં છે. જ્ઞાનનો ફેલાવો કરવા અને તેને શાશ્વત રાખવા શાહી કાગળ કલમ અને છાપવાનાં યંત્રો અસ્તિત્વમાં આણ્યાં છે. સૂક્ષ્મમાં સૂક્ષ્મ અને દૂરમાં દૂરની વસ્તુઓ નિહાળવા સૂક્ષ્મદર્શક યંત્ર અને દૂરદર્શી ટેલીસ્કોપ બનાવ્યાં છે. સિંહના નહોર, ભમરીનો ડંખ, શાહમૃગની દોડવાની ઝડપ, લક્કડફોડાની હથોડા જેવી ચાંચ, શાહુડીનાં અણીદાર પીંછાં આવી આવી પ્રાણીઓના શરીરનાં અમુક અમુક અંગોની વિશિષ્ટ રચનાઓ એમનાં જીવનને સુરક્ષિત રાખવા માટે થયેલી છે. પરંતુ પ્રાણીઓના શરીરની વિશિષ્ટતા છતાં એમનાં જીવન મર્યાદિત છે. જે સંજોગોમાં તેઓ મુકાયાં હોય એમાં એમને નિભાવી લેવું પડે છે. જ્યારે માનવી માટે હકીકત જુદી છે તે પોતાની ઇચ્છા ને મરજી મુજબ નવી દુનિયા સરજે છે. આ બધું એના હાથની અદ્વિતીય શક્તિઓના પ્રતાપે છે.

આખા શરીરમાં અતિ જટિલ સંરચના અને યાંત્રિક કરામતવાળો પોંચો માંસપેશીઓ ચરબી સ્નાયુબંધનો હાડકાં અને અતિવ શીઘ્રવેદી જ્ઞાનતંતુઓનો બનેલો છે. તે હજારો કામો ચોક્કસાઈથી ઉપાડે છે. એક ચીજ પકડવાની ક્રિયામાં ખભાથી માંડી આંગળીઓની માંસપેશીઓ, સાંધાઓ અને સ્નાયુબંધનો કામે જોતરાય છે.

કાંડા અને પોંચાની સંરચનામાં કેટલાં બધાં હાડકાં આવેલાં છે. આઠ તો કાંડામાં, પાંચ હથેળીમાં અને ચૌદ પાંચ આંગળીઓમાં છે. આ હાડકાંને સાંધાઓ પાસે બાંધી રાખનાર સંધિબંધનો છે જ્યારે આંગળીઓનું હલનચલન કરનાર સ્નાયુબંધનો છે જે પોંચા અને કાંડાના હાડકાંને હલનચલન કરનારી માંસપેશીઓ સાથે જોડાયેલા છે.

પોંચાના કદ અને તેની તાકાત, કુશળતા કે અણઘડતાને કોઈ સંબંધ નથી. કમાણી માટે પોંચા ઉપર નભનારા કલાકારો, કુસ્તીબાજો, દાક્તરો, સંગીતકારો અને બીજાઓના પોંચા નાના કે મોટા, આંગળાં લાંબાં ને નાજુક કે ટચુકડાં એમ વિધવિધ કદ અને ઘાટનાં હોય છે.

વસ્તુઓને અડકવાથી થતા સ્પર્શજ્ઞાનથી આપણે ઘણી માહિતી મેળવીએ છીએ. કારણ કે શરીરના બીજા ભાગના જેવી પોંચાની ચામડી નથી. તે જો કે અસાધારણ ચિવડ છે. છતાંય માન્યામાં ન આવે એવી સ્થિતિસ્થાપક અને અર્થગ્રાહી છે. તમે કોઈ ચીજ પકડો કે નીચોવો ત્યારે પોંચાના પાછલા ભાગની ચામડી અડધા ઇંચ જેટલી ખેંચાય છે તો સાથોસાથ હથેળીની અડધો ઇંચ ટૂંકી થાય છે. હથેળી અને આંગળીઓનાં ટેરવામાં વિશિષ્ટ સંવેદનાગ્રાહી જ્ઞાનતંતુઓ છે. પણ આંગળીની ચામડીની પોસ્ટની ટિકિટના કરતાં પણ નાની જગામાં લાખો જ્ઞાનતંતુઓ સમાવિષ્ટ હોય છે. આમાંના કેટલાક સ્પર્શનું જ્ઞાન આપનારા હોવાથી સ્પર્શગોલકો કહેવાય છે. આંગળીઓનાં ટેરવાંમાં અને શરીરના જે ભાગમાં વાળ ન હોય ત્યાં આ ઘણી સંખ્યામાં છે. કેટલાંક જ્ઞાનતંતુઓ ગરમી અને ઠંડીનું જ્ઞાન આપનારા છે. સ્પર્શગોલકો આંગળીનાં ટેરવાં ઉપર હોઠ અને જીભ ઉપર વધુ સંખ્યામાં છે. આમની સંખ્યા જાણવા જેવી છે. પગની એક ઘન સેન્ટિમિટર જેટલી જગ્યામાં તે ૯–૧૦ હોય છે જ્યારે જાંઘમાં ૧૦–૧૨ પણ ટેરવામાં તો ૧૧૧ થી ૧૩૫ જેટલા હોય છે.

સ્પર્શગોલકો અત્યંત નાજુક અને સૂક્ષ્મતમ શક્તિઓવાળા છે. કોઈપણ વસ્તુનો સહેજ પણ સ્પર્શ થતાં જ તે દ્વારા આપણને તરત જ્ઞાન થાય છે. આવા જ્ઞાનતંતુઓ શરીરના બીજા કોઈપણ ઠેકાણે હોય તો તે ફક્ત જીભના ટેરવા ઉપર. આંગળીઓનાં ટેરવાં ઉપર તો જાણે આંખો ના ગોઠવાઈ હોય તેમ જ્યાં આપણી નજર પણ ના પડે તેવા ભાગો ઉપર તે અડકવાથી આપણને જ્ઞાન પ્રાપ્ત થાય છે. આનું શ્રેષ્ઠ ઉદાહરણ માત્ર આંગળીઓ જ દ્વારા વસ્તુઓ પારખતા અંધો છે. અને એ સ્પર્શજન્ય જ્ઞાન દ્વારા જ તેઓ વિદ્યા મેળવે છે. વાચતાં લખતાં શીખે છે! આમ આંખોની જેમ આંગળીઓ પણ જ્ઞાનપ્રાપ્તિનું એક અમૂલ્ય સાધન છે. તે દ્વારા આપણને કેટલુંય જ્ઞાન થતું રહે છે. વળી આંખ દ્વારા જોયેલું શીખેલું જ્ઞાન હાથ વડે અમલમાં મુકાય છે. રમતમાં હાથ અને આંખોનો એકી સાથે ઉપયોગ કરનાર કેવી અજબ કાબેલિયત ચપળતા અને ચોકસાઈ દર્શાવે છે! આમ હાથ પણ મગજ કેળવવાનું એક કુદરતી અંગ હોઈ આંખ સાથે એનો પણ વિવેકપૂર્વકનો ઉપયોગ થવો જોઈએ.

આજના શિક્ષણશાસ્ત્રીઓ પણ આ બાબત સ્વીકારતા હોઈ બાળકના શિક્ષણની શરૂઆત પુસ્તકથી નહિ પણ રમતગમત દ્વારા આંગળીઓના વપરાશથી કરવાની પદ્ધતિથી (કિન્ડર ગાર્ડન વગેરેથી) હવે કરવામાં આવે છે.

ટેરવાંની સપાટી ઉપર બારીક ને નાજુક ઉપસેલી ધારો છે; જે હજારો છિદ્રો અને ચીજ માત્રનું પોત અને ઉષ્મામાન પારખનાર જ્ઞાનતંતુઓના છેડાઓ છે. આ ધારો પાણીમાં પથરો ફેંકતાં પેદા થતાં વમળો કે ચકાવા જેવી મુદ્રાઓના ઘાટ ધારણ કરે છે. આ મુદ્રાઓની વિશિષ્ટતા તો એ છે કે કોઈ બે એક સરખી નથી હોતી. આના આધારે આંગળીઓની છાપનું મોટું મહત્વ છે.

પોંચાનો મોટામાં મોટો દુશ્મન ઠંડી છે. મોટા ભાગે સાંધાઓની બનેલી આંગળીઓના સાંધાઓ લોહી વિનાના હોઈ ઠંડીમાં ઉષ્મામાન જલદી ઘટે છે. સાંધા-

એનું ઉંઝણું ઠંડું બની ધર બનતાં સાંધાએ અક્કડ બને છે, થોડી મિનિટમાં તે વેદનાયુક્ત જડ—બહેરીઠૂંઠ બને છે.

પોંચો અને આંગળીઓની ઉત્તમતા વિષે ડૉ. એલેક્સીસ કેરલ કહે છે : 'પોંચો ઉત્કૃષ્ટ કૃતિ છે. તેનામાં એકી સાથે સ્પર્શશક્તિ અને ક્રિયાશક્તિ બંને છે. જાણે કે એને દૃષ્ટિશક્તિ હોય એમ એ વર્તે છે. સ્પર્શનીય જ્ઞાનતંતુઓવાળી એની અનન્ય ગુણયુક્ત ચામડી માંસપેશીઓ અને હાડકાંને લીધે હથિયારો અને યંત્રો બનાવવા શક્તિમાન છે. પોંચાના હાડકાં ઉપર ત્રણ સાંધે આવેલી નાનાં ઉચ્ચાલનો જેવી પાંચ આંગળીઓ ના હોત તો આપણે કુદરત ઉપર પ્રભુત્વ મેળવ્યું ના હોત. નાજુકમાં નાજુક કામથી માંડી કઠોરમાં કઠોર કામ હાથ ઉપાડી શકે છે એની દ્વારા આદિ માનવીના પથ્થરી ઓજાર, લુહારનો હથોડો, કઠિયારાની કુહાડી, ખેડૂતનું હળ, યોદ્ધાની તલવાર, આધુનિક વિમાનીનો વાયુયાન ઉપર અંકુશ, કલાકારની પીંછી, કલમબાજની કલમ અને વણકરના હાથે રેશમના બારીક તાર સરખી નિપુણતાથી અને કૌશલ્યતાથી નીપજ્યાં અને વપરાયાં છે. એનામાં મારવાની અને રક્ષવાની, ચોરવાની અને આપવાની, ખેતરમાં દાણા ઓરવાથી માંડી ખાઈઓમાં બોમ્બ ફેંકવા સુધીની અજબ તાકાત છે.'

આપણા વર્તન સાથે શરીરનો કોઈપણ ભાગ ગાઢ રીતે સંકળાએલો હોય તો તે પોંચો છે. કામકાજ, રમતગમત, પ્રેમની ચેષ્ટાઓ, ભણતર, આપ-લે, લાગણીઓનું પ્રદર્શન, કલાકૃતિ શિલ્પ અને સ્થાપત્ય અને પાટાપીંડીથી માંડી નાની મોટી શસ્ત્રક્રિયાઓ થાય છે.

આંખ પછી આપણી સંવેદનાઓ-લાગણીઓને વ્યક્ત કરનાર પોંચો છે. બંને જોડાએલા પોંચા પ્રેમ મિત્રતા અને ભાવ ને શ્રદ્ધા વ્યક્ત કરે છે, જ્યારે મૂઠી એ માનવતાકાત અને નિશ્ચયનું પ્રતીક છે.

આ લેખકના 'કાયાની કરામત' નામના પુસ્તકના આમુખમાં શ્રી બાપાલાલ. ગ. વૈદ્ય મહાભારતમાંના શાન્તિપર્વમાં આલેખાયેલું હાથનું મહત્ત્વ આ પ્રમાણે વર્ણવે છે : 'જેને હાથો છે તેની સિદ્ધાર્થતાનું પૂછવું જ શું ? જેને હાથો છે એવાઓની હું અતિશય સ્પૃહા કરું છું. ખરું પૂછો તો જે હાથોવાળા છે તેમની જ અમને સ્પૃહા છે. હાથના લાભથી અન્ય અધિક લાભ બીજો એકેય નથી.'

ઉત્ક્રાન્તિના ભવ્ય ઇતિહાસમાં આદિમાનવીને જ્યારે હાથ પ્રાપ્ત થયા ત્યારથી જ સંસ્કૃતિની શરૂઆત થઈ એમ કહેવામાં રજ પણ અતિશયોક્તિ નથી. ઉમાશંકર ઠીક કહે છે કે ;

> સંસ્કૃતિએ કીધો દેવ, ચતુષ્પદ હતો જે.
> પ્રગતિ અણમૂલી આ હસ્તમૂલાકુયો લહે.'

*

પારાશર્ય

## ધારણા

હૃદયગત ન હોયે ધારણાશક્તિ તો ત્યાં
અપાહૃત બહુ હોયે જ્ઞાન તોયે ફળે ના.
લખ સરિત મુખેથી બીજને સંગ્રહેથી
જલધિ પર કદીયે પદ્મ ખીલી શકે ના.

'મિત્રા'

## સફળતા !

મને ભલે બધેથી નિષ્ફળતા મળી છે,
છતાંયે જો આશ્વાસન દઈ શકું હું
કોઈ નિઃસહાય નિષ્ફળ માનવીને
શું તેને સફળતા અધિક ન ગણી શકું ?

*



બકુલ ત્રિપાઠી

# ત્રણ આપકળા

તરવું, તાંતરવું અને તરકરવું એ ત્રણેય આપકળા છે. એ આપબળે જ શીખી શકાય છે. પણ એમાંની પહેલી કળા પણ સાધ્ય ન થઈ શકે ત્યારે? જાણીતા નિબંધકાર તેમની રસળતી છતાં પ્રવાહી શૈલીમાં અહીં જે આલેખન કરે છે તે વાચકોને દિલ-દિમાગથી તર કરી દેશે...

અરે રે, જિંદગી પૂરી થવા આવી, પણ મને ત્રણમાંથી એકેય આપકળા આવડી નહીં.

તરવું, તરકરવું અને તાંતરવું એ ત્રણ આપકળા કહેવાય છે. એને માટે ગુરુની જરૂર નહીં. જો કે આમ જુઓ તો આજે ઘણીખરી કળાઓ માટે શિક્ષકની કે ગુરુની જરૂર નથી. પણ આ ત્રણ તો મૂળથી જ આપકળાઓ કહેવાય. મને શોક એ છે કે એ ત્રણમાંથી એકેય મને આવડી નહીં.

મેં પ્રયત્ન નથી કર્યા એમ નહીં, ઘણા પ્રયત્ન કર્યા છે. પેલી 'કરતાં જાળ કરોળિયો, ભોંય પડી પછડાય' એ કવિતાના કથાનાયકે તો આઠ વાર પ્રયત્ન કરેલા. મેં તો એથીય કંઈ કેટલા ગણી વાર પ્રયત્નો કર્યા. જાતે એ કળાઓ ન આવડી ત્યારે ગુરુ મારફતે શીખવાના પ્રયત્નો કર્યા, પણ પરિણામે થોડા સમય પછી ગુરુઓને લાગ્યું કે મારા સંગમાં રહેશે તો એ લોકોય પોતાની વિદ્યા ભૂલી જશે! એટલે એમણે રાજીનામાં આપ્યાં! અને પરિણામે, જેને તરતાં નથી આવડતું, તરકરતાં નથી આવડતું, અને તાંતરતાંય નથી આવડતું, બહુ બહુ તો એ વિષે વાતો કરતાં આવડે છે, એવો હું તરનારાઓ, તસ્કરનારાઓ અને તાંતરનારાઓને જોઈને રાજી થયાં કરું છું.

જોષીઓએ મને કહેલું કે મને પાણીની ઘાત છે. સામાન્ય રીતે મને જોષીઓમાં શ્રદ્ધા નથી. (એ લોકોને મારામાંય શ્રદ્ધા નથી! હું જે જે જોષીઓને ઓળખું છું તે પહેલાં મારી પાસેથી દક્ષિણા લઈ લીધા વિના કદી મારા જોષ જોવા તૈયાર થતા નથી!) આમ મારે અને જોષીઓને પરસ્પર અવિશ્વાસનો સંબંધ હોવાથી મારું કહ્યું એ માનતા નથી અને એમનું કહ્યું હું માનતો નથી.

એટલે જ્યારે જોષીઓએ મને કહ્યું કે મારે પાણીની ઘાત છે ત્યારે મેં તો માન્યું નહીં, પણ જેનું કહ્યું મારે માનવું પડે છે એ લોકોએ જોષીનું કહ્યું માન્યું અને જોષીને પૂછ્યું:

'એનો ઉપાય શું કરવો ?'

જોષીએ કહ્યું, 'પાણીથી દૂર રહેવું !'

મેં વચ્ચે કહ્યું, 'પણ તે પીધા વિના કંઈ ચાલે ?'

'પણ તે પાણી પીવાની ક્યાં ના પાડું છું!' જોષીજીએ ગભરાઈને કહ્યું.

'તમે તો કહ્યું ને કે પાણીથી દૂર રહેવું ! હવે તમે જ કહો જોષીજી, પાણીથી દૂર રહું તો પાણી પીવાય કેવી રીતે ?'

'પીવાના પાણીથી દૂર રહેવાનો સવાલ નથી.' જોષીએ કહ્યું.

'અચ્છા, તો નહાવાના પાણીની વાત લો. હવે ધારો કે પાણીની બાલદી મારાથી દસ ફૂટ દૂર હોય......'

'અરે પણ નહાવાના ને પીવાના પાણીથી દૂર રહેવાનો સવાલ નથી,' જોષીજીએ ખુલાસો કર્યો, 'તમે નદી, સરોવર, તળાવથી દૂર રહો એટલે બસ.'

'એ ઠીક, નદી, સરોવર, તળાવથી દૂર રહેવાનો મને વાંધો નથી.' મેં કહ્યું.

અને પછી ઘણા વખત સુધી મેં નદી, સરોવર, તળાવ દરિયામાં નહાવાનું, તરવાનું, તરતાં શીખવાનું આકર્ષણ રોકી રાખ્યું.

શિયાળામાં તો આ સંયમ પ્રવૃત્તિ બહુ સહેલી લાગી પણ ઉનાળો આવ્યો, આપણા શહેરના સ્નાનાગારમાં યુવાનો ઉભરાવા માંડ્યા, અને મારા મનમાં ઉત્સાહનો ઉભરો આવ્યો, મેં ઘરની 'લોકસભામાં પ્રસ્તાવ મૂક્યો,

'હું તરતાં શીખું તો કેમ ?'

'જોષીની વાત ભૂલી ગયા કે ?'

'કયા જોષીની ?'

'કેમ, પેલો ગઈ દિવાળીએ આવેલો તે !'





'તે શી વાત હતી એની?'

'પાણીની ઘાતની.'

'કોને પાણીની ઘાત હતી?'

'તમારેસ્તો!

'મારે? અરે ના રે, ના, એમણે મારે માટે એવું નહોતું કહ્યું, તમારે માટે કહેલું.' મેં રાજકારણમાં પડેલા મારા મિત્રોનું સ્મરણ કરીને ગપ્પું લગાવ્યું.

'તમારે માટે જ પાણીની ઘાતનું કહેલું, મારે માટે નહીં!'

'ના, તમારે માટે જ કહેલું,' સામેથી દૃઢ અભિપ્રાય આવ્યો. 'હા, હા, તમારે માટે જ કહેલું.' બીજાએ ટાપસી પૂરી.

'ખરૂં ને? આમને માટે જ કહેલુ" ને!' ત્રીજી વ્યક્તિએ સાક્ષી રજૂ કર્યો.

'હા, હા, એમને માટે જ કહેલું', સાક્ષીએ ઉત્તર આપ્યો.

અમારા ઘરમાં ભારતની પાર્લામેન્ટ કરતાં ઊંચી પરિસ્થિતિ છે. ત્યાં વિરોધ પક્ષ નબળો છે. અમારા ઘરમાં વિરોધ પક્ષ બહુ જ મજબૂત છે. મારી વિરુદ્ધનો કોઈ પણ પ્રસ્તાવ હોય, કોઈ પણ કથન હોય, તો તે સર્વાનુમતે સ્વીકારાવાનો જ! 'સર્વાનુમતે' એટલા માટે કે મારો મત લેવાવાનો જ નહીં!'

એટલે બસ, નક્કી થઈ ગયું કે, મારે તરતાં શીખવું નહીં.

પણ પછી મને એક નવી દલીલ સૂઝી.

'હું તરવા જાઉં તો ડૂબી જાઉં એની જ તમને બીક છે ને?' મેં પૂછ્યું.

'હા, અને ઉપરથી તને ડૂબતો બચાવવા આવનાર બીજા બે જણને પણ ડૂબાડી દે એનીય બીક છે! બસ? હવે કંઈ કહેવું છે?' મને જવાબ મળ્યો.

'પણ મેં ડૂબી ન જવાય એ માટે જ એક યુક્તિ શોધી છે!'

'શી?'

'તરતાં શીખવાની!' મેં કહ્યું. અને પછી મેં સમજાવ્યું કે મારી પાણીની ઘાત હોય તો એનો ઉપાય પાણીથી દૂર રહેવું એ નથી પણ પાણીમાં રહીને તરતાં શીખી લેવું એ છે. તરતાં નહીં આવડતું હોય તો જોખમ વધારે. આજે નહીં તો કોઈ વાર પણ અચાનક પાણીમાં પડવું પડે તો તરતાં નહીં આવડતું હોય તો મોટી ઉપાધિ થશે. એના તરતાં કરતાં શીખી લીધું હોય તો સલામતી વધારે. અને આ દલીલ હજી કોઈને સમજાય કે ગળે ઊતરે તે પહેલાં મેં ઉમેર્યું: 'સ્વીમીંગ પૂલ જેવી સલામત જગ્યાએ જ તરતાં શીખીશ પછી તો જોખમ નહીં ને?'

'બીજા તરનારાઓને જોખમ ખરૂં.' કો'ક બોલ્યું.

'જુઓ, આ મશ્કરીની વાત નથી,' મેં કહ્યું, 'તરતાં તો માણસે શીખવું જ જોઈએ. તરનારને જેટલું ડૂબવાનું જોખમ છે એના કરતાં ન તરી શકનારને વધારે છે.'

જેમ તેમ હું મ્યુનિસિપલ સ્નાનાગારનો સભ્ય થયો. હવે તો એ વાતને ઘણો વખત વીતી ગયો. સાબરમતીમાં અને સ્વીમીંગ પૂલમાં તે પછી ઘણાં પાણી વહી ગયાં. પણ હું એ પાણીમાં તરી ન જ શક્યો! ખૂબ પાણી ઉછાળ્યાં, જાતે પણ ઘણું ઉછળ્યો પણ તરતાં ન જ આવડ્યું. 'આવડા નાના છોકરાને તરતાં આવડી ગયું ને તમને નથી આવડતું' એમ કહીને મિત્રોએ મને ઉશ્કેરવા પ્રેરણા આપવા, પ્રયત્ન કર્યો. પણ મારા સ્વભાવમાં મૂળથી જ અદેખાઈનું નામ-નિશાન ન મળે, એટલે મને કંઈ ચાનક ચઢી નહિ. મને નાનાં છોકરાંને તરતાં જોઈને આનંદ થયો, પણ ઉત્સાહ પ્રગટ્યો નહિ.

મેં કહ્યું, 'નાનાં બાળકો વજનમાં હલકાં ને? એટલે એ તરી શકે.'

તો મિત્રો કહે, 'અમારામાંના ઘણા વજનમાં તમારા કરતાં ત્રણ ગણા છીએ તોયે કેમ તરી શકીએ છીએ?'

'એનું તો એવું છે' મેં કહ્યું કે 'તરવાની કળા એ ફુગાવામાં જીવવાની કળા જેવી છે. બહુ જ ગરીબ

વિજયકુમાર ત્રિવેદી

# ઉસ્માનચાચા

સત્ય પ્રસંગને અને તેની વિગતને વાંચવાની અને તેને માણવાની જે લહેજત આવે છે તે લહેજત આ પ્રસંગ પૂરેપૂરી રીતે અનુભવાવે છે. સામાન્ય માણસમાં, મુફલીસ માણસમાં પણ જે લાગણીનો ભર્યો ભર્યો સાગર છલકાય છે તે જ આ પ્રસંગને અચ્છી રીતે બહેલાવે છે...

દિલ્હી સ્ટેશને જ્યારે ટેક્સીમાંથી નાનું સૂટકેસ હાથમાં લઈ હું ઊતર્યો ત્યારે એક વૃદ્ધ મુસલમાન મજૂરે આજીજી સાથે કહ્યું : 'કયા લે લઉં સા'બ,' એનો દેખાવ જ એવો હતો કે હું ના કહી શક્યો નહિ. અને કંઈ પણ બોલ્યા સિવાય બૅગ મેં તેના માથા ઉપર મૂકી દીધી. તે ખૂબ જ વૃદ્ધ હતો. આવા કામ માટે ભાગ્યે જ તેનું શરીર લાયક રહ્યું હતું. મને થયું કે આપણે પુણ્યદાન તો કરતા નથી પરંતુ જાતમહેનત કરીને જે લોકો જીવવા માગતા હોય તેને થોડો ટેકો આપવો જોઈએ. એ વિચારથી સામાન્ય રીતે આવું સૂટકેસ હાથે ઊંચકવા ટેવાયેલો હોવા છતાં મેં સૂટકેસ તે મજૂરને હવાલે કર્યું.

પ્રથમ વર્ગના ડબ્બામાં સૂટકેસ મૂકીને એ એવી અદાથી મારી સામે સલામ કરી ઊભો રહ્યો અને કહ્યું કે સવારનો ભૂખ્યો છું કે મારાથી તેને રૂપિયો અપાઈ ગયો. તેનો દેખાવ એટલો કરુણ હતો કે તમે બીજું કંઈ કરી શકો જ નહિ. 'લે લો ચાચા, મઝા કરો.' થોડીવારના પરિચયમાં મારા મનમાં પણ આ વૃદ્ધ માટે ભારે માન અને મમતા ઊભાં થયાં હતાં. આથી મુસાફરો મજૂરને આવી રીતે ફટવવા માટે મને ઠપકો આપતાં હતાં. મને લાગતું હતું કે મેં જે કંઈ કર્યું તે વાજબી જ કર્યું છે.

કાકા સાચે જ ભૂખ્યા હતા. તેમનું નામ ઉસ્માનચાચા હતું. હું તેમની વાત ઉપરથી જાણી શક્યો. તે સાચે જ આખા દિવસના ભૂખ્યા હતા. હાથમાં રૂપિયો આવતાં તે પાસેના 'સ્ટૉલ' પર ગયા અને ચા-પાઉંની મજા માણી રહ્યા હતા. હું પણ ટ્રેન ઊપડવાની વાર હોવાથી પાસે જ ઊભો હતો અને મારા રૂપિયાનો સદુપયોગ થયાનો સંતોષ અનુભવતો હતો.

થોડી વારમાં એક યુવાન દોડતો દોડતો કોઈની શોધમાં ફરતો હોય તેમ ચાચા પાસે આવ્યો. 'બાવા ચલો ઘર. બાવા ચલો ઘર.' કરતો ચાચાને પગે પડયો.

'અભી આઉંગા રસૂલ, મેરા બેટા રસૂલ, આઉંગા. ઇસ સા'બને મેરા જી બચા લીયા, સા'બકો સલામ કર.' કાકાની આંખમાં આંસુ આવી ગયાં હતાં. હું કાંઈ બોલું તે પહેલાં તો રસૂલ મારે પગે પડ્યો હતો અને મારો આભાર માની રહ્યો હતો.

'કયા હય યે સબ ચાચા' મને વાતમાં કંઈ સમજ પડતી નો'તી. મેં ચાચાને પૂછ્યું.

'દેખો સાબ.' ચાચાએ વાત શરૂ કરી.

'દેખો ચાચા મેં સા'બ નહિ હું. જૈસા રસૂલ ઐસા મેં ભી આપકા બેટા.' મેં સા'બ શબ્દનો વિરોધ કરતાં કહ્યું.

'હાં બેટા' સચ્ચા બેટા. અલ્લાતાલાને ભેજા હુઆ બેટા.' ચાચાના આનંદનો પાર નો'તો. ચાચાએ પોતાની વાત શરૂ કરી. વાત તો ઉર્દૂ-હિન્દીમાં કરી પણ હું તો તે ગુજરાતીમાં જ કહીશ. 'જો બેટા, મારે એક દીકરો છે રસૂલ. આખી જિંદગી મજૂરી કરી મેં તેને ભણાવ્યો, પાળ્યો પોષ્યો. તારી કાકી તેને નાનો મૂકી મારી ગયાં. પણ મેં ફરી શાદી ન કરી. રસૂલ આજે સારો કારીગર છે. કારખાનામાં જાય છે અને માસિક દેઢસો રૂપિયા કમાય છે. રસૂલની પણ શાદી મેં કરાવી આપી છે; તેને ચાર બચ્ચાં છે. હું આજ સુધી મજૂરી કરતો પણ હવે મજૂરી થતી નથી. રસૂલે મને ઘણી વાર મજૂરી કરવા ના કહેલી પણ હું તેનું માનતો નહિ અને થોડી મજૂરી કરતો. થોડા વખતથી મેં રસૂલની સલાહ માની મજૂરી બંધ કરી. રસૂલની બીબી મરિયમ આમ તો સારી છે, પરંતુ દિલ્હી શહેરમાં માણસનું પેટ દોઢસો રૂપિયામાં ભરવું તે નાના છોકરાના ખેલ નથી. રોજ તો તે

મારું ભાણું સારી રીતે સાચવતી પણ આજે કોણ જાણે કેમ મેં થોડું જમ્યા પછી રોટી માગી ત્યારે તેણે રોટી આપી તો ખરી પરંતુ બબડી : ' મજૂરી કરવી નહિ ને ખાવા મણ જોઈએ.' બસ, મારો મિજાજ બગડ્યો. ભાણું ત્યાં ને ત્યાં છેડી હું નાઠો. રસૂલ તો બિચારો કારખાનામાં હતો. બપોરના આવ્યો સ્ટેશને, મને આવા બુઢ્ઢાને કોણ મજૂરી આપે? સ્ટેશને બપોરથી રાહ જોઈ બેઠો પણ મજૂરી ન મળી. મનમાં નિશ્ચય કર્યો કે રાત સુધી મજૂરી ન મળે તો જમના માતી ગોદમાં આશરો લવો. તને ટેક્સીમાંથી ઊતરતાં જોયો ને મને થયું અલ્લાહે જ તને મોકલ્યો છે. તેં જ્યારે રૂપિયો આપવા માંડ્યો ત્યારે મને ખાતરી થઈ કે તું અલ્લાના હુકમથી જ મને રૂપિયો આપે છે, બાકી આટલી મજૂરીના કોઈ ચાર આના પણ આપતું નથી. તેં મને ચાચા કહ્યું ત્યારે હું અલ્લાનો ઉપકાર માનતો હતો કે અલ્લા મારી મદદે સાચેજ આવ્યો છે. તેં ચાચા કહીને મને રૂપિયો આપ્યો અને મારો નિશ્ચય ફર્યો. મેં નક્કી કર્યું કે, હવે આપઘાત કરવો નથી. તેથી જ હું આંહીં સ્ટૉલ ઉપર ખાવા આવ્યો. રસૂલને બિચારાને ઘેર આવ્યા પછી ખબર પડી એટલે તે મારી શોધમાં આવ્યો લાગે છે.' રસૂલે પણ આખી વાત કાકા પાસેથી જ જાણી. તે તો મારા પગ પકડી મને દુવા દેવા લાગ્યો અને કહેવા લાગ્યો કે, ' સાહેબ! તમે જ મારી આબરૂ બચાવી. મારું જીવતર સુધાર્યું, નહિ તો મારું શું થાત? મરિયમે સવારનું ખાધું નથી. તે બિચારી માથાં ફૂટે છે. છોકરાં પણ સવારનાં ભૂખ્યાં છે. ઘરમાં બીજી રોટી હતી જ નહિ. લોટ ખલાસ થયો હતો એટલે તે પણ બિચારી શું કરે?'

' ફિકર કરતો નહિ રસૂલ. હું હવે ઘર આવું છું. તારા બડા ભાઈએ તારી આબરૂ જાળવી તારું જીવતર સુધારી દીધું છે.''

એટલામાં ટ્રેનની વ્હીસલ વાગી. હું ચાચાને કંઈ કહું તે પહેલાં તો ચાચાએ મને અને રસૂલને બન્નેને પોતાની બગલમાં લીધાં અને ખુદાને સંભળાવતા હોય તેમ અમારે માથે હાથ ફેરવતાં કહ્યું : ' અલ્લા તુમ્હારા ભલા કરે. ખુદા તુમ્હેં આબાદ કરે.'

એક ક્ષણ માટે હું સ્વર્ગમાં હતો. નાનપણમાં પિતાજી ગુમાવ્યા પછી બાપની હૂંફ કદી અનુભવી નથી તે મીઠી હૂંફ મને દિલ્હી સ્ટેશને ઉસ્માનચાચાની ગોદમાં મળી. પણ ટ્રેનની વ્હીસલ મને આ હૂંફ લાંબો વખત ભોગવવા દે તેમ નહોતી. હું નાઠો અને ગાડીમાં બેઠો. મારા છૂટા પડ્યા પછી ઉસ્માનચાચા મૂક અભિનયથી આકાશ સામે જોઈને અલ્લાને મારે માટે ભલામણ કરી રહ્યા હતા. અને હું પિતૃવાત્સલ્યનું સુખ અનુભવતો ચાલતી ગાડીમાં બેસી ગયો હતો અને મારા રૂપિયાની કિંમત કેટલી તે વિચારી રહ્યો હતો.



પ્રબોધ

## ગોપી

સહજ હું પ્રિયને સ્મરતી હતી
વદન ધ્યાન વિષે ધરતી હતી,
તહીં અચાનક ચિત્ત ગયું ઢળી,
પ્રણય ગોરસ કાન ગયો હરી.



વિજયશંકર કામદાર

## જુવાનીની રંગત

તારી અરે ! અજબ રંગત શી જુવાની !
પોણું વીત્યું શતક, સો મળી મૂડીમાંથી :
તોયે મધુ સ્મરણ માત્રથી આજ તારા,
રોમાંચ રમ્ય રહું માણી અપૂર્વ દિવ્ય !



શેખાદમ આબુવાલા

# આને ફ્રૉંક

[ તેની ડાયરી વાંચ્યા પછી ]

યુદ્ધ અદ્‌ભુત ચીજ છે:
આને! ખરું કે નહિ?

હશે જે વીર
તેની વીરતા
અંકાય છે;
ને મર્દની
મર્દાનગી
પંકાય છે;
બાકી બધું તે ઠીક:
બાલક હો—
પુરુષ હો—
વૃદ્ધ હો કે સ્ત્રી:
(બધાં મરવાં જ જન્મે છે!)
નવી શી વાત છે તેમાં:
ખરું કે નહિ?

હશે!
કે જિંદગી તો લાશ જેવી
એટલે
બેહાલ થઈ—
લાચાર થઈ
યમદેવની ભ્રૂકુટી તળે
ઢંકાય છે:
તેમાં નવી શી વાત છે?
પણ...
યુદ્ધ અદ્‌ભુત ચીજ છે!
આને, ખરું કે નહિ?
તું હતી બાલા:
(સમજ કાચી હશે!)
તેથી કલમ યાચી હશે!

દુનિયા:
અરે દુનિયા હતી કેવી ચતુર!

—ડાહી!

—સમજણી!

એટલે તો
શાંતિની કોમલ લિપિ
બંદૂકમાં વાંચી હશે!

ઠંડી હવા ને ચાંદની
તે ગુપ્તવાસીને વળી
મળતી હશે?
એ તો વસે
મેદાનમાં:
એ તો હસે
ખુલ્લા ગગન નીચે
પરસ્પર
કાપતા—સંહારતા
ઇન્સાનમાં!

ઠંડી હવાને
સૈનિકોની ઝૂમતી લટ
ચૂમવી ગમતી હશે:
ને ચાંદની પણ
એમનાં વિકરાળ
(ના, ના, માફ કરશો!—લાલ)
નયનોમાં જઈ
રમતી હશે!
આને! ખરી છું તુંય!
ભોળી—
સાવ ભોળી!
(પાનખરના કોઈ ખરતા પાન શી!)
કે આટલું સમજી નહીં!

તું શબ્દના સંગાથમાં
એકાન્ત તો ગાળી શકી;
ને બેઉ ખાલી હાથમાં

**પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ**

# લેલાં કુટુંબ

એક નવા પંખી–પરિવારનો પરિચય કરાવતો આ વખતનો હપ્તો પણ તેના અધિકારી લેખકને કારણે માહિતીસભર બનેલ છે. પંખીઓ અને પ્રાણીઓનો પરિચય કરવાનું મન દરેકને થાય, પણ આટલી વિગતભરપૂર માહિતી મળે ત્યારે. આ લેખ પણ એટલે જ મહત્ત્વનો બને છે...

### વાપી લલેડો

કાબર કરતાં નાના કદનો વાપી લલેડો પીઠ ઉપર અને પડખે કથ્થાઈ કે ચત્તો કથ્થાઈ અને પેટાળે ધોળા રંગે રહે છે. તેની ખાસ ઓળખાણ તેની ચાંચ પાસે શરૂ થઈ ગરદન સુધી જતી સફેદ લકીર છે. પાંખો અને પૂંછડી ઘેરી કથ્થાઈ બાજુ અને પૂંછડી નીચેનાં પીંછાંનો રંગ સલેટીયા કથ્થાઈ હોય છે. આંખો કથ્થાઈ કે રાતી અને પગ લીલાશ પડતા ચાંચ લાંબી વળેલી પીળી દાતરડા જેવી હોય છે. નરમાદા સરખા રંગનાં આવે છે અને તેનો એક વખત 'ક્રોકન્ટ' જેવો અવાજ ઓળખી લીધા પછી તેની હસ્તી તરત જ માલૂમ પડી જાય છે.

કાં તો જોડીમાં કે કાં તો એકલો ડુંગરાળ વનરાજીમાં ફરતો રહે છે સૌરાષ્ટ્રમાં મેં તેને કોઈ વખત જોયો નથી પણ ગીરમાં તે નોંધાએલો દાખલો છે. બાકી પશ્ચિમ ભારતમાં સર્વ જગ્યાએ થાય છે.

વાપી લલેડા પોતાનો માળો કોઈ જાળા પાસે ભોંય ઉપર છત બાંધીને કે ગોળ આકારનો નહેરાને કાંઠે મૂળીઆં, પાંદડાં, અને ઘાસનો બનાવી ત્રણથી પાંચ ચોખ્ખાં ધોળાં ઈંડાં મૂકે છે અને જીવાત અને કરોળીઆ તથા તેની ઈંડાળ ખાઈને પેટ ભરે છે.

વાપી લલેડાને અંગ્રેજીમાં The scimitar babbler કહે છે અને Pomatorhinus schiticeps horsfieldi (Sykes) એમ તે વૈજ્ઞાનિક રીતે ઓળખાય છે.

### કરમદાનો લલેડો

ચકલી જેવડા કદનો આ લલેડો પીઠ ઉપર ઘેરો લીલાશ પડતો કથ્થાઈ અને કપાળે રતાશ પડતો કથ્થાઈ રંગવાળો છે. તેનું ગળું, દાઢી અને ઉપલી છાતી ધોળા રંગની રહેતી હોવાથી તેને ઓળખવામાં મુશ્કેલી પડતી નથી. તેના સાથે ટૂંકી વાંકી ચાંચ હોય છે. પેટાળ પીળા રંગનું કે ઝાંખા રતાશ પડતા પીળા

---

બ્રહ્માંડ પણ ભાળી શકી
પણ આટલું સમજી નહીં
આ જિંદગી—
આ સ્વપ્ન—
આ અરમાન
ને આ ભોળાંભાળી આશાઓ :
નથી એનાં કશાંયે મૂલ :
( એ તો પાનખરનાં ફૂલ ! )
આ તો જિંદગીનો ખેલ છે આને !
અહીં તો...
જિંદગીમાં રંગ જન્માવે—
નવાં તોફાન લાવે
કે પછી
સંહાર સર્જાવે :
કલા તેમાં રહી છે !
એટલે તો
યુદ્ધ અદ્ભુત ચીજ છે, આને !
પછી તારી કલા—
હસતી, મરકતી, સ્વપ્ન જોતી
તારી વાસંતી કલા
આ પાનખરના પ્યારમાં
ફૂલો ઉપર
દિનરાત અત્યાચાર કરતી
સંગદિલ દુનિયા
કહે, કેવી રીતે માને ?

[ એપ્રિલ '૬૩ : જર્મની ]



રંગનું હોય છે. પૂંછડી લાંબી રહે છે. સ્વભાવે જોડીમાં રહેનારાવાળો છે. પણ સામાન્ય રીતે નાની ટુકડી પણ જંગલની વનરાજીમાં અને જાળામાં ફરતાં દેખાય છે. નરમાદા જુદાં પાડી શકાતાં નથી અને વસવાટ માટે વહેતાણ પાણી પાસે જગ્યા પસંદ કરે છે. વળી શરમાળ નથી છતાં આખો વખત ચારો શોધવા ફરતાં રહે છે.

પોતાનો બશીરો પણ કોઈ ઘાટા જાળામાં રાખે છે. ચારો શોધતાં તીણી સીટી આપ્યા કરે છે. ગીરમાં તે પાણીકાંઠાની જાળા ખાણ અને કરમદાં અને વૃક્ષમાં જાંબુડા ઉપર ફરતાં જણાય છે. આમ આ પંખી સામાન્ય છે. વળી જંગલવાસી છે એટલે સામાન્ય રીતે ભાગ્યે જ જોવામાં આવે છે.

તે પોતાનો માળો નીચી ઘાટી જાળાખાણમાં મેથી સપ્ટેમ્બર માસ સુધીમાં ભોંયથી ઊંચે નહીં એવો ગોળ વાટકા જેવો મૂળીઆં ઘાસ વગેરે વાપરી માળો બનાવી તેમાં ત્રણથી ચાર ધોળી જમીન ઉપર રતાશ પડતાં ધાબાંવાળાં ઈંડાં મૂકે છે. નહેરા નદીમાં પાણી ન હોય ત્યારે તેના વેનમાં માળા બાંધે અને ચોમાસામાં તે માળા બાંધવા માટે પાણીથી ઊંચી જગ્યા પસંદ કરે છે

દાણા, ફળ અને જીવાતથી પેટ ભરી લે છે અને આ પંખી પોતાનો ચારો શોધવામાં બહુ ચપળ છે અને જલદી જલદી ભોંય ઉપરનાં પાંદડાં અવળાં કરી તેમાંથી જીવાત પકડીને ખાઈ લે છે.

કરમદાના લલેડાને અંગ્રેજીમાં The white-throated babbler કહે છે અને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Dumetia hyperythra (Franklin) કહેવું જોઈએ.

### ભારતીય પીળી ચાંચ આંખવાળો લલેડો

બુલબુલથી નાના કદનો આ ગુલાબચશ્મ જે આ લલેડાનું બીજું નામ છે. તે પીઠ ઉપર અને પાંખ ઉપર ઘેરો ચેસ્ટનટ અથવા રતાશ પડતો કથ્થાઈ રહે છે. પેટાળ પીળાશ પડતું ધોળું અને પડખાં જરા ઝાંખાં પીળાં હોય છે. પૂંછડી ઠીક લાંબી અને તેનો રંગ પીઠના રંગને મળતો આવે છે. તેની આંખો ચળકતા પીળા રંગની અને આંખ ફરતી નારંગી કોર આવે છે. તે એકાકી કે જોડીમાં દેખાય છે. તેને ફરવાની જગ્યા જાળા ઝપટાંવાળી છે અને તેમાં ઘાસ પણ ઊગેલું હોવું જોઈએ. એ સિવાય પાણી-કાંઠાની પાનમાં પણ ફરે છે. નરમાદા ઓળખાતાં નથી અને શરમાળ હોવાથી નજીક જવા દેતાં નથી.

શિયાળામાં થોડા ખુલ્લા પ્રદેશમાં આવી જાય છે પણ તે સિવાય તો ઘાટી વનરાજીમાં જોવામાં આવે છે. આ ગુલાબચશ્મ આપણે ત્યાં સામાન્ય પંખીની ગણત્રીમાં નથી પણ પથરાએલો પહોળો છે. મેં કોઈ વખત સૌરાષ્ટ્રમાં તે જોયો નથી પણ તેને પાળ્યા છે અને તેનું સંગીત સારી રીતે સાંભળ્યું છે. તેનો કંઠ મધુરો હોય છે. બાકી તો તે વારે વારે 'કીચ...કીવીચીચો' જેવો અવાજ કર્યા કરે છે.

તે ગીર, ગીરનાર, બરડામાં સૌરાષ્ટ્રમાં સામાન્ય છે બાકી ભારતમાં તો છે જ. ચોમાસામાં તેનો પ્રજનનકાળ છે જ્યારે તે સરસ મજાનો વાટકા જેવો માળો ઘાસ અને રેસા ને કરોળીઆના જાળાથી બરાબર ચોંટાડીને બનાવી તેમાં ત્રણથી પાંચ ઈંડાં મૂકે છે અને જીવાત ખાઈને જીવે છે.

પીળી ચાંચના લલેડાને અંગ્રેજીમાં The Indian yello weyed babbler કહે છે અને Chrysomma sinensis (Gmelin) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

### શેરડી લલેડો

બુલબુલ જેવડા કદનો આ શેરડી લલેડો પૂંછડીએ લાંબો હોય છે. તેની પીઠ ધુળીઆ કથ્થાઈ રંગની, ગળું રાખોડી ધોળું અને પેટાળ પણ ધુળીઆ કથ્થાઈ, ચાંચ કથ્થાઈ અને પગ આછા પીળા રહે છે. પીઠ ઉપરનાં પીછાંમાં કાળી લકીર હોય છે. શેરડી લલેડો તેના જાળાની ડાળી બેઠક ઉપર હોય ત્યારે ખાસ ધ્યાન ખેંચે એવો અવાજ કરે છે. તેનો વસવાટ ખુલ્લા પ્રદેશની જાળાખાણમાં હોય છે. વળી





તે સમૂહચારી છે અને ડુંગરાળ ખુલ્લા મુલકમાં પણ તે જોવામાં આવે છે. આ જમાતને કેરડા અને બોરડીની જાળાખાણુ ખૂબ ગમે છે. જ્યારે આ શેરડી લલેડાં ચારો શોધતાં ભોંય ઉપર ફરતાં હોય ત્યારે તેમાંના એક પંખીને ચોકીએ બેસાડે છે. નરમાદામાં ફેર માલૂમ પડતો નથી. તેની ઊડાન થોડી પાંખો ધમી પાછું હવામાં સરવાની છે. કોઈ ભૂખ્યું બાજ જ્યારે તેને મારવા માટે આવી પડે છે ત્યારે તેને છેતરવાની રમત આ પંખી જાળામાં ભરાઈને બીજી બાજુ નીકળી જવાની ભારે રમે છે એ સમયે તે જાણે ઊંદર ભાગી ગયો એવો ભાસ કરાવે છે. અને ભય ચાલ્યો ગયા પછી તરત જ ટુકડીના પંખીઓને પોતાની તીણી સીટીથી બોલાવવા લાગે છે.

શેરડી લલેડાં તમામ જગ્યાએ જોવામાં આવે છે અને જ્યાં વસે છે ત્યાં હંમેશ વસવાવાળાં છે. સૌરાષ્ટ્રમાં તો તેની વસ્તી ઘણી છે જ્યાં તે ફળ, દાણા, બીયાં અને જીવાન ઉપર નભે છે.

મેં તેઓને ખાસ કરીને માર્ચથી જૂન સુધીમાં અને કેટલાંક વરસાદમાં એટલે જુલાઈથી ઑકટોબરમાં પણ પ્રજનન કરે છે. તેઓ સરસ મજાનો વાટકા જેવો માળો જાળામાં ઘાસ અને મૂળીઆંનો બનાવી તેમાં ચાર લીલાશ પડતા ભૂરાં રંગના ઈંડાં મૂકે છે. વળી આ માળા એવા હોય છે કે તેમાં તે સેવણ ઉપર બેઠું હોય તો બિલકુલ ચાંચ અને પૂંછડી સિવાય દેખાતું નથી. વળી તે માળો એવી કાંટાની ગૂંચમાં ગોઠવેલો હોય છે કે હાથ પહોંચવો મુશ્કેલ બને છે. શેરડી લલેડાંને મોતીડા અથવા ચાતકે પોતાનાં ઈંડાં સેવીને બચ્ચાં ઉછેરવા માટે શિકાર બનાવ્યાં છે અને શેરડી લલેડાં જૂનથી સપ્ટેમ્બર માસમાં બચ્ચાં ઉછેરે છે. તેમાંના ઘણા માળામાં તો ચાતકનું બચ્ચું જોવામાં આવે છે.

શેરડી લલેડાને અંગ્રેજીમાં The Common babbler કહેવાય છે અને તેને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Turdoides gaudata gauduta (Damont) એમ કહેવું જોઈએ.

## લલેડાં

કાબર જેટલા કદનો લલેડો ધુળીઆ રાખોડી રંગનો અને સામાન્ય લાંબી પૂંછડીવાળો હોય છે. પેટાળ મેલું ધોળું રહે છે. ચાંચનો રંગ શીંગડીઆ રાખોડી કથ્થાઈ અથવા તો પીળો કથ્થાઈ પણ મૂળમાં તે ભૂરાશવાળો હોય છે. આંખનો રંગ પીળો અને પગ ઝાંખા પીળા અથવા આછા ગુલાબી પીળા રંગના રહે છે. લલેડાંને સાત ભાઈ પણ કહેવાય છે એટલે તે પાંચથી બારના સમૂહમાં જ હોય છે અને 'લે-લે-લે-લે' જેવો અવાજ કર્યા કરે છે અને ક્યારેક તેં-તેં-તેં પણ સમજાય છે. વળી તે એક સમૂહમાં જ આ પ્રમાણે બોલી કાન કાણા કરે છે. ચડાવો આપવા માટે પણ ટૂંકો અવાજ કરે છે. જેવો આ અવાજ પોતાની ટુકડીમાંના કોઈ પંખી કરે તો આખું ટોળું તરત જ છુપાઈ જાય છે. અને નોળીઓ કે બિલાડી જોઈ જાય તો આખું ટોળું તેને મારવા પાછળ પડે છે. નરમાદા બંને એક જ રંગનાં રહે છે.

લલેડાંની ટુકડી ભોંય ઉપર પડેલાં સૂકાં પાંદડાં ઊંચકાવીને પોતાનો આહાર શોધતાં ફરતાં હોય ત્યારે એક તો આસપાસ નજર રાખી જ રહ્યું હોય છે. અને તે ચડાવો આપે એટલે આખું ટોળું સલામત જગ્યાએ ઊડીને છુપાઈ જાય છે. વળી તેનામાં સંપ બહુ. ટુકડીનું એક પંખી તકલીફમાં ફસાયું તો તેને છોડાવવા બધાં એક સમયે પ્રયત્ન કરે છે. આથી કેટલાંક તૂમ્ની જેવાં બાજ તે પંખીને પકડી લે એટલે તે તેના ટોળાથી જેમ બને તેમ તે પકડેલા પંખીને દૂર લઈ જઈ ત્યાં નિરાંતે ખાય છે. અને કોઈ વખત કોઈ શિકારી પંખી ગમે તે જનાવરને પકડી પાડે અને લલેડાનો સમૂહ પાસે હોય તો તે બાજને તેનો શિકાર છોડાવી દેવા બનતો પ્રયાસ કરે છે. આ પંખીને ભોંય ઉપર ચણતાં એક બીજા સાથે ગેલ કરવાની ખાસિયત છે અને એ ખુશીનો આનંદ એટલો હોય છે કે એક



બીજાના નહોર એક બીજામાં એવા સજ્જડ ભરાવી દે છે કે કદાચ છોડીને પકડી લેવાનો યત્ન કર્યો હોય તો હાથ આવી જાય.

માર્ચથી નવેમ્બર માસમાં તેનું પ્રજનન થાય છે એ વખતે જોડીઓ ટુકડીમાંથી જુદી પડી જાય છે. પણ ઘણે ભાગે ઉનાળામાં અને ચોમાસામાં તેના ખાસ માળા દેખાય છે. લલેડાં પોતાનો માળો ઠીક ઊંચાઈએ જાડા સાંઠીકડાંનો વાટકા જેવો બનાવી તેમાં ચાર ભૂરા રંગના લંબગોળ ઘાટનાં ઇંડાં મૂકે છે. આ લલેડાં પણ મોતીડાના અને બપૈયાનાં બચ્ચાં ઉછેરતાં ઘણી વખત જોવામાં આવે છે.

આ લલેડાંના આહારમાં દાણા, બીયાં, જીવાત અને ફળો પણ કદાચ ખાઈ લે છે. પણ બચ્ચાંને તો જીવાત ઉપર મોટાં કરે છે.

લલેડાં અથવા સાતભાઈને અંગ્રેજીમાં The grey babbler કહેવાય છે અને Turdoides malcolmi (Sykes) એમ તેનું વૈજ્ઞાનિક નામ છે.

### વન-લલેડો

આગળ જોઈ ગયા તે લલેડાં જેવડો જ આ વન-લલેડો રંગે મેલા રાખોડી કથ્થાઈ અને કડ ઉપર રાખોડી હોય છે. તેની પૂંછડી રતાશપડતી કથ્થાઈ, ચાંચ પીળી, પગ કથ્થાઈ અને આંખો પીળાશ પડતી ધોળા રંગની થાય છે. નરમાદાને તેના પાંચ સાતના ટોળામાંથી જુદાં કરવા કઠણ છે. આ વન-લલેડો કંઈક મીઠો અવાજ કરતાં હોય એવું લાગે છે.

વન-લલેડાનો વસવાટ વનમાં અને ઘાટી વનરાજીમાં છે જ્યાં તે તબક છાયામાં સૂકાં પાંદડાંમાં ફરતાં જોવામાં આવે છે. પ્રજનન સમયે તેની જોડી અલગ પડી જાય છે. લલેડાંનો સ્વભાવ જ કંઈક રાડીઓ છે. અને ચણતુ ટોળું એક લલેડાને ચોકી કરવા રાખે છે. અને જેવો ચોકીદાર ભયસૂચક અવાજ કરે કે બધાં સલામત જગ્યાએ ભરાઈ જાય છે અને બિલાડી કે બાજને જોઈ પછી પીંછાં ફુલાવીને તેને ત્યાંથી ભગાડવા કોશિષ કરે છે. આ બધાં પંખી સંપીલાં ઘણાં હોય છે.

આખા ભારતના ઘાટી વનરાજીવાળા ભાગમાં તેની વસ્તી છે પણ સૌરાષ્ટ્રમાં તેની વસ્તી ગીર, ગીરનાર, માંગરોળ, પોરબંદર, બરડો, વાંકાનેર, જામનગર, મહુવા અને પાલીતાણાના શેત્રુંજા ડુંગરની વનરાજીમાં કચ્છમાં તેની વસ્તી હોવા સંભવ નથી બાકી કેટલીક વખત ન ધારીએ એવી જગ્યામાં પણ તે જણાઈ આવે છે.

તેનું પ્રજનન એપ્રિલથી ઓકટોબર માસમાં થાય છે જે વખતે કોઈ ઊંચા જાળા કે વૃક્ષમાં સરસ તરગઠીયાંનો વાટકા જેવો માળો બનાવી ત્રણ ચાર ભૂરા રંગનાં ઈંડાં મૂકે છે. લલેડાં અને આગળ જોઈ ગયા તે બંને પંખીઓને બપૈયો અને મોતીડો પોતાનાં બચ્ચાં ઉછેરવા માટે શિકાર બનાવે છે. પણ તેમાં કોઈ વખત એક કરતાં વધારે બચ્ચું હજુ મારા જોવામાં આવ્યું નથી. કાં તો એક બપૈયાનું બચ્ચું હોય કે કાં તો એક મોતીડાનું બચ્ચું હોય. અને આહારમાં દાણા, બીયાં, અને જીવાતનો ઉપયોગ કરે છે અને તે બધું શોધવા તે સૂકાં પાંદડાંમાં ફરતાં માલૂમ પડે છે.

વન-લલેડાને અંગ્રેજીમાં The jungle babbler કહે છે અને Turdoides somervillei (sykes) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

### સીટીમાર લલેડો

બુલબુલ જેવડા કદનો આ લલેડો રંગે એક સરખા ઝાંખા કથ્થાઈ રાખોડી હોય છે. ચાંચે તે ઘેરો કથ્થાઈ અને તેની આંખો તથા પગ રાખોડી રંગનાં હોય છે. સમૂહચારી આ પંખીઓ સીટી દેતાં દેતાં બહુ ચપળ રીતે જાળાખાણમાં અને વનમાં ફરતાં જીવાત શોધતાં જોવામાં અને સાંભળવામાં આવે છે.

આખા ભારતમાં વસતાં જણાય છે પણ સૌરાષ્ટ્રમાં તો કદાચ દુર્લભ ગણાય. એટલે મેં તે કોઈ વખત જોયાં નથી.

સીટીમાર લલેડાને અંગ્રેજીમાં The Bombay





કાઝીમીર એડશમીડ

# ચુપ સ્કોટન્સ કેમ ન પરણ્યો ?

આફ્રિકા, દક્ષિણ અમેરિકા અને ઈટાલીનો પ્રવાસ કરી ચૂકેલા બોંતેર વર્ષના જાણીતા જર્મન સાહિત્યકારની આ જુસ્સાદાર વાર્તા શ્રી જનક દવેએ ગુજરાતીમાં ઉતારી છે જેને વાચકો આવકારશે...

બધા જ કહેતા હતા કે ચુપ સ્કોટન્સે શરત મારવી જોઈતી ન હતી.

હવે જ્યારે કોઈ પણ માણસ શરત મારવાની વાત કરે છે ત્યારે તે એકદમ રાતો પીળો થઈ જાય છે. જ્યારે કોઈ ભૂલથી પણ તેની હાજરીમાં શરત માર. વાની વાત કરી બેસે છે ત્યારે તે જોરથી ટેબલ પર હાથ પછાડીને ઊભો થઈ જાય છે.

‘ ચુપ પરણેલો હતો ? ’

‘ ના. ’

અને જ્યાં સુધી તેના મિત્રો તેની પાસે તેના લગ્ન અંગેની વાત છેડતા ન હતા ત્યાં સુધી જ એમની ખેરિયત પણ હતી.

ચુપના ભૂતકાળ અંગે કોઈ વાત કરતું તો બહુ જ સાવચેતીથી અને એકદમ ધીમા અવાજે.

ચુપના મિત્રોમાં એક ટીમ પોર્કર હતો. એના પગની જે ગંદી વાસ આવતી તે અસહ્ય થઈ પડતી. બટાટાના ખેતરમાં એણે આજે આખો દિવસ ખાતર પાથર્યા કર્યું હતું. અને પરસેવાથી ગંધાતા તેના જોડા તો તેણે આ ખંડના બારણાથી ઘણે દૂર, લગભગ સિત્તેર ફૂટ દૂર, મૂકેલા હતા; પરંતુ એની વાસથી તો તોબા ! આખા વાતાવરણમાં ટીમ પોર્કરના જોડાની વાસ પથરાઈ ગઈ હતી. પરંતુ આ ખંડમાં એ વાસ હતી કારણ કે ત્યાં એક એવી જ બીજી ઉગ્ર વાસ પથરાઈ હતી. એ વાસ હતી રાલ્ફની અલ્જીરિયન તમાકુની.

ટીઝીએ ઘોડાની રખવાળી કરવાની હતી. એણે એ જોવાનું હતું કે તે સારી રીતે ખેતરમાં ચરે. ભેંસ માટે ચારો પણ તેણે અંદર લાવી રાખવાનો હતો. અને જરૂર હોય તો ચારો તપાસવાનો પણ હતો. આવતી કાલે કદાચ બરફ પડે અને બરફ પડવાનું કદાચ ચાર દિવસ સુધી ચાલુ પણ રહે એની સામે એણે તૈયારી રાખવાની હતી.

---

quaker babbler કહે છે અને તેનુ વૈજ્ઞાનિક નામ Alcippe poiocephala brucei ( Hume ) છે.

**કાળી પીઠનો કાબરો લટેરો**

લટેરા સાથે આ બુલબુલના કદના કાળીપીઠના કાબરા લટેરાની પીઠ ચળકતા કાળા રંગની પણ પીઠનાં અને કડનાં પીછાંમાં ધોળો લકીરો જણાય છે. જેથી તેની કડ ઉપર પટ્ટો જણાય છે. બહુ બહાર તરી આવતાં માથાની બાજુના અને ગરદનની બાજુનાં ધોળાં પીંછાંનો દેખાવ ગલપટ્ટા જેવો દેખાય છે. પેટાળ આછા પીળા રંગનું રહે છે. આ પંખીનો વસવાટ વનમાં જ છે અને તેની ખાસીયત ઊડતી જીવાત પકડવાની ખાસ છે.

પશ્ચિમઘાટ અને દક્ષિણ ગુજરાત, ડાંગ અને સૂરતમાં નિષ્ણાતોએ નોંધ્યો છે. જ્યાં વસે છે ત્યાં કાયમી વસવાવાળો છે.

ઉનાળામાં તેનો પ્રજનન કાળ છે. જે સમયે તે છીછરી રકાબી જેવા ઘાટનો મૂળીઆ, ઘાસ, જાળાં, મોસ અને લીચન જેવી વનસ્પતિ તેમાં વાપરીને સાવ ખુલ્લી ડાળી ઉપર તે વૃક્ષમાં ખૂબ ઊંચે માળો બનાવી તેમાં બે કે ત્રણ લીલાશ પડતાં ધોળા રંગમાં કાળા તલકાંવાળાં ઈંડાં મૂકે છે.

કાળી પીઠના કાબરા લટેરાને અંગ્રેજીમાં The Black-Backed red shrike કહે છે અને Hemipus picatus (sykes) એ એનું વૈજ્ઞાનિક નામ છે.



રાલ્ફે ચલમ યુપને આપવી જોઈએ. હા, યુપ ચલમ પીતો હોય ત્યારે રાલ્ફ પોતાની ટેવ પ્રમાણે મૂછો કરડી શકે છે.

પહાડની તળેટીમાં આખો દિવસ તો ખૂબ ગરમી લાગી હતી; પણ જેવી રાત પડવા આવી કે ઠંડી કહે મારું જ કામ. આ ત્રિપુટી હજુ ગરમ રહેલી પર્વતની શિલા પર પડી હતી. એમનાં હાડકાં તો ઉકળતાં હતાં. એમનાં મગજ ગરમ ગરમ હતાં. પણ શરીર ટાઢથી ધ્રૂજતાં હતાં. એમણે સળગાવેલાં તાપણાંની આગ જાણે પહાડ જેટલે ઊંચે જવા ઇચ્છતી હતી. દૂર દૂર તારાની ભાત ભરેલા આભ નીચે કોઈ એકલદોકલ શિયાળ લારી કરી રહ્યું હતું; અને એના પડઘા આ ઉષ્ણ પહાડ પર પડતા હતા.

એકાએક યુપ ઊભો થઈ ગયો. અને એણે દોસ્તને કહેવા માંડ્યું કે શા માટે તેને શરત મારવા અંગે કોઈ એક શબ્દ પણ બોલે તે પસંદ પડતું નથી. અને તેણે શરત મારવા વિરુદ્ધ લાંબુ ભાષણ આપ્યું. પછી પોતે શા માટે પરણ્યો નથી તેની વાત પણ કરી. જો કે એની આંગળીમાં લગ્નની વીંટી તો હતી જ.

યુપના ન પરણવા અંગેની કેફિયત નીચે પ્રમાણે હતી:— યુપ સ્કોટન્સ પચ્ચીસ વર્ષનો યુવાન હતો. તેનો રોજગાર પણ ઘણો સરસ ચાલતો. તે અચ્છો ઘોડેસ્વાર હતો. ઘણી વખત તે રમતગમતમાં ભાગ લેતો. અને એણે એક ક્લબ પણ શરૂ કરી હતી. એની ક્લબના સભ્યો બધા એના જેવા જ હતા. સૌએ એક જ જાતના ચામડાના જોડા પહેરવા પડતા. તેઓ સૌ મજબૂત બાંધાના હતા. અને ધંધાદારી મલ્લોને પણ એ ઊંચકીને ફેંકી દેતા. અજાણી યુવતીને પોતાની મોટરમાં ઊંચકીને નાસી જતાં છ છ દિવસ સુધીની દડમજલ કરી શકતા. અને મજાલ નથી કોઈની કે તેમને પકડી શકે. દરરોજ સાંજે તે અચૂક મળતા. અને માનતા કે તેઓ સૌ એકબીજાના છે. અનેકોમાં તે એક જેવા હતા અને એકમાં અનેક જેવા હતા. આ ટોળીમાં કોઈને કંઈ થાય તો તે દુઃખ સહિયારું ગણાતું અને એ દુઃખને દૂર કરવા સૌ પોતપોતાનાથી બનતું કરી છૂટતા.

યુપ એક તદ્દન અજાણી લોરા નામની સ્ત્રીના સંપર્કમાં આવ્યો, અને તેને મળતાં જ તેના પ્રેમમાં પડી ગયો. આ તો તદ્દન નવાઈની વાત હતી. કોઈ માને જ નહિ કારણ કે યુપ તો હમેશાં સ્ત્રીઓથી દૂર ભાગતો. સ્ત્રીઓ સાથે સાહસ ખેડવાની મોજ માણવાનું પણ તે પસંદ કરતો નહિ. જો કે સ્ત્રીઓ હમેશાં તેને ચાહતી. યુપની વિશાળ છાતી અને એના મજબૂત અને સુંદર પગ ઘણા આકર્ષક લાગતા. હવે તો આખો દિવસ ઘોડા પર બેસી પોતાના પશુઓની રખેવાળી કરતાં તેના પગ ગોળ વળી ગયા હતા.

યુપે મને કહ્યું નહિ કે તે પહેલીવાર લોરાને ક્યાં અને કેમ મળી ગયો હતો. પણ એ જાણવાની જરૂર પણ શું છે? વાત કરતાં કરતાં તેની જીભ જરા થોથવાઈ. તેણે તાપણામાં પોતાની લાકડી ઠપકારી લાકડાં સરખાં કર્યાં. આ વખતે મેં આડું જોઈ લીધું. હું સમજી ગયો હતો કે તે વાત કરતાં કરતાં શરમાતો હતો.

પછી તો યુપ સ્કોટન્સનું લોરા સાથે વેવિશાળ થયું. હવે તો તે પોતાનો ઘણોખરો વખત લોરાની સાથે જ ગાળતો. તેના મિત્રોથી તે ખમાયું નહિ. એમને તો એમ જ લાગતું કે જાણે એમના એક અંગનો વિચ્છેદ થઈ ગયો. બધાએ એને પાછો મેળવવા ખૂબ પ્રયત્ન કર્યો, પણ હવે યુપ તેમનો મટી ગયો હતો. તે કોઈવાર તેમની મંડળીમાં આવીને બેસતો તો પણ લોરાના વાળના વખાણ જ કરતો. તેના મિત્રો તેની વાતથી કંટાળી જતા.

એક વખત મંડળી જામી હતી. યુપ પણ ત્યાં હાજર હતો. વાતનો વિષય હમણાં ચાલુ થયેલી નવી મેઈલ ટ્રેઈન હતી. આ ટ્રેઈન ક્યાંય પણ અટક્યા વિના એક હજાર ઉપરાંત માઈલનો પ્રવાસ કરતી હતી. એ પ્રવાસ પાર પાડતાં તેને પૂરો એક દિવસ લાગતો. રેલ્વે–તંત્રે એના પર ધાડ પડતી અટકાવવાની નવી

યોજનાઓ કરી હતી. ખાસ પ્રકારનાં તાળાં અને ખાસ પ્રકારનાં ભયસૂચક સાધનોથી સજ્જ એ ટ્રેઈન ધાડ પડે તો નજદીકના સ્ટેશનનો સંપર્ક સાધી શકે તેવી યોજના હતી. આ ટ્રેઈન પર ધાડ પાડવી જ મુશ્કેલ હતી. કોઈ વળી દલીલ કરતું કે ઊંટે કાઢ્યા ઢેકા તો માણસે કાઢ્યાં કાઠાંની માફક ધાડપાડુઓ વળી કંઈક રસ્તો શોધી કાઢશે. મંડળીમાંનો એક જણ તો ઊભો જ થઈ ગયો અને કહેવા માંડ્યું કે એમ થવું અશક્ય જ છે. ટ્રેઈન ક્યાંય પણ અટક્યા વિના સવારથી સાંજ સુધી ચાલતી જ રહે છે, પછી ધાડ કેમ પાડી શકાય? આ ટ્રેઈન પર પોતાની જાતને છુપાવી કેમ શકાય?

જો કે આ મંડળીના સભ્યોમાં આ પ્રશ્ન અંગે ઘણો જ મતભેદ હતો. સુપ એમ માનનારાઓમાંનો હતો કે એ ટ્રેઈન પર ચડી અને પોતાની જાતને છૂપાવી રાખી શકાય, જો હિંમત હોય તો સૌને જાણવાનું મન હતું કે એ કેમ થાય. કોઈકે તો એ વિષે શરત પણ મારી. થોડો વખત તો વાતાવરણમાં સન્નાટો છવાઈ ગયો. અલબત્ત કરી બતાવી આપવાની તેની ઇચ્છા ન હતી.

કોઈકે 'હવે તો એનું વેવિશાળ થયું છે ને?' એમ કહી તેની મજાક પણ ઉડાવી. સુપ આવું અપમાન કેમ સહન કરે? તેણે શરત લગાવી. ચાલતી ટ્રેનમાં ચડી આખો દિવસ પકડાયા વિના પ્રવાસ કરવાનું તેણે બીડું ઝડપ્યું. શરતની રકમ તો મામુલી હતી. પણ પકડાઈ જાય તો દંડ ઘણો જ આકરો હતો.

તે દિવસે સાંજે સુપ સ્કોટન્સ પોતાની વાગ્દત્તા લોરાને મળવા ગયો. તેણે લોરાના વાળ અને આંખો વારંવાર ચૂમ્યા કર્યાં અને પછી કહ્યું કે બીજે દિવસે સવારે પોતે ટ્રેઈનમાં મુસાફરી કરશે. અને કેટલાક દિવસ સુધી લોરાને મળી શકશે નહિ.

સુપ ઘેર જઈ પથારીમાં ઊંઘી ગયો. મોડી રાત્રે તેના મિત્રો તેને મળવા આવ્યા. આમાંનો એક તો મેઈલ ટ્રેઈનની પાછળ જ ઉપડતી એક્સપ્રેસ ટ્રેઈનમાં પ્રવાસ કરવાનો હતો. જો સવારથી સાંજ સુધી સુપ મેઈલ ટ્રેઈનમાં સંતાઈ રહે તો તેને વિજેતા ગણવાનો હતો. પરોઢ થવાની વેળા હતી ત્યારે સુપ અને તેની મંડળી સ્ટેશનથી બસો ફૂટ દૂરની જગ્યા પર પહોંચી ગયા. સુપ ઘૂંટણ પર વાંકો વળીને પાટા પર પોતાના કાન માંડી સંકેત સાંભળવા લાગ્યો. ત્રણ એન્જિન વડે દોડાવાતી મેઈલ ટ્રેઈન યાર્ડમાંથી બહાર આવી રહી હતી. જ્યાંથી ગાડીને સ્પીડ પકડવાની હતી ત્યાં જ સુપ ઊભો હતો. સુપને પોતાના હાથ છૂટા કરવાની જરૂર લાગી એટલે તેણે કોટ કાઢી નાખ્યો અને પોતાની પાછળ એક્સપ્રેસ ટ્રેઈનમાં આવનાર એક સાથીને આપી દીધો. પછી તે એકદમ કૂદ્યો અને પસાર થતી ટ્રેઈનના ફુટબોર્ડ પર ચડી ગયો. ટ્રેઈને ઝડપ વધારી. સુપ લટકવા માંડ્યો. ફુટબોર્ડ પર તે ઝૂકી ગયો. છતાંયે જાણે પવન તેને ઉડાડી મૂકતો હોય તેમ લાગ્યું. વધારે વખત ફુટબોર્ડને ચીટકી રહી શકાય તેમ ન હતું. હજી તો ટ્રેઈન વધારે ઝડપથી દોડવાની હતી. વળી અર્ધા-એક કલાકમાં તો અજવાળું પણ થઈ જાય. સ્ટેશન આવતાં રેલ્વેના કર્મચારીને પોતે દેખાઈ જાય. અને આગલા સ્ટેશને ટ્રેઈન પહોંચે તે પહેલાં તો સંદેશો પહોંચી જાય. ત્યાં જ તેને પકડી લેવામાં આવે, પોતે શરત હારી જાય. આમ કેમ થવા દેવાય? એ ઊભો થયો. પવન એટલો જોરથી વાતો હતો કે તેને શ્વાસ લેવાનું પણ ફાવતું ન હતું. તે બેઠો બેઠો ફૂટબોર્ડ પર ખસવા લાગ્યો. ફૂટબોર્ડ પરની ધૂળથી એ ભભૂત જેવો થઈ ગયો. એક જગ્યાએથી તો તેને ગાલ પર પાટિયાંની ફાંસ પણ વાગી. ગાડીએ વળાંક લીધો. ત્યારે તો જાણે એ ફેંકાઈ જ જવા લાગ્યો. માત્ર લોખંડના પૈડાં પરનાં ઢાંકણના આધારે ટકી રહ્યો. માંડમાંડ તે ડબ્બાના છેડા સુધી પહોંચ્યો. ત્યાં તેણે એક ગોળ કડું પકડી લીધું. પછી ધીમે ધીમે બે ડબ્બાની વચ્ચેના બફર સુધી પહોંચી ગયો. બસ, હવે તેને પવનની સામે તો સારું રક્ષણ મળી ગયું. ટ્રેઈન પંચોતેર માઈલની

સ્પીડથી દોડી રહી હતી. પણ યુપને હવે ખાત્રી થઈ કે તે બાર કલાકનો પ્રવાસ ખેડી શકશે.

યુપે પોતાની સાથે તમાકુનો સારો એવો સંગ્રહ રાખ્યો હતો. તે તમાકુ ચાવ્યા જ કરતો હતો. થોડીવાર આવી ને આવી લટકતી સ્થિતિને અંતે તેને લાગ્યું કે તેના શરીરમાં લોહીનું પરિભ્રમણ બરાબર થતું ન હતું અને તેના વાંસામાં તો શૂળ ઊપડી હતી. પરંતુ તે તમાકુ ચાવીને વેદના ભૂલવા પ્રયત્ન કરતો હતો. જ્યારે જ્યારે કોઈ સ્ટેશન નજદીક આવતું ત્યારે તે વાંકો વળીને એવી રીતે ઊભો રહેતો કે જોનારને એમ જ લાગે કે ડબ્બાઓના જોડાણ તપાસી રહ્યો છે. આમ ને આમ બપોર થયા. યુપની આંખો ભારે થઈ ગઈ. ઘડી તે જમણા પગ પર વજન દઈ ઊભો રહેતો તો ઘડી ડાબા પગ પર ઊભો રહેતો. ઘડી વળી એ બન્ને પગે બફર પર લેફ્ટ-રાઈટ કરતો; પરંતુ તોયે આંખે તો ઘેનાતી જ જતી હતી. તે ઊંઘને ટાળી શકતો ન હતો. તેને ખબર હતી કે જો એક નાનું ઝોકું પણ ખાધું તો પોતે ગબડી પડશે અને આ નિર્દય પૈડાં તેનો કચ્ચરઘાણ વાળી નાખશે. એ વિકટ સ્થિતિમાં મુકાઈ ગયો હતો. પણ તેને તુરત જ એક ઉપાય સૂઝી આવ્યો. કડામાં બાવડાં સુધી હાથ પરોવી પોતાના કમરપટ્ટા વડે બન્ને કાંડા તેણે બાંધી લીધાં. હવે તે પડી શકે તેમ રહ્યું નહિ. તે નિરાંતે ઊંઘી ગયો.

તે ઝબકીને જાગી જતો. તો વારંવાર પાછો ઊંઘી જતો. પણ હવે તો તેના ખભાયે થાકી ગયા. તેની ડોક પણ રહી ગઈ. તેણે પગ વાળી જોયા. બહુ જ કષ્ટપૂર્વક પણ તે પગ હલાવી શકતો હતો તે જાણી તેને સંતોષ થયો. વળી તેને હાથ પર અસહ્ય વજન લાગવા માંડ્યું. પોતાના ફણા પર ઊંચા નીચા થઈ તેણે બાવડાંને રાહત આપી પણ આખરે તેને કમ્મર-પટ્ટા દ્વારા બાંધી રાખેલાં કાંડાં છૂટાં કરવાં પડ્યાં.

સાંજ પડવા આવી, દૂર દૂરની કાળી ક્ષિતિજને તરફ ગાડી દોડવા માંડી. સતત દોડતી ગાડી જરાયે વિસામો લેતી નથી. એન્જિનો બદલાય છે એ પણ ચાલતી ગાડીએ જ.

આખરે પહેલા એન્જિને વ્હીસલ કરી અને બીજા બે એન્જિને એનો પ્રત્યુત્તર વાળ્યો. ત્રણે એન્જિનો ધીમાં પડ્યાં અને આખરે અટક્યાં. ગાડી થોભી ગઈ. હાશ, યુપ એની કસોટીમાં પાર ઊતર્યો.

યુપ બફર્સ પરથી નીચે કૂદી પડ્યો. તેલ અને ધૂળ વડે પગથી માથા સુધી તે કાળો કાળો થઈ ગયો હતો. એના એક ગાલ પર લોહી નીકળીને ત્યાં જ થીજી ગયું હતું. કેટલાક વખત સુધી તો જાણે તેને કંઈ જ આજુબાજુનું દેખાય નહિ. અને આંખો તો એવી બળે કે જાણે એમાં આગ ધીખી રહી હતી. મગજની નસો પણ એટલી તંગ થઈ ગઈ હતી કે જાણે હમણાં જ તૂટી પડશે; છતાંયે જેમ તેમ કરી પગ ઘસડતો ઘસડતો તે બાજુની રેસ્ટોરન્ટમાં પહોંચ્યો. તેણે તમાકુનો ડૂચો મોઢામાંથી ફેંકી દીધો. જેમ તેમ કરી થોડીવાર બાંકડા પર બેઠો પણ પછી તો લાંબો લસ થઈ જમીન પર જ ઢળી પડ્યો.

ત્રણ દિવસ સુધી યુપ હોસ્પિટલમાં બેભાન રહ્યો. ચોથે દિવસે જ્યારે તેને ભાન આવ્યું ત્યારે તેણે પોતાની પાછળ એક્સપ્રેસ ટ્રેઈનમાં આવનાર પોતાના સાથી અંગે પૂછપરછ કરી, તેનો સાથી તેને મળ્યો જ ન હતો. યુપ તેના પર ખૂબ જ ખીજવાયો. શેક કરવાની ઈલેક્ટ્રીક સગડી સાથે રાખી વાંસા પર શેક કરતો તે ઘર તરફ વળ્યો.

પોતાની વાગ્દત્તા લોરાને ત્યાં જ તે સીધો ગયો. જ્યારે લોરાના કુટુંબીઓએ તેને જોયો ત્યારે તો તે ખૂબ જ નવાઈ પામ્યાં. લગભગ અવાક્ થઈ ગયાં. લોરા તો ચીસ પાડીને ત્યાંથી દોડી જ ગઈ. બધાં ખૂબ જ ગૂંચવાઈ ગયાં. લોરાની મા પહેલાં તો પોક મૂકીને રડી પડી. પછી ધીમે ધીમે સ્વસ્થ થઈ યુપ સાથે તેણે વાત કરી. તેના રૂંધાયેલા ગળામાંથી જે કરુણ શબ્દો બહાર આવ્યા એ સાંભળીને યુપ તો થીજી જ ગયો.

એક્સપ્રેસ ટ્રેઈનને અકસ્માત નડ્યો હતો. એ પાટા પરથી ખડી ગઈ હતી. કોઈએ તેના માર્ગ પરની સ્વીચ સાથે અડપલું કર્યું હતું. પરંતુ તેનું તરત જ ધાર્યું પરિણામ આવ્યું ન હતું. અને ભાંગફોડીઆ-ઓની મેઈલ ટ્રેઈનને ઉથલાવી પાડવાની યોજના સફળ થઈ ન હતી. મેઈલ ટ્રેઈન તો સહીસલામત પસાર થઈ ગઈ. પરંતુ પાછળ આવતી એક્સપ્રેસ ટ્રેઈન પાટા પરથી ઊથલી પડી. અકસ્માતમાં ઘણા માણસો માર્યા ગયા. શબોને ઓળખવાનો પ્રયત્ન કરતા હતા તેમાં એક શબ ચુપ સ્કોટન્સનું મળી આવ્યું. તેના શરીર પરના ડગલા પર તેનું નામ હતું. ખરેખર તો એ નામવાળો ડગલો ચુપના મિત્રે પહેર્યો હતો. પરંતુ તાર સંદેશાઓ અને પોસ્ટરોએ ચુપ સ્કોટન્સને મરેલો જાહેર કર્યો. તેનો મિત્ર જ્યારે તેનો ડગલો પહેરી મૃત્યુ પામ્યો હતો ત્યારે ચુપ તો બે ડબ્બા-ઓની વચ્ચે કડામાં બાવડાં પરોવી બફર્સ પર ઊભો ઊભો ઊંઘતો હતો. લોરાએ જ્યારે એ સમાચાર સાંભળ્યા ત્યારે એ બેશુદ્ધ થઈ ગઈ ન હતી પરંતુ તદ્દન અવાક થઈ ગઈ હતી. અને કોઈપણ માણસને ઓળખવાની શક્તિ ખોઈ બેઠી હતી. તે એટલી હદે કે ચુપ પોતે તેની સમક્ષ આવી બોલવા માંડ્યો ત્યારે તેને પણ ઓળખી ન શકી. ચુપ તેને વહાલ કરતાં કહેતો કે તે ખરેખર ચુપ છે. અને પછી જે બની ગયું હતું તેની વાત લોરાને કહેતો. તેણે લોગને શબ ઓળખનારની કેમ ભૂલ થઈ છે એ સમજાવવા પણ પ્રયત્ન કર્યો, પરંતુ લોરા તો જાણે કશુંયે સાંભળતી નથી. જાણે કશુંયે સમજતી નથી. આખરે ચુપ હામ હારી ગયો અને આત્મહત્યા કરવાના વિચાર સાથે લોગને ત્યાંથી ચાલ્યો ગયો.

ચુપને થયું પોતે મારેલી શરત અંગે લોરાને વાત કરી ન હતી તે તેની મોટી ભૂલ હતી. એમ જો કર્યું હોત તો સારું થાત. લોરાએ તેને સ્મિતપૂર્વક વિદાય આપી હોત. પરંતુ વળી તેને વિચાર આવ્યો કે પોતાના ગયા બાદ તો લોરા રડી જ પડી હોત ને ? અને એની ચિંતાઓ કેટલી બધી વધી જાત ? પણ આ ગોટાળો પોતે પહેલેથી બધી વાત ન કરી દીધી એમાં જ થયો. કેવા ખરાબ પ્રહારાત્મક સમાચાર તેને સાંભળવા પડ્યા ! પણ તેણે શરત જ શા માટે મારી ? શું લોરાએ કહ્યું ન હતું કે માણસે પોતાની સ્વાભાવિક વૃત્તિઓને અનુસરવું જ જોઈએ ! અને શું મારી મંડળીના માણસો મને હસતા ન હતા ? શું તેઓ હસીને કહેવા નહોતા માગતા કે વેવિશાળ પછી ચુપની સાહસિક વૃત્તિઓ મરી પરવારી છે ? પેલો રોબિન્સન કેવું મહેણું મને મારી રહ્યો હતો ?

વળી પાછો ચુપ એક વાર લોરા પાસે ગયો. તેણે પોતાની વાત સમજવા માટે લોરાને ખૂબ ખૂબ વિનંતી કરી. તેણે ધ્રૂજતે અવાજે કહ્યું : 'લોરા, હું ચુપ છું ! લોરા, હું જીવતો છું.' પરંતુ લોરા તો ફાટી આંખે દિશાઓમાં જોઈ રહેતી.

ચુપ દિવસોના દિવસો લોરાની પાસે જ બેસી રહ્યો. ક્યારેક એ મૂંગો જ બેસી રહેતો. તો ક્યારેક પોપટની માફક લોગનું નામ રટ્યા જ કરતો. એક વાર લોરાના કુટુંબીઓએ લોરાને ત્યાંથી ખસેડી દીધી. જ્યારે ચુપે જાણ્યું કે લોગ તેના સમક્ષ નથી ત્યારે તે ભગ્નાશ થઈ ગયો. કોણ જાણે ક્યાં પણ ચુપ ક્યાંક ચાલ્યો ગયો.

વળી પાછો બે વર્ષ બાદ તે લોરાને મળવા આવ્યો. પણ તે લોરાને મળી શક્યો નહિ. આ દિવસોમાં રાત્રે ચુપ એકલો એકલો મોટેથી હસતો અને બારીમાં શિકાર કરતો હોય તેવી અદાથી ઊભો રહેતો.

તાપણું બળે છે પણ ચુપ હવે તે મંડળીમાં નથી. રાલ્ફ અલ્જીરિયન તમાકુ પીએ છે. ટીમ પોર્કર બહુ બોલ બોલ કરે છે એને ઉપાડીને બહાર એના ગંધાતા જોડા પાસે મૂકી દેવો જોઈએ.

'હમણાં ચુપ થોડા દિવસમાં પાછો આવશે એમ કહી કોઈ શરત મારવા તૈયાર છે ?'

'ના, કોઈ જ નથી.'

હવે શરતની વાત નહિ.

શિયાળાની કાતીલ રાત હતી. બરફ પડતો હતો. ચુપના મિત્રો તાપણા પાસે બેઠા બેઠા ટાઢ ઉડાડતા હતા. કોઈની બોલવાની હિંમત ન હતી.



'સેવકરામ'

# પંચાયતી રાજ સફળ થશે?

પંચાયતી રાજ્યનાં પગરણ ગુજરાતમાં પણ મંડાઈ ચૂક્યાં છે. પંચાયતી રાજ્ય લોકોમાં, જનતામાં વિવિધ વાતો લેતું આવ્યું છે. અહીં પણ એ બધું લેખકની આગવી શૈલીથી રજૂ થયું છે...

'ભૂમિપુત્ર' વાંચતો બેઠો હતો. ત્યાં 'આવી શકું કે?' એક ભાઈ નમસ્તે કરતા આવ્યા. એ જુવાન ભાવનાશાળી અને ઉત્સાહી કાર્યકર છે. લોકોનાં કામ માટે તાલુકામાં અને જિલ્લામાં ધક્કા ખાય છે. લાંચરુશ્વત સામે તેમ તુમારી તંત્ર સામે એ ભાઈને ભારે રોષ છે. તેમ ખટપટ અને અન્યાયથી પણ એ અકળાઈ ઊઠે છે. જ્યારે તેમની અકળામણ વધી જાય ત્યારે વરાળ કાઢવા મારી પાસે આવી પહોંચે છે. એ આવે એટલે સમજું કે જરૂર આ યુવાન અકળાયો હશે. એટલે તો એ આવ્યા એટલે પાણી પાઈ સીધો જ સવાલ કર્યો:

'બોલો, કેમ આવવું થયું?'

'સેવકરામ! આવો ધરાર અન્યાય ચાલી રહ્યો છે છતાં તમારા જેવા ચૂપ કેમ છે?'

'કારણ કે બૂમબરાડા પાડ્યે પણ કંઈ વળતું નથી.' હસીને મેં કહ્યું. ને થોડીવાર રહી ઉમેર્યું; 'ભાઈ! અત્યારની સમાજરચના જ એવી છે કે અન્યાય વચ્ચે જીવવું પડે છે. પછી લોહીઉકાળા કર્યે શું વળે?'

'પણ આ તે પંચાયતીરાજ લાવી રહ્યા છીએ કે પંચાયતીઓનું રાજ!'

'કેવું રાજ્ય લાવવું એ તો તમારા, એટલે કે લોકોના હાથમાં છે.'

'લોકોમાં એવી જાગૃતિ નથી એટલે તો આવું ચાલે છે ને! તમે અમારા તાલુકાના પ્રમુખની ચૂંટણીની વિગત તો જાણી હશે. તે પહેલાં પેલા સામાજિક કાર્યકરોની ચૂંટણી થઈ. ત્યારે કેવા માણસોની પસંદગી થઈ ખબર છે?'

'કેવા માણસોની પસંદગી થઈ?'

'જેમને સામાજિક સેવા સાથે કશું સ્નાનસૂતક નથી એવા. એમણે કદી સમાજસેવા તો કરી નથી પણ એવા કામનો હમેશાં વિરોધ કર્યો હશે. તેમાંના એક તો છાને છૂપે દારૂની ભઠ્ઠી ચલાવે છે કે એવા લોકોને આશરો આપે છે. બીજા છે એ જ ગામમાં બારમાં કરાવે છે. અમે એકવાર એ ગામમાં બારમું અટકાવવા ગયેલા. એમણે જ સૌથી વધારે વિરોધ કરેલો અને ગાળો ભાંડી અમને ભગાડી મૂકેલા. એ તાલુકા પંચાયતમાં સામાજિક કાર્યકર તરીકે ચૂંટાય છે. આવા લોકો તાલુકા પંચાયતમાં બેસી કેવો સામાજિક સુધારો કરશે?'

'એ ચૂંટાઈને પંચાયતમાં ગયા છે ને?'

'હા જ તો...'

'તેમને કોણે ચૂંટ્યા?'

'સરપંચોએ.'

'તો પછી અકળાઈએ તે કેમ ચાલે? લોકશાહીમાં લોકો ચૂંટે તે જઈને બેસે. તમે કહો છો એવા એ લોકો હોય તો સરપંચોએ ન ચૂંટવા જોઈએ.'

'સરપંચો એવું સમજે ત્યારે ને! અત્યારે તો નાતના નામે મત લેવાય છે એ બંનેની કોમના સરપંચોની સંખ્યા વધારે છે. એટલે નાતના નામે મત લઈ ગયા.'

'તો નાતના નામે મત ન આપે તેવા સરપંચોને ચૂંટો.'

'ગામડાંમાં એવી જાગૃતિ આવી હોય તો જોઈતું હતું શું? અત્યારે તો નાત જાતના નામે મત લેવાય છે. ધારાસભામાં નથી જોતા? જે તાલુકામાં જે નાતની વસ્તી વધુ હોય તેના ઉમેદવારને ટિકિટ અપાય છે. પછી ભલેને બીજા સારા કાર્યકરો એ તાલુકામાં હોય? આ વખતે પણ ટિકિટ આપવામાં એવું થયું છે. આમાં સારા અને સાચા માણસો રખડી જાય છે. જુથવાળાનું ઉપજે છે, કામ કરવાવાળાને કોઈ ગણતું નથી.'

'તમે કહો છો તે હકીકત સાચી છે. તમારી અકળામણ પણ હું સમજી શકું છું. પણ મેં ગઈ ધારા-

સભા વખતે કહ્યું હતું એ જ કહેવાનું છે કે અંતે તો મત આપવાનો હક્ક લોકો પાસે છે. એ હક્ક કોઈ રાજકીય પક્ષ ખૂંચવી શકતો નથી. રાજકીય પક્ષો તો સત્તા હાંસલ કરવા બહાર પડયા છે. એટલે કોને ઊભા રાખવાથી વધુ મત મળશે કે કયો ઉમેદવાર તેમને અનુકૂળ રહેશે, તેમના કહ્યામાં રહેશે કે આગળ પર કામમાં આવશે એ ખ્યાલથી પસંદગી કરે છે. રાજકીય પક્ષો તો આમ કરવાના જ. તેનો માપદંડ સેવાનો કે યોગ્યતાનો નથી. તેનો માપદંડ રાજકારણનો છે. રાજકારણમાં ખટપટ રહેવાની. તેમાં હરેક પળે બાંધછોડ પણ રહેવાની. એમાં કશો નિર્ણય આખરી ગણાતો નથી. એટલે તમે રાજકીય પક્ષો પાસે સેવા, આદર્શ, ભાવનાની અપેક્ષા રાખો તે વધુ પડતું છે. પણ એ રાજકીય પક્ષોનીયે કાનબુટ્ટી પકડવાનો હક્ક તો લોકોને છે જ. શા માટે લોકો ખોટો રૂપિયો પાછો ઘર ભેગો કરતા નથી? જો લોકો મનમાં ગાંઠ વાળે કે અમે તો સારા અને સેવાભાવી યોગ્ય ઉમેદવારને જ મત આપીશું. અને એવા જ ઉમેદવારો ચૂંટાય, ખટપટી અને તકવાદી કે નાતના જોર પર નીકળી પડેલા ઉમેદવારને જાકારો આપે તો જ સૌ પક્ષો સારા ઉમેદવારને પસંદ કરશે. લોકો જો ગમે તેવા ઉમેદવારને પસંદ કરે તો પછી કોને જઈને કહેવું? હું તો સૌને કહું છું કે રાજકીય પક્ષોને સલાહ આપવાનું કે તેને સુધારવાનું છોડી લોકોને જગાડો. જ્યાં લોકમત જાગ્રત હોય છે ત્યાં સરકાર કે રાજકીય પક્ષો પણ અન્યાય કરી શકતા નથી. લોકશાહી વિકસે છે તે પણ લોકોની જાગૃતિથી. એટલે તમને જો આમાં અન્યાય લાગતો હોય તો લોકોને જગાડવાનું, તેમના મતની કિંમતનું ભાન કરાવો. સાચા માણસોને ટેકો આપવાનો એ જ સાચો માર્ગ છે.'

'પણ સેવકરામ! આમાં તો લોકો શું કરે? ગામ કંઈ માનતું હોય અને સરપંચ બીજું માનતો હોય. સરપંચ ઓછો ગામને પૂછીને મત આપે છે?'

'આપે, શા માટે ન આપે...અંતે તો એ સરપંચ બન્યો છે તો ગામના મતથી ને?'

'સેવકરામ...અહીં તો ઊલટી ગંગા ચાલે છે! અહીં ગામને કોઈ પૂછતું નથી. પોતાની નાતનો હોય તેને જ મત આપવાનો. ભલે ને ગામ બીજું જ ઇચ્છતું હોય! અમારા તાલુકા પંચાયતની ચૂંટણીમાં પણ નાતના નામે જ ખેંચતાણ થઈ ને!'

'બધે જ એવું બને છે ને!'

'ના અહીં તો ચિત્ર જરા વિશેષ ઘેરું બન્યું હતું. એ ખુરશી માટે બે જણા જબરી ખેંચતાણ કરી રહ્યા હતા. એકને ટિકિટ મળી એટલે બીજો સામે પડ્યો. એકની પાસે પક્ષનું જોર હતું, બીજા પાસે નાતનું જોર હતું. બહુમતી કોમના સરપંચો તેણે પોતાના કર્યા એટલે લઘુમતી કોમના સરપંચો પેલાએ ઓટવા માંડ્યા. પછી તો વાત એવી વણસી કે બંને જણા સરપંચોને ઓટી લેવાની સ્પર્ધામાં પડ્યા. સરપંચને પકડી પોતાની દેખભાળ નીચે રાખવાનો. જેથી સામાવાળો તેને ખેંચી ન જાય. આ ખેંચતાણ એવી તો તીવ્ર બની કે ગામમાં એકે સરપંચ ન રહ્યો. કાં તો સરપંચ આ પક્ષની છાવણીમાં જઈ બેઠો હોય કે પછી સામી છાવણીમાં બેઠો હોય! ક્યાંક તો સગાઓ મોકલીને પણ સરપંચોનાં અપહરણ કરાવ્યાં. આ ચૂંટણીમાં તો સગાઓ અને વેવાઈઓ છૂટી પડ્યા હતા, આમાં લોકશાહી ક્યાં હતી.'

'લોકો મતની કિંમત ન સમજે ત્યાં લોકશાહી ખીલી નથી એમ જ માનવું રહ્યું. આપણે નથી સાંભળતા કે મત પણ ખરીદાય છે? લોકજાગૃતિ ન હોય ત્યાં એવું બનવાનું!'

'અહીં પણ એવું સંભળાય છે કે કેટલાક સરપંચોએ પૈસા ખાધા છે.'

'મને એમાં કશું જ નવું લાગતું નથી. એક સુધરાઈના પ્રમુખની ચૂંટણીમાં એક મત માટે દસ હજાર રૂપિયા અપાયેલા પણ સાંભળ્યા છે. લોકો જ તકવાદી હોય અને મતની પવિત્રતા ન સમજતા હોય તો

બીજું શું બને ?'

'આવી ચૂંટણીઓ થતી હોય ત્યાં પંચાયતીરાજ સફળ થાય ખરું ?'

'પંચાયતીરાજની સફળતા નિષ્ફળતા એ લોકો પર નિર્ભર છે. લોકો સત્તાનો સદુપયોગ કરશે, લોકોના ભલા માટે કામ કરશે તો સત્તાના વિકેન્દ્રિકરણનો લાભ જનતાને મળશે. નહિ તો ખટપટો વધશે અને ઝઘડાયે વધશે.'

'હવે મને વિનોબાજીની અને જયપ્રકાશજીની વાત સમજાય છે કે પંચાયતીરાજમાં રાજકીય પક્ષો ન જોઈએ. પક્ષો ન હોય તો જ સાચા અને સારા માણસોને લોકો જ બોલાવીને કામ કરવા બેસાડે. તમારા જેવાએ એ બાબતમાં કંઈ કહેવું જોઈએ!'

'વિનોબાજી અને જયપ્રકાશજી જેવાનું કહ્યું રાજકીય પક્ષો માનતા નથી તો મારું કોણ માને! મેં આ તાલુકા માટે બિનરાજકીય ધોરણે તાલુકા પ્રમુખની ચૂંટણી કરવાની વાત મૂકેલી. પણ જેમને ટિકિટ જોઈતી હતી તેમને કે તેમના ટેકેદારોને, કોઈને મારી વાત ગળે ન ઊતરી. બાકી હું તો ક્યારનોયે બૂમો મારું છું કે પંચાયતીરાજમાં પક્ષોને વચ્ચે લાવશો નહિ. જેમ ગ્રામપંચાયતો બિનપક્ષીય ધોરણે ચૂંટાય છે, બિનપક્ષ ચૂંટાય છે તેમ તાલુકા પંચાયતોની પણ ચૂંટણી થઈ શકે. પણ સત્તા પાછળ દોડી રહેલા રાજકીય પક્ષો આવા સત્તાનાં સ્થાનો છોડે ખરા? હજુ તો વધુ ઉગ્રતા આવશે. છેક ગ્રામકક્ષાએ પણ રાજકારણ પહોંચશે. ને મેં તો અનુભવે જોયું છે કે રાજકારણ આવે છે ત્યાં ખટપટ આવે છે, કાવાદાવા આવે છે અને ખેંચતાણ આવે છે. તેમાં પછી ગંદવાડ ગંધાઈ રહે છે. એટલે લોકોએ તો પડાપડીથી પર રહી સેવાભાવી ઉમેદવારને જ આગળ કરવો જોઈએ. એટલે મને તો આ બધામાં લોકજાગૃતિ એ જ સચો ઉપાય દેખાય છે. તમે તો જાણો છો કે મેં કોઈ પક્ષોની કંઠી બાંધી નથી. સૌના સહકારથી મારે તો થાય તે લોકકલ્યાણનાં કામ કરવાં છે. એમાં પક્ષોની શી જરૂર? તમારા જેવાએ પણ અકળાયા વગર લોકજાગૃતિનું કામ કરવું જોઈએ. લોકો જો મતની કિંમત સમજતા થશે તે દિવસે તમારે આવી ફરીઆદ કરવાની નહિ રહે.'

એ ભાઈને મેં પક્ષરહિત શાસનની અને લોકશાહીનાં નૈતિક મૂલ્યોની ઘણી વાતો કરી. પણ તેમના મનનું સમાધાન થયું હોય એમ ન લાગ્યું. એ જતાં જતાં પુણ્યપ્રકોપ ઠાલવતા ગયા!

'સેવકરામ! તમે કહો છો એ ભાવના ગામડામાં આવતાં તો નવો અવતાર જોઈશે. લોકો નાત, જાત, ધર્મ, કોમ બહાર નીકળી શકે તેમ નથી. આ લોકને લોકશાહીની પડી નથી..તેમના જુથની અને નામની પડી છે. તમે જોજો...પંચાયત રાજ્યના અમલ પછી કેવી ફરીઆદો આવે છે તે તો જોજો...ખૂન ન થય તો કહેજો.'

એ ભાઈ તો ગયા, પણ મને વિચાર કરતો કરી ગયા. ગામડાં સ્વાવલંબી બને, પોતાનાં કામ પોતે જ કરે એ માટે પંચાયતીરાજ્ય તો આવ્યું, પણ એથી લોકકલ્યાણ સધાશે ખરું?

*

'સેવકરામ! હવે તો અમે હાથ જોડીએ છીએ. અમારી વતી એક કામ ન કરો?'

એક ગામમાં જવાનું થતાં, પંચાયતી રાજ્યની ચૂંટણીઓની વાત નીકળતાં કેટલાક ગામ–આગેવાનોએ આવી ફરિયાદ કરી.

'શું કામ કરવાનું છે કહો?'

'તમે સરકારને જઈને કહો કે તારે જેટલું રાજ્ય કરવું હોય તેટલું કર. પણ ચૂંટણીનાં ઝેર ગામડામાં ઘાલીશ નહિ. ધારાસભાની ચૂટણીને એક વર્ષ માંડ થયું. એનાં વેરઝેર હજુ શમ્યાં નથી ત્યાં આ નવી ચૂંટણી આવી. આ ચૂંટણીએ તો અમારું લોહી પીધું. ખુરશી જોઈએ કોઈને અને લોહી–ઉકાળા અમારા થાય.'

'આમાં ગામને ક્યાં મત આપવાનો હતો. એકલા





સરપંચને મત આપવાનો હતો ને !'
'એ સરપંચ છે એટલે તો ઉકળાટ કાઢે છે ને ?'

'ઉકળાટ ન કાઢે તો શું કરે ? ખુરશી એક છે, બેસનારા બે જણ ઊભા થયા છે. એટલે ખેંચતાણ તો થાય. પણ આ તો સગાં વહાલાં નીકળી પડે છે. બપોરે એક વેવાઈ આવે તો રાતના બન્ને વેવાઈ ચારપાંચ જણને લઈ આવે. તો વળી મામો આવે કે ભાણો આવે. જે આવે તે કહે આને મત આપો.'

''તમારે કહેવું હતું ને કે મારે ક્યાં મત આપવો તે મારા પર છોડો ! વેવાઈ હો તો રાવણું કરો...પણ મત તો પવિત્ર વસ્તુ છે. તે તો મારો અંતરાત્મા કહેશે ત્યાં જ આપીશ.'

'એમ માને તો એ વેવાઈ શાના ! આ તો અર્ધું ગામ એકતું ખેંચે તો અર્ધું ગામ બીજાનું ખેંચે. સૌ હાકોટા કરતું આવે કે બસ આને જ મત આપો. કોઈ વાત સાંભળે ત્યારે ને !'

'ખરી વાત છે સેવકરામ ! આખું ગામ હોબાળે ચઢ્યું હતું, રોજની બેત્રણ જીપ આવે. સરપંચને તો થયું કે આના કરતાં તો ભાગી જ જાઉં.' એક કાકાએ ટાપશી પૂરી.

'છેવટે ભાગી જ જવું પડ્યું ને ! એક દા'ડો તો ચારપાંચ સગા આવ્યા, કહે બેસી જાઓ જીપમાં. એમને ત્યાં જાઉં એટલે સામાવાળા ખેંચતાણ ન કરે, જીપમાં જાઉં ને આખું ગામ નારાજ થાય. એ લોકો બીજાનું ખેંચતા હતા. એટલે જેમ તેમ કરીને છૂટયો.

'એ ગયા એટલે પેલા આવ્યા. એમને એમ કે તમારા પર ખૂબ દબાણ આવે છે તો ચાલો અમારી સાથે. મારે હાથ જોડી કરગરવું પડ્યું. થયું ચૂંટણીની આડે હજી તો બે દિવસ છે. આ લોકો શાંતિથી નહિ જીવવા દે. એટલે કોઈનેયે કહ્યા સિવાય બહારગામ ચાલ્યો ગયો. ચૂંટણીના દિવસે સીધો મામલતદારની કચેરીએ જઈ હાજર થયો. બોલો આ ત્રાસ શા માટે ! આવું ચાલશે તો કોઈ સારો માણસ સરપંચ નહિ થાય.'

'સારો માણસ સરપંચ થયો હોય તો એની પાસે વેવાઈ ન આવે. ઉમેદવારને આવી મળવું હોય તો મળે........સરપંચ કંઈ એવી ચીજ-વસ્તુ નથી કે ઉપાડીને લઈ જવાય.' સહેજ ઉશ્કેરાઈને કહ્યું.

'જ્યાં સુધી ગોળ ગોળ વાત કરવી છે ત્યાં સુધી આવી ખેંચતાણ રહેવાની. શા માટે તમે સ્પષ્ટ ન કહ્યું કે મારે ક્યાં મત આપવો તે વિચાર કરીને નિર્ણય કરીશ. એ બાબતમાં મારે કશી વાત કરવી નથી.'

'સેવકરામ ! આ શહેર ન હોય, આ તો ગામડું છે. એમ કહેવા જઈએ તો બોલવા વ્યવહાર ન રહે ! પેલા દિવસે અમારા વેવાઈની જીપમાં ન બેઠો એમાં તો એમને કેટલુ ખોટું લાગ્યું છે ! એક જણ આગળ એ બોલીયે ગયા : હવે એમના ગામનું પાણી પીવુંયે હરામ છે...આમાં તો ભઈસાબ વેર બંધાય છે. એ પાડાપાડા લડે અને ધાણ અમારો નીકળે છે. એટલે અમે તો ચૂંટણીઓથી હાથ જોડીએ છીએ.'

'ચૂંટણીઓથી થાકયે કેમ ચાલશે ! લોકશાહી શાસન સ્વીકાર્યું છે એટલે ચૂંટણીઓ તો આવશે. એમાં થાકવા જેવુંયે નથી ને હાથ જોડવા જેવુંયે નથી. મત પવિત્ર વસ્તુ છે. લોકોનું ભલું થાય એવી શ્રદ્ધા પડે એની પેટીમાં મત નાખવો. આટલું મનમાં ગોખી રાખો તો કશો ભાર નહિ લાગે. પછી ભલે ને જીપો રમઝટ કરે કે સગાં-વહાલાં આવે. મત ગમે તેમ વેડફી જ દેવાય.'

'એ તમારી વાત સાચી. પણ ગામડાના લોક તો સગાંનાં દબાણ લાવે છે. તમે જોજો ને હવે ગ્રામ પંચાયતની ચૂંટણીમાં કેવી ખેંચતાણ થાય છે. એ વખતે પાક્કી પાર્ટીઓ પડી જશે. લોક સમજતું નથી એનું જ આ વેરઝેર છે ને !'

લોક સમજતું નથી.

તો લોકને કોણ સમજાવશે ! લોકોની શક્તિ કેળવવા, લોકોનાં કામ ઝડપી થાય, તુમારનો અંત આવે તે

ફ્લદન ઑસ્લર

# કરચલીવાળો હાથ

અંગ્રેજી બોધકથાઓના લેખકની એક વધુ કથા અહીં **શ્રી છોટાલાલ માનસિંગ કામદારે** ગુજરાતીમાં ઉતારેલી મૂકી છે તે લેખકની કલમની સાચી પ્રતીતિ કરાવે છે જે દરેક વાચકને પણ રુચશે જ...

દેખાવો છેતરે તેવા હોય છે. તેથી જ માણસો માનતા હતા કે પૃથ્વી સપાટ છે. આપણે મનુષ્ય પ્રાણીઓ અનેક વખત આપણે જે નજરે જોઈએ છીએ તે ઉપરથી આપણા જાતિ ભાઈઓ સંબંધી અભિપ્રાય બાંધી લઈએ છીએ અને તેમને સમજવામાં નિષ્ફળ જઈએ છીએ. ટક્કર ટાઉનના કર્નલ ટક્કર સંબંધમાં આમ જ બન્યું હતું: નવેંબર માસના એક દિવસે તે સંધ્યાટાણે પશ્ચિમના મેદાન પર આવેલા ખેતરમાં બાંધેલા એક મકાનમાં મોટરમાં ગયા અને બારણું ખખડાવ્યું. ઉજ્જડ બારણા આગળ તે વિચિત્ર લાગતા હતા. તે ઊંચા, લાલ મોઢા તથા મૂછોવાળા હતા. તેણે પટ્ટાવાળો, ઓવરકોટ, ચેકનો સૂટ, તથા ચકચકિત બદામી રંગના પગરખાં પ્હેર્યાં હતાં. વિશિષ્ટતા એ હતી કે તેના હાથમાં મલાકાની સોટી હતી. દેશના આ વિસ્તારમાં તે નવીન વસ્તુ હતી. ખેડૂતે બહુ જ સાવચેતીથી બારણું ઉઘાડી ડોકું બહાર કાઢયું ત્યારે અજાણી વ્યક્તિએ કહ્યું 'હું ટક્કર ટાઉનનો કર્નલ ટક્કર છું. મારા માટે તથા મારી પત્ની માટે અહીં ભાડે સૂવાનું મળશે?'

ખખડી ગયેલ મોટરમાંથી એક ફિક્કી નાની સ્ત્રી ઊતરતી હતી. ભારે વજનનાં કપડાંનો ટ્રંક બારણા પાસે મહામહેનતે લાવી. તેને નીચે મૂકી અને ઊંચા કર્નલ અને બારણા પાસેની વ્યક્તિ તરફ ભયથી અકળવકળ જોવા લાગી. તેને જોઈને ઘરધણીના હૃદયમાં દયા ઉત્પન્ન થઈ. તે ખૂબ જ ફિક્કી તથા થાકેલી લાગતી હતી અને ઘરમાલિકે જોયું કે તેના હાથ, બાળકના હાથ જેવા તદ્દન નાના હતા.

ખેડૂતે કહ્યું: 'દરેકને માટે એકેક ડૉલર પડશે. ભોજનના પૈસા જુદા.'

'હું અને મારી પત્ની અંદર આવીએ છીએ'.

અજાણી વ્યક્તિઓએ ખેડૂત, તેની પત્ની તથા તેના ત્રણ અનાડી પુત્રોના પ્રશ્નોના મારાની અવગણના કરીને મૂગા મૂગા ભોજન લીધું. પાંચ જણાની ઉલટ તપાસ સહન કરીને બન્ને અજાણી વ્યક્તિઓ તેમના ઓરડામાં ગઈ, બારણું બંધ કર્યું અને પછી કંઈ અવાજ આવ્યો નહિ.

ખેડૂત તથા તેની પત્નીએ કબૂલ કર્યું કે તેઓ ખૂબ જ સંસ્કારી હતા. પણ સવાર પડી ને ખેડૂતની પત્ની ઉપર ગઈ ત્યારે તેણે આશ્ચર્યથી ચીસ પાડી. પૈસા આપ્યા વિના પક્ષીઓ ઊડી ગયા હતા. મેદાનમાં શિયાળો બેસી ગયો હતો. દરરોજ રાત્રે સગડી પાસે લાલ ચહેરાવાળા કર્નલ તથા તેની માંદલી નાની પત્નીના ભેદી પ્રયાણ વિષે વાતો થતી હતી. સૌથી મોટા છોકરાને યાદ હતું કે તેણે રાત્રે કજીયાનો અવાજ સાંભળ્યો હતો. થોડીવાર પછી બીજો પુત્ર જાગ્યો હતો. ત્યારે અંધારું હતું. તેણે અર્ધો માઈલ દૂર ખેતરમાં તાપણું જોયું હતું. પણ માબાપ તાપણાની વાત માનતા નહોતા. વસંતઋતુની એક સવાર સુધી તેઓએ વાત માની નહિ.

જ્યારે બરફ ઓગળી ગયો અને જ્યાં પોતાના ભાઈએ તાપણું જોયાનું કહ્યું હતું ત્યાં સૌથી નાના છોકરાએ જૂની રાખનો ઢગલો જોયો ત્યારે આ વાત માનવામાં આવી. પાવડી વડે રાખ દૂર કરતાં તેઓ એક ભયંકર શોધ કરી બેઠા.

રાખમાં ઢંકાયેલ એક કાળો અને કરચલીવાળો પણ ચોક્કસપણે મનુષ્યનો હાથ પડયો હતો. તે આખા પ્રદેશમાં ખળભળાટ થઈ ગયો અને કર્નલ ટક્કર હાથમાં આવે તો ટોળું તેની ખબર લેવા તૈયાર થઈ રહ્યું.

ખેડૂતના કુટુંબે પોલિસને લાલ વાળ તથા મૂછ, પટ્ટાવાળા ઓવરકોટ, ચેકના સૂટ તથા બદામી રંગના

પગરખાંની માહિતી આપી. તેની ગાડીના રંગ તથા સામાનની પેટી વિષે બધે બ્રોડકાસ્ટ દ્વારા ખબર આપવામાં આવ્યા. પોલિસને માત્ર એટલી જ ભાળ મળી કે કર્નલ ટકરનું વર્ણન મેજર કોલ્ડવેવ નામના એક માણસને મળતું આવતું હતું. તે દેવાળું કાઢેલ કાર્નિવલનો માલિક હતો જ્યારે લેણદારોએ તેની મિલ્કત જપ્ત કરાવી ત્યારે પોતાની પાસે જે પૈસા હતા તે લઈને તે ભાગી છૂટ્યો. હતો તેની નાની પત્નીની મમી તરીકે પ્રદર્શનમાં જાહેરાત કરવામાં આવી હતી.

જે ડેપ્યુટી શેરીફને આ કેસ સોંપવામાં આવ્યો હતો તે પૈકીનો એક વોશિંગ્ટનના છૂપા પોલિસની નેશનલ પોલિસ કોલેજનો વિદ્યાર્થી હતો. તેણે એક સૂચન કર્યું.

તેણે કહ્યું કે 'કાર્નિવલવાળા લોકો અવારનવાર મુશ્કેલીમાં આવી પડે છે. આ સ્ત્રીની કદાચ અગાઉ ધરપકડ થઈ હોય. પોલિસે કોઈ પણ સ્થળે તેની આંગળીની છાપ લીધી હશે તો છૂપી પોલિસખાતામાં તેની નોંધ હશે. આપણે આ હાથને વોશિંગ્ટન મોકલીએ.'

તે પ્રમાણે તેઓએ કર્યું. તપાસના ફેડરલ બ્યુરોના હાથની છાપના ખાતામાં આનાથી વધારે સનસનાટી કદી થઈ નહોતી. તરત જ ડેપ્યુટી શેરીફને નીચે મુજબ તાર મળ્યો.

'જે હાથ તમે મોકલ્યો છે તે જે સ્ત્રીની તમે શોધમાં છો તેનો હાથ નહોતો. તમે કહો છો કે તેની ઉંમર ચાલીશ વર્ષની છે. આ હાથ ત્રણ હજાર વર્ષથી વધારે પ્રાચીન છે. તે મમ્મી( સાચવવા રાખેલ શબ)નો હાથ છે અને ચોરીભાગે કાર્નિવલમાં તેને પ્રદર્શન માટે મૂકવામાં આવ્યો હતો.

પોતાને જે વસ્તુઓ જોઈતી નહોતી તે પકી થોડીનો કર્નલે નાશ કર્યો હતો. બાહ્ય પરિસ્થિતિ તેની વિરુદ્ધમાં હતી. કદાચ તેને જીવતાં બાળી નાખવામાં આવ્યો હોત.



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**શંકુ આકારની ગરણી બનાવવાની રીત** : ઓધવજી પ્રા. મુજપરા : દ્વિજમણીશંકર રા. ભટ્ટ. પાનાં ૮. ન. પૈ. –/૨૦—શિશુ વિહાર, ભાવનગર **અંબિકા, કોટેશ્વર અને કુંભારિયા** : કનૈયાલાલ ભાઈશંકર દવે. પાનાં ૧૯૫. રૂ. ૪/૨૫. **ઐતિહાસિક લેખસંગ્રહ** : પંડિત લાલચંદ્ર ભ. ગાંધી પાનાં ૬૭૬. રૂ. ૧૪/—. **પ્રો. માણિકરાવના જીવનના કેટલાક પ્રસંગો** (મરાઠી) : વત્સલાબાઈ આંબેગાંવકર પાનાં ૪૩. રૂ. ૧/—. —ત્રણેના પ્રકા૦ મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા. **જોડા સાંકોર ધારે** : અવનીન્દ્રનાથ ઠાકુર : રાણીચંદ. અનુ૦ રમણિક મેઘાણી. પાનાં ૨૫૭. રૂ. ૪/૫૦. **હીરની ગાંઠ** : મોહમ્મદ માંકડ. પાનાં ૨૨૮. રૂ. ૬/૭૫. **પ્રીત ન કરીયો કોઈ** : રંભાબહેન ગાંધી. પાનાં ૧૬૫. રૂ. ૨/૫૦ —ત્રણેના પ્રકા૦ સ્વાતિ પ્રકાશન, મુંબઈ, ૩. **આંસુ ને ચાંદરણું** : લે. પ્ર. રાધેશ્યામ શર્મા. પાનાં ૬૮. રૂ. ૨/—. માંડવીની પોળ, સોનીની પોળ, અમદાવાદ. **આ છે ચીન** : રામુ પંડિત. પાનાં ૨૪. ન. પૈ. —/૫૦. —પરિચય ટ્રસ્ટ, મુંબઈ, ૧. **ભારત-૨૦૧** : ઉપેન્દ્રરાય જ. સાંડેસરા. પાનાં ૫૦૮. રૂ ૧૫/— —ભોગીલાલ સાંડેસરા, અધ્યાપક નિવાસ, વડોદરા, ૨. **નગરી શોભાવતી** : ગુણવંતરાય આચાર્ય. પાનાં ૨૮૮. રૂ. ૫/—. **મૃગનયની ૧-૨** : વૃન્દાવનલાલ વર્મા. અનુ૦ મૃણાલભાઈ પી. શાહ. પાનાં ૨૯૦+૨૪૮. રૂ. ૯/—. **મિયાં ફુસકી—શાહીનો રંગ, અને કાયઓ, ભૂતિયો કાગળ, ફતેતીનો ફાળકો, બાપુનું સ્વપ્નું, ચોરાનો દૂવો** : જીવરામ જોષી. પાનાં ૧૧૮, ૧૧૨, ૧૨૪, ૧૨૦, ૧૧૪, ૧૨૮. રૂ. ૧૨/—. **નગર ગ્રંથાવલિ** : (૧૬ ભાગમાં) ધીરજલાલ ગજ્જર. રૂ. ૮/—. —આઠેયના પ્રકા. આર. આર. શેઠની કંપની, મુંબઈ, ૨.

'આશા'

# રોજી આપો, રોટી આપો

પંદર વરસની સ્વાતંત્ર્ય પ્રાપ્તિ પછી પણ રાષ્ટ્રમાં આજેય હાલાકી એવી જ દેખાય છે જે અમલદારો અને નેતાઓ નથી જોઈ શકતા પણ ખુલ્લી આંખ રાખીને જનતાના હાર્દ સુધી પહોંચતાં આ લેખિકા જુએ છે...

આ રોડાનું એ હરિજન કુટુંબ છે. ઘરમાં કમાતો, ધમાતો કહો તો વીસ વર્ષનો જુવાનિયો પરભાત છે. પરભાતને મા નથી. બાપ છે પણ બુઢ્ઢો છે. ભાઈ મોટો છે પણ બેય પગ વાંકા છે. કશું કામ થઈ શકતું નથી. ને છતાંય નાનપણમાં લગ્ન થયાં છે. ઘરમાં ભભી આવી ગઈ છે. નાનો ભાઈ છે, નાની બ્હેન છે. હરિજન છે. વળી અભણ છે તેથી નોકરી પણ કયંથી મળે ? કહેવત છે ને કે 'અક્કરમીનો પડિયો કાણો !' પેટે પાટા બાંધીને ભેંસ બાંધી તેય મરી ગઈ. પરભાન ખેતીની મોસમમાં દાડિયે જાય છે કે પાસેના કસ્બાના જીનમાં મજૂરીએ જાય છે. પણ તેય કાયમી નહિ. વરસમાં ચાર છ માસ કશું જ કામ નથી મળતું ત્યારે ખાવાના વખા પડે છે. ને વળી આ પંચાયતી રાજમાં તેને તો એવી ભડક પેસી ગઈ છે કે 'અમારી હરિજનોની સ્થિતિ કફોડી થવાની ! અમારું કોણ સાંભળવાનું ?' નોકરીની આશાએ પરભાત ચારે બાજુ જ્યાં ભરતી થવાની હોય ત્યાં દોડે છે પણ આજના લાગવગના જમાનામાં એનો નંબર ક્યાં લાગે ? ને એને ચિઠ્ઠીય કોણ આપે ? કહેવાતા સમાજવાદી ભારતમાં આજે પરભાતનો આત્મા રોજી, રોટી માટે આક્રંદ કરી રહ્યો છે. કોના કાને સંભળાય એ અવાજ ?

*

ફાતમા સુવાવડી છે. છોકરો આવ્યો છે ને જુવાન-જોધ પતિ ખુદાના દરબારમાં પહોંચી ગયો. બે છોકરા ને બે છોકરીઓને સોંપીને પાંત્રીસ વર્ષની ઉંમરે આ ફાની દુનિયા છોડીને ચાલતો થયો. ખાવાનાં સાંસાં છે, પહેરવાનાં સાંસાં છે. ઝૂંપડી ખાલી ખાવા ધાય છે. છોકરાંની નાની ને અબ્બાસની ફુઆ સવારે બે બે રોટલા ને શાક મોકલાવે છે. સાંજના ખીચડી મોકલાવે છે. ફાતમાની સાસુ, ફાતમા ને છોકરાં બધાં એક થાળમાં ભેગાં બેસીને જમે છે ને દિવસો કાઢે છે. સૌથી મોટો અબ્બાસ હજુ તો બાર વર્ષનો છે. ત્રીજી ચોપડી ભણે છે. કયારે અબ્બાસ મોટો થશે ને કયારે ઘર ચલાવશે ? ફાતમા પણ શરીરની ભાંગેલી છે. શરીર ડેફરાયલા હાંલ્લા જેવું ફિક્કું ફસ પડી ગયું છે. તો ય બીડીનાં પાન કાપે છે ને બે ચાર આના મળે છે તેની, સવારે ગોળની નવટાંક દૂધ નાખીને ચા બનાવીને એ બધાં પીએ છે. ઈદને દિવસે લોકો દાન કરે છે ત્યારે એકાદને તન ઢાંકવા એકાદ જોડી મળે છે. આમતેમથી કાંઈ મળે છે તે ફાટલાતૂટલાંથી શરીર ઢાંકે છે. છોકરાંને જોતી, નિશ્વાસ નાખતી રાજકુમાર શા અબ્બાસની આશાએ ફાતમા દિવસો ખેંચી રહી છે.

*

આકાશ ને ધરતીને સહારે ભૂરી ડોસી પોતાના જીવતરનો ભાર ખેંચી રહી છે. જેના હૃદયમાં દયા આવે તે ભૂરી-ડોસીને દાણો-પાણી આપે છે. નથી છોકરો નથી છોકરી ! ભૂરી ડોસીની કોણ સંભાળ લે ? જુવાનીમાં જ પતિ તો ચાલ્યો ગયેલો ! પેટ પણ માંડયું નહોતું. જુવાનીમાં મજૂરી થઈ ત્યાં સુધી કોઈનું પાણી ભર્યું, વાસીદું કર્યું, દળણાં દળ્યાં ને પેટ ભર્યું ! પ્રારબ્ધને દોષ દેતી ભૂરી ડોસી આજે આ કલ્યાણરાજ્યમાં જીવનનો ભાર વેંઢારતી છેલ્લા દિવસો ગણી રહે છે.

કયારે આવશે સર્વોદય ને કયારે આવશે સમાજવાદ ? ને કયારે આ પરભાત, ફાતમા ને ભૂરી ડોસી જેવાંની નિરાધારી ને લાચારી દૂર થશે ?



કોઈ સ્ત્રી ખરેખર શું કહેવા માગે છે તે તમારે જાણવું હોય તો તેની સામે જોવું, તેની વાત સાંભળવી નહિ.

—ઑસ્કર વાઈલ્ડ





જ્યોત્સ્ના પરમાર



# ગૃહમંગલ

મનુષ્ય-સ્વભાવને પીછાનવો કેટલો મુશ્કેલ છે તે તો અનુભવે જ સમજાય છે. ખૂબ જ નિકટતા અનુભવી હોય છતાં વખત આવ્યે દૃષ્ટિ બીજી બાજુ વળે છે ત્યારે કલ્પનામાંય નથી આવતું. મનુષ્ય માત્ર વિચારનો ગુલામ છે. આજે જે વિચારે છે તે આખી જિંદગી સુધી રહેવાનું છે એ કહેવું અને વર્તવું એ ખૂબ મુશ્કેલ છે. વિચારશીલ પ્રાણીને વિચાર કરવાની તક સાંપડી છે. જીવનનાં મૂલ્યાંકનો આજે છે તે કાલે નથી પણ હોતાં. તેમાં ફેરફારને ઘણું સ્થાન છે અને એટલે જ કલ્પી પણ ન શકીએ, માની પણ ન શકીએ તેવું જોવામાં આવે છે. દસ વર્ષ પહેલાં અનુભવેલું, વિચારેલું એવું ઘણું છે કે જે નવા અનુભવે આજે જુદું જ લાગે. કેટલીકવાર સમાજની સાથે રહેવા, બુદ્ધિથી વિચારીને જૂનાં મૂલ્યાંકનોને દૂર ધકેલવાં પડે છે અને સમાજને અનુરૂપ થવું ઘટે છે.

કેટલીકવાર મન અને બુદ્ધિ એક સરખું વિચારી શકતાં નથી. બંને વચ્ચે ઘર્ષણ જામે છે ત્યારે કેટલાંકના મતે મન—લાગણી જીતી જાય છે અને કેટલાંકને મતે બુદ્ધિ જીતી જાય છે. પરંતુ જ્યારે બુદ્ધિથી વિચારી સારાં નરસાંનો ભેદ પારખી લાગણીને કાબૂમાં રાખી ડગ ભરે છે ત્યારે તે સુખ અનુભવે છે. એનો અર્થ એવો નથી કે લાગણીને દૂર ધકેલી તેના ઉપર માત્ર બુદ્ધિ જ સામ્રાજ્ય અનુભવે—એમ કરીને તો વિકૃતિ પણ આવી જાય છે. કંઈક અંશે દંભ, ડોળ બુદ્ધિનું સ્થાન પચાવી પાડે છે અને ત્યારે મનુષ્ય ધારે તેનાથી કંઈક જુદું જ કરી જાય છે. પરિણામ હાનિકર્તા નીવડવા ઘણો સંભવ રહે છે. આવે વખતે પછી પણ માર્ગ નથી સૂઝતો તો એકને કારણે લાગતાવળગતાને પણ પરેશાની ભોગવવી પડે છે. સુખને શોધવા જતાં અકાળે દુઃખને નોતરી લે છે.

માટે જ જીવન એ જ સંઘર્ષ છે અને એ સંઘર્ષમાંથી પણ માર્ગ કાઢી જ્યારે સુખને ખેંચી લાવીએ છીએ ત્યારે જીવનનો આનંદ માણીએ છીએ; બાકી સ્વભાવની સાથે, મનુષ્ય સ્વભાવની સાથે રમત રમવી એ તો ખૂબ જ દુઃખદ છે. બીજાને—પારકાને પોતાનાં કરવાથી—ગણવાથી પોતાનાં થતાં નથી, થવાનાં નથી. એ તો બધું હવામાં બાચકા ભરવા જેવું છે. એટલે તો કુટુંબભાવના સમાજે ઊભી કરી છે. મનુષ્ય પોતાની લાગણી, પ્રેમ, અહં, રાગ, દ્વેષ, મોહ બધું જ ત્યાં પોષી શકે છે. સોએ એક ટકો જ પારકાંને પોતાનાં કરી જીવનભર ટકાવી શકે છે. બાકીનાંમાં તો છેલ્લે લાત ખાવાનો જ વારો આવે છે. બંનેમાં બાંધછોડવૃત્તિ હોય તો જ એકમેકને નિભાવી લેવા, નિખાલસ રીતે સમજવા પ્રયત્ન કરે છે પરંતુ આવી નિખાલસતા આજે ક્યાં છે...!

પોતાનાં અને પારકાં જેવા ભેદ આમ ખત્તા ખાધા પછી જ દેખાય છે. નિખાલસતા અને નિઃસ્વાર્થ બંને જ્યારે માણસમાં ભળે ત્યારે આમ ખત્તા ખાધેલાં હોય તો ય કળ વાળીને બેઠા થઈ જવાય. પણ એક વાર પોતાની જાતની માનહાનિ કરીને તેમાંથી સ્વમાન સાચવીને બેઠાં થવાની આવડત કે હોશકોશ હોય ત્યારે ને ? બુદ્ધિપૂર્વકની વિચારણા માણસમાં આ બધું સહેજે લાવી શકે છે.

# ઘર્ષણમાંથી મુક્તિ

તરલા પરણીને સાસરે આવી ત્યારથી જ એનો ઉલ્લાસ, ઉમંગ ઓસરવા માંડેલો. સામાન્ય રીતે બધાં જ કુટુંબોમાં બનતું હોય છે તેમ મોટું કુટુંબ અને વધૂ ઉપર બોજો. પતિ પણ કુટુંબમાં એકરૂપ એવો હોય છે કે પત્ની વધારે વખત ઘરમાં—સાસુથી માંડીને નાની નણંદને સાચવવામાં આવે તેમ ઇચ્છે છે. અને સાસુ તો પોતાનો જ વહુ પર હક્ક છે અને કહે તેટલું તો તેણે કરવું જ જોઈએ તેવું મળતાં હોય છે. ઘરમાં નવી આવેલી વહુનાં અરમાનો પ્રત્યે જોવાની કોઈ દરકાર જ નથી લેતું. તરલા પણ આવી કોઈક પરિસ્થિતિમાં હેરાન-પરેશાન થતી હતી. પાસેથી, કે જેને પોતાનો ગણીને પારકે ઘેર આવી પડેલી તેની પાસેથી સાંત્વન તો મેળવવાનું દૂર રહ્યું પણ તેના બાંધી દીધેલા. મત પ્રમાણે જ તરલાએ વર્તવું તેવો આગ્રહ રાખતો. પતિને ક્યાં ચોવીસ કલાક ઘરમાં રહેવું હતું કે તરલાનો બીજો વિચાર કરી શકે !

તરલાને મહિયરની ખોટ ખૂબ સાલવા લાગી. સાસુ નણંદને પોતાનાં કરવાની આવડત તેનામાં નહોતી એટલે જાણે પરાણે કરવું પડે તેમ મોઢું ચઢાવીને કમને ઘરકામ વગેરેમાં રહેવા પ્રયત્ન કરતી. સાસુપણાનો હક્ક જતો ન રહે એટલે સાસુ તો તેને દીકરી માફક જોવાનું વિચારી જ ન શકે.

આમ તરલા મનમાં ને મનમાં શેકાતાં તેની નજીકમાં લીનાબહેનની હૂંફ મેળવી શકી. બેત્રણ દિવસે એકવાર રહેતાં ત્યાં જઈ બધી જ વરાળ કાઢી આવતી. ત્યાંથી તેને આશ્વાસન મળતું, સાંત્વન મળતું અને ટક્કર ઝીલી શકતી. તરલા પોતે જાણે વૈતરું કરવા જ પરણી હોય તેમ તેને લાગ્યા કરતું. પતિ પોતાનું થોડું પણ માને તો આ બધું વૈતરૂ ન લાગે પણ તેમની પાસે તો હમેશાં રોદણાં રડવા જતાં રડતાં જ રહેવું પડતું, અને સ્ત્રીઓને તો રડીને ઓશિયાળા દેખાવાની ટેવ હોય છે એમ કહી તેના પ્રત્યે વધુ બેદરકાર બનતો. તરલાની વેદનામાં વધારો થતો. પરિણામે તેનો પતિ વધુ સમય ઘર બહાર રહે અને ઘરમાં કોઈ સાથે હસીને વાત કરે નહિ. એટલે એકલવાયું જીવન જાણે અસહ્ય લાગવા માંડ્યું.

આમ ધીરે ધીરે તરલાનો શ્વસુરપક્ષ તરફ અણગમો વધતો ગયો અને લાગ પડ્યે પિયરની હૂંફ મેળવવાની શરૂ કરી દીધી. આ કારણે તેના પ્રત્યેનું માન કુટુંબની દરેક વ્યક્તિએ ઘટાડ્યું. નાનામાં નાની નણંદ પણ મોં મચકોડીને વાત કરવા માંડી.

તરલાએ શરીરની પાયમાલી વહોરી લીધી. એક પછી એક મોટી મોટી માંદગી આવવા માંડી. શરીરની શક્તિ હણાઈ ગઈ. તો ય પતિદેવની પણ આંખ ન ખૂલી. તરલાનો વાંક હોય તો પણ તેની સાથે સમજાવટથી કામ લેવું જોઈએ એવું લીનાબહેનનું માનવું થયું. નહિ તો તરલા જુદી જ રીતે વિચારતી થઈ જશે એમ તેમને લાગ્યું. કારણ તેનામાં ઈર્ષા તો ઘર કરીને બેઠી જ હતી. અને જો એ ભૂત નહિ નીકળે તો બન્ને પતિપત્નીની આખી જિંદગી હોડમાં મૂકવા જેવી થઈ જશે. તરલાને પણ ખબર ન પડી તેમ તેના પતિને અનેકવાર મળીને લીનાબહેને તરલાની પરિસ્થિતિ સમજાવી. આટલી નાની ઉંમરમાં તરલાની ઊછળતી ઊર્મિઓ દાબી દેવી તે અને તેમનું સતત બહાર રહેવું બન્ને હાનિકર્તા છે તે સમજાવ્યું. હમેશાં પારકી થાપણને પોતાની કરી લઈ આવીએ ત્યારે તેનો થોડો તો શું પણ ઘણો વિચાર કરવો ઘટે છે. તરલાની ભૂલો ઘણી થતી હશે. કંટાળીને સામું પણ બોલતી હશે એનો અર્થ એ નથી કે એને બધી જ રીતે વગોવવી, તરછોડવી.

તરલાના પતિને લીનાબહેનની દલીલો ખરેખર સમજાઈ અને ધીમે ધીમે તેને પોતાના તરફ પ્રેમથી વાળવા માંડી.

આજે તરલાના જીવનમાં શાંતિ છે. તેનું કોઈક છે અને જેનો હાથ પકડી આવી છે તે પોતાનું જ છે તેવું તે અનુભવી શકી. તેનાં સાસુને આ પગલું ગમ્યું નહિ પણ એ થોડા ઘર્ષણને તો પતિને પોતાનો કરી





ક્યાંય દૂર હટાવી શકી.

## બાળ-પ્રવૃત્તિઓનો વળાંક

ઘણાં માબાપો એમ કહે છે કે 'મારાં છોકરાંઓ તો એટલાં તોફાની છે કે કોઈનાં ઘેર લઈ જવાં પાલવે જ નહિ.' પરંતુ એ વડીલોએ કયારેય એ વિચાર્યું ખરું કે એ તોફાનની પાછળ કયું રહસ્ય છૂપાયેલું છે ? બાળક તોફાન કરે છે ત્યારે તેને ધમકાવવાથી કે મારવાથી તેનું તોફાન અટકતું નથી પણ તેનામાં નવા અજ ઊભા થાય છે. જ્યારે એ તોફાન કયા પ્રકારનું છે, તે જાણવાથી બાળકને સાચે રસ્તે દોરી શકાય છે.

સીતાબહેનનો એ વર્ષનો કમલ ખૂબ તોફાની. તોફાની એવો કે જે હાથમાં આવે તે ભાંગફોડ પણ કરે. સીતાબહેન એની આ ભાંગફોડવૃત્તિને તોફાનીવૃત્તિ ગણીને હમેશાં ધમકાવતાં, ક્યારેક મારતાં પણ ખરાં. પછી તો સીતાબહેનને એવી ટેવ પડી ગઈ કે કમલ કંઈ પણ કરતો હોય તો તેને તરત ટોકે, ધમકાવે. ક્યાં તો એના હાથમાંથી રમતની વસ્તુ ઝૂંટવીને લઈ લે. આમ કમલના વિકાસમાં મોટો અવરોધ ઊભો થાય છે તેવો તેમને ખ્યાલ પણ નહોતો રહેતો.

જ્યારે કમલ કોઈ બીજાને ઘેર હોય ત્યારે તેની બાળ-સહજ તોફાની વૃત્તિને મોકળાશ મળતી. ત્યાં એને કોઈ ટોકનાર, ધમકાવનાર નહોતું. એક વખત ઓરડામાં કોઈ હતું નહિ. કમલે ટેબલ ઉપર ચડીને ટાંકણી અને કાચનું પેપર વેઈટ લીધું. ટેબલ ઉપર ટાંકણી રાખીને કાચના પેપરવેઈટથી ઠોકવા માંડી ત્યાં જ હું ઓરડામાં દાખલ થઈ. મને જોઈ એ જરા અચકાયો. પણ એની આ પ્રવૃત્તિ રોકવાનું મને ન ગમ્યું. તરત જ એક નાની હથોડી, ખીલી અને પોચા લાકડાનો ટુકડો ઘરમાંથી લાવી તેને આપ્યો. એટલે તે એક બાજુએ બેસી ગયો.

સીતાબહેનને કમલની આ પ્રવૃત્તિઓનો મેં ખ્યાલ આપ્યો. પણ સીતાબહેનને એ ન ગમ્યું. અત્યારથી ખીલીઓ ઠોકવાનું કામ શા માટે શીખવાડવું ? મેં એમને કહ્યું કે તમે આવી ખોટી દહેશત ન રાખો. આવી પ્રવૃત્તિથી તો બાળકની એકાગ્રતા, નિશાન તાકવાની વૃત્તિ વગેરે કેળવાય છે. આવી નાની ગણાતી બાબતો બાળકની પ્રવૃત્તિપરાયણતામાં મોટો ભાગ ભજવે છે. કમલ ઇજનેર કે દાંતનો ડોક્ટર થઈને આવી એકાગ્રતાને કામયાબ બનાવી શકે. બાળક જ્યારે જ્યારે કુદરતપ્રેરિત કાર્યોમાં રોકાય ત્યારે આપણે તેને રોકવું ન જોઈએ. ઊલટું તેની જરુરિયાતને વેગ મળે તેવી અનુકૂળતા કરી આપવી જોઈએ.

## આરોગ્યનો સાદો નિયમ

શહેરોમાં રહેનારને જે સ્થળોએ અવનવા અનુભવો થાય છે, જે સ્થળેથી નવા વિચારોની સૂઝ લાધે છે તેમાં બસની 'ક્યુ' પણ આવી જાય છે. ભિન્ન ભિન્ન માનવમનને નિહાળવા અને સરખામણી કરવાનું ક્યુમાં ઊભાં રહેતી વખતે મન થઈ જાય છે.

રવિવારની સાંજ હતી. ઉનાળાની ગરમીથી સાંજની ટાઢક મેળવવા સહેજે દરેકને મન થાય. આઠ દસ જણાંનું એક ટોળું ક્યુમાં આવીને ઊભું રહ્યું. ત્રણેક સ્ત્રીઓ, તેટલા જ પુરુષો અને બાકીનાં બાળકોનું એ વૃંદ સહેલાણીઓનું લાગ્યું. કોઈ પણ જાતની ચિંતા વગર વિહરવા માટેની નફીકરાઈથી કિલ્લોલતું એ વૃંદ સહેજે ગમી જાય.

ત્યા તો તેમાંથી એક ભાઈ ક્યુમાંથી દોડતા નીકળ્યા. હું પણ વિચારમાં પડી. બીજા કોઈનું ધ્યાન હશે કે નહિ તેની ખબર નથી, પણ થોડી વાર પછી દોડેલા ભાઈનાં પત્નીએ જ ધ્યાન દોર્યું. ત્યાં એમની બાજુમાં ઊભેલાં બહેને તરત બૂમ પાડી કે ફલાણાભાઈ ક્યાં દોડતા જાય છે ? હમણાં બસ આવશે તો ?

પણ એ ભાઈનાં પત્નીએ તરત જવાબ આપ્યો કે એ પાન ખાવા જતા લાગે છે.

અને સામે જ પાનની દુકાન જોઈ એટલે એ સાચું માનવા જેવું પણ લાગ્યું. સીધા એ દુકાને જ એ પહોંચી ગયા અને પાન ખાતાંક ને એ જ ઝડપે દોડતા પાછા ફર્યા.

પેલાં બહેને ટીકા કરી કે '...ભાઈને પાનની બહુ

ટેવ છે નહિ ? એટલે જ તેમના દાંત ખૂબ ગંદા દેખાય છે, પાન વિના તેમને ચાલતું લાગતું નથી.'

'હા, એવું જ છે. ખૂબ કહું છું. મોં તો એમનું એવું ગંધાય છે. પણ શું કરું ? એ ટેવ છોડવાની તો બાજુએ રહી, ઓછી પણ નથી કરતા. જ્યારે હોય ત્યારે મોંમાં ડૂચો ભર્યો જ હોય અને પિચકારી ઉપર પિચકારીઓ છોડતા જ હોય.'

'અમારા એમને તો પાનની બિલકુલ ટેવ જ નથી. ક્યારેક ખાય તે જ. પણ તેમના દાંત નથી તો ગંદા થતા કે નથી તેમના મોંમાંથી દુર્ગંધ આવતી.'

ત્યાં તો એ જ બ્હેનના પતિએ વચ્ચે ટાપસી પૂરી : 'પાન ખાઉં ત્યારે બીજે દિવસે બ્રશ એટલું બધું દાંત ઉપર ઘસું કે પાનની અસર રહે જ નહિ.'

મને હસવું આ વાત ઉપર આવ્યું : પાન ખાય એને બીજે દિવસે—છેક બીજે દિવસે સવારે દાતણ કરતી વખતે પાનની છાપ ભૂંસવા ખૂબ જોરથી અને વધુ વાર સુધી બ્રશ ઘસે છે એ કઈ જાતની માન્યતા ?

ખોરાક ખાધા પછી પણ તરત મોં બરોબર સાફ કરવાનું આપણા આરોગ્ય માટે હિતકર છે. જ્યારે પાન ખાઈને તો મોંમાં જે ડાઘ પડે છે, દાંત ઉપર એની જે અસર થાય છે એ છેક બીજે દિવસે ભૂંસવાની વાત કેવી બાલિશ લાગે છે ?

પાન ખાવું એ બૂરી આદત ભલે હોય, પણ મર્યાદામાં રહીને કોઈ આદત બૂરી નથી થઈ શકતી. પણ છેક બીજે દિવસે એની છાપ ભૂંસવાની વાત તો જરૂર બૂરી ગણાય. એક જણ આખો દિવસ મોંમાં પાનનો ડૂચો ભરી રાખે, અને બીજો કોઈક વાર ખાય ત્યારેય છેક બીજે દિવસે ખૂબ બ્રશ ઘસીને દાંત સાફ કરે એમાં બહુ મોટો ફેર નથી.

આરોગ્યના સામાન્ય નિયમો પણ આવી બેસમજથી અને બેદરકારીથી આપણે ભૂલી જઈએ કે એની તરફ આંખમિંચામણાં કરીએ એ તો કેમ પાલવે ?

## ન બોલ્યામાં નવ ગુણ

ખાલી ચણો વાગે ઘણો કહેવતની જેમ જ અનુરાધા એટલું બધું બોલ બોલ કરે કે એના બોલ મીઠા હોય તો ય એની કોઈ કિંમત ન આંકે. આમ ને આમ એ કેટલીકવાર તો એવું બોલી નાખે, એવી જગ્યાએ બોલી નાખે કે જેની વાત નહિ.

એક દિવસ સવારના પહોરમાં અનુરાધા મારી પાસે આવી. મેં તેને કારણ પૂછ્યું. સાવ મૂગીમંતર બની ગયેલી અનુરાધાને મેં પહેલી વાર જોઈને હું નવાઈ પામી ગઈ.

અનુરાધા એની બા સાથે ઝઘડીને આવી હતી. એની બાએ એને એવો ટોણો માર્યો કે તારો આ 'વગર બોલાવ્યું બોલે એ તણખલાની તોલે' જેવો સ્વભાવ તારા સાસરામાં શી રીતે નભે છે ?

આ એક જ વાક્યે એને કાળઝાળ વ્યાપી ગઈ અને દોડતી મારી પાસે આવી. સાસરેથી આવ્યાને હજુ ત્રણ જ દિવસ થયા હતા. તેના સાસરાપક્ષ સાથે મારે સારો સંબંધ હતો એટલે મને જાણવા મળેલું જ કે અનુરાધા જીભને જરા વશ રાખે તો સારું. પિયરની બધી વાતો જેમ સાસરામાં નાના છોકરાથી માંડીને મોટાંને કર્યા કરે છે એમ સાસરાની પણ નાની-મોટી વાતો પિયરમાં બધે કહેતી ફરશે એ બીકે એની સાથે સાસરામાં સહુએ બોલવાનુંય મર્યાદિત કરી નાખેલું.

અનુરાધા આવી એટલે પહેલી જ વાત મેં એ કરી : બોલ્યા વિના તારાથી નથી રહેવાતું એ બરોબર, પણ એમાં થોડી મર્યાદા રાખે તો સારું. કઈ વાત કોની આગળ કરવી અને કઈ વાત બિલકુલ ન ઉચ્ચારવી એ તારે નક્કી કરવું જોઈએ.

અને ટપ દઈને એ બોલી ઊઠી કે હું વચન આપું છું કે ક્યાંય કશું નહિ બોલું.

પણ એના એ વચન ઉપરેય વિશ્વાસ મૂકવાનું, એને આટલી ઓળખ્યા પછી મને જ્યારે મન ન થયું ત્યારે એ મારી પાસે રડી પડી. એની એ દિલ ભીંજ-

# ગ્રંથસમીક્ષા

**શ્યામ :**

[ (ખંડ ૧-૨ સાથે) લે. સાને ગુરુજી. અનુ૦ જયન્ત પરમાર. પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ પ્રા. લિ. અમદાવાદ. મૂલ્ય રૂ. ૮/૭૫. ]

'શ્યામની મા' એ સ્વ. સાને ગુરુજીકૃત માતૃપ્રેમની મહાગાથા છે. માત્ર મરાઠી સાહિત્યમાં જ નહિ, સમસ્ત ભારતીય સાહિત્યમાં એનું વિશિષ્ટ સ્થાન છે. એ કથાનો નાયક શ્યામ આ બીજા ગ્રંથમાં પોતાના વિદ્યાર્થી-જીવનનાં સ્મરણો કેટલાક મિત્રોને કહી સંભળાવે છે. શ્યામની પાછળ સાને ગુરુજી ઊભા છે એ સાચું, પણ તેમ છતાં આ ગ્રંથને ચરિત્રગ્રંથ કહી શકાય તેમ નથી, કારણ કે કથાનો નાયક કાલ્પનિક છે. શ્યામને કાલ્પનિક નાયક બનાવી એને મુખે સ્મરણો કહેવડાવતાં લેખકને સ્મૃતિ-વિહારની અને સાથે સાથે કલ્પનાવિહારની સારી તક સાંપડેલી છે. સ્મરણો કહેતાં કહેતાં કથાનો નાયક સ્મરણોની આજુબાજુ રસમય વાતાવરણ સરજે છે. આમ કરવાથી આ સ્મૃતિચિત્રો વધુ રસદાયી અને હૃદયંગમ બન્યાં છે. એટલે જ કદાચ કથાનાયક શ્યામ આ સ્મરણોનાં સંગ્રહને 'નવલકથા' એવા નામથી ઓળખાવે છે.

શ્યામનાં સ્મરણોની પાછળ અનુભવ અને સંવેદનાનું અપૂર્વ બળ રહેલું છે. એ માને છે કે, 'જ્ઞાન પ્રસંગથી હસે છે. અનુભવથી સિદ્ધ થાય છે. જીવનને મહોરાવે છે.' અહીં અનુભવથી સિદ્ધ થયેલું જ્ઞાન એ મિત્રોનાં મનહૃદયમાં પ્રસંગો દ્વારા ઠસાવે છે. આ સ્મરણો છે તો એક વ્યક્તિનાં, પણ એ વ્યક્તિપરિમિત નથી. એમાં તત્કાલીન ભારતીય ધાર્મિક, રાજકીય, સામાજિક અને નૈતિક જીવનના રંગો પુરાયેલા છે; અને મહત્ત્વની વાત તો એ છે કે આ કથાનો નાયક પોતાના સ્મૃતિપ્રસંગો પરથી જીવનનાં મહાન સત્યો અને રહસ્યો તારવે છે. એની શ્રદ્ધા છે કે જીવનના સારાખોટા પ્રસંગોમાંથી છેવટે સત્ય જ પ્રગટ થાય છે. એટલે જ તો શ્યામ આત્મગૌરવનાં તેમ જ આત્મભર્ત્સનાનાં સ્મરણો વિનાસંકોચ મિત્રો સમક્ષ રજૂ કરે છે.

વિદ્યાર્થીજીવનનું વહેતું ઝરણું માનવજીવનના કેટલાય પ્રદેશોને સ્પર્શે છે. અહીં ભારતીય સંસ્કૃતિની વિશેષતાઓ અને રાષ્ટ્રીય એકતા, શિક્ષણ અને ધર્મ, સાહિત્ય અને તત્ત્વજ્ઞાન એમ અનેક જીવનપાસાંઓના પ્રશ્નો શ્યામ ઊભા કરે છે અને ઠરેલ બુદ્ધિથી તોડ કાઢવાનો પ્રયત્ન કરે છે. એનો મિત્ર નામદેવ કહે છે : 'સ્મરણો કહેતી વખતે તું જાણે ભારતનો આખો ઇતિહાસ કહેવા લાગે છે. ભારતમાતા તારા રોમેરોમમાં વસેલી છે. અમને સમાજ, ધર્મ, ઇતિહાસ, શિક્ષણ, સાહિત્ય, આરોગ્ય, આહાર-વિહાર વગેરે અનેક વિષયોનું જ્ઞાન તેમાંથી મળે છે.' નામદેવના આ

---

વતી આજીજી મેં સ્વીકારી અને એ ખુશ થઈ. અનુરાધામાં આ પરિવર્તન જબરું સફળ નીવડ્યું. એ બધે હડધૂત થતી બચી ગઈ. પાંચ માણસમાં પૂછાવા લાગી. પણ એનો સ્વભાવ આમ આટલો જલદી સુધરી ગયો એ જ મોટી વાત હતી ને ! એનાથી જ એ સુખી પણ થઈ ગઈ.

★



અભિપ્રાય સાથે અસંમત થવાને કોઈ કારણ નથી.

ભારતીય સ્વાતંત્ર્ય-સંગ્રામનો સમય આ કથાની ભૂમિકામાં છે એટલે રાષ્ટ્રીય દૃષ્ટિએ એ ધર્મની સામાજિકતાને, ભારતીય નારીની વિટંબણાને, સમાજ અને કુટુમ્બજીવનમાં બાળકોની પ્રતિષ્ઠાને, અમીરી અને ગરીબીને એ વિચારે છે. બાળકને માટે એ 'બાલબ્રહ્મ' એવો શબ્દપ્રયોગ કરે છે. આપણા સામાજિક રીતરિવાજો અને મૂર્તિ-પૂજા, આપણી શિક્ષણસંસ્થાઓ અને વિદ્યાર્થીજીવન—આ બધું એક સાચા દેશહિતૈષી ચિંતકની દૃષ્ટિથી કથાનાયક વિચારે છે. એ વિચારણામાં નિર્મળ તાટસ્થ્ય છે તો કયારેક ઉગ્ર એવો પ્રકોપ પણ છે. કથાનાયકના વિચારોમાં આવતી ઉગ્રતા નિરાધાર નથી. એના પાયામાં એની સાચી ધાર્મિકતા અને પ્રભુશ્રદ્ધા રહેલાં છે. શ્યામ પોતાને 'વિચારોનો ઉપાસક' કહીને ઓળખાવે છે. વિચારોની ઉપાસનાને કારણે એની શ્રદ્ધા જડતામાં પરિણમતી નથી. જીવનના વિશાળ પટ પર ચિંતન કરી જોવાની એની નેમ છે; અને એટલે જ તો ભિખારીથી માંડીને મહાન દેશનેતા અને શેઠિયાઓની દુનિયા સુધી એની દૃષ્ટિ વિહરે છે. વ્યાપક સહાનુભૂતિને કારણે એનું દર્શન એકાંગી બનતું નથી.

સંસ્કૃતિની જ્યોત પ્રકાશિત રાખવા સમાજને અને રાષ્ટ્રને સંતોની, વીરોની અને કવિઓની જરૂર છે એની પ્રતીતિ શ્યામને થઈ ચૂકી છે. એનાં આ સ્મરણોમાં સંતો દેશભક્તો અને મહાન સર્જકોનાં જીવન અને જીવનકાર્ય અંગેના કેટલાય ઉલ્લેખો જોવા મળે છે. એમાં રવીન્દ્રનાથ અને વૉલ્ટ વ્હિટમન, ગોખલે અને ટિળક, વિક્ટર હ્યુગો અને પોપ, તૉલ્સ્તૉય અને કાર્લાઈલ, એમિલ અને ગિબન જેવા મહાન પુરુષોના યથાપ્રસંગ ઉલ્લેખો આ ગ્રંથનું મૂલ્ય વધારે છે.

માનવજીવનનો સાચો સંસ્પર્શ આ સ્મૃતિચિત્રોમાં અનુભવાય છે. સામાન્ય માનવીઓ આ કથાનાયકના જીવનમાં મહત્ત્વનો ભાગ ભજવી જાય છે. સામાન્ય માનવીઓનો અસામાન્ય પ્રેમ એ પામે છે. તો બીજી બાજુ રીબાતાં માનવીઓ પ્રત્યે સહાનુભૂતિ બતાવવાનુંય એના ભાગ્યમાં આવે છે. માણેક દુઃખી ભારતીય નારીજીવનનું પ્રતિનિધિત્વ કરી જાય છે અને સહાનુભૂતિ જગાડી જાય છે, તો ગંગુ જેવી છોકરી નિર્મળ ભગિનીપ્રેમની લહાણ કરી જાય છે. કથામાં આવનાં કેટલાંક પાત્રો હૃદય પર ઘેરી છાપ મૂકી જાય છે. આદર્શ વિદ્યાર્થી રામ, ગરીબ પણ પ્રેમાળ છોકરી ગંગુ, દેશભક્ત શિવરામ કડિયો, પ્રેમાળ શિક્ષક કાળે અને રાધારમણ, વિદ્યાર્થીમિત્રો સખારામ, ગોવિંદ અને એકનાથ, અને આ બધાંય પાત્રોની પાછળ રહીને અનિમેષ નયને કથાનાયકની જીવનકેડી પર મીટ માંડીને ઉજ્જવળ ભાવિ ઇચ્છતી શ્યામની મા—ન ભુલાય એવાં આ પાત્રો છે. થોડાક શબ્દોમાં રેખાચિત્ર દોરવાની અને પ્રસંગો સાંકળી લેવાની લેખકની ફાવટ અને સિદ્ધિ નોંધપાત્ર છે.

શ્યામના વિદ્યાર્થીજીવનમાં કુદરતે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. માનવજીવન જેવો જ કુદરતનો સંસ્પર્શ અહીં જોવા મળે છે. વહેતાં ઝરણાંએ એનાં આંસુ લૂછ્યાં છે, ગાતાં પંખીઓએ એના વિષાદને દૂર કર્યો છે, વર્ષાની હેલીઓની અજસ્ર ધારાઓએ એનો અભિષેક કર્યો છે, ચાંદની રાતોએ એનું અંતર અજવાળ્યું છે. સ્મૃતિચિત્રોની આ નિર્મળ ભાવગંગા માનવજીવનની કલુષિતાઓને ધોઈ નાખે અને દૃષ્ટિને નિર્મળ બનાવે એવી છે. શ્રી જયન્ત પરમારની ઘડાયેલી કલમે થયેલો આ ભાવવાહી અનુવાદ આપણા સાહિત્યમાં એક મહત્ત્વનો ઉમેરો કરે છે. વિદ્યાર્થીઓના જીવનઘડતરમાં આ ગ્રંથ મહત્ત્વનો ફાળો આપી શકશે એમાં શંકા નથી. આપણે આ ગ્રંથને આવકારીએ.

**અગનપંખી :**

[ લે. હરીન્દ્ર દવે. પ્રકાશક : સ્વાતિ પ્રકાશન, મુંબઈ. મૂલ્ય : રૂ. ૫/— ]

શ્રી હરીન્દ્ર દવેની પ્રથમ નવલકથા 'અગનપંખી'માં બે દુનિયા છે—એક આદિવાસીઓની અને બીજી સુધરેલા લોકોની. આદિવાસી પ્રજા સુધરેલી પ્રજા

પ્રત્યે તિરસ્કાર સેવે છે કારણ કે એ લોકો અહીં આવે છે માત્ર એ સ્વાર્થથી પ્રેરાઈ ને—કાં તો મજબૂત પુરુષો પાસે મજૂરી કરાવવા અને કાં તો અહીંની સુંદર સ્ત્રીઓની છેડતી કરવા. એટલે આ આદિવાસી પ્રજાએ પોતાનું ગૌરવ જાળવી રાખવા સુધરેલી દુનિયા સાથેના સંબંધો તોડી નાખ્યા છે. નવલકથામાં એ ભિન્ન જગતો ઊભાં કરવાં અને એ દ્વારા જીવન-રહસ્યને તાગવું એ કેટલાક નવલકથાકારોનો માનીતો માર્ગ છે. પ્રુસ્ત જેવાએ તો એ દ્વારા જ કદાચ પોતાનું કામ કાઢી લીધું છે. પણ અહીં એવી સૂઝ લેખક બતાવી શક્યા નથી.

વિમાન–અકસ્માતથી મૃત્યુના મુખમાં ફેંકાયેલો કથાનાયક સનાતન આદિવાસીઓના આશ્રયે નવી જિંદગી તો પામે છે, પણ જ્યારે એ પોતાના ચિરપરિચિત એવા સુધરેલા જગતમાં પગ મૂકે છે ત્યારે એના જીવનનો આંતરસંઘર્ષ શરૂ થાય છે. સનાતનનો આ સંઘર્ષ કથાનો કેન્દ્રભૂત સંઘર્ષ છે. સનાતન પાસે હવે રૂપને બદલે વિરૂપતા છે, મધુર કંઠને બદલે ઘેરો અવાજ છે અને કર્ણનાં આયુધોની પેઠે વિદ્યા સરી જવાથી છિન્નભિન્ન થયેલું વ્યક્તિત્વ છે ! આવી હાલતમાં એ સ્વજનોને મળે તો એમની અનુકંપાના આશ્રયે જ એને જીવવું પડે. એની વાગ્દત્તા વિશાખા એનો સ્વીકાર કરે તો તે પણ દયા—અનુકંપાથી પ્રેરાઈ ને જ. સનાતન વિચારે છે : 'અત્યારની ઘડીએ સનાતન તરીકેનો મારો પરિચય મને અપંગ બનાવી દેશે... સહાનુભૂતિના ટેકા પર ચાલવાની અને અનુકંપાના આશરે જીવવાની આદત પાડી દેશે.' આથી એનું સ્વમાની મન નિર્ણય કરે છે કે ગુમાવેલું પાછું મેળવવા પોતે ગુપ્તવાસ સ્વીકારે. ગુપ્તવાસ દરમ્યાન પોતે ડૉકટર તરીકેનો આત્મવિશ્વાસ પાછો મેળવી શકશે, ચહેરા પરની વિકૃતિને પ્લાસ્ટિક સર્જરી દ્વારા નામશેષ કરી શકાશે અને એ દરમ્યાન 'પડેલા જખ્મો રૂઝાતાં વિશાખા કોઈ વધુ લાયક વ્યક્તિ સાથે જીવન જોડી લે, તો એ સુખી થશે...'

જો આમ જ હતું, તો પછી પોતાના મિત્ર ડૉ. ત્રિલોકને એણે પોતાની ઓળખાણ આપી શા માટે ? નિઃસહાય હાલતમાં મિત્રની મદદ લેવામાં અને એને દુઃખમાં ભાગીદાર બનાવવામાં વાંધો નહિ, એવું જ જો એણે વિચાર્યું હોય તો પછી જીવનસખીની મદદ લેવામાં અને એને દુઃખમાં ભાગીદાર બનાવવામાં કયો વાંધો હતો ? ત્રિલોકને ઓળખાણ આપ્યા પછીથી અછતા રહેવાનો નિર્ણય એણે લીધો હોય, તો એ નિર્ણય પડતો મૂકવા જેવો હતો, કારણ કે ત્રિલોક એ વાત વિશાખાને ન કહે તો પણ એની ગંધ વિશાખાને ગયા વિના ન રહે. (ત્રિલોકે છૂપી વાત જાહેર કરવાનું કહ્યું અને વિશાખાને ગંધ ગઈ તેથી તો સનાતનને મુંબઈ છોડવું પડયું !) પણ નિર્ણય જો પડતો મૂકે તો કથા આગળ ચાલે જ નહિ ! એટલે ત્રિલોકને પોતાની ઓળખાણ આપવાની ભૂલ સનાતન પાસે લેખકે કરાવી; એટલું જ નહિ, એ બધું બની ગયા પછી છતા ન થવાનો નિર્ણય લેવડાવવાની બીજી ભૂલ પણ કરાવી—કથા આગળ ચાલે એટલા માટે !

વિશાખા માટે સનાતનને પ્રેમ છે પણ એ પ્રેમની પ્રતીતિ એ વિશાખાને છેવટ સુધી કરાવી શકતો નથી એ આ કથાની મોટી કરુણતા છે. પ્રેમમૂર્તિ વિશાખાને નિવેદિત કરવા જેવું કશુંક સિદ્ધ કરવા એ મથ્યો પણ એ મથામણ પાછળની લાગણીની પ્રતીતિ વિશાખાને કરાવી શકાઈ નહિ, ઊલટું, એ એનાથી દૂર ને દૂર સરતો ગયો—વિશાખાને એક પછી એક આઘાતો આપતો ! ભૂલોની પરમ્પરામાંથી આઘાતોની પણ પરમ્પરા સર્જાઈ. સનાતનને આ અભિપ્રેત નહોતું. કથાની આ કરુણતા કથાસંયોજનની કરુણતા છે. જેનાથી સનાતન ભડકતો રહ્યો છે એ સહાનુભૂતિ જ એ વાચક તરફથી પામે છે, એના આદરને પાત્ર બનતો નથી. વાસ્તવિકતા સામે એકલે હાથે લડી લેવાનો એનો નિરધાર માન ઉપજાવે એવો છે પણ અહીં તો પૌરુષ કરતાં લાગણીવેડાની છાપ એ વિશેષ

# ભારતી સંઘનાં નવાં પ્રકાશનો



મુદ્રક • દીપક પ્રિન્ટરી • અમદાવાદ



આતમને આરે ઊભી જોતી 'તી વાટડી,
આવો અનન્તતાથી ઓજસનાં પૂર,
હૈયું ઉજાળવા.
સરિતાને તીર બેઠી સુણતી 'તી ગીતડાં,
આવો અગમ્ય તમે સુરતાના સૂર,
હૈયું જગાવવા.
આશાની પાંખ પરે ઊડતી 'તી વ્યોમમાં,
આવો ચમકન્ત તમે તારલાનાં નૂર,
હૈયું ઝગાવવા.
અંતરના સરવરથી ઊછળતું પ્રેમપૂર,
આવો ચકોર પ્રેમ પીવા મધુર,
હૈયું ઉલ્લાસવા.
સૌરભભર પુષ્પમાલ સૂંઘતી 'તી બાગમાં,
આવો નાચન્ત મત્ત વા'લા મધુર,
હૈયું નચાવવા.
ભીંજ્યો ન પ્રાણ મારો ભીંજી ના ચૂંદડી,
આવો રસિકરાજ રેડો રસપૂર,
હૈયું ભીંજાવવા.
નિશદિન વિયોગમાં રોતી 'તી આંખડી,
રે'શો ના દેવ મારા હોવાં સુદૂર,
હૈયું તલસાવવા.



શ્રી ડાહ્યાભાઈ પટેલકૃત 'અંકુર'માંથી ]

અંક ૩ : જૂન '૬૩

સળંગ અંક ૩૯૯

સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૩૪

'નવરચના' : વર્ષ ૨૮

સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ



## સૂ ચ ના


* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫.)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી.થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાનાં ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* ગ્રાહકોએ દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :-

'ઊર્મિ—નવરચના'

ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિ.,
ગાંધીરોડ : ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧


પ્રકાશક: ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક 'કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલે માલિક: ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ વતી ગાંધીરોડ, ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર.









## ક્ષ . . . . . . . વિચિત્ર સરળતા !

માણસનું મન એટલું બધું સરળ છતાં એટલું બધું વિચિત્ર હોય છે કે ન પૂછો વાત. સરળ એ અર્થમાં કે કોઈક વાત, વિચાર કે તર્કને માણસ અનાયાસે સ્વીકારી લે છે. જ્યારે એ જ મન વિચિત્ર બની જાય ત્યારે સ્વીકારેલી જ વાત એ ઠુકરાવી દે છે, એ વિષે સાંભળવા પણ તૈયાર ન થાય તો પછી એ વિષે વિચારવાની કે એનો સ્વીકાર કરવાની વાત જ ક્યાં રહી !

માણસનું આ માનસ વિરોધાભાસી હોય છે, એટલે જ એ વિરોધાભાસ પણ અનિવાર્ય અનિષ્ટ સમજીને ગાંઠે બાંધી રાખે છે.

મન ન હોય તે માનવી ન કહેવાય. પણ મન હોય છતાં માનવી ન હોઈ શકે એવું તો આપણે રોજ ને રોજ નજરે નિહાળીએ છીએ. રૂપે રંગે ઘાટે આપણે માણસ ભલે જોઈ શકીએ. પણ જે માણસની માણસાઈ મરી પરવારી હોય, માનવતાનો છેક ઉપરનો માળ ખાલી થઈ ગયો હોય એને પોતાની જાતને માનવ કહેવડાવવાનો પણ શો અધિકાર ?

માનવ જ્યાં સુધી સાચા અર્થમાં માનવ ન બની શકે ત્યાં સુધી તેને માનવશ્રેષ્ઠ, નરપુંગવ, મહામાનવ કે દેવ બનવાનો કોઈ અધિકાર નથી.

ગુણ, સદ્‌ગુણ કે ગુણવત્તા અંદરથી ઊગે છે. કોઈ બહારથી આપી શકતું નથી કે કોઈ માણસના મગજમાં એ ઠસાવી પણ શકતું નથી. સરળ માનવીમાં આ બધું જોવા મળે છે. પણ એ બધું જ્યારે વિકૃત થઈ જાય છે ત્યારે વિચિત્રતા માણસનો કબજો લઈ લે છે. એ જ રોકવાની માનવીને જરૂર છે; સીધા સાદા માનવી બની રહેનારને તો ખાસ. વિચિત્રતા સરળતા પાસે હમેશાં ગુલામ થઈને રહે—રાખતાં આવડે તો.

★



'રાજહંસ'

# સમયનાં શોર-તોર

## સ્વપ્નું નથી, કોડ નથી

આપણી પરદેશનીતિ પ્રસંગ જોઈને ઘડાય છે, એ પ્રસંગોને ઘડતી નથી.

સ્વતંત્ર થયા પછી આપણે નિર્ણય લીધો કે કોઈ સત્તાજૂથમાં ભળવું નહીં, એમના દબાણને વશ થવું નહીં, અને જે પ્રસંગ હોય તેના ગુણદોષ વિષે વિચાર કરી સ્વતંત્ર નિર્ણય લેવો. એમ તો સત્યનો આગ્રહ રાખી વિશ્વશાંતિનું ધ્યેય પણ આપણે રાખ્યું છે. આ તટસ્થ નીતિનો બને સત્તાજૂથ ઉપર પ્રભાવ પડ્યો છે—ને નવાં રાષ્ટ્રે ને ભારત પ્રત્યે માન પણ ઉપજ્યું છે. આમ છતાં માનવું જોઈએ કે આ નીતિ બચાવે રહેવાની છે, પતાવટની છે, ઘર્ષણો ટાળવાની છે. આપણી પરદેશનીતિ સક્રિય નથી. એનું કાંઈ સ્વપ્નું નથી, એના કોડ નથી. એમા જોમ નથી ને ઉત્સાહ નથી.

એથી એવું બને છે કે સંકટ આવે ત્યાં સુધી રાહ જોવી પડે છે. કેમ જાણે પરદેશનીતિ આગળ કોઈ પ્રશ્ન હોવો જ જોઈએ ! એ સ્થિતિ હશે ત્યાં લગી એની મર્યાદા ટૂંકી હોવાની, એની નજર ક્રિકેટની, એક ઓવર રમી લેવા જેવી રહેવાની. આ થાકેલા ખેલાડીની રમત છે. એમાં ક્યારેય જીત સંભવી જ ના શકે, સમાધાનો કરતાં રહીને દમ નીકળી જાય.

આપણે કોઈ દુશ્મન જ નથી એવો ભ્રમ રાખવો હવે વાજબી નથી. આપણે પ્રજાઓ સાથેની મૈત્રી ઇચ્છીએ અને વેરભાવ ના રાખીએ ત્યાં લગી તો સહુ સંમત છીએ. છતાં, બીજાની મેલી મુરાદો પારખી લઈને હવે એના ઇલાજો કરીએ એમાં કશું અઘટિત નથી. એમ કરતી વખતે આપણે આપણા મિત્રોને પણ ઓળખી લેવા જોઈશે. અને એમનામાં એવો વિશ્વાસ જગાડવો જોઈશે કે અમે તમારી સાથે છીએ—જો તમે સર્વોદયના માર્ગે હો ને માનવતાના સચ્ચાઈ માટે આગ્રહ રાખતા હો તો ભારત મૈત્રીનો હાથ લંબાવે છે ને એમાં પોલું નથી પણ હૂંફ છે ને દૃઢતા છે.

અગર આવા મિત્રો મળવા મુશ્કેલ છે તો આપણે એની વધારે શોધ કરવી જોઈશે. જ્યાં સંસ્કારોની ઊણપ હોય ત્યાં અન્ન પહોંચાડીને આપણે પ્રતીતિ ઊભી કરવી જોઈશે. ચાણક્યે સામ દામ ને ભેદ દંડના માર્ગ શોધી રાખ્યા છે, એમાંથી ભેદ પડાવવાનો માર્ગ જવા દઈએ તો પણ બીજા ત્રણ માર્ગ તો અપનાવવા જેવા છે. એકલા સામથી ચાલી જાય એવી દુનિયા હજી ઘડાઈ નથી.

## અગ્નિ એશિયા ને પાકિસ્તાન

આખા એશિયાની વાત બાજુ ઉપર રાખીએ તો યે અગ્નિ એશિયામાં ભારતનું વિશિષ્ઠ સ્થાન છે જ. આપણી ભૌગોલિક સીમાઓ ભલે આપણી સમીપ હોય, આપણી સરક્ષણ સીમાઓ તો દૂર દૂરની છે. એ સીમાડા ઉપર આપણી જવાબદારીઓ રાહ જુવે છે. એમાં અગ્નિએશિયા તો ભારતને કંકોતરી મોકલી રહ્યું છે. એ વખતે આપણે સંકોચ રાખીએ, મુલતવી રાખીએ, બહાનાં શોધીએ, શંકાઓ સેવીએ તો એ આપણું કમનસીબ ગણાય. એ દેશોની સમસ્યાઓ ઉકેલવા આપણે તત્પર થવું જોઇએ. એમની દૃષ્ટિ ભારત તરફ ઢળે, નહીં તો એ બીજી દિશામા વળે એ સ્વાભાવિક છે. ત્યાં એક સ્થાન છે ને એનુ આસન ખાલી છે. આગ્નેએશિયાની ખુરશી મેળવવા પ્રચાર-





જંગ લડવો પડે તો આપણે એવું આંદોલન કરવું જોઈએ. એ આસન ભારતનું છે. એ આસન મેળવ્યા વિના ભારતની સમૃદ્ધિ ને શાંતિ જોખમમાં છે. વધારે પ્રવાસીઓ, વેપારીઓ, કલાકારો, સ્વામીજીઓ ને મુત્સદ્દીઓએ ત્યાં પહોંચી જવું જોઈએ.

પાકિસ્તાન પ્રત્યે આપણી નીતિ ઢીલી રહી છે. પૂર્વ બંગાળના લાખો નિરાશ્રતોએ આ દેશમાં આશ્રય મેળવ્યો છે ને ત્યાંની વીતકકથાઓ અહીં પહોંચાડી પાકિસ્તાને આપણા હૈયા ઉપર ડામ દીધા છે. આ પદ્ધતિ પાકિસ્તાનને એવી ફાવી ગઈ છે કે એને સતત ચાલુ રાખવામાં આવી છે. અને એની સામે આપણે 'વિરોધ'ના ચિઠ્ઠીઓ મોકલવા ઉપરાંત કૈં કર્યું નથી. એ ભારતની નાલેશી છે, નીચાજોણું છે. ભારત, નિરાશ્રિતોને પાછા ના હાંકી કાઢે પણ એમને અહીં રાખવાની સાથે એમને રાખવા જેટલી ભૂમિ ત્યાંથી લેવાનો અધિકાર ભારતે રાખવો જોઈએ. પાકિસ્તાનની લઘુમતિની સતામણી એ ભારતની રીબામણી છે, ખુલ્લુ અપમાન છે, હાંસી છે. ક્યાં સુધી એ નભાવી લેવું જોઈએ!

બ્રિટનની ભેદનીતિથી પાકિસ્તાનની સ્થાપના થઈ. એક વખત પાડેલી તડ કાયમી રાખવા પાકિસ્તાન દિવસ–રાત મથે છે, ઘરનું બગાડીને કનડે છે. એની સાથે વાટાઘાટોથી પતે એવું નથી. નદીઓનાં પાણી વિષે સમજુતી કરી ત્યારે કેટલાકને એવી અપેક્ષા હતી કે હવે ઝઘડો પતી જશે. કાશ્મીર વિષે પણ એમ જ કહેવાય છે. પણ એ વાતનો પાયો જ નથી. પાકિસ્તાનને ખોરાક જ ભારત સાથેનો ઝઘડો છે. ને એ વડે જ એનું પેટ એક વાર ભરી દેવું જોઈએ. કહી દેવું જોઈએ કે વાટાઘાટો કરી શકે એવી પ્રજાકીય સરકાર જ્યાં ક્યારેય હતી નહીં ને છે જ નહીં ત્યાં કહેવું કોને ને આપવું કોને!

### સૈ..કો યુદ્ધના ને શાંતિના

આપણું સૈન્ય સુસજ્જ થવા માંડ્યું છે એથી દરેક હિંદીજન ખુશ છે. એના સામર્થ્ય વિના આપણી સમૃદ્ધિ ટકે નહીં, ભારતનું માન ઉપજે નહીં, ને આપણાં કલા સંસ્કારનું જગતમાં મૂલ્ય અંકાય નહીં. ચક્ર હશે તો પદ્મની શોભા ઓળખાશે. આવતાં દશ વર્ષોમાં હિંદી સૈન્યનો મોભો ઘણો વધી ગયો હશે, ને કદાચ એના કામગીરી પણ વધી હશે. એનાં શસ્ત્રો ને સરંજામમાં એ સ્વતંત્ર પણ થયું હશે.

મુંબાઈમાં એક પોસ્ટર પ્રસિદ્ધ થયું એમાં ખેડૂત, કામદાર ને સૈનિકની ત્રિપુટીને દેશની યુગમૂર્તિ તરીકે ઓળખાવી છે. સૈનિકને આ સ્થાન આપવું ના જોઈએ. એ સ્થાન તો શિક્ષકનું છે. આજે અનેક દેશોને એમનો જ સૈનિક ઉગારનારો નહીં પણ બંધનમાં નાખનારો નીવડયો છે. ગમે તેવી દેશહિતની ધગશ રાખીને લશ્કરી સત્તા કામ કરે તો પણ એને શસ્ત્રોનો નશો તો રહેવાનો જ.

બધી જ સામ્યવાદી સરકારોને એ નશો રહ્યો છે કોઈ લશ્કરોએ પ્રજાનો સમાજવાદી ઢબે ઉદ્ધાર કરવાનું કહ્યું છે. કોઈએ કોમવાદથી, કોઈએ રંગભેદ કે જાતિભેદથી. એમાં પ્રમાણિકતા નથી, ને નથી માનવતાનો વિકાસ. દેશમાં લશ્કરનું સ્થાન છે ખરું, પણ એની મર્યાદામાં.

એની સરખામણીમાં શાંતિસેના કેવી લાગે છે? એમને સેના કહેવી એ ભૂલ છે. એમને કશી તાલીમ મળી નથી. એ ભાગ્યે જ કાંઈ જાણે છે, સિવાય કે પઢાવેલા પોપટનાં પારાયણો. એ સેના બોધ આપનારી છે. દયા ખાનારી છે ને ખવડાવનારી છે. લાગણી છલકાઈ જાય ને આંસુ સરી પડે આટલું ખરું, પણ એથી કરીને સેના ઊભી ના થાય. જીવનભરનું આ એક જ કાર્ય લઈને વખતો વખત પોતાની જાનને કસોટીમાં ઉતારે તે સૈનિક. અને ધ્યેય માટે શિસ્તથી ને બાહોશીથી સમૂહમાં કામ કરે તો એ સેના.

આવી ધ્યેયલક્ષી ને તાલીમ પામેલા કાર્યકરોની સેના કેનેડીએ ઊભી કરી છે—પીસ કોર્પ્સ. એમની ટુકડીઓ જગતભરમાં ફેલાઈ છે. ઓછું વેતન, સાદું સ્થાનિક પદ્ધતિવાળું છતાં માનભર્યું જીવન, પરિશ્રમ,

માર્ગદર્શન, અને લોકહિત. આ નવો ધર્મ સ્થાપ્યા જેવું મહત્ત્વનું કામ છે, જિંદગીનાં અમુક વર્ષ, સંપ્રદાય કે શ્રદ્ધાને વચમાં લાવ્યા સિવાય, જ્ઞાન અને સેવાના મિશનરી થઈને રહે તેમની સેનાનો આખરે વિજય થવાનો જ છે. એમનું યુદ્ધ તે માનવમાત્રના દુશ્મનો સામે મંડાયું છે.

### ધ્યેયમાં ભેળસેળ

આપણે ત્યાં ધ્યેય તો ઓછાં નથી ને નાનાં પણ નથી. એના ભેખધારીઓ પણ ઘણા છે. છતાં, એમનો પ્રભાવ પડતો નથી કેમકે એમાં ભેળસેળ કરતાં જીવ અચકાતો નથી. ભેળસેળ માત્ર હાનિકર્તા છે, પણ ધ્યેયની ભેળસેળ સામે આપણે ચેતવું જોઈએ.

૧૬-૨-૬૩ ના રોજ બનેલા એક પ્રસંગે આવી ભેળસેળ ઘણાની નજરમાં ખૂંચી હતી. એક ખાનગી પૈસા કમાવાનું કારખાનાનું ઉદ્ઘાટન કરવા રવિશંકર મહારાજ છેક મુંબઈ સુધી ગયા એ નવાઈની વાત છે. ત્યાં જાણે પ્રધાનોનો તો મેળો હતો, ઉદ્યોગપતિઓ ઘણા હતા એ લોકો તો મહારાજને સંભારે એનો નવાઈ નથી. એમ તો ઘણા સંન્યાસીઓને એ બોલાવે છે. એથી એમની પ્રતિષ્ઠા વધે છે. પણ એમાં મહારાજને શું? એમણે તો ગ્રામોદ્યોગો તરફ દૃષ્ટિ વાળી છે. જિંદગીભર ગામડાઓમાં સેવા કરતા આવ્યા છે. ચોર-ડાકુઓને સ્વેચ્છાથી સજા ભોગવી લેતાં શીખવ્યું છે—જેથી એ ધંધો જ છૂટી જાય. શું એવી જ કોઈ લાગણીથી પ્રેરાઈને એ અહીં સુધી આવ્યા હશે?

ના, સંભવ એવો છે કે સ્વરાજની લડત ચાલી ત્યારે તપની ભાગીદારી ચાલુ હતી. લડત પૂરી થઈ, તપ પૂરું થયું, પણ પેલી ભાગીદારી હજી ચાલુ છે. એમાં મન પોચાં પડી જાય છે ને ધ્યેયની ભેળસેળ કરી દેવાય છે. મોરારજીએ પણ એવું જ કર્યું છે. સમાજને કષ્ટ વેઠવાનું કહ્યું ત્યારે એવો ઉપદેશ, પોતાના પરિવારમાં પહેલો પહોંચાડ્યો હોત તો ઘણું સારું થાત. પણ આમ ના બન્યું. ત્યાં તો ઉપલા વર્ગના સમૃદ્ધ જીવનની માયા વળગી. કહે છે કે મહારાજના ઉદ્ઘાટન-સમારંભમાં અઢી હજાર માણસોને 'અલ્પાહાર' સાથેના નિમંત્રણ હતાં. પરિવારના પ્રસંગો આવી જ રીતે ઉજવવા હોય તો આપણે સમૂહને કઈ વાણીથી કહી શકીશું કે તમે કષ્ટ સહી લો! આ દેશમાં વિનોબા અને એમનું ભૂમિમંડળ બારબાર વર્ષથી ઘૂમી રહ્યું છે. સમાજના વ્યવહારો વ્યવસ્થિત કરવા મથી રહ્યું છે. લગ્નમરણ પ્રસંગે થતાં કરજો મિટાવવા તનતોડ પ્રયાસો થઈ રહ્યા છે. નવી પદ્ધતિઓ પ્રચલિત કરવી છે. એવે વખતે એથી સાવ વિપરીત જાતની જાહેરાત કરતી, બેહુદી પદ્ધતિઓને મોરારજી વધાવી લે એ સારું થયું નથી. એ તો વિનોબાના ભક્ત ગણાય છે, એમના ઓથે રહીને એ ગુજરાતના જાહેરજીવનમાં ફરી પ્રવેશ કરી શકયા હતા એ બનાવ તો તાજો છે. અને એમણે જ વિનોબાની નવી સમાજરચનાના કામને છેદ દીધા જેવું કર્યું એ દુઃખદ છે. ગુજરાતીઓ માટે આ ઠીક નથી. સમૂહ જે પગલે ચાલે તો સારું એવું જ અગ્રેસરોએ પરિવારના પ્રસંગોએ આચરવું રહ્યું. એમની જવાબદારીઓ મોટી છે.

ધ્યેયની ભેળસેળ જોઈ સમાજ મોળો પડે. એની દોટ નીચલા ઢાળની બને. વર્ષોની જહેમત રોળી નાખવી સહેલી છે. મહેફીલબાજી શીખવવી પડતી નથી, ઇશારે ઇશારે સહુ કરવા લાગી જાય છે. પણ એ પછી અગ્રેસરની વાણીનો પ્રભાવ ઓસરી જાય છે ને થોડાં વર્ષોમાં લોકોની ઉપેક્ષા અને અનાદરના ભોગ થવું પડે છે.

### અંદર ધૂંધવાય છે

મોરારજીએ સોનાના નિયંત્રણ માટે પગલાં લીધાં છે. એ પગલાનો કડક રીતે અમલ થયો છે, મુદ્દાનાં કારણો કોઈ બોલી શકયું નથી, પણ અંદર ધુંધવાય છે. લોકોને મન કહેવાય નહીં ને સહેવાય નહીં એવી વાત થઈ છે. દારૂ જુગાર ને અનીતિ માટે દરોડો પડે એમ 'સો ટચના સોના' માટે દરોડો પડે છે. વાલની વીંટી પડી જાય તેને મોટા અપશુકન ગણનારી પ્રજા લાખોનું સોનું કે કાંઈ જતું જુએ ત્યારે મૂઢ બની જાય છે. તરેહ તરેહના ઘાટ ઘડી આપનારા લાખો સોનીઓનો કસબ





ડૂલ થવા બેઠો, એક કારીગરી જ રદ થવા બેઠી એનું કોઈ શું દુઃખ કરે? ચીનના સંકટ સામે સહુ કોઈ શેહ ખાઈ ગયા છે.

વાંક છે દાણચોરીનો, વાંક છે શરીર ઉપર દાગીનાનો બોજ લાદી જાતની જાહેરાત કરનારાંનો. આ બંનેનો એકસરખો ઇલાજ ના હોઈ શકે. એકને દંડ તો તો બીજાને શિખામણ હોય. લોકોની આદત, અને તે પણ કરકસર કરીને પૈસો બચાવવાની ટેવ, એકદમ ના તોડી શકાય. એ માટે સમય જોઈએ, કેળવણી જોઈએ, નવી અને સારી પ્રથાઓ જોઈએ, એથી સંકટને પહોંચી વળાશે એવી પ્રતીતિ જોઈએ. હમણાં તો લોકોને એવો ભાસ થાય છે કે ખાનગી રાહે ચાલતા ધંધા વેપાર બંધ કરાવવાની આ પદ્ધતિસરની ક્રિયા શરૂ થઈ છે.

આ લગનસરામાં નવા ઢાળનું સોનું પ્રચલિત થયું નથી, એ ભેળસેળ સરકારે ભલે કરાવી પણ લોકોએ તો નકારી છે.

## દારૂબંધી ખરી, પણ પદ્ધતિ જુદી

'આખા દેશમાં દારૂબંધી' એ નવું પ્રચારસૂત્ર બહાર પાડ્યું છે. કાયદાના જોરે લોકસુધારણાના જે પ્રયાસો થાય છે તેનો કોઈ અંત હોતો નથી. સફળતા પણ નહીં જેવી હોય છે. એથી તંત્રને બે લાભ છેઃ ખરચ કરવાની તક મળે અને પ્રજાનું ધ્યાન આડે માર્ગે રોકાયેલું રહે. હજી તો પ્રજાના મોટા ભાગને જ્યાં ત્યાં થૂંકાય નહીં એટલું પણ ભાન નથી, એની સામે કાયદાથી દારૂબંધી થાય તોયે શું!

જાહેરમાં દારૂ ના પીવાય—ટ્રેનમાં, હોટેલમાં, મેળાવડામાં, કલબમાં કે મેદાનમાં. આ એક સારો શિરસ્તો થયો. દારૂની જાહેરાત ના કરી શકાય. પીનારા તરફ માન વધે એવાં ચિત્રો કે નાટકો ના ભજવાય. એના ધંધા ઉપર ચોખ્ખું નિયંત્રણ રહે. છાકટા થઈ ને ફરાય નહીં, આટલું પહેલું પગથીયું બંધાઈ જાય તો પછી જ પોલીસનો વારો આવે.

બીજો ઉપાય બાપાલાલ વૈદ્યે સૂચવ્યો છે. દેશમાં બેથી ત્રણ ટકા આસવવાળું પીણું ચાલુ કરી આપવું જોઈએ, એથી કેટલોક લાભ પણ છે. એનો અતિરેક થશે તો નુકશાન કરશે. પણ એમ તો ઘણી બધી ચીજોમાં અતિરેકથી નુકશાન થાય છે એટલા ખાતર એ ફેંકી દેવાતી નથી. એ ભૂલ સામે લોકોને ચેતવવા જોઈએ, કેળવવા જોઈએ.

અત્યારે તો પોલીસખાતાનું મુખ્ય કામ દારૂબંધીમાં અટવાઈ ગયું છે. એના પછી કોઈ કામ હોય તો સત્તાના નશાબાજોની જનતા આગળ છડી પોકારવી તે. આ શું પોલીસનાં કામ છે?

## પ્રકાશનાં કિરણો

પણ જવા દો. આ દેશમાં કે પેલા દેશમાં જોઈ સાંભળીને જીવ બાળવા હશે તો એવું ઘણું ઘણું મળશે. એની બીજી બાજુ પણ છે. અને એ ઘણી પ્રકાશિત બાજુ છે. એ તરફ જોઈશું તો મન પ્રફુલ્લ થશે.

વિશ્વશાંતિના બે પદયાત્રીઓ આખો રશિયા વીંધીને હવે યુરપમાં પ્રવેશ કરે છે. છે તો નાના માણસો પણ એમણે જે કેડી પકડી છે તેના મહામાર્ગ થવાના છે. અમેરિકન અવકાશયાત્રી કુપર પૃથ્વીની પ્રદક્ષિણા કરી પાછો ફર્યો છે. એની સંગાથે આવેલી અવકાશની ઘણી માહિતી જગતને ભેટ મળવાની છે. હિમાલયના સર્વોચ્ચ શિખર ઉપરની સાહસયાત્રામાં ફરી સફળતા મળી છે. જીવનના અનેક ક્ષેત્રોમાં નવો પ્રકાશ લાવતી વિજ્ઞાનની ઘણી શોધો રોજ રોજ થઈ રહી છે. કળામાં, સંસ્કારમાં, સાહિત્યમાં, શિક્ષણમાં, આરોગ્યમાં અનેક દેશો સાથ સહકાર વડે પ્રગતિ કરી રહ્યા છે ને પરસ્પરનો પરિચય વધારી રહ્યા છે. દેશમાં ખનીજો—લોઢું ને કોલસા, મત્સ્યઉદ્યોગ, ખનીજ તેલ અને ગૅસ, વહાણવટું, કાપડ, ખાંડ, વીજળી, સિમેન્ટ, કાગળ—એવી ઘણી ચીજોનું ઉત્પાદન વધી રહ્યું છે. જીવનનાં મૂલ્યો બરાબર આંકવા વિનોબા દેશને જાગૃત રાખી રહ્યા છે. નેહરુ એમના વ્યક્તિત્વના પ્રભાવથી દેશને અવિભાજ્ય અને એના તંત્રને સ્થિર રાખી શક્યા

ધૂમકેતુ

# ત્રણ પ્રેરક કથાઓ

કેટલીક વાતોમાં ગજબની પ્રેરણા ભરી હોય છે એટલે જ કલમકારની કલમની તાકાત તલવાર કરતાંય વધુ ગણાય છે ને? અહીં આપેલી ત્રણ પ્રેરકકથાઓ આપણા એવા સર્વમાન્ય કલમકારની નીપજ છે કે જે વાંચીને દરેકને પ્રેરણા મળે...

• ન્યાસીમાં પણ માનસપ્રક્રિયાને પરિણામે સંન્યાસીઓ બે ત્રણ વર્ગભેદ જન્મે છે. કેટલાક પોતાના આનંદમાં પોતે લીન થઈ જાય છે. પણ કોઈ મુમુક્ષુ એમને મળે તો એમને માર્ગદર્શન આપે બાકી સામે ચાલીને કોઈને બોલાવે નહિ. ભલા પોતે ને ભલો પોતાનો નિષ્ક્રિય આનંદ! એમનો એ આનંદ ખરો પણ નિષ્ક્રિય....તો બીજા પોતાને જે આનંદ પ્રાપ્ત થયો એમાં એવા રમમાણ થઈ જાય છે—કે પછી એ માનવસંસર્ગ જ છોડી દે છે. એ વિરક્તતા છે. છતાં એ શ્રેષ્ઠ સંન્યસ્ત નથી.

શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સંન્યાસી તો એ છે જે પોતાના આનંદને પણ તજી શકે છે. શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સંન્યાસી પોતે સંસાર તજીને પાછો સંસાર રચે છે. એક અનોખો સંસાર. કારણ કે એ સમજે છે સ્વાનંદને પણ તજી દેવો એ વસ્તુ મહાન છે. એ ઈશ્વરને સમર્પણ કરવાના જીવનની પરાકાષ્ટા છે.

જે તજે છે તે મહાન નથી. ને તજે છે—ને છતાં સરજે છે—તે મહાન છે.

એક વખત એક સુંદર ઉદ્યાન ચાર સાધુઓએ જોયું. ઉદ્યાન સુંદર હતું, એનાં મહાન વૃક્ષો, વૃક્ષોની છાયા, સુંદર વેલો એ બધાં ત્યાં જે શોભા હશે તેની આગાહી આપતાં હતાં. પણ આ ઉદ્યાનમાં જવા માટે કોઈ જ માર્ગ ન હતો. જેને જવું હોય તે દિવાલો ચડે. અંદર કૂદે. એ રીતે એ અંદર પ્રવેશ મેળવે. બીજી કોઈ રીતે કોઈ ઉદ્યાનમાં જઈ શકે નહિ. જાય તો. ટકી શકે નહિ. જવાની શરત આ અંદર કૂદી પડવું, ઝંપલાવવું તે. 'માંહી પડયા તે મહા સુખ માણે, દેખનારા દાઝે જો ને' એવી વાત હતી.

હવે એક વખત આ ઉદ્યાન જોઈને પેલા ચાર સાધુ માણસો અંદર જવા માટે અધીર થઈ ગયા.

પણ જે જાય તે પાછો બહાર ન આવે એ શરતે જ અંદર જવાની વાત હતી. એટલે જવાની એકદમ હિંમત પણ ચાલે નહિ. પણ એમણે સાંભળ્યું હતું કે જે અંદર જાય એ તો પછી બહાર નીકળવાનું મન જ ન કરે. એ ત્યાંના આનંદમાં ડૂબી જાય. એવી સુંદર ત્યાં હવા હતી.

એક સાધુએ હિંમત કરી. તે દિવાલ ઉપર ચડયો. અંદર નજર કરી. એ તો ત્યાંની સૌન્દર્ય શોભા જોઈને છક્ક થઈ ગયો. એ અંદર કૂદી પડયો. બસ, પછી એણે તો બીજાને બોલાવ્યો, એ પણ અંદર કૂદી પડયો.

---

છે. ગીતાનાં પ્રવચનોમાં લોકોની જિજ્ઞાસા વધથી જાય છે. ને નવાં બાળકોની તંદુરસ્તી થતી જણાય છે. એવું એવું કેટલુંય ચારે બાજુએ મોજુદ છે. એટલું જ નહિ પણ પેલાં દૂષણોનો સતત મુકાબલો કરી રહ્યુ છે.







ત્યાં એટલો આનંદ હતો કે જ્યાંથી પોતે આવ્યો હતો એની બધી વાત એ જાણે ભૂલી જ ગયો. ત્યાં કેંક બિચારા સડતા હતા, કેંક ભુલભુલામણીમાં પડ્યા હતા, કેક અટવાતા હતા, કેંક ગોથાં ખાતા હતા, એ બધું જ જાણે એ ભૂલી ગયો.

એ તો પોતાના આનંદમાં પોતે મસ્ત થઈ ગયો.

એ જોઈને ત્રીજો પણ અંદર ગયો. પરંતુ એ પણ અંદર ગયો તે ગયો. ત્યાંથી પાછા ફરવાનું એને પણ ન ગમ્યું.

છેવટે ચોથો સંન્યાસી દિવાલ ઉપર ઘણી ધીરજ ને મહેનતથી ચડ્યો. અને એણે અંદર દૃષ્ટિ કરી. અંદરની શોભા જોઇને એ પણ છક્ક થઈ ગયો, હવા પણ ખુશનુમા. જ્યાં દૃષ્ટિ કરી ત્યાં દૃષ્ટિ થંભી જાય એવી સૌન્દર્ય સૃષ્ટિ. એને થયું કે એ પણ અંદર કૂદી પડે. પછી જે સંસાર એણે છોડ્યો હશે એની કોઈ જ વાત એણે કરવી નહિ.

પણ ના. એ અંદર કૂદવા જતાં પહેલાં જરાક થોભી ગયો. એને થયું—આવી શોભા આંહી છે, આ જગ્યા અંદર જવા જેવી છે, ત્યાં અનહદ આનંદ છે—એ વાત, દુનિયાને કહેશે કોણ ?

પોતે જો અંદર કૂદી પડશે તો પછી આ વાત ફેલાવશે કોણ ? જે આનંદ પોતે જોયો તે બીજાને બતાવવો એમાં જીવનની મહાન સાર્થકતા રહી નથી ?

અને એ પોતાનો સ્વાનંદ જતો કરીને સંસારને આ વાત કહેવા માટે પાછો ફર્યો.

સૌથી શ્રેષ્ઠ સંન્યાસી એ હતો.

જીવનમાં સૌથી મહામોલી ચીજ—સ્વાનંદ એણે જીવનભરના પ્રયત્નથી પ્રાપ્ત કર્યો. અને પછી ઈશ્વરના કામ માટે થઈને એ એણે જતો કર્યો.

અને પોતાનો નવો સંસાર રચવા માટે એ પાછો ફર્યો.

આ એનો સંસાર. એ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સંસાર હતો. જેમાં એ કેવળ ઈશ્વરી ઈચ્છાને વહન કરનાર બનતો હતો.

શ્રેષ્ઠ સંન્યાસી એ હતો—પેલા ત્રણ નહિ.

*

એક વખત એક માણસ જીવનથી એવો કંટાળ્યો કે દરિયાકાંઠે ઊપડી ગયો.

જલધિજલના તરંગોમાં ઝંપલાવીને એ દુનિયાની બધી જ કટુતા અને કુરૂપતા ભૂલી જવા માગતો હતો.

એને ખબર ન હતી કે—એ જે રસ્તો લે છે તે રસ્તે કોઈને કાંઈ પ્રકાશ મળ્યો નથી. એણે એ પ્રકાશ મેળવવા માટે ફરીથી શરૂઆત કરવાની તો રહે જ છે.

એ દરિયા કિનારે પોતાના વ્યગ્ર મનના આવેગમાં જઈ રહ્યો હતો. ત્યાં એના પગ સાથે કાંઈક ભટકાયું. જુએ છે તો પોતાના છીપઘરમાં પોતાની જાતને સંતાડીને બેઠેલું એક છીપજંતુ ત્યાં હતું !

એનો પગ એને અડતાં જ એણે પોતાની જાતને છીપઘરમાં મૂકી દીધી હતી. તે આફત પસાર થઈ જાય એટલે પાછો પોતાનો પ્રવાસ ખેડવાનું હતું.

પેલો માણસ તો આ છીપઘરનાં જંતુને જોઇને વિચારમાં જ પડી ગયો.

'ઓ હો હો !' એને થઈ ગયું, આ શંખલું પણ સમજે છે કે એને ઘર મળ્યું છે તેના વડે એણે પોતાની જાતને રક્ષી લેવાની છે—સંકટ વખતે—ને પછી પાછો પોતાનો મૂળ પ્રવાસ ચાલુ રાખવાનો છે.

આ છીપલું પણ એ સમજે છે—ને હું માનવ ?...

હું મારી જાતને કોઈ છીપઘરમાં થોડીવાર મૂકી શકતો નથી પણ જરાક સંકટ પડતાં જ બધું તોડી ફોડી નાખવા દોડું છું.

જાણે આ જીવન—એ કેમ મારી પોતાની જ રચના હોય !

અને એ વિચાર આવતાં જ એ ત્યાંથી પાછો ફરી ગયો.

પોતાના કોશેટામાં પોતાની જાતની સલામતી રાખીને આફત પાર કરનારા ખરેખરા બહાદુર છે. ને તે પોતાને પંથે આગળ વધવાના છે.

જ્યારે એમાં જાતને જ વેડફી નાખનારા ભીરુમાં ભીરુ છે.

*

બોધિસત્ત્વ પોતાના એક જન્મમાં ફેરિયા હતા. તે પોતાના મિત્ર સાથે શહેરમાં ફેરી કરવા નીકળે ને સાંજે વેપાર કરીને પાછા ફરે.

એમણે બંનેએ એવો નિયમ રાખેલો કે એમણે એક શેરીમાં જવું. ને બીજો એ વખતે બીજી શેરીમાં જાય.

એક બીજાએ સામસામે ભટકાવું નહિ, કે સ્પર્ધા કરવી નહિ.

એ પ્રમાણે બોધિસત્ત્વનો મિત્ર એક શેરીમાં ગયો ને બોધિસત્ત્વ બીજી શેરીમાં ગયા.

પણ બન્યું એવું કે જે શેરીમાં બોધિસત્ત્વનો મિત્ર ગયો તે શેરીમાં એક શ્રીમંત કુટુંબ રહે. પણ શ્રીમંતાઈ એની પરવારી ગયેલી. એટલે કટકા બટકા જૂના વખતના કાઢે ને એમાંથી ઘર ચલાવે.

બોધિસત્ત્વના મિત્ર પાસે બહુ સુંદર મણકાઓની માળા હતી. એ માળા જોઈને એ ખંડેર શ્રીમંતાઇની એક છોકરી તે લેવા માટે દોડી. પણ એની પાસે હતું શું ? કાંઈ નહિ.

એટલે એ તો માળા વિના પાછી ફરી. પણ એને માળાની એવી લગની લાગી હતી કે એણે એક જૂનામાં જૂની ભંગાર થાળી શોધી કાઢી. તે પોતાની દાદીને બતાવી. દાદીએ ફેરિયાને બોલાવ્યો. એને કહ્યું : 'ભાઈ ! આ ભૂખ જેવી થાળી લઈને આ મારી લાડકી છોકરીને માળા આપ. એને ત્યાં હતી ત્યારે તો સાચી માળાઓ હતી પણ હવે આ ખોટી તો હું એને પહેરાવું !'

ફેરિયાએ થાળી લીધી. પણ એને થયું થાળી સોનાની લાગે છે. આટલું વજન નહિતર ન હોય. જરાક ઘસી તો ખાત્રી થઈ.

પણ જો પોતે તત્કાલ કબૂલ થઈ જશે તો આને શંકા પડશે. મલિન મનને લીધે એને આવી શંકા થઈ. એટલે એણે જાણી જાણીને ખોટો રોષ બતાવતો હોય તેમ થાળી પાછી આપી ને રોફથી બોલ્યો : 'અરે ! ડોસીમા ! તમારી પણ ગઇ લાગે છે. આવી ભંગાર થાળીમાં તે ક્યાંય મણકાની માળા આવતી

હશે ? કોઈ નહિ આપે !....'

અને એમ બોલીને એ તો ચાલતો થયો. છોકરી રોતી રહી. પણ પેલો ફેરિયો તો એવા વિચારમાં હતો કે સાંજે આવીને એકાદ જેવી તેવી માળામાં થાળી લઈ લેશું. ને તરત જ રવાના થઈ જશું કે પત્તો જ ન લાગે. ને પછી હમણાં આ બાજુ ફરશું પણ નહિ. પણ એ બીજી શેરીમાં ફરવા ચાલ્યો ગયો ને થોડી વારમાં જ બોધિસત્વ દેખાયા.

છોકરી તો એને પાછી વળગી. ને ડોશીમાએ વધુ કાકલુદી કરીને એને કાંઈક આપવાનું કહ્યું ને બદલામાં પેલી થાળી બતાવી!

પણ બોધિસત્ત્વ તો થાળી હાથમાં આવતાં જ સમજી ગયા. તેણે તરત કહ્યું: 'ડોશીમા! આ થાળી લેવાનું કામ મારું ગરીબનું નથી. મારી બધી માળાઓ આપી દઉં તો પણ આનું મૂલ્યાંકન ન થાય!'

ડોશીમાને પહેલાં તો મશ્કરી લાગી. પણ બોધિસત્વે સાચી વાતની એને ખાત્રી કરાવી દીધી. પછી બોધિસત્વે પોતાની પાસેના બધા જ કાર્ષાપણ એને આપી દીધા. માળાઓ પણ આપી અને એ રીતે એનું મૂલ્યાંકન આપ્યું.

બોધિસત્વ તો પછી પોતાને માર્ગે ગયા. પણ સાંજે પેલો ફેરિયો પેલી બાઈ પાસે ગયો. ને ઉપકાર કરવા માગતો હોય તેમ વાત ઉપાડી.

પણ ડોશીમાએ તરત તેને સંભળાવ્યું: 'ભાઈ થાળી તો જેના નશીબની હતી તે લઈ ગયો. ને અમારા નશીબનું અમને આપતો પણ ગયો.'

એ સાંભળતાં તો પેલાનો પિત્તો ગયો. ને તે બોધિસત્ત્વની પાછળ દોડ્યો.

પણ બોધિસત્ત્વે એના ઘાંટાને ગણકાર્યા વિના પોતાની હોડી હંકારાવી લીધી.

પેલા ફેરિયાભાઈ ઘેર તો પહોંચ્યા પણ પહોંચ્યા તેવા જ ઢળી પડ્યા.

સોનાની થાળી પણ ગઈ ને જીવ પણ ગયો!



બ્રિટનમાં ત્રણ પૈંડાવાળી એક જ માણસ બેસી શકે એવી વિશિષ્ટ પ્રકારની મોટર બનાવવામાં આવી છે. એ એક કલાકમાં ૪૦ માઈલ દોડી શકે અને એક ગેલનમાં ૧૦૦ માઈલ કાપવાની શક્તિ ધરાવે છે. ફક્ત ૩ ફૂટ પહોળી આ મોટરમાં ૫૦ સી. સી. નું એન્જિન મૂકવામાં આવ્યું છે. આ મોટર ફાઈબર–ગ્લાસમાંથી બનાવવામાં આવી છે અને એની બ્રેક ત્રણે પૈંડાં સાથે જોડવામાં આવે છે.



લંડનની બ્રૂગર્સ રેલ્વે ઉપર સ્વયંસંચાલિત ભૂતાડુગાડી ચલાવવાના અખતરા થઈ રહ્યા છે. સંતોષકારક પ્રાથમિક પ્રયોગો પછી લંડનના વાહનવ્યવહારખાતાએ આ ખાસ સાધનોથી સજ્જ ગાડી ચલાવવાની પરવાનગી આપી છે. આ ગાડીમાં ગોઠવવામાં આવેલાં સ્વયંચાલિત નિયંત્રણો ગાડી ચલાવે છે, ગતિ વધતી-ઓછી કરી શકે છે અને યોગ્ય જગ્યાઓએ ગાડી ઊભી રાખી શકે છે.



ઈશ્વર પેટલીકર

# સુખનું વહેણ

સ્ત્રીને આજ સુધી આપણે જોવાની દૃષ્ટિ બદલી જ નથી. એટલે એ દૃષ્ટિને આજેય આપણે પૂર્વવત્ મૂલવીએ છીએ. અને એટલે જ કેટલાંય જીવતરમાં જાણે મોટી મોટી ઉણપો વરતાય છે. પણ આડે આવતા અવરોધો દૂર કરવાથી શુકાઈ ગયેલું સુખનું વહેણ તરત વહેવા લાગે છે...

નાગપુરમાં લેડી અમૃતબાઈ મહિલા કૉલેજ અને નાગપુર યુનિવર્સિટીના મહિલા સમાજને ઉપક્રમે મહારાષ્ટ્રના ગવર્નર શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતે વ્યાખ્યાન આપતાં સ્ત્રીને માટે લગ્ન એ જ અતિ આદરણીય અને ઉત્તમ કારકિર્દી છે એમ જણાવ્યું હતું. તે અંગે પોતાનો અનુભવ વ્યક્ત કરતાં એમણે ઉમેર્યું કે, મારું લગ્નજીવન ઘણું સુખી હતું અને તે ગાળામાં બાળકો ઉછેર્યાં હતાં. તે પછી મેં દેશમાં અને પરદેશમાં ઊંચા હોદ્દા ભોગવ્યા છે. એ બંને અનુભવને આધારે હું ગૌરવપૂર્વક કહું છું કે મારા લગ્નજીવનનાં વર્ષો સંતૃપ્તિ અને પરિપાકની રીતે જિંદગીનાં સર્વોત્તમ સુખી વર્ષો હતાં.

શ્રીમતી વિજયાલક્ષ્મી સ્ત્રી માટે લગ્નને ઉત્તમ કારકિર્દી તરીકે ઓળખાવે છે એનો અર્થ એ થયો કે સ્ત્રી બહારની કારકિર્દી ભલે કાઢે, એને માટે બંધન ન હોવું જોઈએ. છતાં સુખની તૃપ્તિ માટે એ લગ્નજીવનને એટલું જ સમૃદ્ધ રાખે તે જરૂરી છે.

આમ સ્ત્રીનું સુખ લગ્નજીવનની સફળતા–નિષ્ફળતામાં જ પરિસમાપ્ત થતું હોય ત્યારે એ લગ્નજીવન પછી જો શુષ્ક બનતી જતી હોય, પ્રેયસીમાંથી પત્ની બનતાં પ્રેમવિહીન બની જતી હોય તો, એનામાં ઓટ લાવનારા જે અવરોધો છે તેનો વિચાર થવો જોઈએ. એ અવરોધો એની પોતાની મર્યાદાને લીધે ઊભા થયા હોય તો જુદી વાત છે. પરંતુ મનોવિજ્ઞાનીઓ ૯૦ ટકા માનસિક વલણોને આભારી માને છે. તો એના માનસને ઓટના કયા ખડકો રૂંધે છે, તે જાણવા, સમજવા અને તેને દૂર કરવા પ્રયત્ન કરવો જોઈએ.

સ્ત્રીને માટે લગ્નજીવન એ ઉત્તમ કારકિર્દી છે, તો એનો ઉત્સાહ, ઉમળકો, પ્રેમ અને પ્રેરણા એ બધાંનો વિકાસ કે રુંધામણ એમાં એને કેટલી સફળતા મળી તે ઉપર રહે છે. પુરુષને બહારના ક્ષેત્રમાં એની શક્તિને લીધે હોદ્દાની જે બઢતી મળે છે, પગારમાં જે વધારો થાય છે, વેપારી હોય તો એમાં જે આગળ વધે છે અને તેને એ કાર્યમાં રત રહેવાનો, નવી શક્તિ બતાવવાનો જે ઉમંગ પ્રગટે છે તેવી તક સ્ત્રીને ગૃહિણી તરીકે ઘરમાં, કુટુંબમાં, સમાજમાં પ્રાપ્ત થાય છે ખરી ?

એક કુટુંબને હું ઓળખું છું. એ માબાપને ત્રણ પુત્ર છે. તેમાં નાનો વધુ તેજસ્વી અને ઊંચા હોદ્દા ઉપર છે. પરદેશ જઈ આવેલો છે. ૩૨ વર્ષની ઉંમરે તે મહિને બે હજારનો પગાર મેળવે છે. એના પિતા કારકુનમાંથી નિવૃત્ત થયેલા છે, મોટા બે ભાઈઓ સામાન્ય નોકરી કરે છે. એ બધા ભેગા રહે છે અને નાનો ભાઈ બીજા શહેરમાં નોકરીના સ્થળે રહે છે. એ છે સૌથી નાનો, પરંતુ ઘરમાં કંઈ નવું કામ કરવાનો પ્રસંગ આવે છે, કંઈ વ્યવહારની વાત આવે છે કે બાપ મોટા દીકરાઓ સાથે ચર્ચા કરી છેવટ કહે છે—ભાઈ શું કહે તે જાણવા પત્ર લખીએ. એના જવાબ પ્રમાણે કરીએ તે ઠીક રહેશે. આ બધું બહુમાન પિતા અને મોટા ભાઈઓ શાથી કરે છે ? તેણે એની ઉજ્જવળ કારકિર્દી કાઢી છે અને પોતાની આવકમાંથી કુટુંબના ઉત્કર્ષમાં રકમ ખર્ચે છે માટે.

માતા અને ભાભીઓ પણ, વરસમાં એક વખત એ રજા લઈને ઘેર આવે છે ત્યારે એની સગવડ કોઈ મોંઘેરા મહેમાન તરીકે સાચવવા ઉમળકાભેર ખડે પગે રહે છે. પરંતુ એ જ ઘરમાં એની પત્નીને એવું માન મળે છે ખરું ? પતિની કારકિર્દીમાં એનો પણ મુખ્ય હિસ્સો છે તેમ એમને કોઈ વખત વસ્યું છે ?

એ ગ્રેજ્યુએટ હતી. સુંદર હતી, ઉપલા સુખી વર્ગની હોવાથી પતિને જુદા જુદા સમાજમાં સંબંધો કેળવવા





એની ચપળતા, ચાલાકી ને હોંશિયારી એક લાયકાત થઈ પડ્યાં હતાં. એ પોતે સંકુચિત રીતે વિચારતી ન હતી. આ એના ગુણને લીધે, સ્ત્રીના પતિની માફક એને માન મળવું જોઈતું હતું. પરંતુ સાસુ કે જેઠાણીઓએ એને ક્યારેય માન આપ્યું ન હતું એટલું જ નહિ પણ એને ભણતરનું, પિયરનું, ધણીની વડાઈનું અભિમાન છે તેવા એમણે કચવાટ સેવ્યો હતો. એ અબુધ ન હતી કે એ કચવાટ ન સમજે. પતિને એ ફરિયાદ કરતી હતી પરંતુ પતિ કુટુંબને માઠું ન લાગે તે બીકે કંઈ કહેવા તૈયાર ન હતો. એને જ શિખામણ આપતો હતો—તારે અહીં ક્યાં જિંદગી ગાળવાની છે. પાંચદસ દહાડા એમના વર્તન સામું જોયા વિના તારે કાઢી નાખવા !

આ સ્થિતિ શું બતાવતી હતી ? પુરુષને બહારની કારકિર્દીમાં બઢતી મળી હતી તેનો ઘરમાં વડીલોની નજરમાં પણ પડઘો પડતો હતો. સ્ત્રીને બહારની કારકિર્દી ન હતી, પરંતુ ગૃહિણી તરીકે એને કુટુંબ પૂરતી જે કારકિર્દી હતી, તેમાં એને બઢતી મળતી ન હતી. એના ગુણની, મોટાઈની કદર થતી ન હતી. એની નોંધ જ કોઈ લેતું ન હતું !

ઘણાં ઘરોમાં—મોટે ભાગે સૌ ઘરોમાં આપણે જોઈએ છીએ કે સાસુ હોય ત્યાં સુધી વહુને બઢતી મળતી નથી. સાસુની સંમતિ વગર એ કંઈ સ્વતંત્ર રીતે વ્યવહાર કે પગલું ભરી ન શકે. વહુ નવી આવી હોય અને એની એ સ્થિતિ હોય તો કંઈક સહ્ય ગણાય, પરંતુ જે વહુને પરણ્યાં ૨૫–૩૦ વર્ષ થયાં હોય, પણ સાસુ હયાત હોય તો એટલા વર્ષમાં એને મુદ્દલ બઢતી આપવાની તૈયારી હોતી નથી. એનાં બાળકો ઉપર પણ એ વડીલપણું ભોગવી શકતી નથી, સાસુની હકૂમત એના ઉપર ચાલે છે.

સ્ત્રીને જો ગૃહિણી તરીકે જ કારકિર્દી કાઢવાની હોય અને તેને વર્ષો વીતે છતાં કંઈ મહત્ત્વ પ્રાપ્ત ન થાય. એટલે એના જીવનમાં શુષ્કતા આવે કે ઉત્સાહ આવે ? પુરુષને બહારની નેતાગીરી મળે છે, તેના કામની કદર થાય છે, તેમ સ્ત્રીને ઘરની નેતાગીરી મળવી જોઈએ. ઘરનો વ્યવહાર સ્ત્રીના હાથમાં હોવો જોઈએ. અને તેમાં એ પૂરતી સ્વતંત્ર છે તેવું એને લાગવું જોઈએ. તેને બદલે આપણા સમાજમાં શું સ્થિતિ છે ? ઘરમાં સ્ત્રીનું ચલણ હોય તે પુરુષની ગેરલાયકાત ગણાય છે. જવા દો ને વાત, એના ઘરમાં તો બૈરાંનું ચલણ છે ! આમ જે કુટુંબોમાં પુરુષોની એકહથ્થુ સત્તા ચાલતી હોય ત્યાં સ્ત્રીઓ જડવત્, નિસ્તેજ ને પ્રેમહીન બની જાય તો એમાં એનો દોષ ખરો ?

કોઈને સવાલ થશે કે સંયુક્ત કુટુંબમાં સ્ત્રીની સ્થિતિ એવી હોય તે માની લેવાય પરંતુ હવે તો બહારના વસવાટ ને નોકરીધંધાને લીધે વિભક્ત કુટુંબમાં સ્ત્રીને જીવવાની નવી તક મળી છે. પતિપત્ની એકલાં જીવતાં હોય છે અને એમનાં બાળકો પૂરતું એમનું કુટુંબ હોય ત્યાં પણ શુષ્ક બની જાય, તેમાં કોનો દોષ ?

એવા એક દંપતીનો મને પંદર વર્ષથી નિકટનો અનુભવ છે. પત્ની નોકરી કરી કુટુંબની આવકમાં ઉમેરો પણ કરે છે. પરંતુ પગાર મળે તે દિવસે સાંજે ઘેર આવી તે આખી રકમ પતિને આપી દે છે. ઘરની ચીજવસ્તુથી માંડી એનાં કપડાં કે બંગડીઓ સુદ્ધાં પતિ ખરીદે છે. એમને એમ છે કે મારા જેટલું કસીને એને ખરીદતાં આવડે જ નહિ. એ છેતરાઈ જાય. એમના લગ્નજીવનને આજે પચીસ વર્ષ થયાં છે. પરિણામે એ બહેનને ખરીદવાની, કસીને લેવાની શક્તિ ખીલી નથી.

કોઈ ચીજવસ્તુ જાતે ખરીદવાનો ઉમંગ પણ હવે એમને રહ્યો નથી. પોતાની બંગડીઓ પતિ ખરીદે તેની એમને ફરિયાદ પણ રહી નથી. આથી એ કમાતાં હોવા છતાં કોઈ વખત એમને બે-પાંચ રૂપિયાની જરૂર પડે તો પતિ પાસે માગવા પડે છે. એમની પાસે સિલક હોતી નથી. પતિને પણ એમ વસ્યું નથી કે એને ભલે ખરીદી કરવાની ન હોય પણ એની પાસે અમુક રકમ હોવી જોઈએ કે એને નાની રકમ માગવી

ન પડે. આ મુદ્દો એમના ઘરમાં આજે તકરારનો નથી રહ્યો પરંતુ જો એ પતિએ પહેલેથી સ્ત્રીને ખરીદીમાં રસ લેવા દીધો હોત તો એ ઘરનાં કરતાંકારવતાં છે એવી મોટાઈ પોષાઈ હોત અને ગૃહિણીજીવનની બઢતી મળ્યાનો આનંદ ભોગવી શકત.

પુરુષનું સ્ત્રી ઉપર ચલણ હોય તે તો ઠીક, પણ સ્ત્રીનું ચલણ બાળકો ઉપર હોય તો પણ એનો અમુક સંતોષ થાય, ઘરમાં એની નેતાગીરીનો-વડીલપણાનો સ્વીકાર થયો છે, તેવી લાગણી એ અનુભવી શકે. બાળકો ઉછેરવાની ઊઠબેસ અને ભાર સ્ત્રી ઉપાડે છે અને એ બાળકો અંગેના નિર્ણયો પુરુષ કરતો હોય છે. બાળક શાળામાં ગોઠવાયેલા પર્યટનમાં જવાની મંજૂરી કોની પાસે લે છે? માતા પાસે એ હક નથી એમ એ જાણતો હોય છે અને પિતા મંજૂરી નહિ આપે તેવી એને બીક હોય છે ત્યારે એ માતાને વિનંતિ કરે છે: 'બાપુજીને તું હા પડાવજે. બાપુજી ગયે વખતે, મારાથી ગરમ ધાબળો ખોવાઈ ગયો હતો તેથી હા નહિ પાડે.' આમ માતાને ભલામણ કરવી પડે તેવી સ્થિતિ શું કામ હોવી જોઈએ? એ જ શું કામ બાળકને સંમતિ ન આપી શકે? તેમાંય જ્યારે માતાની ભલામણ છતાં પિતા નકાર ભણે છે ત્યારે એ કેવળ બાળક એકલાની નહિ પણ માતાની લાગણીને પણ કચડે છે. બાળકો ઉપર હકૂમત ચલાવવાની પુરુષને ભલે પરંપરા મળી હોય, પરંતુ એ ક્ષેત્ર માતાનું છે એમ માની એની ચીજવસ્તુઓની, એને કઈ નિશાળે મૂકવો, વગેરે બાબતો જો માતાને સોંપી દીધી હોય તો ગૃહિણીને બઢતી મળ્યાનો આનંદ થાય છે. મારા એક મિત્ર, માબાપની ઇચ્છા વિરુદ્ધ, પ્રેમલગ્નથી પરણ્યા છે એટલે લગ્નને પહેલે દિવસથી એમનાં પત્નીને સ્વતંત્ર રહેવાનું મળ્યું છે. સાસુ-સસરાની તાબેદારી કે વણછો ભોગવવો પડ્યો નથી. પરંતુ એ બહેન પતિ વિષે ફરિયાદ કરતાં કહે છે: 'તમારા મિત્ર મને સાસુની ગેરહાજરી બિલકુલ સાલવા દીધી નથી. સાસુ ન કાઢે એટલી ખોડો એ કાઢે છે અને સાસુ ટકટક ન કરે એટલી એ ટકટક કરે છે!'

મારા મિત્ર એનો બચાવ કરતાં કહે છે—મારી ટકટક કે ખોડ ખોટી હોય તો હું કાનની બૂટ પકડવા તૈયાર છું અને ઊઠબેસની શિક્ષાય સહેવા તૈયાર છું. પરંતુ એને સુધરવું નથી અને મારો દોષ કાઢવો છે, તે કેમ બને? એ જ્યાં સુધી નહિ સુધરે ત્યાં સુધી હું ટોકવાનો, ટોકવાનો અને ટોકવાનો!

અજાણ્યાને થાય કે એ બહેનમાં શું ખામી હશે? ખામી એ બહેનમાં મુદ્દલ નથી એમ હું બચાવ નહિ કરું, પરંતુ એમનામાં જે કાંઈ ખામી છે, તે કરતાં મારા મિત્રના માનસિક વલણમાં મોટી ખામી છે. એ ભણતા ત્યારે એક પ્રોફેસરના એ પ્રિયપાત્ર વિદ્યાર્થી હતા. આથી એ એમને ઘેર જતાઆવતા થયા અને એમનાં પત્નીમાં એક આદર્શ ગૃહિણીનું દર્શન કરતા થયા.

પરિણામે પ્રોફેસરનું ઘર જ એમનો આદર્શ થઈ પડેલો. એટલે એ જ્યારે ઘર લઈને બેઠા ત્યારે પત્નીના દરેક પગલાંને એ ગજે માપે. અને તેમાં જરાક પણ ફેર લાગે કે ટોકે, રસોઈમાં ટોકે, અથાણા પાપડની બનાવટમાં ટોકે, સાડીના પહેરવેશની ઢબમાં ટોકે, બારીના પડદાના રંગ અને ડિઝાઈનમાં પણ એ પ્રોફેસરનાં પત્નીની રુચિને વખાણે. આમ દરેક વાતમાં ભદ્રાબહેન સાથે સરખામણી કરે અને એ જેમ જેમ સરખામણી કરતા જાય તેમ તેમ એમનાં પત્નીને ભદ્રાબહેનનો અભાવો થતો જાય. કોઈ વખત એ બોલી પણ નાખે: 'એવું હતું તો ભદ્રાબહેનને નાની બહેન હતી એનું જ શું કામ માગું ન કર્યું!'

કોઈ ભૂલ બદલ સ્ત્રીને પતિ ટોકી ન શકે એવું કહેવાની મતલબ નથી. પરંતુ સ્ત્રીનું અહમ ઘવાય તે રીતે ટોકવાથી એ શીખવાને બદલે વિફરે છે. અને ટીકાને રચનાત્મક લેવાને બદલે વિરોધાત્મક લે છે.

અંગ્રેજ કવિ બાયરન પરણ્યો અને એક વર્ષ પછી જ એની પત્ની અન્ના છેલ્લી બાળકીની માતા થતાં એનું ઘર છોડી પિયર ચાલી ગઈ હતી. અને પછી ક્યારેય

રજનીકાન્ત મોદી

# એના ગુરુદેવ

માણસમાં રહેલી માણસાઈ, સદ્ભાવના અને હિતેષણા તેનામાંથી અહીં ને અહીં જ ઊગી નીકળે છે. આવતા ભવ કે ગયા ભવનાં ભાથાંની વાતો આપણી જાતને મનાવવા ભલે કહીએ પણ અહીં જ એ વૃત્તિઓ તેને પ્રેરણા પાય છે. એવી પ્રેરણા પાતી આ વાર્તા એટલે જ સહૃદયી વાચકોને આકર્ષશે...

નાનકડા નગર ચંદ્રપુરની એકાન્ત સીમ નજીક આવેલી સરુનાં વૃક્ષોની વનરાજી પર ઠંડી, ભેજવાળી રાત્રિના ઓળા ઊતર્યા. વનરાજીની વચમાં સ્વામી અસીમાનન્દે વાંસ અને તાડનાં પાન વડે પોતાની એકાકી પર્ણકુટી ઊભી કરી હતી. તે રાતે વર્ષાની ઝડી વિશેષ જોરથી પૃથ્વીને ફટકારી રહી હતી. જાણે કે ઇન્દ્રદેવ ધરતીનાં પાપ જોઈ કોપાયમાન બન્યા ન હોય તેમ પોતાની બાણસમૂહ શી વૃષ્ટિધારાઓ છોડી રહ્યા હતા. નગરને સંન્યાસીની પર્ણકુટી સાથે જોડતી એક માત્ર કેડી પર મોડી રાતે સ્વામી પાછા ફરતા હતા.

રાત્રિના શ્યામ હૃદયને વીંધતા વીજળીના રહી રહીને થતા ચમકારામાં એની ઊંચી સૂકલકડી કાયાનું દર્શન થતું હતું. અંધારાથી એ તદ્દન ટેવાઈ ગયેલા લાગતા હતા અને વરસાદથી કીચડવાળી બની ગયેલી કેડી પર મંદ પણ સ્વસ્થ ગતિથી પગલાં માંડી પર્ણકુટી તરફ જતા દેખાતા હતા. ઓચિંતો જ એક વીજળીનો ચમકારો થયો અને એના પ્રકાશમાં તેમને એક સરુ-વૃક્ષ નીચે કંઈક લાંબુ થઈને પડેલું દેખાયું. બીજો ચમકારો થતાં તેમને ખાતરી થઈ ગઈ કે એ કોઈ મનુષ્યાકૃતિ હતી. એ એની પાસે ગયા અને પોતાનો હાથ એને અડકાડી જોયો. એનું શરીર એમને ઠંડું, ભીનું અને જરા અકડાઈ ગયેલું તેમજ અચેત બનીને પડેલું જણાયું. એમણે એની છાતી ખુલ્લી કરી તો ખૂબ જ મંદ પડી ગયેલા હૃદયના ધબકારા એમના હાથને વરતાયા.

'ઓમ્ !' એ બોલ્યા, 'મૃત દેહ તો નથી.' પોતાના ભગવા વસ્ત્રમાંથી એમણે કંઈ ઔષધિ કે મૂળિયું ખેંચી કાઢ્યું અને લાંબી થઈને પડેલી આકૃતિનાં નસકોરાં પાસે ધર્યું. થોડી ક્ષણોમાં જ હૃદયના ધબકારા વધારે સ્પષ્ટ બન્યા. અને સંન્યાસીએ ધીર અવાજે પૂછ્યું: 'આ ઠંડી ભીની પ્રકાશહીન રાતમાં અહીં પડેલા તમે કોણ છો ?'

પરંતુ કશો પ્રત્યુત્તર ન મળ્યો. ફરી પાછું પૂછ્યું અને ત્રીજી વખત પણ એનો એ જ પ્રશ્ન કર્યો અને પોતાનો કાન એના મુખની ખૂબ જ પાસે લઈ ગયા.

---

પાછી ફરી ન હતી. આ લગ્નજીવનની નિષ્ફળતામાં બાયરનના અમુક દોષો માનવામાં આવે છે. બાયરને લગ્નની પહેલી રાતે જ એની પત્નીને કહ્યું હતું કે હું સ્ત્રી જાતિને અંતઃકરણથી ધિક્કારું છું. અને મધ્ય રાત્રિએ ઊંઘમાંથી ઝબકીને એ ચીસ પાડી ઊઠ્યો હતો : 'હે દયાળુ પ્રભુ, હું સાચે જ નરકમાં છું. મને બચાવ.' સ્ત્રી જાતિ પ્રત્યેની આ નફરતે અન્ના બેલ્લાને એની સાથે જીવવું અકારું થઈ પડ્યું હોય તો નવાઈ નહિ. આવી નફરત એને કેમ જન્મી હતી તે એ જ કહી શકે. પરંતુ એવી જ નફરત કોઈ સ્ત્રીને પતિ પ્રત્યે પણ હોવાનો સંભવ છે. બાપનું, ભાઈનું વર્તન નાનપણમાં એણે ઘરમાં એવું જોયું હોય, કોઈ યુવકે પ્રેમમાં એને દગો દીધો હોય તેનો પણ પ્રત્યાઘાત હોય. આવી સ્ત્રી પરણે તો પણ પતિ તરફ પુરુષજાતિ પ્રત્યેની નફરતને વશ વર્તે તો નવાઈ નહિ.

શરૂઆતમાં ટાંક્યું છે તેમ સ્ત્રી પરણીને ગૃહિણી તરીકેની કારકિર્દી કાઢવાનાં સ્વપ્ન લઈને આવે છે. અને જુદાં જુદાં અનેક કારણસર એનાં સ્વપ્નાં જ્યારે ફળતાં એને જોવા મળતાં નથી ત્યારે એનો જીવનરસ ઓસરવા માંડે છે. અને એની આડે આવતા અવરોધોને એ દૂર કરીને એને હૂંફભેર સહાયભૂત થાય તો પેલું સુકાઈ ગયેલું સુખ પાછું વહેવા માંડે છે.



જાણે કબરમાંથી ભૂતનો અવાજ આવતો હોય તેમ માંડ માંડ સંભળાય એવા સાદે મંદ પ્રત્યુત્તર મળ્યો :
'એક દુઃખી આત્મા.'
અને વરસાદના અવાજ તેમજ ઊંચાં સરુવૃક્ષમાંથી પસાર થતા પવનના સૂસવાટા સિવાય વાતાવરણમાં ગાઢ શાંતિ ફરી પાછી સર્વત્ર છવાઈ રહી. થોડી ક્ષણો વીતી અને સ્વામીએ નીચે પડેલી આકૃતિને ઉપાડી લીધી અને પોતાની પર્ણકુટી ભણી ફરી પાછાં આગળ પગલાં ભરવા માંડ્યાં.

*

પ્રાચીના માંડવા પર બીજે દિવસે ઉષાનું સુકોમળ ગુલાબ ખીલ્યું અને રાત્રિનો અંધકાર દૂર થવા માંડ્યો. આગલી રાતનાં વાદળો વિખેરાઈ ગયાં હતા. નીલ આકાશ પૃથ્વી–બાલિકાને પિતાના વાત્સલ્યથી પોતાની ગુલાબી કિરણાંગુલિઓ વડે લાડ લડાવી રહ્યું હતું.

પર્ણકુટીની અંદર અસીમાનંદ પદ્માસન વાળીને ધ્યાનમગ્ન બની બેઠા હતા. એમની નજીકમાં જ પાંદડાની શય્યા પર નવીન આગંતુક પડ્યો હતો. એની આંખો ખુલ્લી હતી. પણ એનામાં હજી બેસવા જેટલી તાકાત આવી ન હતી. એ એના ધ્યાન કરી રહેલા સાથીના મુખ પર વિલસી રહેલી શાંત સ્થિરતા નિહાળી રહ્યો હતો. એની પ્રસન્ન ગંભીર નિશ્ચલતા જોતા એની આંખોમાંથી આંસુનાં બિંદુ ટપકી પડ્યાં.
થોડા સમય બાદ સ્વામીનું ધ્યાન પૂરું થયું અને એમની ચેતના ફરી પાછી પૃથ્વી પર આવી. નવ આગંતુકનાં અશ્રુપૂર્ણ નયનો પ્રત્યે સ્મિતમય મીટ માંડીને એમણે એનો સત્કાર કર્યો.
'જય સચ્ચિદાનન્દ,' એ બોલ્યા. 'હવે કેમ લાગે છે?'

'પહેલાં કરતાં ઠીક છે. પણ આપ કોણ છો, મારા અજ્ઞાન સહાયક?'
સ્વામીએ ફરી પાછું સ્મિત કર્યું અને કહ્યું, 'તારો પોતાનો જ આત્મા,' અને ક્ષણભર થંભીને વાક્ય પૂરું કર્યું, 'પરંતુ માત્ર એક જુદા દેહરૂપી વસ્ત્રમાં રહેલો...જેનું નામ છે અસીમાનંદ.'
નવાગંતુક પોતાની પર્ણશય્યામાંથી ધીમેથી ઊઠ્યો અને કુટિરની વાંસ અને તાડનાં પાનની દિવાલને પોતાનો વાંસો ટેકવી બેઠો થયો. ફરી પાછાં એની આંખમાંથી આંસુ છલકાવા લાગ્યાં.
'આપ જાણો છો, ગુરુદેવ, કે આપે મને શું કર્યું છે?' એ મંદ અવાજે બોલ્યો. એનો સાદ અંદરથી ઊઠતી લાગણીઓ વડે ગળગળો બની ગયેલો હતો. પ્રત્યુત્તરની વાટ જોયા વિના એ ઊઠ્યો અને સ્વામીનાં ચરણોમાં એણે પોતાનું શિર ઢાળી દીધું.

'ગુરુદેવ, આપે મારું જીવન બચાવ્યું છે. મેં વિષ લીધું હતું. આપે મારા અંતરાત્માને ઉગાર્યો છે.' મહા મહેનતે એણે કહ્યું.
'પ્રિય ભાઈ, હજી તું બહુ નબળો છે. બોલ નહિ અને શાંત થા. જ્યારે મેં કાલે રાતે તારા હૃદયના ધબકારા અને નાડ તપાસ્યાં ત્યારે જ મને ખબર પડી ગઈ હતી કે તું કોઈ કાતીલ ઝેરની અસરથી પીડાઈ રહ્યો છે. પણ હવે તો તું સર્વશક્તિમાન પ્રભુની કૃપાથી અને મેં વાપરેલી ઔષધિના સામર્થ્યથી એની પ્રાણઘાતક અસરમાંથી ઉગરી ગયો છે. એટલે થોડો સમય હવે તું શાંત થા. તારામાં શક્તિ આવે ત્યાં સુધી તારી દુઃખમય કથની કહેવાનું મુલતવી રાખ.'

'કૃપા કરી મને બોલવા દો. મારામાં થોડી શક્તિ તો પાછી આવી જ છે અને હવે મારા જીવનની પાપ, દુઃખ અને પશ્ચાતાપની કથા આપને કહી શકીશ એમ મને લાગે છે. માત્ર જો આવી દુન્યવી બાબતોને લગતી વાત સાંભળવા જેટલી કૃપા આપ કરો તો સંભળાવું.'
અસીમાનંદે પોતાનું મુખ ફેરવી નાખ્યું. આ જોઈ નવાગન્તુકને નિરાશા થઈ અને એણે કહ્યું, 'હું કેટલો મૂઢ છું! એટલું પણ ન સમજી શક્યો કે આપ તો સંન્યાસી છો એટલે દુનિયાની વાતોમાં આપને રસ ન જ હોય.'
પોતાની લાગણીઓ છુપાવવાનો વ્યર્થ પ્રયત્ન કરતાં





અસીમાનન્દે ઉતાવળે જવાબ આપ્યો, 'ના, ના. તારો આત્મા મારો આત્મા જ છે. અને તેથી તારી વાતો મારી જ વાતો છે. આત્મા એક જ છે. માટે તું તારી કહાણી કહે.'

આમ પ્રોત્સાહન મળતાં એણે કહેવા માંડ્યું :

'હું એક ગરીબ કુટુંબમાં જન્મ્યો હતો. હું ખૂબ નાનો હતો ત્યારે જ મારા પિતા મૃત્યુ પામ્યા હતા અને મારી માનું તેમ જ મારું પૂરું કરવા માટે બીજું કોઈ સગું હતું નહિ. તેથી, જેમ આવા દાખલાઓમાં ઘણું ખરું બને છે તેમ મારામાં પણ સમાજવાદી માનસનો ઉદય થયો અને ધનિકોને હું ધિક્કારવા લાગ્યો. પણ નસીબનું કરવું તે કોલેજમાં મને એક શ્રીમંતના પુત્ર સાથે મિત્રતા થઈ. એના બાપ શેર-બજારમાં ધંધો કરતા હતા અને એ એમનો એકનો એક પુત્ર હતો. એ ખૂબ જ ઉદાત્ત હતો અને એની પ્રકૃતિ અત્યંત ઊંચા આદર્શોથી યુક્ત હતી. એ અતિશય બુદ્ધિમાન હતો, પણ એની બુદ્ધિ જગતના વ્યવહારની રોજિંદી બાબતો કરતાં તત્ત્વચિંતન અને યોગ જેવા સૂક્ષ્મ અને અમૂર્ત વિષયોને વધારે પસંદ કરતી અને તેમાં વધારે ઊંડાણમાં ઊતરતી. એ ખૂબ જ ઉદાર અને હેતાળ હતો પણ તે સાથે જ અત્યંત લાગણીપ્રધાન હતો. એણે મારા પર અનેક ઉપકારો કર્યા હતા, પણ મને તો ખાતરી જ થઈ ગયેલી હતી કે એ આટલો દયાળુ અને પરગજુ હતો એનું એક માત્ર કારણ એના બાપનો પૈસો જ હતો. મારો એ ખ્યાલ તદ્દન મૂર્ખાઈભર્યો જ હતો એમ મને હવે સમજ પડે છે, પણ તે દિવસોમાં તો સમાજવાદી વિચારસરણીએ મારા મનમાં એટલું તો ઘર ઘાલ્યું હતું કે શ્રીમંતોમાં કોઈ પણ સારા ગુણો હોઈ શકે એમ માનવાને જ હું તૈયાર નહોતો. હું તો એમ જ માનતો કે પૈસાવાળાઓ જ ખરેખરા દુર્જનો છે અને ગરીબોનાં બધાં દુઃખોને માટે તેઓ જ જવાબદાર છે. મેં તો નક્કી જ કરી દીધું હતું કે મને મળતી પહેલામાં પહેલી તકે હું ગરીબ અને તવંગર વચ્ચેના ભેદ ટાળી દેવાનો અને બંનેને સમાન બનાવી દેવાનો પ્રયત્ન કરીશ. અને એ હેતુ સિદ્ધ કરવા માટે તે વખતે તો મને એમ જ લાગતું કે ગરીબોને તવંગર બનાવવા કરતાં તવંગરોને ગરીબ બનાવી દેવા એ વધારે સહેલો ઉપાય છે. એટલે જો કે ઉપર-ઉપરથી તો એની સાથે મારી મૈત્રી ખૂબ જ ગાઢ દેખાતી, પણ અંદરખાને મારામાં હંમેશ એના પ્રત્યે ભયંકર દ્વેષ સળગતો રહેતો. મારે એને ગરીબ બનાવવો હતો.'

'ને એનું નામ શું હતું' સ્વામીએ વચમાં જ પૂછ્યું. એ અત્યારસુધી ખૂબ જ ધ્યાનથી એને સાંભળી રહ્યા હતા.

'ઓહ! એ તો મેં આપને કહ્યું જ નહિ. એનું નામ મકરન્દ હતુ.'

અને સ્વામીના મુખ પરથી એક શ્યામ છાયા પસાર થઈ ગઈ, પણ એનો સાથી કાં તો ખૂબ નબળો પડી ગયો હોવાને કારણે કે પછી બેધ્યાન હોવાને કારણે, એને એ દેખાયું નહિ. એણે તો એનું કથન ચાલુ જ રાખ્યું :

'કોલેજના બીજા વર્ષ દરમ્યાન મારે અભ્યાસ છોડી દેવો પડ્યો. અને મકરન્દની ભલાઈને લઈને એના બાપે મને શૅરબજારની પોતાની ઑફિસમાં કામે લગાડ્યો. થોડા મહિનામાં જ એ ધંધાની ઘણીખરી બાબતોમાં હું પાવરધો થઈ ગયો અને મારી બુદ્ધિ તેમજ મહેનતુપણા વડે ટૂંક સમયમાં જ મેં એના બાપનો પૂર્ણ વિશ્વાસ સંપાદન કરી લીધો. એ વૃદ્ધ થતા જતા હતા અને એને એમ લાગતું હતું કે એનો આદર્શવાદી પુત્ર એના ધંધાને માટે લાયક ન હતો. આથી એમણે ધીમે ધીમે એના ધંધાની બધી જવાબદારી મારા પર મૂકવા માંડી. આ બધા દિવસો દરમ્યાન મારો મકરન્દ સાથેનો દેખીતી રીતનો ગાઢ સંબંધ એવો ને એવો જ ચાલુ હતો.

'હવે આપ સમજી શકો છો કે જો હું ચાહું તો એ સુખી કુટુંબનું સત્યાનાશ વાળવાનું મારે માટે કેટલું સહેલું હતું. અને આપ નહિ માનો, પણ હૃદયમાં

કોઈ પણ જાતની અરેરાટી વિના મેં તેમનું સત્યાનાશ વાળ્યું પણ ખરું. મેં એમના ધંધાને એક અતિસયંકર ધોકો. પહોંચાડ્યો, જેના પરિણામે એ કુટુંબે પોતાની બધી સંપત્તિ અને રાચરચીલું સુદ્ધાં ગુમાવ્યું. એ વૃદ્ધને આ આઘાત એટલો અસહ્ય થઈ પડ્યો કે એની જાણ થતાં જ એ બેશુદ્ધ બનીને જમીન પર પટકાઈ બીજે દિવસે મૃત્યુ પામ્યા. હું તે વખતે કેટલો ક્રૂર અને નરપિશાચ જેવો હતો ! પણ તે વખતે મને એમ નહોતું લાગતું. હું માત્ર ધનિકોને ગરીબ બનાવતો હતો. હું તો ધારતો હતો કે કૃતજ્ઞતા, દયાળુતા અને બીજા એવા ગુણો તો માત્ર ધનવાનોના જ હક્ક હતા. મારે એમની સાથે શી લેવાદેવા હતી ! મકરંદ મારો મિત્ર હતો તે કબૂલ. એણે અને એના બાપે મને એના ધંધામાં જોડી મને મદદ કરી હતી અને એને લીધે જ હું મારી ગરીબ માને આધાર આપી શક્યો હતો એ પણ કબૂલ. એના બાપે એનો આખોય ધંધો મારા પર વિશ્વાસ મૂકીને મને સોંપી દીધો હતો, તે પણ કબૂલ. પણ આખરે તો તેઓ ધનવાન હતા. તેમને ધનવાન હોવાનો શો હક્ક હતો ? મકરંદની મા પણ ત્યારબાદ લાંબો સમય જીવન્ત રહી નહિ. એક મહિનાની અંદર જ એ પોતાના પતિની પાછળ પિતૃલોકમાં સીધાવી.'

આટલું કહી બોલનાર શ્વાસ લેવા જરા વાર થંભ્યો. અટક્યા વિના એકસરખું બોલ્યા જવાનું જોર હજી એનામાં આવ્યું નહોતું. અનિચ્છા છતાં પોતાના મોંમાંથી બહાર નીકળી પડતા નિઃશ્વાસને છુપાવવાનો સ્વામીએ પ્રયત્ન કર્યો. પરંતુ એનો સાથી તો એના પોતાના જ વિચારોમાં એટલો મશગૂલ હતો કે એનું લક્ષ એના પર ગયું જ નહિ. એણે પોતાનું વક્તવ્ય ફરી ચાલુ કર્યું :

'બીજે દિવસે મકરંદ તરફથી મને એક પત્ર મળ્યો. એ બહુ જ ટૂંકો હતો. એમાં લખ્યું હતું : "મારા પ્રિય મિત્ર, હું જાણું છું કે તેં જાણી જોઈને જ આ ભયંકર આફત મારા પર આણી છે અને મારાં માતપિતાના મૃત્યુનું કારણ પણ તું જ બન્યો છે. પણ તોયે તું તો માત્ર પ્રભુના હાથમાં હથિયાર જ હતો. એટલે હું તને દોષપાત્ર લેખતો નથી. મને તારા પ્રત્યે જરા પણ ક્રોધ કે દ્વેષ થયો નથી. હું જગત છોડું છું. બાલ્યવયથી જ મને અંદરથી થયા કરતું હતું કે એ જ મારું આખરી ભાવિ છે. વહેલા કે મોડા મારે મારા આ આંતરસાદને વશ થવાનું જ હતું. તને રૂબરૂ મળીને કફોડી સ્થિતિમાં મૂકવા નહોતો માગતો એટલે આ પત્ર લખું છું.

લિ. તારો સ્નેહાધીન, મકરંદ."

'આ પત્રે મારી આંખો ખોલી નાખી. આ લખતી વખતે તો મકરંદ ધનવાન નહોતો. મેં એના માબાપને મારી નાખ્યાં. અને છતાં એ કેટલો માયાળુ, કેટલો ક્ષમાવાન, કેટલો ઉદાત્ત ! હું એના પ્રત્યે કેટલો નિર્દય ! અને તે પણ કોઈપણ કારણ વિના પહેલી જ વખત મારી આ પાર વિનાની મૂર્ખાઈનું મને ભાન થયું, મારું હૃદય મને હજારો વીંછીના ડંખથી ડંખવા માંડ્યું. અને હું ધસ્યો—એને જગત છોડતો કદાચ રોકાય તો રોકવા અને એની માફી માગવા. પણ હું મોડો પડ્યો. એ તો નગર છોડીને ચાલ્યો ગયો હતો. અને ક્યાં ગયો હતો તે વિષે કોઈને કશી પણ જાણ ન હતી.

'આ બધું તો થોડાં વર્ષો પહેલાં બન્યું. પણ ત્યાર પછી મારી શાંતિ અને મારું સુખ સદાને માટે વિદાય થઈ ગયું. મેં પણ સંસાર છોડ્યો અને પરિવ્રાજક બની રઝળુ જીવન સ્વીકાર્યું—એની જેમ જ—અને છતાં એની જેમ નહીં. હું એની શોધમાં આખું હિંદુસ્તાન ઘૂમ્યો—ઉત્તરથી દક્ષિણ અને પૂર્વથી પશ્ચિમ. પણ મારી શોધ નિષ્ફળ ગઈ. આખરે ગઈ રાતે હું ચંદ્રપુર આવ્યો. આવી વ્યર્થ અને ખંતહીન શોધ ચાલુ રાખવા કરતાં જીવનનો અંત આણવો સારો છે એમ મને ખાતરી થઈ ગઈ. અને મેં ઝેર લીધું. ક્ષણભરના આવેશમાં મેં એ લીધું તો ખરૂં





પણ પછી તરત જ મને સમજાયું કે જીવનમાંથી પલાયન થઈ જવું ખોટું છે, નિર્બળતા છે, મારું પ્રાયશ્ચિત્ત પૂરું થયું નથી, મારા હૃદયનો પાપનો બોજો હળવો થયો નથી, તો પછી મૃત્યુ પામવાનો મને શો અધિકાર? ભયંકર ગુનામાંથી અને અંતર કોરી ખાતા દુઃખમાંથી નાસી છૂટવાનો શો અધિકાર?

'પણ ફરી એક વાર હું ઘણો મોડો પડ્યો. મેં ઝેર લીધું હતું. અહીંના પુરજનોને પૂછ્યું કે કોઈ નિષ્ણાત વૈદ કે કોઈ એવું કોઈ અહીં છે કે? અને તેમણે કહ્યું કે એક સંન્યાસી સ્વામી અસીમાનંદ નામે છે જે આ નગરની સીમ પરના જંગલમાં વસે છે; અહીંના લોકોને માંદગીમાં એ દવા આપે છે અને અચૂકપણે એનાથી બધાં સારાં થઈ જાય છે. આથી હું એને શોધવા નગર છોડીને સીમ ભણી આવવા નીકળ્યો પણ વરસાદ સખત વરસતો હતો અને ઘોર અંધારું છવાયેલું હતું. ઝેરની અસર થવા માંડી હતી. હું સરુના વૃક્ષ નીચે આવ્યો અને જમીન પર પટકાઈ પડ્યો. ત્યાંથી આપ મને ઊંચકીને અહીં લઈ આવ્યા અને આપે મને નવું જીવન અર્પ્યું. આજે સવારે મેં આપની આંખમાં કોઈ અદ્‌ભુત અને વિશિષ્ટ પ્રકારની જ્યોતિ જોઈ છે, જે મારા મિત્ર મકરન્દની આંખોની જ્યોતને ઘણી મળતી આવે છે. મને અંદરથી એમ લાગ્યા કરે છે કે આપ મારા ગુરુદેવ થશો,—પણ એમ કેમ લાગે છે તે હું જાણતો નથી. આપે હિચકારા મૃત્યુમાંથી મારું જીવન ઉગાર્યું છે, તો હવે આમ મારા અંતરાત્માને પણ ઉગારો.'

અને એ રડી પડ્યો. અસીમાનંદ શાન્ત હતા. એમણે એની આંખોમાં કેટલાય સમય સુધી એકીટશે જોયા કર્યું, ત્યારબાદ એ બોલ્યા:

'ગિરીશ!'

એનો સાથી ચમક્યો અને પોતાના દિવાસ્વપ્નમાંથી જાગ્યો.

'આપ મારું નામ કેવી રીતે જાણો છો? આપ મને ઓળખો છો?' એણે આશ્ચર્યચકિત બનીને પૂછ્યું.

'હું મારા પોતાના આત્માને ન જાણું? પછી ભલે એ આત્મા બીજા શારીરિક વેશમાં રહેલો હોય.' એ હસ્યા અને ફરી પાછા બોલ્યા, 'મારા મુખ તરફ વધારે લક્ષ આપીને જો, હું તને ઓળખાઉં છું?'

અને એણે મીટ માંડી.

'શું આપ...શું આપ...મારા ચિરકાળથી ગુમાયેલા મિત્ર મકરન્દ છો, મારા ગુરુદેવ?'

અસીમાનંદ હસ્યા અને પ્રભાતના સૂર્યનું એક રઝળતું સુવર્ણ કિરણ તાડના પાનની દિવાલમાંની કોઈ ફાટમાંથી પર્ણકુટીમાં ડોકિયું કરતું અંદર પ્રવેશ્યું.



'ગાફિલ'

## આગ

કોણે આવી દાગી આગ?
ઘટ ઘટમાં છે લાગી આગ.

એક અમે એવાય પિપાસુ,
સામે મોંએ માગી આગ.

દોષ દઉં પણ કોને દઉં હું?
આફૂડી આ જાગી આગ.

જોઈ શક્યો છું એની લગનમાં,
હોઈ શકે સોહાગી આગ.

લાગ્યા કેડે થાય ન અળગી,
એવી છે અનુરાગી આગ!

હાશ, મને ગાફિલ કરતી ગઈ,
મારી લેખે લાગી આગ.



પર્લ બક

# નેતૃત્વની ગુણવત્તા

પોતાની જાતને બીજાને ઉપદેશ આપવા જેવો ગણીને નેતૃત્વ સ્વીકારી લે છે એ નેતા ન કહેવાય. જાણીતાં નોબેલ પારિતોષિક વિજેતા અમેરિકન લેખિકાએ આબાદ રીતે છણાવટ કરેલા લેખનો આ ટૂંકાવેલો અનુવાદ એટલે જ વાચકો આવકારશે...

શા કારણે હિટલરની પાછળ દોરાઈને લોકો નાશ પામ્યા અને શા કારણે ગાંધીજીની પાછળ દોરાઈને લોકો સફળતા પામ્યા? નેતૃત્વની ગુણવત્તા પર બધો આધાર રહેલો હોય છે. લોકો કાંઈ હમેશાં ડાહ્યા જ હોતા નથી. કોઈ વાર તેઓ ખોટા માણસને પસંદ કરીને તેની પાછળ દોરાય છે. કોઈની ચુંબક શક્તિ લોકોને આકર્ષતી હોય છે, પણ તેનામાં નેતૃત્વના ગુણો હોતા નથી. તો હવે પ્રશ્ન એ ઊઠે છે કે નેતૃત્વનાં મૂળ તત્ત્વો કયાં?

સૌથી પહેલાં દરેક સમર્થ નેતા એક સ્વપ્નદ્રષ્ટા હોય છે અને હોવો જોઈએ. જો દુનિયા વધારે સારી બની શકતી હોય, જો માનવજીવનને સંપૂર્ણ બનાવી શકાતું હોય અને જો જનતાને વધારે સુખી બનાવી શકાતી હોય તો શું હોવું જોઈએ અને શું કરવું જોઈએ તેનાં સ્વપ્નો તેને આવવાં જોઈએ, તેને એ વિષેની કલ્પનાઓ ઊઠતી હોવી જોઈએ.

ઘણાખરા માણસોને મોટાં સ્વપ્ન આવતાં નથી, તેઓને માત્ર નાનાં સ્વપ્નો આવે છે. માનવતા માટે માનવજાતિનું વિશ્વવ્યાપી સ્વપ્ન હોવું જોઈએ. જે માણસ મહાન સ્વપ્નનું દર્શન કરી શકતો હોય છે તેનામાં જ સર્જક કલ્પનાશક્તિ અને ભવ્ય પ્રતિભા હોય છે. લોકોને સ્વાભાવિક રીતે એવો નેતા જોઈતો હોય છે કે જે તેમની સમજ પ્રમાણે પોતા કરતાં ચડિયાતો હોય, પોતા કરતાં વધુ દૂરગામી દૃષ્ટિ ધરાવતો હોય અને પોતા માટે તથા પોતાના સ્વપ્ન માટે મથન કરવા સદા તત્પર હોય. લોકો સમજી શકે તેવા પ્રકારે અને તેવા શબ્દોમાં તેવો નેતા લોકોના સ્વપ્નને વ્યક્ત કરવા શક્તિમાન હોય છે. એ સ્વપ્ન પૂરતો ખોરાક, સ્થિર વ્યવસાય, જોરજુલમમાંથી મુક્તિ, વિચારવાની–બોલવાની–લખવાની, એકંદરે બધી જાતની સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટેનું હોય છે. નેતા લોકોને તે માટેનું વચન આપે છે, એટલે લોકો તેની પાછળ પાછળ ચાલે છે.

આટલી સ્વપ્નશીલતા નેતાના સ્વભાવનો મુખ્ય ભાગ બને છે. તેમાં કલ્પકતા હોય છે, ઉત્સુકતા હોય છે, જ્યારે તે પોતાની આસપાસના લોકોની જરૂરિયાતો જુએ છે, પોતા પર તેઓની નિષ્ઠા જુએ છે, પોતા પરનું તેઓનું આશાવલંબન નિહાળે છે, ત્યારે તેની ઉત્સુકતા તીવ્ર ને તીવ્ર બનતી જાય છે. પોતાનું સામર્થ્ય સિદ્ધ કરી બતાવવાની તેની ફરજ બને છે. પોતાની જાત પરની અને પોતાના સ્વપ્ન પરની શ્રદ્ધાથી તેમ જ પોતે આપેલાં વચનોના બળથી તેને તે માટે ફરજ પડે છે. તે માને છે કે પોતે નિજ સ્વપ્નને મૂર્ત કરવા શકિતમાન છે. તે વખતે તે લોકમાન્ય નેતા બને છે.

તે પોતાના વચનને પરિપૂર્ણ કરશે અને લોકોની શ્રદ્ધાને પાત્ર નીવડશે? તે હવે આપણે જોઈએ.

નેતૃત્વનું બીજું તત્ત્વ કુશળતાયુક્ત મૌલિક પ્રતિભા છે. સ્વપ્ન આવવું સહેલું છે. આપણે સ્વપ્નને મૂર્ત કરી શકીએ, ન્યૂનાધિક અંશે મૂર્ત કરી શકીએ, તેના પ્રમાણમાં નેતૃત્વની ગુણવત્તા નિશ્ચિત થાય. બૌદ્ધિક ચમક, સ્વપ્નદર્શન, સર્જકવિચાર એ બધા પ્રતિભાના વિભાગો છે. પરંતુ પ્રતિભાની સાથે હું કુશળતાને જોડું છું; કારણ કે એ બેઉ પૃથક શકિતનાં સૂચક છે. પ્રતિભા એ મૂળ તત્ત્વ–આંતરિક ગુણ છે, કુશળતા એ પ્રતિભાને વ્યક્ત કરવાની અથવા કાર્યકર્તૃક બનાવનારી શકિત છે.

શકિતસંપન્ન નેતામાં પ્રતિભા હોય પણ રાજકીય ક્ષેત્રમાં તેને વ્યક્ત કરવા માટેની કુશળતા ન હોય, તો તે નેતા તરીકે નિષ્ફળ નીવડવાનો.

મહાત્મા ગાંધીજીમાં એવી પ્રતિભા હતી અને પ્રતિભાનો બંધબેસતો ઉપયોગ કરવાનું કૌશલ્ય પણ હતું. તે રાજકીય અને સામાજિક કાર્યકુશળ પ્રતિભાશાળી નેતા હતા. તેમનાં સ્વપ્નો નક્કર હતાં અને તેમના દેશના લોકોની જરૂરિયાતો સાથે સુઘટિત હતાં. તેમની યોજનાઓ કેવળ કાલ્પનિક આદર્શો દર્શાવવા પૂરતી નહિ પણ તે સિદ્ધ કરવાનો માર્ગ દર્શાવનારી પણ હતી. તે પોતાના દેશના લોકોને બરાબર પિછાણતા હતા. તે જાણતા હતા કે લોકો કેટલું સમજી શકે તેવા અને કેટલું કરી શકે તેવા હતા, એટલે તેઓ જેટલી ઝડપથી જઈ શકે તેમ હોય તેટલી ઝડપથી જ ગાંધીજી તેમને દોરી જતા તથા લોકો સમજી શકે તેવે રસ્તે લઈ જતા. જ્યારે કાયદાભંગની અહિંસક લડતમાં તેમણે મીઠાના કરનો કાયદો તોડવાનો નિર્ણય કર્યો અને હાથે સૂતર કાંતવાને રેંટિયો ચલાવવાનો નિયમ દાખલ કર્યો, ત્યારે ઉચ્ચ કોટિના રાજકીય પુરુષોમાં કેવી હસાહસ ચાલી રહી હતી! પણ આ તેમની એવી કલ્પનાઓ હતી કે જેને લોકો સમજીને અનુસરી શકે તેમ હતું. મીઠું રોજના ઉપયોગની વસ્તુ હતી. રેંટિયો સામ્રાજ્યના યંત્રવાદમાંથી મુક્તિ અપાવનારું પ્રતીક હતું અને અહિંસા પ્રાચીન ધર્મનો અંશ હતો. આવાં સાધનો જો ગાંધીજીએ ન વાપર્યાં હોત તો તે નિષ્ફળ જ નીવડયા હોત. ગાંધીજીએ નેતૃત્વ ધારણ કરીને જો કાર્યકુશળ કલાકારની પ્રતિભાનો ઉપભોગ ન કર્યો હોત તો તેમનાં સ્વપ્નો અળપાઈ ગયાં હોત. તેમણે જો લોકોને પોતાનાં સ્વપ્નોની જ વાતો કહ્યા કરી હોત અને તે પૂર્ણ કરવાને શું કરવું તે કહ્યું ન હોત તો તે નેતા તરીકે નિષ્ફળ નીવડયા હોત. પરંતુ તે નિષ્ફળ ન નીવડયા, કારણ કે તેમણે જે જે કહ્યું તે તે તેમણે પહેલાં જાતે કરી બતાવ્યું અને પછી લોકોએ પણ તેમ કર્યું. તેમણે લોકોને જેમ કરવા સૂચવ્યું તેમ પોતે પણ આચરણ કર્યું. અને બધો વખત તેમણે પોતાના સ્વપ્નની મર્યાદામાં રહીને જ કાર્ય કર્યું. પોતે શું કરતા હતા, શા માટે કરતા હતા, તે તે જાણતા હતા. તેમણે સાધ્ય ઉપર લગાવી રાખેલી દૃષ્ટિને જરાયે ચલિત થવા દીધી નહોતી. સાધ્યની સિદ્ધિ તેમને મન સર્વસ્વ હતું, બાકી બધાં સાધનો હતાં.

હવે આવે છે નેતાના સત્યશાલિતાના ગુણની વાત. પ્રમાણિકતા અને સત્યશાલિના વચ્ચે અંતર રહેલું છે. લોકો તદ્દન પ્રમાણિક હોઈ શકે, પણ સત્યશાલી નયે હોય.

સત્યશાલિતા એટલે શું? તેમાં ત્રણ પ્રકારની શ્રદ્ધાનો સમાવેશ થાય છે. સ્વપ્ન એટલે કે સાધ્ય પ્રત્યેની શ્રદ્ધા, પોતાના આત્મા પ્રત્યેની શ્રદ્ધા અને જેની સેવા કરવાની હોય તે લોકો પ્રત્યેની શ્રદ્ધા. સત્યશાલિતાનું સ્પષ્ટ તથા સાદું દૃષ્ટાંત ગાંધીજીની કીર્તિ શિખરે પહોંચવાના સમયની ઇંગ્લાંડની મુલાકાતનું છે. ત્યારે ગાંધીજી તેમના પોતાના દેશમાં સફળ થઈ ચૂક્યા હતા, પણ તેમના નેતૃત્વનો સ્વીકાર ઈતર દેશોમાં થશે કે નહિ તે કોઈ જાણતું નહોતું. એ મુલાકાત વેળાએ ગાંધીજી હાથે કાંતેલી ખાદીનાં કપડાં પહેરીને લંડનમાં આવ્યા હતા અને ટાઢ ખૂબ પડતી હોઈ તેમણે હાથે વણેલી ઊનની કામળી શરીરે લપેટેલી રાખી હતી. તે બકરીનું દૂધ પીતા અને સાદડી પર સૂઈ રહેતા. વૈભવશાલી અને ઉચ્ચ પ્રકારનો પોશાક ધારણ કરનારા અંગ્રેજોની વચ્ચે તે એક વિચિત્ર વ્યક્તિ દેખાતા. લોકો ખૂબ હસતા અને છાપાં–ચોપાનિયાં વ્યંગચિત્રોથી ઊભરાઈ જતાં. પણ ગાંધીજી એ હાંસી–મશ્કરી કે ટીકાખોરીથી જરાયે વિચલિત થયા નહોતા. પોતે શું કરી રહ્યા હતા તેનું તેમને પૂરું જ્ઞાન હતું.

હું માનું છું કે આ રીતે ઈંગ્લાંડમાં તે કેવળ સત્યશાલિતાથી પ્રેરાઈને જ વર્ત્યા હતા. જાણે તે કહી રહ્યા હોય કે 'હું આવી વ્યક્તિ છું; તમે લોકો જેને જુઓ છો તે વ્યક્તિમાં બીજા કરોડો હિંદીઓનું પ્રતિનિધિક વ્યક્તિત્વ સમાઈ રહેલું છે, અને તેઓમાંનો જ હું પણ એક છું.' જ્યારે હિંદના લોકોએ તેમનો ફોટોગ્રાફ છાપામાં જોયો ત્યારે તેઓ હસ્યા નહિ કે તેમણે હાંસી કરી નહિ, પણ પહેલાં કરતાં તેમની ભક્તિ વધારે ઊંચે ચડી.

ગાંધીજીએ એક વખત કહ્યું હતું: 'સત્ય એ માત્ર શબ્દોમાં વ્યક્ત કરવાની બાબત નથી, એ તો વસ્તુતઃ જીવનમાં સત્યને જીવવાની બાબત છે.'

આ શ્રદ્ધા એક કલાકમાં કે એક વર્ષમાં આવી નહોતી. ગાંધીજીના દેશના અને છેવટે દુનિયાના લોકો તેમના ઉપર પૂર્ણ રીતે શ્રદ્ધા ધરાવતા થયા તે પૂર્વે તેમના જીવનનાં અનેક વર્ષો સત્યશાલિતામાં પસાર થયાં હતા. તેમણે લોકોની શ્રદ્ધા પર વિજય મેળવ્યો. તે પોતાના વિચાર તથા વર્તનની પૂર્ણ પ્રમાણિકતાથી નહિ પણ અસાધારણ નિખાલસતાથી પોતાના ખાનગી જીવનને તેમણે લોકો સમક્ષ ખુલ્લું કર્યું હતું. પ્રલોભનો સામેની પોતાની મથામણો પણ તેમણે લોકોને વર્ણવી સંભળાવી હતી અને નિષ્ફળતાઓને ખુલ્લી કરી બતાવી હતી. જ્યારે તે નિષ્ફળ નીવડતા ત્યારે કામ પુનઃ શરૂ કરતા અને નાહિંમત થતા નહિ. જેવા બીજાઓ નિર્બળ હોય છે તેવા તે પણ નિર્બળ હતા. નિર્બળતા સામે તે લડતા.

આવી રીતે મહાત્મા ગાંધીજી પોતાનાં સ્વપ્નોને સિદ્ધ કરવામાં સફળતા મેળવનાર એક નેતા હતા. તેમનામાં પ્રતિભા તથા કૌશલ્ય સંયુક્ત રહેલાં હતાં. જ્યારે તે મૃત્યુ પામ્યા ત્યારે તેમણે સર્જેલી ક્રાંતિને બીજા નાના માણસો ઉપાડી શક્યા નહિ. એ ઉપરથી એક બહુ અગત્યનો પાઠ શીખવાનો મળે છે કે, જ્યારે નેતા નિષ્ફળ નીવડે છે, ત્યારે નાના માણસો તેના કાર્યને ઉપાડી લઈ શકે છે, પરંતુ જો નેતા નિષ્ફળ નથી નીવડતો તો ક્રાંતિ નિષ્ફળ જતી નથી. તેને બદલે પંડિત નેહરુ જેવા તેમના અનુયાયીઓ તેમના નેતૃત્વના આહ્વાનને ઉપાડી લઈ શકે છે. તેમનું નેતૃત્વ કદાચ પદ્ધતિમાં અને કૌશલ્યમાં જુદા પ્રકારનું હશે, પણ પ્રતિભા–બુદ્ધિવૈભવ તેનાં તે જ છે. ગાંધીજીએ સ્થાપેલાં મૂળતત્ત્વોથી તેઓ અંગત રીતે અલગ થયા નથી. ક્રાંતિને અંતે દેશોને હાનિ અને કષ્ટો સહન કરવાં પડે છે, તેવું હિંદને સહેવું પડયું નથી, તેની પ્રગતિ સ્થિરતાથી આગળ વધી રહી છે. એ બધું સફળ નેતૃત્વની સફળતાને આભારી છે. ગાંધીજીના સફળ નેતૃત્વની ગુણવત્તાને અંગ્રેજોએ સ્વીકારી છે. અને હવે દુનિયાના બીજા લોકો પણ તેને સમજવા લાગ્યા છે. ગાંધીજી અંગત શત્રુત્વમાં બિલકુલ રસ ધરાવતા નહિ. તેમણે સંસ્થાનવાદ સામે બંડ પોકાર્યું હતું અને પોતાના દેશના લોકો માટે તે જીવ્યા હતા તથા મરણ પામ્યા હતા. પરંતુ જે વસ્તુ તે પોતાને માટે ઇચ્છતા નહિ તે વસ્તુનો બીજાઓ ઉપભોગ કરતા હોય તેથી તેમની પ્રત્યે તે શત્રુત્વ ધરાવતા નહિ, બલ્કે તેમની તરફ મિત્રતાથી વર્તતા. લૉર્ડ અને લેડી માઉન્ટબેટન ગાંધીજીનાં અંગત મિત્રો તથા પ્રશંસકો હતાં અને તેઓ પરસ્પર જે માન–બુદ્ધિ ધરાવતાં હતાં, તેનો પણ હિંદે પ્રાપ્ત કરેલા સ્વાતંત્ર્યમાં તથા માનવતાના ઇતિહાસમાં અસાધારણ પ્રકારનો હિસ્સો હતો.

હું હવે નિર્ભયતાની વાત કરું છું. સ્વપ્નદર્શન, પ્રતિભા, કૌશલ્ય અને સત્યશાલિતાના ફળની પ્રાપ્તિ માટે નેતામાં નિર્ભયતા અનિવાર્ય છે. એવા ગુણો ધરાવતો માણસ સ્વભાવતઃ જ નિર્ભય હોય. ગાંધીજી ખરેખર નિર્ભય પુરુષ હતા. જેલનિવાસનો, હાંસી–મશ્કરીનો, ગરીબ દેખાવાનો કે મૃત્યુનો પણ તેમણે કદાપિ ડર લાગતો નહિ.

ગાંધીજી જ્યારે નેતૃત્વમાં વિજયી થયા ત્યારે જ તે મૃત્યુ પામ્યા. નાના માનવીઓની પેઠે ન તે માંદા પડયા કે ન તે દુર્બળ થયા.



જો તને શાન્તિ અને સમતાની કિંમત હોય તો જેમ મરકીથી દૂર ભાગે તેમ નારીથી દૂર ભાગજે. તારી શક્તિ પહોંચે તેટલો દૂર નાસજે. પણ જો તે તારી પાછળ પડે તો હારીશ નહિ. કારણ પાછળ પડવાનો તેનો સ્વભાવ છે.

—મેરી કોરેલી





બાલચન્દ્ર પરીખ

# સૌન્દર્યની કલાકૃતિ

વિશ્વખ્યાત અંગ્રેજ સર્જક વિલિયમ શેક્સ્પિયરની એક મહત્ત્વની કૃતિ 'રોમિયો–જુલિયટ'નું ગુજરાતી વાચકોને આસ્વાદ કરાવતું અભ્યાસુ પુસ્તક પ્રગટ થઈ રહ્યું છે ત્યારે એના અભ્યાસુ લેખકે સુંદર પ્રસ્તાવ રજૂ કર્યો છે તે અહીં ટૂંકાવીને મૂક્યો છે...

સાહિત્યસર્જનની કોઈક સંતર્પક કલાકૃતિ દ્વારા માનવહૃદયની ભાવનાસૃષ્ટિ જ્યારે પ્રત્યક્ષ આવકાર ધારણ કરે, ત્યારે તેના જેવું બીજું કયું અહોભાગ્ય એ કલાકૃતિના સર્જક કે એના સર્જનને વધારનાર રસજ્ઞ વાચકગણ માટે કલ્પી શકાય? અને એથીયે આગળ વધી, કોઈક શબ્દકૃતિ એના નિર્માતાને ડોલાવનાર પ્રેરણાની મૂર્તિમન્ત આકૃતિરૂપ નીવડી, એના રચયિતાની સર્જનાભિમુખ ઉપાસનાના વિસ્તરતા દર્પણ સમી કાળપટ પર શોભી રહે, ત્યારે તો સર્જક સાહિત્યકાર માટે જીવનના વિરલ અહોભાગ્યની અવધિ જ આવી ગણાય. કેવળ નિસર્ગદત્ત પ્રતિભા, અંતઃસ્થ મેધાશક્તિ તથા નિત્યજાગ્રત કલાદૃષ્ટિએ ત્રણ કેન્દ્રીય તત્ત્વો પર જ અંતિમ સિદ્ધિનો મદાર બાંધી, આદર્શ અને વાસ્તવ જગતના ચૈતન્યપ્રદેશમાં એક સરખા આત્મવિશ્વાસથી વિહરનાર કવિશિરોમણિ શેક્સ્પિયર માટે પણ આ સત્યની યથાર્થતા ક્યારેક ક્યારેક નાટ્યકાર તરીકેની એની સુદીર્ઘ કારકિર્દીમાં લાક્ષણિક ઢબે પ્રગટ થતી નિહાળી શકાય છે. રાષ્ટ્રીય જીવનના આવેગથી પમરતી રંગભૂમિ દ્વારા અભિવ્યક્ત થઈ રહેલા પ્રજાના પ્રાણધબકારને એક અખૂટ ચેતનાવન્ત દર્શનના ઓજસવતી પોષ્યે જવાનું જેનું સહજ નિર્માણ હતું, એવા પ્રતાપી નાટ્યસ્રષ્ટા તરીકેની શેક્સ્પિયરની પ્રત્યેક રચનાકૃતિ—પછી એ પ્રૌઢ હોય કે અપરિપક્વ, ઉદાત્ત કે મધ્યમ કોટિની એની ચિત્તસૃષ્ટિના તત્કાલીન આવેગને સાંગોપાંગ સ્વરૂપે ઝીલીને નૈસર્ગિક કાવ્યવાણીમાં આકાર આપતાં કુદરતી સર્જન જેવી નીવડી છે. તેમ છતાં, ક્યારેક ક્યારેક એના જીવનદર્શનનું કોઈક વિશિષ્ટ પાસું, અનુભૂતિના સોપાન પરથી એના અંતરાત્માને ઊંડો સ્પર્શ કરી જતું, ત્યારે એ સ્પર્શનો અણસારો જીવનદૃષ્ટા કવિ તરીકેની એની બદલાતી નાટ્યકલામાં તો વરતાતો જ; પરંતુ એથીયે વધુ તો સર્જનાત્મક પ્રતિભાના લાક્ષણિક ઝળહળાટરૂપે તે સાથેસાથ એની અમુક અમુક નાટ્યકૃતિ પર પણ સમગ્રતયા વ્યાપી રહેલો દૃશ્યમાન થતો. યશસ્વી નાટ્યકાર તરીકેની વીસ વર્ષની એની સળંગ કારકિર્દીમાં અવારનવાર એવી વિરલ ક્ષણો શેક્સ્પિયરના માનસને અવશ્ય આંતરી ગઈ હોવી જોઈએ, જ્યારે પ્રજાના ચિત્ત પર વિલક્ષણ પ્રભાવ પાડી ચૂકેલી એની કોઈ કોઈ નાટ્યકૃતિ, લોહચુંબકની પેઠે એની સંસ્મૃતિ પર પકડ જમાવી, વિભૂતિમન્ત નવસર્જનરૂપે પ્રગટ થવા, કવિપ્રતિભાના સૂક્ષ્મ પ્રેરણાકેન્દ્રને સ્પન્દિત કરી ગઈ હશે. એ ક્ષણો તાત્ત્વિક દૃષ્ટિએ, શેક્સ્પિયર સરખા નિસર્ગસિદ્ધ મહાકવિની અખંડ વિકાસધારામાં કલાકારના અમરત્વનો ઉન્મેષ અને કવિહૃદયની અનુભૂતિનું ઉદ્‌ગાન—ઉભયના નિર્ણયાત્મક સંગમને પરલક્ષી નાટ્યદર્શનના ઢાળમાં પણ અવિસ્મરણીય ચોટપૂર્વક ઉપસાવનાર વિધાયક ક્ષણો જેવી ખરા અર્થમાં બની રહેતી હોવી જોઈએ.

આ ભૂમિકા પરથી નીરખતાં, પરિપક્વ જીવનદર્શન અને અંતઃસ્થ સ્વાનુભૂતિનું કાવ્યની શબ્દસૃષ્ટિમાં હૃદયસંતર્પક એકરૂપતા સાધતું કવિનું સર્વોત્કૃષ્ટ સર્જન "હેમ્લેટ" એની કરુણાન્ત નાટ્યાવલિમાં, સર્જનાત્મક આવેગનો અપ્રમેય મનોવિસ્તાર સાધતી કોઈક ધન્ય ઘડીના ઉત્થાન જેવું ભાસે છે. અને એથી ઊલટી દિશામાં નજર નરીએ, તો યૌવનના ઉલ્લસિત પ્રાણને જીવનના કુસુમિત રસસંભારરૂપે પ્રગટાવતું, શેક્સ્પિયરની તરુણ વયનું "રોમિયો એન્ડ જુલિયટ" પ્રણયનિરૂપણના સંકુલ કેન્દ્રમાંથી બહાર નીકળી પ્રેમદર્શનના વિશાળ ગગનપ્રતિ આરોહણ કરતા સમૃદ્ધ માનવી ભાવોદ્રેકના પ્રતીકરૂપે વિરાજે છે. આ નાટકના સકળ કાર્યપ્રદેશમાં દૃષ્ટિગોચર થતો જીવનનો પ્રબળ આવેગ અને એ આવેગથી અંકિત થયેલા વાતાવરણમાં સુવાસી રહેતી

રસ-સૌંદર્યની અભિનવ તાજગી—એ બંનેનો એક મનોરમ કલાકૃતિના રૂપમાં પૂર્ણ સંગમ થયો હશે, ત્યારે કવિની અંતઃસૃષ્ટિ બસો વર્ષ પછી એના સમાનધર્મા કવિ શલીએ બિરદાવેલી પ્રેરણાની દિવ્ય આભા સાથે તો, પ્રજ્ઞાના કો નૂતન આવિષ્કારમાં, ઓતપ્રોત નહિ બની હોય ?

શેક્‌સ્પિયરની મેધાને પ્રેરણાની શૈલી–નિર્દિષ્ટ આ જ્યોતિર્મય ભૂમિકાએ સંચાલિત કરનાર આંતરિક બળો ગમે તે હોય—આપણે તો એની સંભાવના વિચારીને એના અભિપ્રેત સત્યની કેવળ કલ્પના જ કરવી રહી —પરંતુ તેના યૌવનકાળના સુમધુર પુષ્પ સમું ' રોમિયો એન્ડ જુલિયેટ ' કે તેની પરિપક્વ પ્રજ્ઞાના શિખર સમું ' હેમલેટ '—નાટ્યસ્રષ્ટા કવિવરની લેખિનીનું પુનઃ સંમાર્જન પામેલાં આ બંને નાટકો જીવનના અમૃતતત્ત્વના ઉપાસક કવિહૃદયની ઊંડી ભાવમુદ્રા પોતપોતાના ચૈતન્યવિશ્વ પર એવી અનોખી ઢબે અને એવા નિઃશેષ આત્મપ્રભુત્વપૂર્વક વિસ્તારે છે કે તેનો દ્વારા અકળ મનાતી આંગ્લ મહાકવિની ચિત્તસૃષ્ટિની ચાવી સહૃદય વાચકના હાથમાં ઊપસી આવે છે; અને એ સૃષ્ટિના નિગૂઢ લેખાતા ચિંતનપ્રવાહોનું તાત્ત્વિક સ્વરૂપ નાટ્યરસિકો અને કાવ્યરસિકો—બંનેને માટે વધુ સુગમ, વધુ નિકટસ્પર્શી થઈ પડે, એટલા પ્રમાણમાં બંને કૃતિઓમાં છતું થાય છે.

તો પછી કોઈ પૂછશે કે આ બે નાટકોમાંથી જગવિખ્યાત બનેલી ' હેમલેટ ' જેવી પ્રમાણિત અને સમુદાર સાહિત્યકૃતિને બાજુએ રાખીને ' રોમિયો એન્ડ જુલિયેટ ' જેવી પ્રમાણમાં કંઈક અપક્વ નાટ્યરચનાને આવી બૃહદ્ આલોચના માટે મેં શા માટે પસંદ કરી હશે ! એનો જો માત્ર તાર્કિક ઉત્તર જ આપવાનો હોય તો આંખના પલકારાની જેમ સૂચવી શકાય કે ગુરુદેવ રવીન્દ્રનાથ ટાગોરકૃત ' ચિત્રાંગદા ' નાટકનું સ્વરૂપદર્શન કાવ્યાત્મક ભૂમિકાએ ગુજરાતી ભાષામાં પૂર્ણ સંતોષપૂર્વક કરાવી શકયા પછી, જ્યારે શેક્‌સ્પિયરની પ્રેમસૃષ્ટિનું રહસ્યદર્શન એ જ કોટિએ સાકાર કરી, આગલી કૃતિ દ્વારા આત્મસાત બનેલા સર્જનાત્મક રસદર્શનના આદર્શને કલાત્મક વાઙ્મયના ક્ષેત્રમાં, માતૃભાષાના પટ પર, વિસ્તારવાની મહેચ્છા હૃદયમાં પ્રગટી ત્યારે તેની સ્વાભાવિક ફલશ્રુતિ બીજી શી હોઈ શકે ? એ સ્થિતિમાં આંગ્લ મહાકવિની બીજી એકે નાટ્યકૃતિ જીવનની પરિપૂર્ણ સભરતાને મૂર્ત કરવા ઉત્સુક, આવી આધુનિક રસસમીક્ષાને સુયોગ્ય રીતે વહી શકે એવા સમર્થ સંપુટની ગરજ સારી શકે તેમ ન હતું. શેક્‌સ્પિયરનું અંતિમ સર્જન ' ટેમ્પેસ્ટ ' કદાચ અમુક અંશે તેમાં અપવાદરૂપ નીવડી શકત; પરંતુ કવિનું પ્રૌઢ દર્શન પામેલી એ સુગ્રથિત કલાકૃતિ, એની પ્રશિષ્ટ તત્ત્વ અને એના સંપ્રજ્ઞાત સ્વરૂપ તળે ગતિમાન બની ચૂકેલાં અપાર્થિવ પરિબળોને લઈ, ઉલ્લસિત જીવનનું સર્વતોભદ્ર પ્રતિબિંબ ભાગ્યે જ ધરી શકી હોત.

આ જ વસ્તુ બીજી તરફથી જોઈએ તો આપોઆપ સ્પષ્ટ થશે કે સર્જનાત્મક પ્રેરણાનું એક વાર ચિત્તમાં અવતરણ થયા પછી, એના સ્વરૂપ, એની આકૃતિ કે એના પ્રમાણની જળોજથામાં તેના ઉપાસકને પડવાનું ન જ હોય. આકૃતિ, સ્વરૂપ અને પ્રમાણની નિઃસાર ચિંતામાં ડૂબી જઈ, માનસિક વિસંવાદનાં મૂળને આહ્વાન આપવા કરતાં, પ્રેરણાના હાર્દમાં પમરતા સર્જનાત્મક રસતત્ત્વના ઝંકાર સાથે એકાત્મતા ખીલવવાના પુરુષાર્થમાં જ સકળ પ્રાણશક્તિ એકાગ્ર કરવી એ વધુ ઈષ્ટ નથી શું ?

સામાન્યતયા આટલો જ ઉત્તર પૂરતો થઈ પડ્યો હોત; પરંતુ સાહિત્ય એ કેવળ તર્કશાસ્ત્ર નથી કે એના ઉદ્‌ગમનું અંતસ્તલ માત્ર એની આસપાસ પ્રવર્તમાન સ્થૂળ પરિબળોની પ્રક્રિયા પર નિર્ભર રહી શકે. એ જ રીતે સર્જનાત્મક વાઙ્મયના રસોપભોગની વૃત્તિ નિરપેક્ષ કોટિની ઝંખનાથી સહૃદયના દિલમાં પ્લાવિત થાય, ત્યારે તેનો પરિઘ માનસિક અનુભવોના એક માત્ર તાર્કિક સ્વરૂપથી ક્યારેય સીમિત રહી શકે નહિ. પ્રેરણા જ્યારે માનવહૃદયના ઉદાત્ત, સર્જનાભિમુખ આવેગની જ ખરેખર વાહક બની રહી હોય, ત્યારે ચિત્તસૃષ્ટિમાં

એનું અવતરણ, આત્માની સાથે એનું સમીકરણ, શબ્દરૂપે એની અભિવ્યક્તિ, કલાક્ષેત્રે એની પ્રતિચ્છાયા અને અંતે, જીવનમાં એનું સાર્થક્ય—એ પ્રત્યેક ક્રિયામાં સર્જનાત્મક આરોહણના એના પ્રકૃતિસહજ ધર્મને નિષ્ઠાપૂર્વક અનુસરીને જ તે તેનાં અંતરતમ લક્ષ્યો આત્મસાત કરી શકે. અને એથીયે એક સોપાન આગળ વધી, એ નૈસર્ગિક ધર્મનું સર્જક આત્માની અનુભૂતિનાં ઊંડાંમાં ઊંડાં વહેણો સાથે સ્વાભાવિક અનુસંધાન થયા પછી, પ્રેરણા જ્યારે રસદર્શનના આલોચક આત્માની સંવેદનાના સ્રોત સાથે, ચૈતસિક જીવનના પટ પર, એકતાર થવાની હદ સુધી પહોંચી શકે, ત્યારે તો તેમાંથી સ્ફુરાયમાન થતી અભિનવ રચનાને, જેમ તેનાં અસ્તિત્વ ને આકાર માટે, તેમ તેનાં ઊગમ તથા પૂર્ણાહુતિ અર્થે, કેવળ તેના પોતાના જ અંતરંગ કાનૂન સિવાય બીજા કશા પર આધારિત રહેવાની જરૂર રહેતી નથી. એવી સર્જનપૂત શબ્દરચનાને પોતાની આકૃતિનાં સ્વરૂપ કે બંધારણના વિશિષ્ટ સંદર્ભમાં, તેના સન્નિષ્ઠ આરાધકને પુરોગામી સર્જકના પ્રત્યક્ષ સંસર્ગથી કે સમકાલીન પ્રજાની પરોક્ષ કૃપાથી પ્રમાણિક બનેલ નીરખવાની ભાગ્યે જ કશી અભીપ્સા હોઈ શકે. પ્રેરણાના લોકોત્તર અવતરણ પછી, તેમાંથી પ્રાપ્ત થયેલા સત્ત્વની પીઠિકા પર અડગ ઊભા રહી, પ્રેરણાના માનુષી સમુત્થાન અર્થેની એકનિષ્ઠ ઉપાસના અર્ધ્યની જેમ સતત્ ધર્યે જવી, એ જ મૌલિક સર્જનમાંથી નીપજતા નવસર્જન માટેનું અંતિમ તર્પણ બની રહે છે.

શેક્સપિયરની કાવ્યપ્રતિભાના મૌગ્ધ્યને સહજ ભાવે પ્રસારતી આ રોમાંચક કૃતિએ સાહિત્યની સ્વલક્ષી તેમજ પરલક્ષી—બંને ભૂમિકા પરથી મને એક સરખો વ્યાપક સંતોષ આપ્યો છે, એમ કહું તો તેમાં લેશમાત્ર અતિશયોક્તિ નહિ હોય. અને આ પ્રકારના તલસ્પર્શી રસદર્શનમાં બંનેમાંથી એકે દૃષ્ટિ ગૌણ નથી. વસ્તુતઃ બંને દૃષ્ટિને તેમાં એકસરખું સ્થાન છે. બન્ને માટે તે સરખા ગૌરવરૂપ બની શકે તેમ છે. આગળ વધી નિશ્ચિતરૂપે કહેવું હોય, તો પ્રતીતિજન્ય શ્રદ્ધાના બળે અવશ્ય એમ કહી શકાય કે બન્નેના પૂર્ણયોગ દ્વારા જ સહૃદય વિવેચક એ કોટિનું આદર્શ રસદર્શન સિદ્ધ કરી શકે—જેમાં આત્મલક્ષી સંવેદના અને પરલક્ષી આલોચનાના બે સામસામા પ્રવાહોનું ઐક્ય સ્થપાતાં, નૈસર્ગિક પ્રેરણાના સંવાદ દ્વારા બન્નેનાં વિભિન્ન બળો વચ્ચે એવી એક સમતુલા પ્રગટે કે જેને આધારે, કલાત્મક નવસર્જનની આલોચકની અભીપ્સાને પૂર્ણ થવાનો અને તેની મારફતે રહસ્યદર્શનની એક અભિનવ પ્રકારની આકૃતિને સાહિત્યના દર્શનાત્મક ક્ષેત્રે આવિર્ભાવ પામવાનો યોગ્ય અવકાશ સાંપડી શકે. આ પ્રકારની સંવેદશીલ ભૂમિકાએ સાહિત્યકૃતિનું રસદર્શન એકી સાથે વિવેચના અને રસદર્શન, મૌલિક રૂપાંતર અને પ્રેરણાપૂત નવસર્જન; મર્મગામી રહસ્યદર્શન અને મૂલ્યાંકનપ્રેરિત સમીક્ષા જેવું બની રહેવાની પૂરી સંભાવના ઉપસ્થિત થાય છે. આમાંનાં કયાં પાસાં કેટલે અંશે અમુક કલાકૃતિના રસદર્શનમાં પ્રગટ થાય છે, તેનો આધાર એ રસદર્શનના આદર્શરૂપ મૂળ કૃતિનાં અંતરંગ તત્ત્વો જ છેવટે તો બની શકે; અલબત્ત, રસાસ્વાદ માટેની તેના આલેખકની શક્તિ તેમજ તેની જીવનદૃષ્ટિનો વળાંક—બન્ને સારા પ્રમાણમાં નિર્ણાયક તત્ત્વો બની શકે.

સ્વલક્ષી ભૂમિકાએ મારે મન આ કૃતિનું અતિ આકર્ષક તત્ત્વ નાટ્યાત્મક ઢાળમાં પણ એવું ને એવું જ શોભી ઊઠતું એનું નિતાન્તસુન્દર કાવ્યાત્મક સ્વરૂપ છે—જેની મોહિની તરુણવયથી અદ્યાપિ પર્યંત હું સદાય અનુભવતો આવ્યો છું; એની મોહિની જે કોઈ પણ ઉત્સુક આત્માને અન્ય માનસિક અભિનિવેશના આધાર વિના, માત્ર એની રસજ્ઞતા દ્વારા જ મંત્રમુગ્ધ કરી શકે; અને જેનો પાશ તત્ત્વઝંખનાની ધૂનિ તળે સ્વસ્થ રસાનુભવથી દૂર દૂર સરકતી જતી ગુજરાતી પ્રજાને અત્યારને તબક્કે લગાડી શકાય, તો એના જેવી મધુર અને અભિજાત સંસ્કારસેવા બીજી એકે હોઈ શકે ખરા ?

બીજી તરફ પરલક્ષી ભૂમિકાએ, આ કૃતિનું સર્વસ્વીકૃત આકર્ષક તત્ત્વ 'હેમ્લેટ' જેવી પ્રભાવશીલ કૃતિ સામે પણ ઉન્નત મસ્તક ઊભું રહી શકે એવું એનું અજબ શૃંગારનિરૂપણ છે—જે કવિના પ્રેમદર્શનના જીવન્ત આલેખનરૂપે શેક્સ્પિયરની સમગ્ર નાટ્યાવલિ પર જ્યોત્સ્નાની માફક સુહાસી રહે છે, અને જેના કેન્દ્રસ્થ રસતત્ત્વ સાથે સંપર્ક સાધી, બીજા બધાં નાટકોમાં અલગ અલગ યા અંશતઃ સ્ફુટ થતાં એના પ્રેમદર્શનનાં વિવિધ પાસાં પોતપોતાનું તારતમ્ય વધુ વિશદતાપૂર્વક કવિના સર્વતોભદ્ર જીવનદર્શન સાથે સાંકળી શકે છે. એ રીતે તેના સર્વતોગામી પ્રેમનિરૂપણનાં પલટાતાં સ્વરૂપોને યોગ્ય ઉઠાવ આપવામાં અને તેમનું એકાંગી રહસ્ય એક નિર્ભેળ અને પરિપૂર્ણ દર્શનદ્વારા આમૂલ પ્રતીત કરાવવામાં 'રોમિયો એન્ડ જુલિયેટ' શેક્સ્પિયરની શાશ્વત પ્રેમગાથારૂપે કેવો અગ્રગણ્ય ભાગ ભજવે છે તે તત્કાળ સ્ફુટ થાય છે.

નાટ્યવિધાયક મહાકવિની કરુણાન્ત છતાં પ્રકાશભરપૂર—આ એક જ કૃતિ કદાચ એવી હશે, જેમાં નાયક–નાયિકાના સહજોત્થ પ્રણયયોગ દ્વારા એ મુગ્ધ આત્માઓનું નિરનિરાળુ વ્યક્તિત્વ પૂર્ણપણે પ્રગટ થતાં, પુરુષ અને પ્રકૃતિના જેવું નિસર્ગસુંદર અદ્વૈત સ્થાય છે—તે ત્યાં સુધી કે એ અદ્વૈત સ્વરૂપ નાટકના પટાંગણ પર સમસ્ત માનવજાતના રસપિપાસુ આત્માના મૂર્તિમંત કેન્દ્રરૂપ બની જાય છે. નાટ્યકલાની આવી કાવ્યાત્મક રચનાકૃતિ પર માનવભાવના ઉપાસકો જેવા સર્જનોત્સુક સાહિત્યકારોનો પ્રથમ અધિકાર હોય—એવી ઉદ્‌ઘોષણા એક પ્રગટ સત્ય અર્થે કરવાની જરૂર હોઈ શકે ખરા? પ્રેમદર્શનની એક નિર્વ્યાજ કલાકૃતિમાં અભિપ્રેત જીવનરહસ્યનો પાર પામવા પ્રયત્ન કરવો અને સાથોસાથ કવિએ ભરત હૃદયે વહાવેલા રસામૃતનું પાન કરતા જવું, એના કરતાં બીજો કયો વધુ તૃપ્તિપ્રેરક લહાવો સાહિત્યસૃષ્ટિમાં સાંપડવાની કામના યૌવનના પ્રાણધબકારને વરેલો સાહિત્યિક અંતરમાં સેવી શકે?

અંતિમ નિરપેક્ષ દૃષ્ટિએ વિચારતાં, એક સુષ્ઠુ પરિપૂર્ણ કલાકૃતિની ગણત્રીએ "રોમિયો એન્ડ જુલિયેટ"ની આંતરિક અપરિપક્વતા સૂચવતી ભાષા, શૈલી તથા ભાવનિરૂપણની કેટલીક દેખીતી ત્રુટિઓ એની વિશાળ રસસિદ્ધિને, આમ છતાં, ખાસ બાધક નીવડતી નથી એ કોઈ સામાન્ય ઘટના નથી. પ્રેમના સુરમ્ય આલેખનવતી જીવનની વિકાસમાન સભરતા તાદૃશ કરી બતાવવામાં આ કૃતિને શેક્સપિયરની અખિલ નાટ્યશ્રેણીમાં જે ઉજ્જવળ અને અનોખી સફળતા, કહો કે પ્રૌઢતાના ભોગે પણ, સાંપડી છે તેની સમીપ શૈલી અને નિરૂપણની આ કે તે ઊણપ ગૌણ મહત્ત્વની બની જાય છે. પીઢ બનેલી સંસ્કારિતાના એકાંગી વિવેચકો માટે એ ત્રુટિઓ સદાય ગુલાબના ફૂલ સાથે જડાએલા કંટકની માફક ખૂંચતી હોય છે—ત્યાં સુધી કે ફૂલની સૌરભ માણવી તેને લીધે એમના દિલને દુષ્કર આતપ સમાન બની જાય છે; પરંતુ લલિત વાઙ્મયનો નિર્મુક્ત અને રસાસ્વાદ માણવાને ઉત્સુક, કલ્પનાશીલ વાચકવૃંદ માટે તો, શેક્સપિયરની આ મનોહર નાટ્યકૃતિએ માનવપ્રેમનું એ જ શાશ્વત દર્શન મૂર્ત કર્યું છે, જે સંસ્કૃતિના વિકાસમાં યુગે યુગે મહાકવિઓએ પોતાની અમર રચનાઓમાં પ્રગટ કર્યું છે, જેનો સાક્ષાત્કાર દૈવી અને માનુષી બન્ને ભૂમિકાએ સંલગ્ન રીતે રવીન્દ્રનાથે પોતાની વિશ્વકવિતામાં ઓતપ્રોત કર્યો છે; અને જેનું તારતમ્ય તેમણે પોતે જ અર્વાચીન જગતના માનસને પુલકિત કરે એવી પરમ વાણીમાં આમ શબ્દસ્થ કર્યું છે:

> Love is Life in its fulness,
> As the Cup with its wine...

કદાચ પ્રેમભાવનાની આવી કોઈ અનેરી ઝલકે જ યુવાન નાટ્યકાર શેક્સ્પિયરને પોતાના આ લોકપ્રિય નાટકના પ્રથમ રંગીલ, પરંતુ અપરિપક્વ સ્વરૂપને સંમાર્જિત કરી, તેમાંથી નવપ્રણયની ચિરંતન રસધારા વહાવતી કોઈક હૃદયસ્પર્શી શબ્દરચના પ્રગટાવવાની પ્રેરણા આપી હશે. તિરસ્કાર અને વેરથી મદાન્ધ



બનેલા કાળના ઝનૂની સ્વરૂપને નિર્ભયપણે પડકારનાર, ઈટાલિયન પ્રણયગાથાના હાર્દમાં ધબકતા નિર્વ્યાજ સ્નેહતત્ત્વે કવિના થનગનતા આત્માને મન્ત્રમુગ્ધ કરી, સ્નેહની અવિચલતાનું શું એવું જ અપૂર્વ દર્શન કરાવ્યું હશે, જેવું ઉદાત્ત દર્શન તાજમહાલની શિલ્પકૃતિના કેવળ એક ચિત્રદર્શને ગુજરાતના કવિશ્રેષ્ઠ ન્હાનાલાલને અર્વાચીન યુગમાં મહાકાળના કરાલ સ્વરૂપ સામે અણનમ ટકનાર માનવઆત્માના અજરામર રસસ્વરૂપનું કરાવ્યું હતું ?

ગમે તેમ, મધ્યરાત્રિએ બુલબુલના કુંજનમાંથી નિર્ઝરતું સ્વરસંગીતનું માધુર્ય શૂન્યતામાં ઓસરી જતાં કીટ્સ જેવા સુકુમાર કવિઆત્માની જે દ્વિધાપૂર્ણ સ્થિતિ થઈ: Was it a Vision or a Waking Dream? —તેવી નિઃસાર દશાને અહીં સ્થાન નહોતું. " રોમિયો એન્ડ જુલિયેટ " જેવી પ્રાણસભર નાટ્યકૃતિનું ચિંતન નિર્બન્ધ મને જેણે કર્યું હોય, એવી વ્યક્તિ માટે એનો રસસંપૂટ, અર્ધજાગ્રત સ્વપ્ન ને સાક્ષાત્ દર્શન વચ્ચેની કવિએ કલ્પેલી અર્ધદગ્ધ સ્થિતિ નહિ, કિંતુ અટલ શ્રદ્ધા પ્રસારતી આત્મપ્રતીતિ જ જન્માવી શકે,—જેની દ્વારા દિવાસ્વપ્ન સ્વયં દર્શનની સબળતા ધારણ કરે. શેક્સ્પિયરની અજરામર કાવ્યપ્રતિભામાંથી પ્રગટેલું ગાન્ધર્વપ્રણયનું આવું મસ્ત ગાન વિલીન થવા સરજાયું ન જ હોય. ઊલટું પૂર્ણ શ્રદ્ધાપૂર્વક એમ સૂચવી શકાય કે જેનું સંગીત એક કાળે આ લેખક માટે રોમાંચક સ્વપ્નદર્શનની સમાધિ પ્રગટાવનાર નીવડ્યું હતું. તેનું કામણગારૂં માધુર્ય, ચૈતસિક વિકાસનાં વિવિધ સ્તરોનો સંસ્પર્શ પામી, પરિપકવ રસસિદ્ધિરૂપે પલટાઈ જઈ, જીવનની અસીમ ધન્યતાનો અનુભવ કરાવનારું નીવડે, ત્યારે એ સ્થિતિ સાહિત્ય અને જીવનની સંલગ્ન સાર્થકતા દ્વારા જીવનમાં લલિત કલા અને સાહિત્યની ફલશ્રુતિ અંગે માનવીને સચોટ આત્માનુભવ કરાવી શકે.



મધુરમ્

## રાતનાં આંસુ

જોયાં સવારે ફરવા ગયેલા
નવીન ટીપાં કવિએ ગુલોપે
શોભી રહ્યાં ઝાકળનાંય મોતી
સમાં દિસે છે કવિએય ગાયું :
'શી લીન રાત્રિ મિલને પિયુના
હતીય ત્યાં સૂરજદેવ દાદા
આવી ગયા ને શરમાઈ દેવી
નિશા જ ભાગી પદનૂપુરોની
છૂટી પડી ઘૂઘરમાળ તે હ્યાં
દિસે છ ફૂલો પર બિંદુ રૂપે.'

'ના' રાત બોલી 'નવ વાત સાચી,
નિશા મહીં ખેલ ઘણાય જોયા
સૂતેલ ભૂખ્યા જન ફૂટપાથે
કંગાળ નાગા જનમેલ ભારે
વેચાય નારી કંઈ પેટ કાજે
દુકાન ન્યાળી રૂપની જ ત્યાં તો
ભાળ્યા અનાચાર અનેક તેથી
જણાય રાતી મમ આંખ તાજી
રોઈ ઘણેરી કંઈ આંસુ સાર્યાં
ઠરી થયાં ઝાકળબિંદુ આ છે.'



પુષ્કર ચંદરવાકર

# નૂરુનો શિકારો

નમણી અને નજાકત માનવજાતમાં પણ જે દુન્યવી દૂષણો પેસી ગયાં છે તેનાથી કાશ્મીરના નિર્દોષ માણસો પણ બચ્યા નથી. કાશ્મીરી વાતાવરણથી મઘમઘતી આ અગાઉની આ જ લેખકની વાર્તાને વાચકો નહિ ભૂલ્યા હોય ત્યાં આ એવી જ રોચક બીજી વાર્તા...

મારા બોટ હાઉસ ' જીનીવા 'માં આવી તે ઊભો, અને તસ્લીમ ભરી ગંભીર વદને નાનકડું વાકય તેણે કાશ્મીરી બોલીમાં મને કહ્યું : ' હજુર બધા ઝીલોમાં ( સરોવરો ) આપને ઘુમાવવા હું તૈયાર છું ! '

તેની પાછળ મારા બોટ હાઉસનો માલિક ઉમરબક્ષ આવ્યો અને તેણે હિન્દીમાં કહ્યું : ' સાહેબ ખૂબ અચ્છો આદમી છે આ નૂરુ ! ' ઉમરબક્ષ નૂરુ તરફ ફરી બોલ્યો : 'મારા મિજબાન છે ! સાદા પ્રવાસી નહીં.'

' જી, હજુર ! ' તેણે માથું નમાવ્યું.

' તેમને શરદી ન લાગે, તેમ ફેરવી આવ ! '

' જી, હજુર ! '

' દલ આખું, ચાર ચીનારનો ટાપુ, કબૂતરખાના, નિશાતબાગ, નેહરુ પાર્ક, ચશ્મેશાહી, અને શાલીમાર...'

' જી, હજુર ! '

' જરૂર લાગે ત્યાં, સાહેબ કહે, તેટલો સમય રોકાજે ! '

' જી, હજુર ! '

' જાવ, શિકારો લઈ આવ ! '

નૂરુ બોટહાઉસના દીવાનખાનામાંથી પાછા પગે સરીને ચાલી નીકળ્યો. તેનું કશ્મીરી બદન સુદઢ હતું.

' શિકારો આવે કે મને ખબર આપજે. '

' જી હજુર ! '

નૂરુ સાવ અદશ્ય થયો, ત્યારે ઉમરબક્ષે મારી કીકી સાથે તેની કશ્મીરી કીકી મિલાવીને કહ્યું : ' સા'બ, નૂરુ સાચ્ચો કશ્મીરી ઓલાદનો છે ! ગરીબ ઈન્સાન છે. તેનામાં વફાઈ છે માટે તેનો શિકારો મગાવ્યો. '

' તો 'સુખી થશે. ' મેં ટૂંકમાં ઉત્તર આપ્યો.

' આપ ગરમ કપડાં લઈ લેશો. થોડાં શરીર પર પણ નાખી દેશો, થોડાં સાથે ! '

' કેમ ? '

' મોડું થાય, ઠંડ નીકળે તો કામમાં લાગે ! '

' ઠંડ ! '

' હા, સુલેમાનની છેલ્લી ચોટી પર આજ બપોરથી બરફ પડી રહ્યો છે. જુઓ, તે બરફ ધૂપમાં ઝગઝગારા મારી રહ્યો છે. '

' હું ! '

' અને રાતે નવ વાગે કદીક કદીક આ ઋતુમાં રાક્ષસી પવન ફૂંકાય છે ! '

' બરાબર ! '

' તેવું બને તો આપને તકલીફ પડે...આપ હેરાન પરેશાન બની જાવ ! '

' ભલે ! ' બોલી હું ઊભો થયો. મેં મારો બિસ્તરો ખોલી તેમાંથી ઓવરકોટ કાઢ્યો ને પગે ગરમ મોજાં પહેરવાં માંડયાં.

' સાહબ, ગળાના માટે...ને માથા પર પણ કાંઈક ગરમ...'

તેની સૂચના પ્રમાણે મેં ફરી બિસ્તરો ખોલ્યો, તેમાંથી ગરમ મફલર અને કાનટોપી કાઢ્યાં, ને સ્વસ્થ ચિત્તે સોફામાં બેઠો. ઉમરબક્ષ મારી સામે અદબ વાળીને ઊભો, ને તે આગળ બોલ્યો. ' નૂરુ કશ્મીરી ઓલાદનો સાચો ઇન્સાન છે ! માબાપ વગરનો ! ઉમ્ર નાની પણ વફાઈ તો તેની જ ! પૈસે ટકે ગરીબ છે ! પણ નેકી છે, તો...'

' સુખી થશે. '

' સાચી બાત આપે કહી ! હું પણ તે જ તેને કહું છું. '

ત્યાં મને વિચાર આવ્યો કે લાવ, થોડાં સફરજન, થોડાં અખરોટ પણ સાથે લઈ લઉં. ભૂખ અહીં જલદી જલદી લાગે છે !

મેં મારી પ્લાસ્ટીક બેગમાંથી અખરોટ અને સફરજન પેલી કશ્મીરી થેલીમાં લીધા અને જરાક ગળુ ખંખેરીને બેઠો, ત્યાં અવાજ આવ્યો : ' ઉમરબક્ષ ! '

'હાં જી! નૂરુ?'

'જી હજુર, ઉમરબક્ષ! હાજર થયો છે.'

'સા'બ, શિકારો આ ગયા!'

હું સોફામાંથી ઊભો થયો. ખભા પર ઓવરકોટ મૂક્યો, તેના ગજવામાં મફલર અને કાનટોપી. હાથમાંથી પેલી ભરતે મઢી કાશ્મીરી થેલી!

બોટહાઉસના ચોકમાં આવ્યો, તો નૂરુ સુશોભિત શિકારો લઈને બોટહાઉસનાં પગથિયાં આગળ ખડો થયો હતો. મને દેખીને તે પગથિયાં કૂદીને બોટહાઉસના છેલ્લા પગથિયે આવ્યો અને મારા હાથમાં થેલી અને ખભા પરથી ઓવરકોટ લઈ લીધાં.

ઉમરબક્ષ મારી પાછળ હતો. તે ધીરેથી બોલ્યો: 'સા'બ, શિકારામાં બેસી જાવ!' આ શિકારાની ગાદી મુલાયમ છે.' નૂરુ મારી આગળ જઈને શિકારાની શણગારેલી બેઠક પર મારો ઓવરકોટ અને થેલી મૂકી આવ્યો. ને શિકારાનું સુકાન હાથમાં લઈ મારી પ્રતીક્ષા કરતો બેઠો. હું કૂદીને શિકારામાં પડ્યો, ત્યારે ઉમરબક્ષ બોલ્યો: 'બિસ્મીલ્લાહ!'

ગગરીબલના બીજા ઘાટ સામેથી આ શિકારો ડોલતી ગતિએ સરવા લાગ્યો. ગગરીબલમાં તળિયે ઊગી નીકળેલ વેલ-ઝીલ આછા નીલા રંગના પાણીમાં ડોલતી, તે દૃશ્ય મનોરમ્ય લાગ્યું. તેથી તો હું નમીનમીને પાણી હાથમાં લઈ તેને ઝીલવા, ને રમાડવા મથતો, પણ તે વેલ પકડાતી જ નહીં. નૂરુ શિકારાને હલેસાં મારતો હતો. કોઈ જાણે ગીત તે ગુંજતો હોય, તેવો ગુંજારવ પણ આ વેરાન એકાંતમાં મારા કાન પર પડ્યો. મેં મારા કાન સરવા કર્યા. ખરેખર મંદ અને કર્ણપ્રિય ગુંજારવ નૂરુનાં કંઠે ગવાઈ રહેલ હલકદાર કશ્મીરી લોકગીતનો હતો.

એક તો કશ્મીરી જવાન, ફૂટતી નવજવાની, રૂપભર્યું માંસલ શરીર, વર્ષાઋતુની મસ્તી, ચોપાસ પર્વતમાળ, તે વચ્ચે દાલસરોવરના આછા નીલાં નીર અને તેમાં ઊગેલ સરસ કમળો! શિકારો! સામે સુલેમાનના ડુંગર પરનાં સરૂવૃક્ષોની ચઢ ઉતરવાળી દેગ!

નૂરનું ગીત થંભ્યું અને મને કહ્યું: 'સા'બ, આ નેહરુ-પાર્ક! તેની પાછળથી શિકારો લઉં? તમને કમળ જોવા મળશે.'

મેં તેમ કરવા તેને સંમતિ આપી. તેણે નેહરુપાર્ક પાછળથી શિકારાને લીધો, અને કમળના વનમાંથી તેને પસાર કરતાં તેનુંય મન ડોલ્યું, અને તેણે બીજા લોકગીતનો ગુંજારવ શરૂ કર્યો. અતિ કર્ણપ્રિય! મેં મારા કાન આ ગીત તરફ સરવા કર્યા. અને પશ્ચિમી આકાશની ઝૂમઝૂમાળ લગી નજર નાખતો હું તે ગીતની સૂરાવલિમાં મસ્ત હતો!

જે ગીત ગુંજતું હતું, તેણે વાણીનું રૂપ લીધું:

> દારદિમ અપોર દાલ યાર.
> સનિ વ્યથ છ વસાન અરકની હા યાર...
> નાવ મંજ હિકિ વિહિથ આરકઈ, યાર!
> સનિ વ્યથ છ બસાન આરકની, યાર!

શો મધુર કંઠ!

મેં તેને મારી પાસે બોલાવીને પૂછ્યું: 'નૂરુ, તેં શું ગાઈ નાખ્યું?'

'અમારી મા નદી જેલમનું આ ગીત છે!

'ખરેખર?

'હા સરકાર!'

'ગીતમાં શું છે...?' તે જરા શરમાયો: 'યારનું ગીત પણ છે. પ્રિયતમનું ગીત છે!

'ખરે જ, શું છે તારા આ મીઠા લોકગીતમાં?'

'સુનો સરકાર, હે નાવિક, શિકારાને પેલી પાર લઈ ચાલ! જ્યાં પ્રેમની ઊંડી જેલમ વહી રહી છે. આ નાવમાં કોઈ પણ પ્રેમી બેસી શકે છે. હે પ્રિયતમ! અહીં પ્રેમની ઘેરી જેલમ વહી રહી છે!'

ખરે જ. કાવ્યમાં કાવ્યતત્ત્વ હતું જ, અને ત્યાં પુષ્પ-રાજ શા નર્તન કરતાં કમળપુષ્પો દેખા દેવું નાચવા લાગ્યું. દિલ ડોલવા લાગ્યો, અને મારા ચિત્તની આ સ્થિતિ જાણે નૂરુ કળી ગયો ન હોય! તેણે બીજું લોકગીત ઉપાડ્યાં હલેસાંની થાપોટ દલ સરોવરનાં નીલાં નીર પર મારી!

દૂરે આખો ગુમ્બરજલિ છાંડાન
થકિમથિ મુસેફર વેહ યેત્યથ,
થકિમથિ બુમ્બરે વેહ યેત્યથ;
ટુમ્બરજલ તિ આસ યે પ્રારાન
થકિમતિ મુસેફર વેહ યેત્યથ,
થકિમથિ બુમ્બરે વેહ યેત્યથ!

અરે! આ ગીતને લય પણ ઑર! મીઠાશ પણ ઑર! આ ગીતથી આખુંય ઝીલ આળસ મરડીને જાગ્યું હોય તેવો ભાસ થયો. ચમકદાર તડકો વાદળીમાંથી બહાર આવી ધરા પર વિહરવા આવ્યો. કમળોનાં ડોકાંઓ ધીરા વહેતા પવન સાથે નર્તન કરવા લાગ્યા અને સફેદાનાં વૃક્ષો પગે ઝાંઝર બાંધી જાણે નૃત્યની તૈયારી માટે ઝાંઝર સાથે પગ ખંખેરતાં ન ઊભા હોય, તેવો મધુર ઝીણો સફેદાના પર્ણોનો ધ્વનિ મારા કાનને ભરી દેવા લાગ્યો!

મેં ત્યારે જ નૂરુને પ્રશ્ન કર્યો: 'તેં એવું શું ગાઈ નાખ્યું કે આ પ્રકૃતિ નાચી ઊઠી, નૂરુ? તે મરકયો, હલેસાને પાણીમાં રમાડતો તે બોલ્યો: 'આ મુસાફરનું ગીત હતું: હે મુસાફર, દૂર દૂરથી તું નરગીસની ગોત્યે અહીં આવ્યો છે. હે શ્રમિત મુસાફર! અહીં બેસ, શ્રમિત પંથી! અહીં બેસ, શ્રમિત ભ્રમર! નરગીસનું પુષ્પ પણ તારી પ્રતીક્ષા કરી રહ્યું છે, હે શ્રમિત મુસાફર! હે શ્રમિત ભ્રમર!'

'કમાલ! કમાલ!'

સંસ્કારી નૂરુએ શુક્રિયા વ્યક્ત કરવા આંખ મીંચીને માથું નમાવ્યું ને ફરી તેણે હલેસાં મારવા શરૂ કર્યાં. પ્રકૃતિ શાંત અને નિર્મળ હતી. બોટહાઉસની સૃષ્ટિ વટાવીને અમે બંને હવે જળ-સૃષ્ટિમાં હતા. મારા ચિત્તમાં કાવ્યપ્રેમી આ મુસ્લિમ જુવાન બારેના વિચારો જ આવ્યા કરતા હતા હતા કે શો મસ્ત અને સુખી આ જીવ છે? મેં મનમાં ને મનમાં ઉમરખય્યામનો આભાર માન્યો કે દોસ્ત, તેંય મારા જીવને ખરો જાણ્યો!

મેં મારી થેલીમાંથી સફરજન કાઢ્યાં, એક નૂરુના હાથમાં મૂક્યું અને સંસ્કારી જગતને વિસારી દાંત વડે જ હું તે ખાવા લાગ્યો. નૂરુ જરા શરમાઈને તેને બાજુમાં મૂકીને હલેસાં મારવાનો ડોળ કરવા લાગ્યો, કેમકે મારા શિકારાનું સંચાલન હમણાં વાયુદેવે લીધું હતું.

શિકારો દલસરોવરના મધ્યે પહોંચ્યો કે તરત જ ચાર ચીનારનો ટાપુ બતાવીને તેણે કહ્યું: 'આ ચાર ચીનારનો ટાપુ!'

'જઈએ.'

'અચ્છા!'

આખાય દલમાં અત્યારે માત્ર મારો જ શિકારો હતો. માનવજીવોમાં અમે બે! લંગર નાખેલ નાનકડા બેત્રણ શિકારાઓ થાપોટે આમતેમ ડોલી રહ્યા હતા. દલ-સરોવરમાં સુલેમાનની ચોટીનો કેવો રમ્ય પડછાયો ઝૂલતો હતો! અને પેલા ચાર ચીનાર તો પાણીમાં લાંબા...લાંબા લસ્સ લાગતા. ખરે જ! દલ પ્રકૃતિનું ચાટલું બનીને અહીં બેઠું છે!

અમે શિકારામાંથી ઊતર્યા. નૂરુને મારી સાથે લીધો.

'સા'બ, અહીં કોઈ ચોર નથી. સામાન ભલે અહીં જ રહ્યો.'

'સારું!'

તે મારી પાછળ ઊતર્યો. મારું મન હર્ષથી ઉન્માદિત બન્યું. શું રમ્ય દૃશ્ય! કેવી પ્રકૃતિની નજાકત!

તે ચાર ચીનારના ટાપુ પર મારી સાથે જ રહ્યો.

'નૂરુ! આ શિકારો તારો છે? તારી માલિકીનો છે?'

'અલ્લામિંયાની મારા પર એ રહમ જરૂર ઊતરશે, કોઈક દિવસ!' તેનું મોં આશાવાદથી ઠારેલું હતું. આંખમાં આનંદનો ભાવ હતો, તે ભાવ પર સંતોષ અને તૃપ્તિ તરવર્યાં. અને તેણે આગળ વાત શરૂ કરી: 'હજુર, હું તો નાચિઝ ઈન્સાન છું. મજદૂરી કરનાર. એમાંથી મને શાયરી સૂઝે છે!'

'ગઝલ લખો છો?'

'ના, ગાઉં છું પણ તેથીય વધુ ચાહું છું, આ કશ્મીરી ધરતીનાં ગીતો. મને તે તો રુહ જેટલાં વહાલાં...પ્રિય.'



'સમજ્યો !'
'તેમાંય તે દર્દભર્યાં !'
'આટલી નાની વયે ?'
'જી હજુર !'
'નૂરુ, માફ કરજે. તારાં માબાપ ?'
'સૌ ગુજર ગયાં. એક નાનો ભાઈ અને એક બહેન ...ત્રીજો હું. સૌની જુમ્મેદારી આ શિર પર !'

'સમજ્યો !' અને હું વિમાસણમાં પડ્યો, કે જીવનની શી વિષમતા છે ? આ વીશેક વર્ષના ઊગતા અને પ્રફુલ્લતા કમળ શા માસુમ જુવાન પર કેટલી જવાબદારી ?
હું મુક્તદેશનો નાગરિક છું અને છતાંય આવા નવજવાનો માટે જિંદગી, આમ, ઢસરડાની જેમ જ ખેંચી નાખવાની ? મુક્તિ કોને ? આ મુક્તિ શાને કાજ ?

રાતનું અંધારું ! અમારો શિકારો ચાલ્યો. ચશ્મેશાહી એણે મને દૂરથી બતાવેલ અને હું ત્યાં જવા તૈયાર ન થયો, પણ નિશાતબાગ તરફ શિકારાને ઘૂમાવવા લાગ્યો, ત્યાં પામીરના પ્રદેશનો પવન છૂટ્યો, સૂસવાટા દેતો, શીતલ...ચામડી વીંધીને હાડકાંને વળગે અને ઠારી દે તેવો !
શિકારો એ ઠંડીમાંય બપોરની ગતિએ દલના નીરમાં લપસ્યે જતો હતો. કિનારા પરના રજવાડી ઠાઠના માર્ગદીપોના લાંબા ઓળા જાપાની કાગળની ફૂલમાળ શા તેજ મારતા દલના નીરની છાતી પર હીલોળ્યા કરતાં હતાં. દલનું નીર પવનનો થાપોટો ખાતું ઊછળતું હતું. મારો શિકારો સાવ મંદ ગતિ બન્યો હતો, નૂરુ શ્વાસ લઈ લઈ ને હલેસાં મારતો હતો, પણ શિકારો જળ કાપતો ન હતો. નૂરુના શરીરેથી પરસેવો નીતરતો હતો, પણ શરીરમાં ત્યારે ઠંડી પ્રવેશતી હતી, અમારાથી થોડે દૂર કબૂતરખાનું પ્રકાશના રંગે રંગાઈ દીપ્તિ વેરી રહ્યું હતું.
નૂરુની શ્વાસધમણ તેજીલા શ્વાસે ચડ–ઉતર કરતી હતી. મેં તેને કહ્યું : 'નૂરુ...!'
તેણે મારો અવાજ સાંભળીને બંને હાથો ભેગાં કરીને કહ્યું : 'હજુર, પરેશાની માફ કરશો. કબૂતરખાના સુધી પહોંચવા દ્યો ! મારી શાનનો સવાલ છે !'
હું ચૂપ રહ્યો. ઝળાંઝળાં અંધકારમાં તે શિકારો લઈ ને કબૂતરખાને આવી, તદ્દન નાના ને નાજુક શિકારામાં મને બેસાડી મોટાનું લંગર અહીં જ નાખી, ઝડપે શિકારાને ઉપાડતો 'જીનીવા' આવી પહોંચ્યો ને બૂમ પાડી : 'ઉમરબક્ષ !'
'નૂરુ !'
'જી, હાં. તુમારા શિકારા કલ આયેગા !'
હું મારા કપડાં અને સાજ સાથે શિકારામાંથી પગ મૂકતો જીનીવાના દાદર ચડવા લાગ્યો. ઉમરબક્ષ અને નૂરુએ કાંઈક ગૂફતેગો કરી, ને 'કલ સુબેમેં કબૂતર ખાનેસેં મેં શિકારા લે આઉં !' આટલું વાક્ય મારા કાને પડ્યું.
નૂરુ કડકડતી ઠંડીમાં અને પ્રચંડ વાયરામાં ગયો. હું મોટા બોટહાઉસમાં જરાક હૂંફાતો બેઠો.
હું ઠંડીના કારણે જરાક અસ્વસ્થ હતો.

*

સવાર પડી. સૂર્યનાં ઝાંખાં કિરણો શંકરાચાર્યના મંદિરના શિખર પર ત્રાંસાં પડયાં, ત્યારે 'જીનીવા'ના કરતાં જળમાં વિહરતાં બતકો અને હંસોની પાંખોનો ફડફડાટ કાન પર પડ્યો. મારા 'કોટ' પર હું રગમાં અને રજાઈમાં વીંટાયેલો પડ્યો હતો. 'જીનીવા'ના દીવાનખાનાના રેડિયો પર શુક્રવારની સવારની દિલ્હીથી બાપુના પ્રવચનની રેકર્ડ બજી રહી હતી.
મેં રગ ફેંકી. મારા બોટહાઉસની કાચની બારીમાંથી ખુશનમા સવાર ફૂટી રહ્યું હતું, તે જોયું. શંકરાચાર્યના મંદિરશિખર પાછળના સુલેમાનના શિખર પર તાજા બરફ પર સૂર્યકિરણો પડતાં સપ્તરંગી મેઘધનુષ્યોનાં ચિત્રો અતિ સ્વાભાવિક બન્યાં હતાં. 'જીનીવા'ના તરફ નાનકડા શિકારાઓ વારાફરતી આવતા હતા, જેમાં કળફળાદિઓ, ટપાલ, સમાજી ઇત્યાદિ જોવા મળતાં. મસ્ત અને તંદુરસ્ત કાશ્મીરી

જુવાનો લહેરખા લેતી હવા સાથે તેમના કંઠનું મધુર લોકસંગીત મેળવીને વાતાવરણને સવિશેષ ઉદ્દીપ્ત કરતા હતા. હું રાત્રિ પોષાક સાથે જ મારા બોટ-હાઉસના પોર્ચમાં આવ્યો, કે ઉમરબક્ષ દોડતો આવ્યો:
'સરકાર! ગુડ મોર્નિંગ!'
'બ્રેકફાસ્ટ મોકલાવું કે?'
'હા!' તે ઊઠીને ચાલ્યો ગયો. હું બાથરૂમમાં ગયો. બ્રશ કરી, મોં ધોઈ મોં નેપકીનથી લૂછતો લૂછતો બહાર આવી ડ્રોઈંગરૂમના સોફામાં બેઠો. ત્યાં બબરચી મારું ઓમલેટ, ટોમેટો સૂપ ને ચટની લઈ આવ્યો. મેં છરીથી ઓમલેટ કાપી કાંટાના પાંખિયે ચડાવી ખાવો શરૂ કર્યો, ત્યાં બબરચી ટીપોટ ટ્રેમાં લઈ આવ્યો. તેની પાછળ ઉમરબક્ષ હતો. તે અદબ બાંધીને આયનાની આડમાં ઊભો રહ્યો.
મેં તેની સામે જોઈ વિવેક કર્યો: 'ચા લેશો, ઉમર?'
'થેન્ક યુ, સર!'
'મજામાં?'
'જી, સરકાર! આપને રાતે સરસ નીંદ આવી હતી કેમ?'
'સરસ! થોડી ઠંડી લાગી હતી, નૌકા ને જળવિહારમાં!'
'બરફ પડ્યો હતો ને! સરકાર, આજનો કયો કાર્યક્રમ છે?'
'સાત પૂલો જોવા, ઝેલમમાં ઘૂમવું! મ્યુઝિયમ, કાશ્મીર સરકારનું સેક્રેટરિયેટ જોવું અને નવી યુનિવર્સિટી! નૂરુ આવશે કે? ખરેખર, કશ્મીરી, આલાદનો.. કુલીન જુવાન! અતિ મીઠો અને કર્તવ્યપરાયણ!'
'સરકાર, ગુનો માફ કરશો.' ઉમરબક્ષ નરમ બની હાથ જોડીને બોલ્યો. હું વિમાસણમાં પડ્યો. મારા મોંમાં ત્યારે જેટલોય ઓમલેટનો ટુકડો હતો, તે દાંતની બત્રીશી વચ્ચે એમનામ રહી ગયો ને મેં અચંબા સાથે ઉમરબક્ષને પ્રશ્ન કર્યો: 'શેનો ગુનો?'
'આજે નૂરુ નહીં આવે!'
'તે તેને ચૂકવવાના પૈસા? રાત્રે તે પૈસા લેવા પણ રોકાયો નથી.'
'તો...' ઉમરબક્ષ જરાક વિચારમાં પડ્યો. મેં ત્યાં આગળ પ્રશ્ન કર્યો ને મોંનો ગોખલો ચોખ્ખો કર્યો:
'આજે તે નહીં આવે.'
'આવશે, પણ શિકારો લઈને નહીં.'
'કેમ એમ?'
'રાતે કબૂતરખાના પાસે મૂકેલ શિકારો ચોરાઈ ગયો છે, નૂરુ ચોર શોધવા ગયો છે.'
'શિકારો ચોરાઈ ગયો છે?'
'કદાચ કોઈ ફેરવવા પણ લઈ ગયું હોય! નાનો શિકારો લઈ ક્યારનો તે...રાત્રે ઠંડીમાં તે શિકારા પર રાત રહેવા જઈ ન શક્યો, તેના કારણે...ખૂબ બૂરું થયું નૂરુ માટે!'
'કેમ બૂરું?'
'તે શિકારો મારો હતો. તેનું તે મને ભાડું ચૂકવતો, હું તેને મારા મહેરબાન સાહેબોને સલેહગાહે મોકલતો. મારા શિકારાના પૈસા ચૂકવવા પડશે!'
'કેટલા?'
'અઢી હજારનો લગભગ! જૂનો હતો, તેથી બારસો... પંદરસો!'
'ન મળે તો ને!'
'તો જ!'
'ચોર શિકારાઓને લઈ જઈને શું કરે?'
'તેના કેટલાક ભાગો, ઉપરની બેઠક વગેરે તોડીને ફેરવી નાખે. જરા રંગી નાખે ને પછી વેચી નાખે.'
'ચોરને આ શિકારાની કેટલી કિંમત મળે?'
'બસો કે ત્રણસો!'
'અને નૂરુને ભરવાના બારસો કે પંદરસો?'
'મૂળગી કિંમત જ ચૂકવવી પડે ને!'
'આમ ચોર લઈ ક્યાં જાય?'
'ઝેલમમાં, અથવા દલ, નિશાત, શાલીમાર કે વૂલરમાં!'
ત્યાં ચોરબજાર છે?'
'દલાલો છે! ઉસ્તાદ...આવડતવાળા!'
'ઉમરબક્ષ, નૂરુને તેના આ શિકારાનો પત્તો લાગશે?'

'તકદીર પર છોડો, સરકાર. આ સાવ ઠંડી થઈ ગઈ હશે.'
'તો તેની મજૂરીના પૈસા ?'
'મને આપી દેશો તોય ચાલશે. સરકાર, મને ફરમાવજો, જ્યારે સાતપૂલ અને શ્રીનગર શહેર જોવા નીકળવું હોય ત્યારે! બીજા શિકારાની વ્યવસ્થા કરી આપીશ.'
'બરાબર !' ઉમરબક્ષ ઊભો થઈને જવા લાગ્યો, ને બગરચી ફળફળતું ગરમ પાણીનું બકેટ બાથરૂમમાં મૂકી તસલીમ ભરી ચાલતો થયો.
મારાં મનમાં નૂરુ પર વિચારોની ભરઢોળ થતી હતી.

હું મારા બેડરૂમમાં ગયો. મેં પ્રો. જોડનું 'એ ગાઈડ ટુ મોડર્ન થૉટ' કાઢ્યું, વાંચવું શરૂ કર્યું પણ મન તેમાં ન પેઠું. પથારીમાં આડો પડ્યો. આમાંથી જીવ ઊડી ગયો હતો. તે જ પથારીમાં આડો પડ્યો. કેટલા વાગી ગયા, કેટલો સમય પસાર થયો, તેનું કાંઈ જ ભાન ન રહ્યું, પણ જ્યારે ઉમરબક્ષ આવ્યો ને સાદ દીધો : 'હજુર ! સરકાર !'
મારા કાન પર તેનો સાદ આવ્યો. ઉમરબક્ષ જરાક નાટકીય ઢબે બોલ્યો : 'હજુરે ચા પણ પીધી નથી ? તબીઅત બરાબર હશે ?' હું કોટમાંથી ઊભો થયો, મને જોઈને તે બોલ્યો : 'સુલેમાનની ચોટી પર બહુ બરફ પડ્યો છે, કાલની રાતે કેટલા પંખીઓ ને જળચરો ઠરી ગયા સરકાર ! તમે કાલે જ દલ અને શાલીમારમાં...ને તેમાંય રાતના સમયે !'
હું કશું જ ન બોલ્યો.
'સરકાર, તબીઅત સારી છે ને ?'
'નૂરુનો શિકારો ?'
'કમનસીબ ઇન્સાન !'
'કેમ ?'
'નૂરુ હજુ સુધી નથી આવ્યો.'
'તો...?'
'હવે શિકારો ન મળે. રાતે જ ચોરે તેને વગે કરી નાખ્યો હોય !'
મેં નિસાસો નાખ્યો, 'હજુર, લન્ચ...'
'લાવો !' બોલી હું બાથરૂમમાં હાથ ધોવા ગયો. બકેટના ઠરી ગયેલ પાણીથી હાથપગ ધોયા. મારા જમવાના ટેબલ પર ઉમરબક્ષે ચારેક વાનગીઓ, ત્રણેક શાક, દાળનો વાટકો ને બે ચટણીઓ લાવી મૂકી. મેં શૂન્યમનસ્ક મને જે કાંઈ પેટમાં નાખવું હતું તે નાખી લીધું.

✿

મેં 'જીનીવા'માં આ પ્રસંગ પછી અઠવાડિયું ગાળ્યું. પણ તે ગાળામાં નૂરુ એક દિવસે જરાક વાર દેખાયો. તેને મેં મારી પાસે ઊભો રાખવા મથામણ કરી, પણ ચોર જેમ ચોર તરીકે જાહેર થયા પછી સ્વજનો પાસે શરમાય, તેવું કાંઈક મને નૂરુના વર્તનમાં લાગ્યું. મેં તેને ઊભો રાખીને પેલા પૈસા આપવા માંડ્યા, ત્યારે આટલું જ બોલ્યો : 'ઉમરબક્ષને આપી દેશો.'
'ઉમરબક્ષને !'
'હા, મારે શિકારાના પૈસા આપવાના છે, તેથી.'
'કેટલા ?'
'બારસો લગભગ !'
'તું આપી શકશે ?'
'કિસ્મત જાણે.' તેનાં મોં પર નરી નિરાશા હતી.
'તો તું શી રીતે...?'
'મેં મારી નોકરી ઉમરબક્ષને ત્યાં મંડાવી દીધી છે.'
'એટલે !'
'જેટલાં વર્ષમાં તે રૂપિયા પૂરા થાય; તેટલાં વર્ષ મારે તેના ઘેર કામ કરવું ને નવરાશના વખતે ટુરિસ્ટ સેન્ટરમાં કૂલીપણું !'
'શોષણ !' હું બોલ્યો.
આટલું બોલી તે પાછો સડેડાટ ચાલ્યો ગયો. મેં જોયું તો તે પારકા શિકારામાં બેસી શ્રીનગર તરફ જતો લાગ્યો.
આ પ્રસંગની સાંજે જ હું ટુરિસ્ટ સેન્ટર પર ગયો, કેમ કે દલ સરોવરમાંથી વહેલી સવારે પઠાણકોટની

મોટરમાં જવું ફાવે તેમ ન હતું, તેથી ટુરિસ્ટ સેન્ટરમાં જ રાત રહેવાનો હતો. જેવો હું ટાંગામાંથી ઊતર્યો કે નૂરુ દોડતો આવ્યો. તેણે મારી લોઢાની બેગ, બિસ્તરો, નેતરની મોટી બોકસ અને સ્ટીક બેગ લઈ લીધાં. તેના પગમાં સ્ફુર્તિ હતી. હૈયામાં પ્રેમ અને ઉત્સાહ હતા. 'હજુર, કયાં?'

'સેન્ટર નં. ૧. ઉપર, રૂમ નં. ૬'

'જી. હજુર!'

તે દોડયો. હું ટાંગવાળાને પૈસા ચૂકવીને તેની પાછળ પાછળ દોડયો. તે ઝડપે મારા ખંડમાં જઈ પહોંચ્યો. કોટ પર બિસ્તરો મૂકયો. સામાન કોટ નીચે.

'હજુર, માલસામાન તપાસી લ્યો!'

'નૂરુ, સબસલામત...'

તે થોડીવાર ઊભો રહ્યો. ખુરશીમાં બેસતાં મેં તેને પૂછ્યું: 'નૂરુ...પછી શિકારો તને ન જ મળ્યો?'

તે કાંઈ જ ન બોલ્યો. હું મનમાં વિચારવા લાગ્યો કે નૂરુ કેમ જડ બનીને, પૂતળા જેમ ઊભો છે?

'નૂરુ...તારા શિકારાની તલાશમાં તું...' હું વાકય પૂરું કરું તે પહેલાં તેનાં નયનોમાંથી સુલેમાનની ચોટી પરથી ટપકતાં ઝરણાનાં આત્મતત્ત્વ શાં આંસું ટપકયાં!

'નૂરુ...'

'સરકાર!'

'શિકારાનો ચોર ન મળ્યો?'

'સરકાર, શિકારો છે...પણ...પણ...'

'કયાં છે?'

'ઉમરબક્ષના કબજામાં!'

'ઉમરબક્ષના કબજામાં?'

'જી હજુર! પણ...પણ...ઉમરબક્ષ મોટો માણસ ચાર મોટા શિકારાનો માલિક. પિછાનવાળા, અફસર લોક સાથે ફરનાર! હું નાચીઝ! ને હવે ઉમરબક્ષને જિન્દગીભરનો ગુલામ!'

તે ઝડપે ચાલી નીકળ્યો. મેં તેની પાછળ રોકડો રૂપિયો ફેંકયો. તે રૂપિયો પણ દડીને તેની પાછળ ન જતાં થંભીને ભોંય પર પડયો.

રાત ઊતરી, ત્યારે મારા ખંડની બારીમાંથી દલ સરોવરના નીરને અને પેલી બોટ હાઉસોને નિરખતો ઊભો હતો, ને તેના ઓછાયામાં નૂરુ...ને તેનો પેલો રાતે મારા કાજે શિકારો ફેરવ્યો હતો તે...કયાં હશે? અને કયાં પેલું ઝેલમનું ગીત?

અંધકાર ધરતીને લીંપવા મંડી ગયો હતો, અને તેટલું જ લીંપણ ઉમરબક્ષે નૂરુના જીવનના માટે કર્યું હોય, તેમ મને પેલા મનોચક્ષુમાં ઊભેલા શિકારા પાછળ વંચાયું!









'સેવકરામ'

# કોને જઈને કહેવું !

બાળલગ્નો અંગે કાયદો હોવા છતાં દર વરસે કેટલાંય બાળલગ્નો થાય છે. મુસાફરીની એટલી બધી હાડમારી પડે છે છતાં એસ. ટી. ની બસો અને તુમારી વહીવટમાં ફેર પડતો નથી. આ બન્ને સમસ્યા ગામડામાં તો સવિશેષ છે, એનો અંત આ લેખમાં સૂચવાયો છે પણ અમલ કોણ કરે ?...

સમાજવાદી સમાજ રચના સ્વીકારી એટલે ખાનગી સાહસો કરતાં જાહેર સાહસોને ઉત્તેજન અને પસંદગી પ્રથમ મળે તે સ્વાભાવિક છે. હવે વ્યક્તિગત નફાના ઉદ્યોગ કે જાહેર સેવાનાં કાર્યો સુપ્રત ન કરી શકાય એ દૃષ્ટિએ માર્ગ વ્યવહાર રાજ્ય હસ્તક ચાલે તે ઉચિત જ ગણાય. પણ જાહેર વહીવટમાં મુકાતો ઉદ્યોગ, કારખાનું કે વ્યવહાર જેવું સાહસ ખર્ચાળ વહીવટના કારણે કે બેદરકારીના કારણે નુકશાન કરે ત્યારે તો પૂછવાનું મન થાય છે કે એ જ વહીવટ જો ખાનગી પેઢી ચલાવે તો એ જ મૂડીમાંથી, એ જ સાધનસામગ્રીમાંથી નફો કરે તો જાહેર વહીવટ કેમ નુકશાન કરે છે !

એસ. ટી. નો વહીવટ એવો જ, નુકસાનનો વહીવટ છે. અગાઉ ભિન્ન ભિન્ન માર્ગ પર ખાનગી બસો દોડતી હતી. ત્યારે આજના કરતાં દર ઓછો હતો. આજ કરતાં રસ્તા ખરાબ હતા છતાં એ બસો નફો કરતી હતી. આજે આખા રાજ્યની બસો એક માત્ર સરકારના વહીવટ તળે મુકાઈ છે, ભાવ પણ વધ્યા છે, રસ્તામાં પણ સુધારો થયો છે છતાં નુકસાન કરે છે. આમ કેમ બનતું હશે ?

જ્યારે સરકાર કારખાનું કે ઉદ્યોગ કે વહીવટ હાથ ધરે છે ત્યારે વહીવટી ખર્ચ ખૂબ વધી જાય છે. ત્યારે ઘણા બધા માણસોને રોકવા પડે છે. માણસો વધવા છતાં કાર્યક્ષમતા વધતી નથી. બગાડ પણ થાય છે. તંત્ર બિનજવાબદાર બની રહે છે...ખરું જોતાં તો વહીવટી તંત્રની આ ખામી ગણાવી જોઈએ.

આ તો થઈ જાહેર સાહસના નફા નુકસાનની વાત. પણ જ્યારે માર્ગ વ્યવહાર એક જ તંત્ર નીચે મૂકવામાં આવે ત્યારે તેની ફરજ થઈ પડે છે કે પ્રજાની સેવામાં તેણે તત્પરતા દાખવવી જોઈએ, નિયમિતતા જાળવવી જોઈએ અને કાર્યક્ષમતા પણ દેખાડવી જોઈએ.

એસ. ટી. ની અનિયમિતતાથી તો તોબા ! ઉનાળામાં લોકોની હેરફેર વધે છે. લગનગાળામાં માણસોની ભીડ પણ જબરી થાય છે. એસ. ટી. તંત્ર પાસે વધુ ફાજલ બસો ન હોય તો એક્સ્ટ્રા બસ ન દોડાવી શકે તેયે સમજાય તેવી વાત છે. પણ બસ અધવચ્ચે અટકી પડે, રસ્તા વચ્ચે તેલ થઈ રહે અને બસ અટકે કે બસ મોડી થાય અને બેસારુ ગાડી ચૂકે કે અધવચ્ચે રઝળી પડે ત્યારે એમની કેવી દશા થતી હશે ! કમનસીબી જ એ છે કે આ એક દિવસનું નથી પણ રોજનું બન્યું છે.

મારે કામ પ્રસંગે એક ગામ જવાનું થયેલું. ગામમાં બે પક્ષો પડી ગયેલા અને સામસામે અરજીઓ કરી કોર્ટે ચઢેલા. ઝઘડો વધતો જતો હતો અને બંને પક્ષો ખોટા ખર્ચમાં ઊતરતા જતા હતા. હવે ઝઘડી ઝઘડીને, કોર્ટના ધક્કા ખાઈને બંને પક્ષો થાક્યા હતા. એમને સમજાવવા અને બંને વચ્ચે સમાધાન કરાવવા હું ત્યાં ગયો હતો ત્યારે બંને પક્ષોએ નજીક આવવાને બદલે ઝેર ઓકવા માંડ્યું. સામસામે આક્ષેપો કરવા માંડ્યા. સમાધાનનું વાતાવરણ ડહોળાઈ ગયું.

મારો આગ્રહ હતો કે બંને પક્ષો લવાદમાં નામ આપે અને ઝઘડો લવાદને સુપ્રત થાય. એક પક્ષે લવાદનું નામ પણ આપ્યું. પણ બીજો પણ હજી લવાદ સ્વીકારવા તૈયાર ન હતો. તેમની દલીલ હતી :

' એ લોકોએ અમારા પર કેસ કર્યો છે. તો હવે અમે કોર્ટમાં લડી લઈશું. આ મુદતે બધો ફેંસલો આવી જવાનો છે. પછી લવાદની શી જરૂર છે. એમને ઝઘડો પતાવવો હોય તો કેસ પાછો ખેંચે પછી લવાદની વાત કરીએ. '



મને લાગ્યું કે હજી સમાધાનની ભૂમિકા તૈયાર થઈ નથી. આ લોકો વાળ્યા વળતા નથી. જ્યાં સુધી લવાદનો સ્વીકાર ન કરે ત્યાં સુધી કઈ રીતે ઝઘડો પતે ! મેં બંને પક્ષોને કહ્યું :

'આ રીતે ઝઘડતા રહેશો, કોર્ટનું ખર્ચ વેઠતા રહેશો, વકીલોની ફી ભરતા રહેશો તો બંને વચ્ચે અંતર વધશે, ઝઘડા વધશે અને કડવાશ પણ વધશે. એના કરતાં ગામના કે બહારના બે ડાહ્યા માણસો પર બધું છોડી દો. એ જે ચુકાદો આપે તે સ્વીકારો, એમાં બંનેનું ભલું થશે. કોર્ટનો ચુકાદો એકને ગમશે અને બીજાને નહિ ગમે. જેને નહિ ગમે તે પાછો અપીલ કરશે. એમ ઝઘડો લંબાતો જશે. આપણે તો ઝઘડો પતાવવા બેઠા છીએ, લંબાવવા નહિ. ને ઝગડો સમાધાનથી પતે, કોર્ટના માર્ગે કદી ન પતે.'

મેં એ લોકોને વ્યક્તિગત રીતે પણ સમજાવ્યા અને લવાદ પર છોડી દેવાની કબુલાત લીધી. બંને જણા આખરે સંમત થયા કે તેઓ ચારપાંચ દિવસમાં લવાદમાં નામ આપી જશે.

ગામના સરપંચ ઉત્સાહી અને સમાધાનકારક વલણના હતા. તે એસ. ટી. બસના સ્ટેન્ડ સુધી મને મૂકવા આવ્યા. તે કહે જતા હતા :

'સેવકરામ ! ભલેને ઉશ્કેરાટમાં બોલી ગયા. એ તો અમે સમજાવી ઠંડા કરીશું અને લવાદનું નામેય તે આવીને આપી જશે. અમારે તો ગામમાંથી કાંટો કાઢવો છે.'

વરખડાના ઝાડ પાસે દસબાર જણા બસની રાહ જોતા બેઠા હતા. ધોમ ધખતો હતો. ત્યાં એક જણાએ પરબ માંડી હતી. પરબનું ઠંડુ પાણી પી ઝાડની છાયામાં બેઠો. બસનો સમય થઈ ગયો હતો પણ હજી આવી નહોતી કે તેનો અવાજ સંભળાતો નહોતો કે ધૂળ ઊડતી પણ દેખાતી નહોતી. સરપંચને ક્યાં સુધી બાંધી રાખવા ! મેં એમને કહ્યું :

'તમે તમારે જાઓ ! બસ મોડીયે થાય. તમે ક્યાં સુધી ઊભા રહેશો !'

ને સરપંચ વિદાય થયા.

પણ બસ ન દેખાઈ તે ન જ દેખાઈ!

ત્યાં બેઠેલાં લોકો રાવ નાખતાં હતાં :

'બસ કદી નિયમિત તો આવતી જ નથી. ગઈ કાલેયે દા'ડો આથમે આવી હતી.'

'તો...તો ગાડી ચૂકાયને !'

'તમે ગાડી મળશે એવી આશા રાખતા હો તો ભૂલી જજો. આ બસ ગાડી તો મેળવતી જ નથી.'

આ સાંભળી મને અને મારી પેઠે જેમને ગાડીમાં જવાનું હતું તે લોકોને ફફડાટ પેઠો.

'ગાડી ન મળે તો...તો ભારે થાય. અમારે તો ગાડીમાં જવાનું છે. મારી બહેનને ત્યાં ભાણીનું લગન છે અને મામેરું લઈને જવાનું છે.'

'બસ આવે અને ગાડી મળે તો...તો તમે ભાગ્યશાળી. બાકી બસ સમયસર આવે એવું તો લાગતું નથી. ઉનાળામાં વળી કઈ બસ સમયસર દોડે છે. પરમ દિવસે અમે સ્ટેશન પર રખડી જ ગયા હતા ને ? બસ આવી જ નહિ ને ! પચાસ માણસ સ્ટેશન પર પડ્યું. આદમી તો ગમે ત્યાં ટુંટિયું વાળીને પડ્યો રહે પણ બૈરાં છોકરાંનું શું ? ક્યાં ખાય ? ક્યાં સૂએ...એસ. ટી. નું ખાતું જ સાવ ભંગાર છે. આના માથે તે કોઈ રણીધણી છે કે નહિ !'

ને પછી તો એસ. ટી. ની અનિયમિતતા પર, ભંગાર બસ ગાડીઓ પર અને કંડકટરોના મિજાજ પર તડી પડી રહી. ભારોભાર અસંતોષ ત્યાં ઠલવાઈ રહ્યો હતો.

બસ ડેપોમાં ચેક થઈને આવે છે છતાં શા માટે એક બે ફેરામાં જ ભાંગી પડે છે ? એમાં ડ્રાયવરોની કંઈ જવાબદારી જ નહિ ! ખાનગી બસ હોય, ડ્રાયવર પોતે એમાં ભાગીદાર હોય તો તે આવી બેદરકારી દાખવે તો ખરો ? ડ્રાયવર કે કંડકટર, આ બસ મારી છે એવું ન સમજે ત્યાં સુધી તેની જાળવણી બરાબર ન થાય.

પણ બસ ક્યારે આવશે ?

ઘડી ઘડી મારી આંખ, ત્યાં આથમણી દિશામાં મંડાતી હતી. હવે જો પાંચ દસ મિનિટમાં બસ ન આવે તો ગાડી ન મળે. કારણ કે પૂરા પોણા કલાકનો તો રસ્તો હતો. ગાડીનો પણ સમય થવા આવ્યો હતો. મારે જવું ખૂબ જરૂરી હતું. એથી તો ગામમાં રાત રહ્યો નહિ.

પણ બસ દેખાતી નથી એનું શું !

તે પછી તો પા કલાક, અડધો કલાક, અરે કલાક થઈ ગયો છતાં બસ ન આવી તે ન જ આવી.

હવે શું કરવું ? કેવી રીતે જવું ? બસ આવશે તેનીયે શી ખાત્રી ? આવે તોયે હવે તો સ્ટેશને જઈને જ પડ્યા રહેવાનું ને ! અરે ત્યાં પહોંચાય તો વળી કોઈનો ખટારોયે મળી જાય. તો આવતી કાલની મીટીંગમાં તો હાજરી આપી શકું ને ! પણ બસ આવે તો ને ! પેલો, મોમેરું આપવા જતો બહેનનો વીરોયે અકળાયો હતો. સાથે તેનાં બે છોકરાં હતાં તેયે રડુ રડુ થઈ ગયાં હતાં. તેમને જવાનો કેવો હરખ હશે !

બસને શું થયું હશે ?

જરૂર બસ ખોટવાઈ ગઈ હશે ? આંતરા દા'ડે બસ ખોટવાઈ જાય છે. એ વિષે લખી લખીને થાક્યો પણ કોઈ સાંભળતું નથી.

બસ ખોટવાય, પણ આ રસ્તા વચ્ચેના લોકો ખોટવાઈ ગયા એનું શું !

ત્યાં ગાડીમાંથી ઊતરેલા પણ રઝળી જશે. અમે પણ રઝળી ગયા. એસ. ટી. તંત્રની આ અનિયમિતતાનું શું કહેવું ? કોઈ સાંભળે તો ને !

મેં બસની અનિયમિતતા અને ઉતારુઓને પડતી મુશ્કેલીઓને વિશે તંત્રને પત્ર લખ્યો. તારીખ સાથે વિગત લખી જણાવી. એ વાતને પંદર દિવસ થઈ ગયા. આજ સુધી પત્ર મળ્યાની પણ પહોંચ મળી નથી.

વચ્ચે જંકશન પર જવાનું થયું ત્યારે મેં જઈને ફરીઆદ બૂકમાં આ વિષે લખ્યું. એનોયે કશો જવાબ નથી. એસ. ટી. તંત્રની આ જબરી બલિહારી છે ! ફરીઆદ કરો પણ કોઈ કાને ધરે જ નહિ. ચાલે છે તેમ ચાલે જ જાય. લોકો હેરાન થાય, રઝળી જાય. ગાડી ચૂકી જાય. કોણ સાંભળે ! આનો કોઈ ઉપાય ખરો ?

મને લાગે છે કે જ્યાં સુધી સલાહકાર સમિતિના સભ્યો બસમાં બેસીને પ્રવાસ કરે એવા નહિ મુકાય ત્યાં સુધી આ હાલાકીઓ ઓછી નહિ થાય. એ લોકો બસની અનિયમિતતાના કારણે ગાડી ચૂકે, રસ્તા વચ્ચે ઊભા રહી હાથ ઊંચો કરે છતાં બસ ચાલી જાય ત્યારે જ તેમને ખ્યાલ આવે કે બસ પર આધાર રાખનાર હજારો લોકોને કેવી વીતતી હશે ? મોટર રાખનાર સલાહકાર સમિતિમાં બેસે, એ લોકની તકલીફની વાત કઈ રીતે રજૂ કરશે !

મારા જેવા લખે છે. ફરીઆદ કરે છે. છતાં કોઈ જવાબ પણ આપતું નથી. તંત્રમાં કંઈ સુધારો પણ થતો નથી. તો હવે કોને જઈને કહેવું !

બસ પર આધાર રાખનાર ગામડાના લોકોનો અવાજ કોઈ અસરકારક બાનીમાં રજૂ કરશે ખરા ?

*

નગરીના લોકો પૂછે. આ કુણ રાણો પરણીને જાય.
નથી આ રાણો, આ રાજવી, મારો વાલો પરણીને જાય.

ગાડીના ડબ્બામાં, ઠીક ઠીક ગોઠવાયેલા જાનનાં બૈરાં ગાઈ રહ્યાં હતાં. ગીરદીની તો વાત જ શું કરવી ! કેટલાક ગાડીના છાપરા પર બેઠા હતા. કેટલાક વળી બે ડબ્બાની વચ્ચે ઊભા હતા. ગીરદી...ગીરદી... ગીરદીની તો વાત જ ન કરવી.

ડબ્બામાં લોકો ઠાંસી ઠાંસીને ઊભા હતા. જાણે છાતી પર પણ કોઈ ઊભું રહ્યું હોય એમ વચ્ચે લોકો ઊભા હતા. એ તો સારું હતું કે પંખા ફરતા હતા એટલે હવા મળતી હતી નહિ તો બફાઈ જવાય એવી એ ગીરદી હતી. એ ગીરદી વચ્ચે બૈરાં ગાઈ રહ્યાં હતાં :
નગરીના લોકો પૂછે, કોણ રાજા પરણીને જાય !
અને હું વરરાજાને ઢુંઢી રહ્યો. આ સ્ત્રીઓ કોને સંબોધીને ગાય છે ! વર ક્યાં છે ?

આંખ ફેરવતો ફેરવતો જોઉં છું તો વર બારી પાસે ઊભો રહી, બહાર તાકી રહ્યો હતો. માથે ભરેલી, કાશ્મીરી ભાતની ટોપી પહેરી હતી. રેશમી ઝભ્ભો પહેર્યો હતો. હાથે મીંઢળ હતું. તેની ઉંમર હશે

સાત આઠ વર્ષની. એને પરણાવીને આવનારનો હરખ પણ માતો નહોતો ! મારી સામે જાનૈયામાંથી બેત્રણ બેઠા હતા. બેઠા હતા અને બીડી પીતાં પીતાં જાનની વાત કરી રહ્યા. મેં સહજ સવાલ કર્યો :

' છોકરો પરણાવી આવ્યા ? '

' હોવે...અમારા ભઈનો દીકરો છે. '

' આવડા નાના છોકરાને પરણાવી દીધો ! '

' નાનો ને મોટો ..અમારે તો વેવાઈની કંકોત્રી આવે એટલે પૈણવા જવું જ પડે. '

' પણ આ તો બાળલગ્ન કહેવાય ! '

' સા'બ, અમારામાં તો ઘોડિયામાં હેંકતું હોય એવડું છોકરુંયે પૈણે. પૈણાઈ દીધાં એટલે નિરાંત. પછી મોટાં થશે ત્યારે વળાવશે. '

' પણ મોટાં થાય ત્યારે પૈણાવતા હો તો ? '

' ત્યાં લગણ કુણ બેસી રહે ? અમારામાં તો ધાવણું છોકરું હોય અને રૂપિયો અપાઈ જાય. ઘરમાં બે ત્રણ છોડીઓ હોય તો એકી સાથે પૈણાઈ દે. પછી ખટ-ખટ તો નહિ. '

' પણ કાલ ઊઠીને આ છોકરો ભણે. ભણીને ડૉકટર થાય કે ઈજનેર થાય કે મોટો ઑફિસર થાય. ત્યારે કહે કે મને મારી વહુ ગમતી નથી. એ તેને ન તેડાવે તો શું કરશો ? '

' ત્યારની વાત ત્યારે છે ને ! એવું હોય તો ક્યાં ફારગતી અપાતી નથી ! સા'બ અમારામાં તો પાંચ સાતથી મોટી કુંવારી રખાય જ નહિ. રાખે તો લોકો ચૂંટી ખાય. એના હાથ તો પીળા કરી દેવા જ પડે. '

' પણ આ તો બાળલગ્ન કહેવાય. બાળલગ્ન કરવું એ ગુનો છે. એની તમને ખબર છે ? '

' ગુનો કે નાં ગુનો. સા'બ, ગામે ગામ આવડાં વરઘો-ડીઓ નથી પૈણતાં ! નાતનો રિવાજ છે. એમાં અમે શું કરીએ ! '

' એમાં અમે શું કરીએ ? ' આવી લાચારી માણસ અનુભવે છે અને સામાજિક કાર્યકરો પણ અનુભવે છે. અત્યારનો બાળલગ્નનો કાયદો એવો છે કે ફરી-આદ કરે તો જ પોલીસ તપાસ કરે અને દરમિયાન-ગીરી કરે ! પણ ગામેગામ ફરીઆદ કરવા કોણ જાય ? કેટલાં લગ્ન અટકાવી શકે ? એ કરતાં લગ્નની ફરજિયાત નોંધણી થાય અને જો નાની વય માલૂમ પડે તો પોલીસ ફરીઆદ દાખલ કરે. આવો અસર-કારક કાયદો થાય તો જ બાળલગ્નો અટકે.

હવે ગામડામાં કેળવણીનું પ્રસારણ વધી રહ્યું છે. તાલુકા કક્ષાએ પણ ઘણી બધી માધ્યમિક શાળાઓ ચાલુ થઈ છે. કૉલેજો પણ ચાલે છે. ગામડાના છોક-રાઓ ભણીને સારી જગ્યાએ ગોઠવાય છે. એ ભણે છે પણ તેમની બાળ પત્ની તો છાણું ઉપાડતી જ હોય છે. અને ભણતી નથી. તેમનો સંસાર કેવો નીવડે ?

એટલે એ ભણેલા યુવાનોની નવી સમસ્યા ઊભી થઈ છે. તેમની મોટી ફરિયાદ એ છે કે જે લગ્ન માટે અમારી જવાબદારી નથી, જેને માટે અમને પૂછવામાં આવ્યું નથી તેમાં અમારી સંમતિ નથી. એટલું જ નહિ પણ અમને ક્યારે પરણાવ્યા એનીયે અમને ખબર નથી. એવાં લગ્ન સંબંધ અમે શા માટે નિભાવીએ ! એ લોકોને અભણ પત્નીઓ પસંદ નથી. તેમને જીવનસહચરી જોઈએ છે. તેમના મોભા પ્રમાણે ઘર ચલાવે એવી ગૃહિણી જોઈએ છે. એવી પત્ની હવે તે લાવે ક્યાંથી ? એક વાર પરણ્યો એ પરણ્યો. લગ્ન ફોક થઈ શકતું નથી. એથી તેઓ માગણી કરે છે કે એવો કાયદો થવો જોઈએ કે બાળલગ્ન ફોક થાય.

કાયદો શિથિલ છે એમાં શક નથી. જો કાયદો અસ્તી-ત્વમાં હોય તો શીદને કાયદો અસરકારક બનાવતા વથી ? અત્યારે તો પોલીસ ચોકી આગળથી બાળ વરરાજાનો વરઘોડો વાજતે ગાજતે પસાર થાય છે. કોણ લગ્ન અટકાવવા જાય !

હવે પંચાયત રાજ આવ્યું છે તો આ બાબતમાં ગ્રામ પંચાયત કે તાલુકા પંચાયત સક્રિય બને અને ગામમાં લગ્ન ન થાય એવો ઠરાવ કરે તો સારું. પણ એવી આશા તો ઝાંઝવાનાં જળ જેવી નીવડશે. જેમાં સરપંચો જ બાળલગ્નો કરતા હોય ત્યાં કોને જઈને કહેવું !



વિજયકુમાર ત્રિવેદી

# ગામનું નાક

અસ્પૃશ્યતાનિવારણની વાતો ઘણી થાય છે, એમાં થોડીક પ્રગતિ પણ થઈ હશે. પણ માનવ માનવ વચ્ચે ઊંચ નીચના એ ભેદભાવ ગામડાંમાંથી ગયા નથી. આ સત્ય પ્રસંગમાં એક એવી વાત આવે છે કે માણસ એનો સ્વાર્થ ભૂલે, કોઈનું ભૂરું કરવાની આદત ભૂલે અને સાચી માણસાઈ શીખે......

આજે હરિજનવાસમાં આનંદનો પાર નથી. રૂડા ભગતનો ધનો મેટ્રિકમાં ઘણા ઊંચા નંબરે પાસ થયો છે. રૂડો ભગત ગામમાં ગરીબમાં ગરીબ હરિજન. જમીનનું તેની પાસે નામ નહિ. મજૂરી કરી પોતાનું ગુજરાન ચલાવતા. યુવાનીમાં તેની પત્ની જીવી ક્ષય રોગમાં ધનાને બે વર્ષનો મૂકી મરણ પામી હતી. જીવીને બીજી તો શી સોંપણી કરવાની હોય ? પરંતુ તેનું મન ધનામાં હતું. ધનો દેખાવમાં રૂપાળો અને નાનપણથી જ ઘણો ચપળ દેખાતો. છેવટે જ્યારે ભગતે તેને ખાત્રી આપી કે બીજું ઘર નહિ કરું અને ધનાને જીવની જેમ સાચવીશ ત્યારે તેના આત્માને શાંતિ થઈ અને એનો જીવ ગયો.

ભગતે વચન તો જીવીને આપ્યું પણ તે પાળવું મુશ્કેલ હતું. ભગતને તો મજૂરી કરે તો પેટ ભરાય તેવી દશા હતી. ભગત મજૂરી કરવા જાય તો ધનાને સાચવે કોણ ? ભગતની પાસે ધન નહોતું પરંતુ તેમનો સરળ સ્વભાવ અને મજૂરી કરવાની તમન્ના જોઈને ઘણા તેમને કન્યા આપવા તૈયાર હતા. લોકો પણ ભગતને બીજું ઘેરું કરવા સલાહ આપતા અને કહેતા કે જરા સારા ઘરનું ઘૈરું શોધજો તો ધનાને સાચવશે. પરંતુ ભગત અડગ હતા. તેમને તો જીવીને મરણપથારી ઉપર આપેલું વચન કોઈ પણ ભોગે પાળવું હતું. ધનાને પડોશીને ત્યાં સોંપીને મજૂરીએ જતો અને રાતના આવીને રાંધી ખવરાવતો. ધનો જરા મોટો થયો ત્યારે તે બાપની સાથે જવા લાગ્યો.

૭ વર્ષનો ધનો થયો ત્યારે ભગતે એને નિશાળે મૂક્યો. ધનો તેના વર્ગમાં કાયમ પહેલો નંબર રાખતો. ધનાના અક્ષર મોતીના દાણા જેવા હતા. વાતચીતમાં એટલો ચબરાક હતો કે નિશાળમાં જ્યારે જ્યારે કોઈ મુલાકાત માટે આવતું ત્યારે ધનાને શિક્ષકો આગળ કરતા અને ધના સાથેની વાતચીતથી ધનાને અને તેના શિક્ષકોને સારું પ્રમાણપત્ર મળતું. નિશાળ તરફથી જ્યારે મનોરંજન કાર્યક્રમ થતો ત્યારે ધનો તો મોખરે જ હોય તેનો કંઠ મધુર હતો. જિલ્લાની હરીફાઈમાં ધનો ઈનામ લાવ્યો હતો. ધના ઉપર આખો શિક્ષક સમાજ અને ગામના લોકો પણ ફીદા હતા.

આ ધનો જ્યારે મેટ્રિકમાં ઊંચા નંબરે પાસ થયો ત્યારે હરિજનોના આનંદનું પૂછવું જ શું ? આજે ધનો પાસ થયા પછી ગામમાં પહેલીવાર આવવાનો હતો. ધનાના પાસ થયા પછી શહેરનાં છાપાંએ એનો ફોટો છાપ્યો હતો. ધનાને સરકાર તરફથી સારી શિષ્યવૃત્તિ મળવાની હતી અને તેને ભણવું હોય તેટલું ભણી શકશે. ધનાની હોશિયારીથી ગામવાળા પણ ખુશ થયા હતા, પરંતુ એક હરિજનના છોકરા માટે આટલું બધું થાય તે ગામના કેટલાક જૂનવાણી વિચારનાને પસંદ નહોતું પડ્યું. પણ હરિજનોને તો આજે દિવાળી હતી. અમદાવાદના હરિજન છાત્રાલયના છોકરાઓ બેન્ડવાજા લઈ આવી પહોંચ્યા હતા. અમદાવાદથી કેટલાક ગામના હરિજન મિલ-કામદારો ધનાના સ્વાગત માટે હાજર રહ્યા હતા. આખો હરિજનવાસ યુવાનોએ આસોપાલવનાં તોરણ અને ત્રિરંગી ધ્વજોથી શણગાર્યો હતો. હરિજન આગેવાન અમરાભાઈએ ધનાનું જમવાનું પોતાને ત્યાં રાખ્યું હતું અને સાથે બીજા ઘણાને નોતર્યા હતા.

સ્ટેશન આવ્યું. ગાડી ઊભી રહી અને હવામાન ‘મહાત્મા ગાંધીની જય, ઠક્કરબાપાની જય’ના નાદોથી ગુંજી રહ્યું. ધનાના ગળામાં ચડોચડય ફૂલના હાર અને સૂતરની આંટીઓ પડવા લાગ્યાં. રૂડાભગતને આજે જીવન સફળ થયું લાગ્યું અને જીવીને આપેલું વચન સાર્થક થયું. મનમાં આનંદનો પાર નહોતો.

પરંતુ હૃદયના ઊંડાણમાં થતું કે આજે જીવી હયાત હોય તો ?

સ્ટેશનેથી જ સરઘસ ગામમાં ચાલ્યું. રૂડાભગતે વાજાંવાળાને અને સરઘસવાળાને ના પાડી હતી. તેમની ઇચ્છા ગામની આમન્યા લોપવાની નહોતી. ગામમાં કદી કોઈના પાસ થયાના આવા વરઘોડા નીકળ્યા નથી તેમ તેમણે અમદાવાદથી આવેલા યુવાનોને સમજાવ્યા હતા. પરંતુ તેમનું કોણ માને ? ગામમાં તો શું પણ આખા જિલ્લામાં કોઈ છોકરો આટલા ઊંચા નંબરે પાસ થયો છે ?—અમદાવાદના યુવાનો પાસે જવાબ તૈયાર હતો.

હરિજનો ધનાને માનપાન આપશે તેમ તો ગામવાળા પણ જાણતા હતા. પરંતુ આવી રીતે વાજાં વગડાવશે અને વરઘોડો કાઢશે તેનો કોઈને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. હજી સરઘસ તો સ્ટેશને હતું ત્યાં વાત વાયુ વેગે ગામમાં પહોંચી.

મોહન શેઠની દુકાને બધા ભેગા થયા. ગામનું નાક જવા બેઠું છે. ગામ વચ્ચેથી હરિજનોના વરઘોડા દેશમાં કોઈ જગ્યાએ નીકળ્યા નથી અને આપણું ગામ આજે નાક કપાવશે. એ તો ભાઈ આજના કાયદા જુદા અને હવે પહેલાં જેવા મૂછાળા મરદો પણ ગામમાં ક્યાં રહ્યા છે ?—મોહન શેઠે સોપારી કાતરતાં કાતરતાં યુવાનોને પાનો ચડાવવા કહ્યું. ગામના બે ચાર યુવાનોએ પોતાને મૂછો છે કે નહિ તેની ખાત્રી કરવા હોઠે હાથ ફેરવ્યો, હજી કલીન શેવનો પવન ગામના યુવાનો સુધી પહોંચ્યો નહોતો. ગામનો હુકમ હોય તો ભાર છે ઢેડાંના કે સરઘસ કાઢે ?—ગામના બે ચાર યુવાનો પોકારી ઊઠ્યા. હુકમ તો આ જમાનામાં સરકાર કરે બાકી ગામની આબરૂ રહે તે કોને ન ગમે ? મોહન શેઠે બંધાયા વિના જવાબ આપ્યો. મોહન શેઠની વાડીમાં ગામના બીજા ઘરડેરાઓએ સૂર પૂરાવ્યો. બસ, ગામના યુવાનોને તો આટલું જ જોઈતું હતું.

સરઘસ ગામને ગોંદરે આવ્યું. હરિજન બહેનો ગીત ગાતી ગાતી ગોંદરે આવી હતી. એક નાની બાળાએ ધનાને કંકુનો ચાંદલો કર્યો. ગળામાં હાર પહેરાવ્યો. હરિજન બહેનોએ ધનાને માથેથી પાણીના લોટા ઊતારી તેના ઓવારણાં લીધાં. યુવાનોએ મહાત્મા ગાંધી અને ઠક્કરબાપાની જય બોલાવી.

કોકે ઇશારો કર્યો—અને મામલો વીફર્યો. ફટોફટ લાકડીઓ પડવા માંડી. જ્યાં ફૂલના હાર અને સૂતરની આંટીઓ પડી હતી ત્યાં લાકડીઓની ઝડીઓ વરસી. બેન્ડવાળા બેન્ડ મૂકીને નાઠા ને સ્ટેશન ભેગા થઈ ગયા. અમદાવાદના આવેલા કામદારો પણ સ્ટેશન ભણી ભાગી છૂટ્યા. હરિજનો પાસે હથિયારો નહોતાં અને હોય તો પણ કોણ સામનો કરી શકે ? ફટોફટ માથાં ફૂટવા માંડ્યાં. પચ્ચીસેક જણ ઘાયલ થયા. સરઘસ સરઘસના ઠેકાણે રહ્યું અને નાસભાગ થઈ રહી. હરિજનો જીવ લઈને નાઠા. પરંતુ જેટલા હાથમાં આવ્યા તેટલા રંગાઈ ગયા. બહેનો અને બાળકો પણ બાકી ન રહ્યાં. ધનો બેભાન થઈને ગામને ગોંદરે પડ્યો. ગામનું નાક રહ્યું. મોહન કાકા હાથમાં સૂડીસોપારી લઈ શાંતિ સ્થાપવા આવી પહોંચ્યા. 'અલ્યા રહેવા દો, હવે રહેવા દો.' મોહન કાકાએ ઉશ્કેરાયેલા યુવાનોને શાંત પાડવા કહ્યું. રહેવા શું દે, સાલાં ઢેડાં ફાટ્યાં છે. સામનો કરનાર કોઈ નહોતું એટલે યુવાનોને પાનો ચઢ્યો. રૂડાભગતને થયું કે ધનો ભણ્યો ન હોત અને તેમના જેવો મજૂર જ રહ્યો હોત તો સારું ! ભગતે મોહનબાપાના ખોળામાં ફાળિયું નાખ્યું અને બચાવવા આજીજી કરી : 'બાપા, તમારાં ચાકર છૈએ. હવે તમે બચાવો તો બચીએ,' પોતાના છોકરાના કારણે આ બધું થયું તેનું ભગતને ભારે દુઃખ હતું. મોહન શેઠે માયા સંકેલી અને લાકડીવાળા યુવાનોને ધમકાવીને વીખેરી નાખ્યા.

બીજે દિવસે છાપામાં ખબરો આવી. અમદાવાદથી સામાજિક કાર્યકરો ઊતરી પડ્યા. ફરિયાદો થઈ. ગામે હરિજનોનો બહિષ્કાર કર્યો. દીવા દેવતા બંધ થયાં. મજૂરી મળતી બંધ થઈ.

મોહનકાકાની આગેવાની નીચે ગામલોકો લડતા.

હરિજનો પણ તેમની સામું જ જોતા. તેમનામાં કળિયુગના નારદની શક્તિ હતી. સહુને લડાવે છતાં સહુ તેમનામાં વિશ્વાસ રાખે.

છેવટે સમાધાન થયું. હરિજનોએ નાકલીટી ખેંચી. ક્યાં સુધી ટકી શકે? બીજું તો ઠીક પણ આર્થિક બહિષ્કારે હરિજનોને તંગ કર્યા. દીવો દેવતા બંધ, મજૂરી બંધ, છાસપાણી બંધ. આ બધું હરિજનોથી ક્યાં સુધી સહન થાય?

કેસનું સમાધાન થયું. આરોપીઓ છૂટી ગયા. હરિજનોનો બહિષ્કાર દૂર થયો. સવર્ણોએ જાણ્યું કે મોહનકાકાને લીધે જ આપણે છૂટયા, નહિ તો આવા કેસોમાં તો ટીપાઈ જ જઈએ. મોહનકાકા ન હોય તો આપણા સામું કોણ જુએ. જો કે ધનો અને તેના જેવા ભણેલા સહુ સમજતા હતા કે આ બધી માયા મોહનકાકાની છે.

આ વાતને વર્ષો વીતી ગયાં. ધનો એમ. બી. બી. એસ.ના છેલ્લા વર્ષનો વિદ્યાર્થી છે અને ત્યાં પણ ભણવામાં એટલો જ દીપી નીકળ્યો છે. તેના તેણે સહુનાં દિલ જીતી લીધાં છે. પણ તેના મનમાંથી ગામમાં તે ગયો તે દિવસે જે બનાવ બન્યો તે ખસતો નથી. તોફાન માટે મોહનકાકા જવાબદાર હતા તે વાત પણ વીસરી શકતો નથી. અને ક્યાંથી તે વીસરી શકે? તેના માથામાં અને કપાળે આજ પણ એ ઘાનાં ચિહ્ન જેવાં ને તેવાં છે. જ્યારે તેના મિત્રો તેને આ શાના ઘા છે તેમ પૂછે છે ત્યારે તેને આખી વાત કરવી પડે છે અને આ બધું પોતે હરિજન છે તે કારણે જ બન્યું છે તેમ તે જ્યારે જણાવે છે ત્યારે ધનાને સાંભળનારને પણ દુઃખ થયા વિના રહેતું નથી.

મોહનકાકાને વૃદ્ધાવસ્થામાં જ્યારે રક્તપિત્ત થયું ત્યારે સહુને લાગ્યું કે ઈશ્વરે ઈન્સાફ બરાબર તોળ્યો છે. ગામમાં ભાગ્યે જ કોઈક એવો હશે કે જેને મોહન-કાકાનો પરચો ન પડ્યો હોય. સોપારીના ટુકડા ઉપર તેમણે કેટલાય ઝઘડા કરાવ્યા અને કેટલાંય સમાધાન કરાવ્યાં હતાં. આ બધા પાછળ કાં તો ધન મેળવવાનો, કાં તો પોતાની પ્રતિષ્ઠા વધારવાનો અને કાં તો આગેવાની ટકાવી રાખવાનો તેમનો ઉદ્દેશ રહેતો. આ મોહનકાકાને રક્તપિત્ત થયું અને આંગળાં સડવા માંડયાં અને શરીરમાંથી વાસ આવવા માંડી, હરવાફરવાની તકલીફ થઈ ત્યારે લોકો કહેવા માંડયા કે ઈશ્વરે અદલ ઈન્સાફ તોળ્યો છે.

રક્તપિત્તનો રોગ ચેપી છે. પાસે જાય તેને પણ લાગે. જ્યાં સુધી મોહનકાકા સાજાસમા હતા ત્યાં સુધી તેમને ત્યાં ડાયરો જામેલો રહેતો. તેમના છોકરાઓ તથા તેમના કુટુંબીજનો તેમની સેવામાં ખડે પગે હાજર રહેતાં અને સહુ સમજતાં કે તેમનો સર્વ વૈભવ મોહનકાકાની માયાને જ પ્રતાપે છે. ગામલોકોની પણ તેમને ત્યાં સારી હાજરી રહેતી.

હવે તે બધામાં ઓટ આવવા માંડી. ડાયરો જામતો નથી, તેમ ઘરનાં માણસો પણ બેદરકારી બતાવવા માંડયાં છે. કાકી તો થોડા વખતથી ગુજરી ગયાં હતાં, પરંતુ છોકરા તથા છોકરાની વહુ પણ હવે કાકાથી ડરવા માંડયાં. સૌને એમ થઈ ગયું કે ડોસાનો રોગ ચેપી છે, ને જો સંભાળ નહિ રાખીએ તો આપણને જ વળગી પડશે. ડોસાએ કાળાંધોળાં કરી એકઠા કરેલા પૈસા સહુને ખપતા હતા, પરંતુ ચેપ લાગવાની બીકે કોઈ ચાકરી કરવા તૈયાર નહોતું.

ડોસાનો ખાટલો ઘરના એક ખૂણામાં રાખવામાં આવ્યો હતો. આ ઘર છોડી બાજુના બીજા ઘરમાં સૌ રહેવા ગયાં હતાં. નોકરો ડોસાને ખાવાનું આપતા તથા તેમની સેવાચાકરી કરતા. જો કે નોકરોને પણ ખબર પડે કે રોગ ચેપી છે કે તુરત તે ચાલ્યા જતા અને છોકરાઓને કાયમ નોકરની શોધમાં રહેવું પડતું. ડોસા શહેરમાં લઈ જવાને વારંવાર છોકરાઓને વિનંતી કરતા, પરંતુ દિસાબી પિતાના દિસાબી પુત્રોને ખાત્રી થઈ ચૂકી હતી કે હવે ડોસા પાછળ જે કંઈ પૈસા ખર્ચવામાં આવશે તે નકામો વ્યય છે. અને આવો વ્યય નહિ કરવાનું તો ખુદ મોહનશેઠે જ

તેમને જિંદગીભર શીખવ્યું હતું. છોકરાઓ દૂરથી ખબર-અંતર પૂછી જતા, બાકી આજે કેટલાય વખતથી કોઈ ઘરના માણસનો હાથ સરખો ડોસાને અડ્યો નહોતો.

એવામાં ધનો રજાઓમાં ઘેર આવ્યો. એણે ડોસાની સ્થિતિની વાત સાંભળી. ધનો ભૂતકાળ ભૂલ્યો નહોતો અને ભૂલવા માગે તો પણ માથા ઉપરનો ઘા તેને જિંદગીભર ભૂલવા દે તેમ પણ નહોતો. છતાં તેનું મન પણ મોહનકાકાની તબિયત જોવા જવાનું થયું. પરંતુ વાણીઆના ઘરમાં જવા માટે તેનો પગ ઊપડતો નહોતો. તે હવે લગભગ ડૉક્ટર થઈ ચૂક્યો હોવાથી શહેરમાં સહુના ઘરમાં જવાની છૂટ મળી ગઈ હતી. પરંતુ ગામડામાં આવી છૂટ કેમ લેવાય—અને તે પણ મોહનકાકાના ઘરમાં ?

મોહનકાકાને કાને વાત આવી કે ધનો ગામમાં આવ્યો છે. પછી કાકાનો જીવ કેમ ઝાલ્યો રહે ? એમણે નોકર સાથે ધનાને સંદેશો મોકલ્યો. ધનાનો માર્ગ મોકળો થયો. જો કે હજી પણ ગામમાં કોટ-પાટલૂન પહેરીને જવાની તેની હિંમત ચાલી નહિ. તેથી તે સાદાં કપડાં પહેરી મોહનકાકાને ઘેર ગયો.

ધનાએ મોહનકાકાની તબિયત જોઈ. રોગ ચીકણો પણ મટે તેવો તો હતો જ. લાંબો વખત દવા અને ચાકરીની જરૂર હતી.

ધનાએ કાકાને ખૂબ જ આશ્વાસન આપ્યું. કાકાને રોગ થયા પછી આજ પહેલી વાર કોઈક તેમના ખાટલા ઉપર બેઠું હતું અને આટલી મીઠાશથી તેમની સાથે વાતો કરી હતી. ધનાનો હાથ આજે કાકાને ઘણો મીઠો લાગ્યો. ઘડીભર તો કાકાને થઈ પણ ગયું કે ધનો પોતાનો દીકરો હોત તો ?

કાકાના છોકરાઓ તો ક્યારનાએ જઈને રૂડાભગતને વળગ્યા હતા— જોજો ભગત, ધનો બાપને શહેરમાં લઈ જવાની વાત ન કરે. નહિ તો બાપનું મોત બગડશે બાપ હવે થોડા દહાડાના મહેમાન છે. શહેરમાં જાય તો તેમની સ્મશાનયાત્રા તેમને શોભે તેવી નહિ નીકળે.

રૂડાભગતે છોકરાઓનો સંદેશો ધનાને કહ્યો પણ મોહનકાકાનો સંદેશો જુદો જ હતો. મોહનકાકાએ ધનાને શહેરમાં લઈ જવાનો અને દવાખાનામાં દાખલ કરવાનો ખાસ આગ્રહ કર્યો હતો. અને ડોસાની આ દશા જોઈને ધનો પણ ડોસાને લઈ જવા તૈયાર થયો હતો. ધનો હવે પાછલું વેર ભૂલી ગયો હતો અને કોઈ પણ રીતે સારામાં સારી સારવાર મોહનકાકાને આપવાની તેની ઈચ્છા હતી. દીકરાઓની ઉપરવટ જઈ ધનો જ્યારે મોહન શેઠને શહેરમાં લઈ ગયો ત્યારે ગામલોકોને પણ જૂનો ભૂતકાળ સાંભરી આવ્યો, એ ભણ્યો તેમાં ગામનું નાક જતું હતું પણ ખરી રીતે તો એ ગામનું નાક બની ગયો હતો !



'મોહિનીચંદ્ર'

## કારખાનું

ફેરિયાએ બૂમ પાડી પૂછ્યું :

'સાહેબ, પસ્તી આપવાની છે ?'

મેં કહ્યું :

'ના, હમણાં સર્જનનું કારખાનું બંધ છે.'



રતિલાલ 'અનિલ'

## પ્રતીતિ

હસવું પડે છે એમ તો જીવનમાં કૈંક વાર,<br>
—કોઈ કહે છે ફૂલની મોસમ ન આવશે !<br>
સૂરજનાં તેજ-તાપથી તો બેખબર નથી,<br>
માનું છતાં હું કેમ કે શબનમ ન આવશે ?







ગી૦ શેલેતોવ

# યુવાન પેઢીના પ્રશ્નો

યુવાનીનો થનગનાટ હર કોઈને પ્રેરક છે. પણ એ યૌવનાવસ્થાની આડે જે દિવાલ રચાઈ જાય છે એ પણ એટલી જ અપરિહાર્ય છે. અહીં રજૂ થતા વિચારો યુવાન પેઢીને અને યુવાનો ઘડનારી પેઢીને પ્રેરક નીવડશે...

યુવાનો ! !

ચેતનાથી તરવરતા આજના યુવાનો આવતી કાલના નાગરિકો છે. પ્રતિભાથી પાંગરતા યુવાનો દેશની આવતી કાલની આશાઓ છે. ઝાંખા અજવાળાની જ્યોત જેવો યુવાન આવતી કાલનો દેશદીપક છે. આખા વિશ્વને એ પોતાનાં તેજકિરણોથી પ્રકાશિત બનાવવાનો છે.

પરંતુ આજના યુવાન સામે અનેક પ્રશ્નો ઊભા થયા છે.

કારણ ?

કારણ એ છે કે આજે સમય ખૂબ ઝડપથી પ્રગતિ કરી રહ્યો છે. એ સમયની ઝડપ સાથે આજના યુવાનોને તાલ મેળવવાનો છે—એની સાથે જ થાક્યા વિના અવિરત ગતિથી આગેકૂચ કરવાની છે.

આજે વિજ્ઞાને ખૂબ વિકાસ સાધ્યો છે. ઝડપથી ચાલતાં, તરતાં અને ઊડતાં વાહનોએ જગતનાં અંતરો ટૂંકાવી નાખ્યાં છે. અણુશક્તિ પણ અમર્યાદિત ગતિથી વિકાસ સાધી રહી છે. પહેલી વખત જ કદાચ જીવંત પદાર્થો અવકાશમાં જઈને સહીસલામત રીતે પૃથ્વી પર પાછાં ફર્યાં છે.

આમ સમગ્ર વૈજ્ઞાનિક સિદ્ધિઓ દ્વારા યુવાન પેઢી માટે શાંતિમય અને આનંદજનક જીવન માટે અસંખ્ય શકયતાઓ ઊભી કરી છે......આશાઓ સર્જી છે ..

પરંતુ......આમ છતાંયે આટલી બધી સિદ્ધિઓથી આજનો યુવાન સંતુષ્ટ નથી !

એનું કારણ શું હશે ? એનું કારણ કદાચ આ હોઈ શકે ! જે વીસમી સદીની જનતા લોહીથી રંગાયેલાં બબ્બે યુદ્ધોથી રંગાઈ ચૂકી છે, જે યુદ્ધોની ભયાનકતાથી વિશ્વમાનવીઓ ભયભીત થઈ ચૂક્યાં છે; એવા જ યુદ્ધની તૈયારીઓમાં અવિરત ગતિથી વિકાસ સાધતા વિજ્ઞાનનો—માનવજાતના હિતમાં વાપરી શકાય તેવાં સાધનોનો—નવાં યુદ્ધની તૈયારી તરીકે ઉપયોગ થઈ રહ્યો છે. આ કારણને લીધે જ આજનો યુવાન સંતુષ્ટ નથી.

જગતના દરેક દેશમાં...એ દેશના દરેક યુવાનોમાં... અને યુવતીઓમાં જીવનની અનિશ્ચિંતતા અને શાંતિનો પ્રશ્ન ખૂબ જ ચિંતા ઉપજાવનારો છે. યુદ્ધની ધમકીને તેઓ ખૂબ જ તિરસ્કારે છે...

વિશ્વનો પ્રત્યેક યુવાન અને યુવતી સંરક્ષણ અને શાંતિને ખૂબ જ મહત્વનાં ગણે છે. આજે તમે જગતના ગમે તે ભાગમાં જુઓ........તો યુવાનો પોતાની માગણીઓ સાથે આગળ આવે છે. પોતાની માગણીઓનો સ્વીકાર થાય તે માટે ઝઝૂમે છે. ભિન્ન ભિન્ન સ્થળે એનું સ્વરૂપ જુદું હશે. પરંતુ એનું અંતિમ ધ્યેય એક જ છે.

આ જગત પર ચિર અને પરમ શાંતિની પ્રતિષ્ઠા.

જગતના કોઈ એક ખૂણે ઠરાવ પસાર થાય, 'યુવાનોએ રાજકારણમાં રસ ન લેવો જોઈએ' અને છતાંયે અણુશસ્ત્રોનાં ઉત્પાદનો રોકવા માટે...શસ્ત્ર સંન્યાસ અપનાવવા માટે હજારો......હજારો નહીં બલ્કે લાખો યુવાનો ભેગા થાય છે—દેખાવો યોજે છે. 'શાંતિ શાંતિ'ના પોકારો કરે છે.

તો વળી જગતના કોઈ બીજા ખૂણામાં યુવાનો પોતાનો દેશ બીજાથી ગેરરસ્તે ન દોરવાઈ જાય... કદાચ બીજાની જંજીર એના હાથોને સપડાવી ન દે; કોઈની સામે...કોઈ પોતાના દેશમાંથી...કે પોતાની ભૂમિ પર શસ્ત્રો ફેંકી ન જાય તે માટે સદાય જાગૃત રહે છે.

પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# ફુત્કી કુટુંબ

પંખીઓ અને પ્રાણીઓ, જંતુઓ અને જીવાત—પ્રકૃતિના આ લાડકવાયા તરફ માનવી ખૂબ જ ઉપેક્ષા સેવે છે. પણ પ્રકૃતિને ધરાઈ ધરાઈને પીનારને આ બધાં ખૂબ ગમે છે. પંખીઓનો પરિચય આપતા જાણીતા લેખક આ વખતે નવાં પંખી-કુટુંબ માટે કહે છે......

### રામ ફુત્કી

આ રામ ફુત્કીનું કદ ચકલી કરતાં નાનું અને એક સરખા પીળાશ પડતા કથ્થાઈ રંગની. તેમાં પેટાળમાં તેનો રંગ પીળાશ પડતો ઝાંખો ધોળો રહે છે. પીળાશ પડતા રંગના નેણ. એ સિવાય આ પંખી ખાસ નજરમાં આવે એવું નથી. માત્ર એ જ્યારે માખીમારની માફક ઊડતી જીવાત પકડવા માટે ઊડે છે ત્યારે તે "ટીક્ ટીક્" શબ્દ કરતાં સંભળાય છે એ સમયે તે વરતાઈ આવે છે. વૃક્ષના પાંદડાં નીચે છુપાઈ રહેલી જીવાતને શોધવા માટે ખૂબ ચપળતાથી એક ડાળી ઉપરથી બીજી ડાળી ઉપર જાય છે અને તેમાં જીવાત ઊડે તો તેને પકડવા પાછળ ઊડે છે. શિયાળામાં આ પખી વાડીઓ, બગીચા અને કાંટમાં આવી જાય છે અને સામાન્ય છે. તેનું પાંખનું બીજું પર સાતમા પર એટલે પીંછાં કરતાં વધારે લાંબુ રહે છે અને પહેલું પાંખનુ પીંછું નાનું રહે છે. નાક ઉપર ત્રણ વાળ જેવાં પીંછાં રહે છે. આ પંખીઓમાં ખાસ તેની પાંખની લંબાઈ અને તેનાં પરની લંબાઈ જોવાથી તે કયું પંખી છે તે ખબર પડે છે.

નવરાત્રી ઉપર આ રામ ફુત્કી આપણે ત્યાં આવી જાય છે અને હુતાશણી આસપાસ ચાલી જાય છે. અને તે હમેશાં એકાકી જ ફરતા જણાય છે.

રામ ફુત્કી આપણે ત્યાં પ્રજનન કરતી નથી પણ મધ્ય એશિયા અને તુર્કસ્તાનથી પાકિસ્તાન તથા ભારતમાં બચ્ચાં ઉછેરે છે, અને એ ફરજ બજાવી શિયાળામાં ચોક્કસ આપણે ત્યાં ફરવા આવી પહોંચે છે.

રામ ફુત્કીને અંગ્રેજીમાં The Sykes Tree War Bler કહેવાય છે અને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Hippolais Caligata (Lightenstein) કહેવું જોઈએ.

### સીતા ફુત્કી

આ પણ આગળ જોઈ ગયા તેવડા જ કદની ફુત્કી છે. રંગમાં પણ કદાચ ભાગ્યે જ ફરક પડતો હોય તો

---

કારણ ?

કારણ એ જ છે કે યુવાનોને આ જગત પર ચિર શાંતિનું સિંચન કરવું છે.

તો વિશ્વના વળી કોઈ ત્રીજા ખૂણે...

કોઈ સશક્ત સત્તા પોતાના દેશને પરતંત્રતાની ગર્તામાં ધકેલીને તેની ચેતનાને અને વિકાસને રૂંધી રહી છે. એ સામે યુવાનો બુલંદ સવાજે પોકાર કરે છે. સ્વતંત્રતા અને મુક્ત જીવનના આજન્મ હક્ક માટે તેઓ લડે છે—હિંમતથી શહીદી સ્વીકારે છે! કારણ?

કારણ એ જ છે. યુવાનોને સ્વતંત્ર બનીને આ ધરા પર શાશ્વત શાંતિનું સર્જન કરવું છે

યુવાનો...સભાઓ ભરે, ચળવળો, સત્યાગ્રહ કરે, જાહેર મત કેળવે, રૂંધતા બળ સામે બુલંદ અવાજે પોકાર કરે તો એમાં નવું નથી.

શંતિ, શાંતિમય સહઅસ્તિત્વ, સ્વતંત્રતા એ આજના યુવાનોના રસના વિષય છે.

યુદ્ધો, અણુશસ્ત્રોનું ઉત્પાદન, એ આજની યુવાન પેઢીના પ્રશ્નો છે.

એ પ્રશ્નો ઉપર સહાનુભૂતિપૂર્વક વિચારણા થાય, એ વિચારણા પર બુદ્ધિપૂર્વક યોજના થાય, એ યોજના દ્વારા યુવાનોના શિક્ષણનો, વ્યક્તિત્વનો, રોજી, રહેઠાણ અને કપડાંની વ્યવસ્થા થાય; તો આજની યુવાન પેઢીના પ્રશ્નોનું નિરાકરણ થાય...

તો જ...જગત પર, એ જગતમાં વાસ કરતા યુવાનોના હૃદયમાં શાશ્વત શાંતિની સ્થાપના થાય.





બાકી તેની પાંખનું બીજું પીંછું સાતમા પીંછાં કરતાં જ ટૂંકું છે એવું નથી પણ કેટલીક વખત આઠમા પીંછાંથી પણ ટૂંકું હોય છે. બાકી તેની ખાસિયત પણ રામ ફુત્કી જેવી જ રહે છે.

સૌરાષ્ટ્રમાં ઘણે ઠેકાણે તે આવે છે પણ શ્રી સલીમઅલીએ ધાંટવડમાંથી તેનો નમૂનો હાથ કર્યો છે.

તેનું પ્રજનન પૂર્વ રશિયાથી પશ્ચિમ સાઈબીરિયા અને તુર્કસ્તાન સુધી થાય છે અને ભારત ઉપરાંત સિલોન સુધી શિયાળો ગાળવા પહોંચે છે. સૌરાષ્ટ્રમાં પણ આવે છે.

સીતા ફુત્કીને અંગ્રેજીમાં The Booted Tree War Bler કહેવામાં આવે છે અને Hippolais Scita (Eversmann) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

### ભારતી નાનો શ્વેત 'ઠ

ચકલી કરતાં પ્રમાણમાં નાના કદનો આ નાનો શ્વેતકંઠ બહુ નાજુક અને પાતળો દેખાતો નાના કદનો પંખી છે જેનું ઉપલાં તાલકાંથી આંખની નીચે ઘેરો રાખોડી રંગ આવે છે અને કાન ઘણી વખત કાળા રંગના થાય છે. આ તેને આગળ આવતા શ્વેતકંઠથી (ભારતી) તરત જ જુદો પાડે છે. પીઠ ઉપર તે રાખોડી કથ્થાઈ અને પૂંછડી ઘેરી કથ્થાઈ અને વચ્ચેનાં પીંછાંના છેડા ધોળા રહે છે અને બીજાં પણ ધોળા છેડાવાળા પીંછાં રહે છે. પણ ઘણો ભાગ ધોળો હોય છે તેમાં પહેલું અને છેલ્લું પીંછું તો સાવ ધોળા રંગે હોય છે. દાઢી અને ગળું તો તદ્દન ધોળા રંગનાં થાય છે, પેટાળનો બાકીનો ભાગ ઝાંખો ધોળો અથવા તેલીઓ ધોળો હોય છે પણ બાજુમાં રાખોડી ધોળા રંગ રહે છે. આંખો પીળાશ પડતી કથ્થાઈ, પગ રાખોડી થાય છે. નાના શ્વેતકંઠ મોટા શ્વેતકંઠનો નમૂનો જ છે. તેની ખાસિયત હવે પછી આવતા મોટા શ્વેતકંઠ સાથે જ ફરતાં જોવામાં આવે છે. તેની બેઠક સહેજ આડી અને માથે થોડી અણીદાર ટોપી જણાય છે. તેનો "ટક્" અને "ચર્ર્ર્ર્" અવાજ વારે વારે સાંભળવામાં આવે છે.

નર માદામાં જરાય તફાવત જણાતો નથી અને તે આપણે ત્યાં કાંટ, વાડો, બગીચા અને વાડીઓમાં દેખાય છે. સ્વભાવે ચંચળ છે. પણ સવાર સાંજ તે ચારો શોધતા જોઈ શકાય છે. સ્થાયી વસવાટ ન હોવાથી તેને બીજાં તેની જાતના પંખીમાં વરતવું મુશ્કેલ પડે છે. પણ જે સમયે તેને અમુક જગ્યા ઉપર જોયું હોય તો તે સમયે તે હમેશાં ત્યાં આગળ બનતાં સુધી તો જરૂર નજરે પડવાનું. વર્ષા પછી અને શિયાળામાં તે સામાન્ય છે. એક સાવ નાનો શ્વેતકંઠ પણ આપણે ત્યાં આવે છે. પણ તેને આમાંથી જુદો પાડવો મુશ્કેલ પડે છે. પણ શ્રી સલીમઅલી પોતાના કચ્છના પંખીમાં લખી જણાવે છે કે તે કચ્છમાં સામાન્ય છે. ફક્ત કદમાં નાનો અને પીઠનો રંગ કંઈક ઝાંખો અને રેતીઓ કથ્થાઈ વધારે જણાય છે અને તેના તાલકાનો વધારે ભૂરો રાખોડી રંગ જુદો પડે છે.

તેનું પ્રજનન કાશ્મીર અને મધ્ય એશિયામાં થાય છે. અને શિયાળામાં પ્રવાસ ખેડી આખા ભારત આવી જાય છે. સૌરાષ્ટ્ર, ગુજરાત અને કચ્છમાં પણ જરૂર જણાય છે.

તેનો આહાર જીવાત અને મધુનો છે અને આથી તેના કપાળ ઉપર ફૂલરજનો રંગ લાગી જાય છે.

ભારતી નાનો શ્વેતકંઠ અંગ્રેજીમાં The Indian Lesser White-throat કહેવાય છે અને Sylvia Curruca Affinis (Blyth) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

### મોટો શ્વેતકંઠ

બુલબુલથી થોડા નાના કદનો મોટો શ્વેતકંઠ પીઠ ઉપર રાખોડી રંગનો અને આંખથી તાલકા અને ઓડ સુધી કાળો હોય છે. ચહેરો અને પેટાળ સફેદાઈવાળા. ચાંચ અને પગ કાળા રંગના. પૂંછડી રાખોડી રંગની અને આંખ ફરતી ધોળી કુંડાળી હોય છે. ડાળીઓમાં જીવાતની શોધ કરતાં આ પંખી દબાયેલી સ્થિતિમાં ઘણે ભાગે જોવામાં આવે છે પણ ચંચળ

પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# ફુત્કી કુટુંબ

પંખીઓ અને પ્રાણીઓ, જંતુઓ અને જીવાત—પ્રકૃતિના આ લાડકવાયા તરફ માનવી ખૂબ જ ઉપેક્ષા સેવે છે. પણ પ્રકૃતિને ધરાઈ ધરાઈને પીનારને આ બધાં ખૂબ ગમે છે. પંખીઓનો પરિચય આપતા જાણીતા લેખક આ વખતે નવાં પંખી-કુટુંબ માટે કહે છે......

### રામ ફુત્કી

આ રામ ફુત્કીનું કદ ચકલી કરતાં નાનું અને એક સરખા પીળાશ પડતા કથ્થાઈ રંગની. તેમાં પેટાળમાં તેનો રંગ પીળાશ પડતો ઝાંખો ધોળો રહે છે. પીળાશ પડતા રંગના નેણ. એ સિવાય આ પંખી ખાસ નજરમાં આવે એવું નથી. માત્ર એ જ્યારે માખીમારની માફક ઊડતી જીવાત પકડવા માટે ઊડે છે ત્યારે તે "ટીક્ ટીક્" શબ્દ કરતાં સંભળાય છે એ સમયે તે વરતાઈ આવે છે. વૃક્ષના પાંદડાં નીચે છુપાઈ રહેલી જીવાતને શોધવા માટે ખૂબ ચપળતાથી એક ડાળી ઉપરથી બીજી ડાળી ઉપર જાય છે અને તેમાં જીવાત ઊડે તો તેને પકડવા પાછળ ઊડે છે. શિયાળામાં આ પંખી વાડીઓ, બગીચા અને કાંટમાં આવી જાય છે અને સામાન્ય છે. તેનું પાંખનું બીજું પર સાતમા પર એટલે પીંછાં કરતાં વધારે લાંબુ રહે છે અને પહેલું પાંખનુ પીંછું નાનું રહે છે. નાક ઉપર ત્રણ વાળ જેવાં પીંછાં રહે છે. આ પંખીઓમાં ખાસ તેની પાંખની લંબાઈ અને તેનાં પરની લંબાઈ જોવાથી તે કયું પંખી છે તે ખબર પડે છે.

નવરાત્રી ઉપર આ રામ ફુત્કી આપણે ત્યાં આવી જાય છે અને હુતાશણી આસપાસ ચાલી જાય છે. અને તે હમેશાં એકાકી જ ફરતા જણાય છે.

રામ ફુત્કી આપણે ત્યાં પ્રજનન કરતી નથી પણ મધ્ય એશિયા અને તુર્કસ્તાનથી પાકિસ્તાન તથા ભારતમાં બચ્ચાં ઉછેરે છે, અને એ ફરજ બજાવી શિયાળામાં ચોક્કસ આપણે ત્યાં ફરવા આવી પહોંચે છે.

રામ ફુત્કીને અંગ્રેજીમાં The Sykes Tree War Bler કહેવાય છે અને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Hippolais Caligata (Lightenstein) કહેવું જોઈએ.

### સીતા ફુત્કી

આ પણ આગળ જોઈ ગયા તેવડા જ કદની ફુત્કી છે. રંગમાં પણ કદાચ ભાગ્યે જ ફરક પડતો હોય તો

---

કારણ ?

કારણ એ જ છે કે યુવાનોને આ જગત પર ચિર શાંતિનું સિંચન કરવું છે.

તો વિશ્વના વળી કોઈ ત્રીજા ખૂણે...

કોઈ સશક્ત સત્તા પોતાના દેશને પરતંત્રતાની ગર્તામાં ધકેલીને તેની ચેતનાને અને વિકાસને રૂંધી રહી છે. એ સામે યુવાનો બુલંદ અવાજે પોકાર કરે છે. સ્વતંત્રતા અને મુક્ત જીવનના આજન્મ હક્ક માટે તેઓ લડે છે—હિંમતથી શહીદી સ્વીકારે છે! કારણ ?

કારણ એ જ છે. યુવાનોને સ્વતંત્ર બનીને આ ધરા પર શાશ્વત શાંતિનું સર્જન કરવું છે

યુવાનો...સભાઓ ભરે, ચળવળો, સત્યાગ્રહ કરે, જાહેર મત કેળવે, રૂંધતા બળ સામે બુલંદ અવાજે પોકાર કરે તો એમાં નવું નથી.

શાંતિ, શાંતિમય સહઅસ્તિત્વ, સ્વતંત્રતા એ આજના યુવાનોના રસના વિષય છે.

યુદ્ધો, અણુશસ્ત્રોનું ઉત્પાદન, એ આજની યુવાન પેઢીના પ્રશ્નો છે.

એ પ્રશ્નો ઉપર સહાનુભૂતિપૂર્વક વિચારણા થાય, એ વિચારણા પર બુદ્ધિપૂર્વક યોજના થાય, એ યોજના દ્વારા યુવાનોના શિક્ષણનો, વ્યક્તિત્વનો, રોજી, રહેઠાણ અને કપડાંની વ્યવસ્થા થાય; તો આજની યુવાન પેઢીના પ્રશ્નોનું નિરાકરણ થાય...

તો જ...જગત પર, એ જગતમાં વાસ કરતા યુવાનોના હૃદયમાં શાશ્વત શાંતિની સ્થાપના થાય.





બાકી તેની પાંખનું બીજું પીંછું સાતમા પીંછાં કરતાં જ ટૂંકું છે એવું નથી પણ કેટલીક વખત આઠમા પીંછાંથી પણ ટૂંકું હોય છે. બાકી તેની ખાસિયત પણ રામ ફુત્કી જેવી જ રહે છે.

સૌરાષ્ટ્રમાં ઘણે ઠેકાણે તે આવે છે પણ શ્રી સલીમ-અલીએ ધાંટવડમાંથી તેનો નમૂનો હાથ કર્યો છે.

તેનું પ્રજનન પૂર્વ રશિયાથી પશ્ચિમ સાઈબીરિયા અને તુર્કસ્તાન સુધી થાય છે અને ભારત ઉપરાંત સિલોન સુધી શિયાળો ગાળવા પહોંચે છે. સૌરાષ્ટ્રમાં પણ આવે છે.

સીતા ફુત્કીને અંગ્રેજીમાં The Booted Tree War Bler કહેવામાં આવે છે અને Hippolais Scita (Eversmann) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

### ભારતી નાનો શ્વેતકંઠ

ચકલી કરતાં પ્રમાણમાં નાના કદનો આ નાનો શ્વેત-કંઠ બહુ નાજુક અને પાતળો દેખાતો નાના કદનો પંખી છે જેનું ઉપલાં તાલકાંથી આંખની નીચે ઘેરો રાખોડી રંગ આવે છે અને કાન ઘણી વખત કાળા રંગના થાય છે. આ તેને આગળ આવતા શ્વેતકંઠથી (ભારતી) તરત જ જુદો પાડે છે. પીઠ ઉપર તે રાખોડી કથ્થાઈ અને પૂંછડી ઘેરી કથ્થાઈ અને વચ્ચેનાં પીંછાંના છેડા ધોળા રહે છે અને બીજાં પણ ધોળા છેડાવાળા પીછાં રહે છે. પણ ઘણો ભાગ ધોળો હોય છે તેમાં પહેલું અને છેલ્લું પીંછું તો સાવ ધોળા રંગે હોય છે. દાઢી અને ગળું તો તદ્દન ધોળા રંગનાં થાય છે, પેટાળનો બાકીનો ભાગ ઝાંખો ધોળો અથવા તેલીઓ ધોળો હોય છે પણ બાજુમાં રાખોડી ધોળા રંગ રહે છે. આંખો પીળાશ પડતી કથ્થાઈ, પગ રાખોડી થાય છે. નાના શ્વેતકંઠ મોટા શ્વેતકંઠનો નમૂનો જ છે. તેની ખાસિયત હવે પછી આવતા મોટા શ્વેતકંઠ સાથે જ ફરતાં જોવામાં આવે છે. તેની બેઠક સહેજ આડી અને માથે થોડી અણી-દાર ટોપી જણાય છે. તેનો "ટક્" અને "ચર્રર્ર્" અવાજ વારે વારે સાંભળવામાં આવે છે.

નર માદામાં જરાય તફાવત જણાતો નથી અને તે આપણે ત્યાં કોટ, વાડો, બગીચા અને વાડીઓમાં દેખાય છે. સ્વભાવે ચંચળ છે. પણ સવાર સાંજ તે ચારો શોધતા જોઈ શકાય છે. સ્થાયી વસવાટ ન હોવાથી તેને બીજા તેની જાતના પંખીમાં વરતવું મુશ્કેલ પડે છે. પણ જે સમયે તેને અમુક જગ્યા ઉપર જોયું હોય તો તે સમયે તે હમેશાં ત્યાં આગળ બનતાં સુધી તો જરૂર નજરે પડવાનું. વર્ષા પછી અને શિયાળામાં તે સામાન્ય છે. એક સાવ નાનો શ્વેતકંઠ પણ આપણે ત્યાં આવે છે. પણ તેને આમાંથી જુદો પાડવો મુશ્કેલ પડે છે. પણ શ્રી સલીમઅલી પોતાના કચ્છના પંખીમાં લખી જણાવે છે કે તે કચ્છમાં સામાન્ય છે. ફક્ત કદમાં નાનો અને પીઠનો રંગ કંઈક ઝાંખો અને રેતીઓ કથ્થાઈ વધારે જણાય છે અને તેના તાલકાનો વધારે ભૂરો રાખોડી રંગ જુદો પડે છે.

તેનું પ્રજનન કાશ્મીર અને મધ્ય એશિયામાં થાય છે. અને શિયાળામાં પ્રવાસ ખેડી આખા ભારત આવી જાય છે. સૌરાષ્ટ્ર, ગુજરાત અને કચ્છમાં પણ જરૂર જણાય છે.

તેનો આહાર જીવાત અને મધુનો છે અને આથી તેના કપાળ ઉપર ફૂલરજનો રંગ લાગી જાય છે.

ભારતી નાનો શ્વેતકંઠ અંગ્રેજીમાં The Indian Lesser White-throat કહેવાય છે અને Sylvia Curruca Affinis (Blyth) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

### મોટો શ્વેતકંઠ

બુલબુલથી થોડા નાના કદનો મોટો શ્વેતકંઠ પીઠ ઉપર રાખોડી રંગનો અને આંખથી તાલકા અને ઓડ સુધી કાળો હોય છે. ચહેરો અને પેટાળ સફે-દાઈવાળા. ચાંચ અને પગ કાળા રંગના. પૂંછડી રાખોડી રંગની અને આંખ ફરતી ધોળી કુંડાળી હોય છે. ડાળીઓમાં જીવાતની શોધ કરતાં આ પંખી દબાયેલી સ્થિતિમાં ઘણે ભાગે જોવામાં આવે છે પણ ચંચળ

ખરૂં. તેનો વસવાટ બાવળ અને એવાં કાંટાવાળા વૃક્ષ ઉપર વધારે રહે છે. જ્યારે ચારો શોધતું હોય ત્યારે "કુચ કુચ કર્રર્ર" જેવો અવાજ કરતું રહે છે. અને પાછા પોતાના દેશમાં જવાના સમયે એટલે માર્ચ એપ્રિલ માસમાં તે સરસ મજાનું ગાન છેડતાં સાંભળવામાં આવે છે.

આ મોટો શ્વેતકંઠ આમ તો ચોમાસામાં કે પછી બહુ સામાન્ય પંખી છે અને તેના કાળી ટોપીવાળો રાખોડી રંગ અને મોટું કદ તેની તરત જ ઓળખાણ આપે છે.

પાકિસ્તાનથી દક્ષિણ પૂર્વ યુરોપમાં તે પ્રજનન કરે છે અને ત્યાંથી પ્રવાસ ખેડી શિયાળામાં ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છમાં અને આખા ભારતમાં આવી પહોંચે છે. આ પંખીનો કુટુંબનો આહાર ખાસ કરીને જીવાતનો છે.

મોટા શ્વેતકંઠને અંગ્રેજીમાં The Eastern Orphean Warbler કહેવાય છે અને Sylvia Hortensis Crassirostris (Cretzschmar) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

### ભારતી શ્વેતકંઠ

ચકલી જેવડા કદના આ શ્વેતકંઠની આંખ ફરતી ધોળી કોર અને પીઠ અને ઉપલું માથું આંખ સુધી રાખોડીથી ઘેરી રાખોડી રંગનાં રહે છે. પાંખનો રંગ રતાશ પડતો કથ્થાઈ અને પેટાળ પીળાશવાળા ધોળા રંગનું. પૂંછડીની બંને બાજુનાં પીંછાં ધોળા રંગનાં જ્યારે ઊડે છે ત્યારે બરાબર જોવામાં આવે છે. આંખો કથ્થાઈ, ચાંચ શીંગડીઆં રંગની પણ તેનું નીચલું જડબું પીળાશપડતું રહે છે. કાંટ, વગડો અને વાડી તથા બગીચાના મોટા વૃક્ષમાં એકાકી જોવામાં આવે છે. જ્યાં તે બહુ તરવરાટથી જીવાત શોધવા પાંદડામાં ફરતું હોય છે. અને આમ ફરતું હોય ત્યારે "લીઝ–ટક્" એવો અવાજ કર્યા કરે છે.

ચોમાસામાં આવીને આખો શિયાળો અહીં પસાર કરે છે અને મોટી સંખ્યામાં સૌરાષ્ટ્ર કચ્છ અને ગુજરાતમાં આવે છે અને પશ્ચિમ એશિયા સુધી તે જોવામાં આવે છે

ભારતી શ્વેતકંઠને અંગ્રેજીમાં The Indian white throat કહે છે અને Sylvia communis icterops (menetries) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

### શ્વેતનયના પાન ટીકટીકી

ચકલી કરતાં કદમાં નાની આ શ્વેતનયના પાન ટીકૂટીકીનું કપાળ અને ઓડ કાળી રહે છે. રતાશ પડતો કથ્થાઈ કાંઠલો પીઠના ઘેરા કથ્થાઈમાં ભળી જાય છે. તેની પીઠના ઘેરા કથ્થાઈ રંગમાં લીટીઓ વરતાય છે. પાંખ અને પૂંછડી કથ્થાઈ પણ કોર રતાશ પડતી કથ્થાઈ હોય છે. આંખની પટ્ટી ઘેરી કથ્થાઈ પણ નેણ સાફ વરતાય એવું ધોળું હોય છે. પેટાળ પીળાશ પડતું ધોળું, આંખો રંગે કથ્થાઈ અને ચાંચ તથા પગો લીલાશપડતા કથ્થાઈ રંગના રહે છે. આ ટીકૂટીકી ઘણી વખત જોવામાં આવતી નથી કારણ કે પાનના ઘેરામાં તેનો વસવાટ છે. આથી બહુ જોવામાં આવતી નથી. પણ શિયાળામાં સૌરાષ્ટ્ર ગુજરાત અને કચ્છમાં જરૂર આવતી હશે જ્યાં તે જીવાતનો ચારો કરતા જોવામાં આવે છે અને પાણી ઉપર થતી જીવાત ખાસ પસંદ છે.

એઝિયા માઈનરથી ઉત્તર હિન્દમાં તેનો વસતી છે.

શ્વેતનયના પાન ટીકૂટીકીને અંગ્રેજીમાં The Eastern Moustached sedge warbler કહેવાય છે અને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Lusciniola–Molanoqogon (Temminck) એ નામ છે.

### બ્લાઇથનો પાન ટીકૂટીકી

ચકલી કરતાં કંઈક નાના કદનો આ ટીકૂટીકી પીઠ ઉપર લીલાશ પડતો કથ્થાઈ રંગનો અને કોઈક વખત કડમાં સહેજ રતાશ પડતો રંગ જણાય છે. પેટાળ પીળાશ પડતું ધોળું. તેના નેણ ઝાંખા પીળા હોય છે. ઉપલી ચાંચનો રંગ શીંગડીઆ કથ્થાઈ અને નીચલી ચાંચ પીળા રંગની રહે છે. પગો પીળાશ પડતા કથ્થાઈ અથવા શીંગડીઆ રંગના થાય છે.

આમ તો તેને ભીનાશવાળી જગ્યા પસંદ છે પણ છતાં

તે કાંટામાં અને કાંટાવાળાં ઝાડમાં દેખાય છે. 'ટીક્ ટીક્' એવો તીક્ષ્ણ અવાજ કરે છે. અને થોડું સંગીત પણ ગાઈ જાય છે. રામકુલ્ડી જેવી જ જણાય છે. પણ પંખીની ચાંચ લાંબી રહે છે એનાથી તે જુદી પડે છે. આ પંખી કાંઈ નથી આવતું કે જણાતું એવું નથી. પણ નજર બહાર રહી જવા સંભવ ખરો. તેનો વસવાટ પૂર્વ રશિયાથી હિમાલય સુધી પ્રવાસ ખેડી નાખે છે. જ્યાં તે જીવાત ખાઈને પેટ ભરે છે.

બ્લાઈથના પાન ટીક્ટીકીને અંગ્રેજીમાં The blyth's reed warbler કહેવાય છે. અને તેનું વૈજ્ઞાનિક નામ છે Acrocephalus Dumetorum (Blyth).

## કમોદનો ટીક્ટીકી

આગળ જોઈ ગયા તે ટીક્ટીકી જેવડા કદનો કમોદના ટીક્ટીકીનો રંગ પીઠ ઉપર લીલાશ પડતો કથ્થાઈ અને તેમાં રતાશ દેખાય છે તે ઉપરાંત કડ ઉપર રતાશ પડતો કથ્થાઈ રંગ સાફ જોવામાં આવે છે. તેનાં નેણનો રંગ પીળાશ પડતો ધોળો અને પેટાળ પણ એ જ રંગનું રહે છે. પણ દાઢી સાવ સફેદ રંગની હોય છે. આ પંખીનો વસવાટ પણ પાણીકાંઠાની પાનમાં છે જ્યાં તે એકાકી ફરતાં દેખાય છે. જ્યાં તે ચીક્ ચીક્ જેવો અવાજ કરતાં સાંભળવામાં આવે છે.

આ કમોદનો ટીક્ ટીકી આપણે ત્યાં વરસાદ પછી ઉનાળા સુધી રહે છે પણ તે ધ્યાન બહાર જવાનો પૂરો સંભવ રહે છે.

મધ્ય એશિયામાં અને હિમાલયમાં તે પ્રજનન કરે છે. અને શિયાળામાં આખા ભારતમાં આવી વસે છે એટલે તેમાં સૌરાષ્ટ્ર ગુજરાત અને કચ્છ આવી જાય છે જ્યાં પાણી ઉપર થતી જીવાત ખાઈને પેટ ભરે છે.

કમોદની ટીક્ટીકીને અંગ્રેજીમાં The paddy field warbler કહેવાય છે અને Acrocephalus Agricola (Jerdon) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

## પાન ટીક્ટીકી

આ ટીક્ટીકીનું કદ બુલબુલ જેવડું કહી શકાય એવું છે તેની પીઠનો રંગ લીલાશ પડતો કથ્થાઈ પણ કથ્થાઈ રંગનો વધારો ખાસ જણાય છે. અને પેટાળ પીળાશ પડતું ધોળું હોય છે. ચાંચ અને પગ કથ્થાઈ રંગના પણ નીચલી ચાંચનું મૂળ પીળાશ પડતું રહે છે. આંખો કથ્થાઈ પીળી હોય છે. આ ટીક્ટીકીનો વસવાટ પાણીકાંઠાની પાનમાં હોય છે. જેમાં તે પાનની ઉપર આડું બેઠેલું જોવામાં આવે છે પણ તે લાંબો વખત ત્યાં ન ટકતાં તરત જ બીજા પાનના તખ્તામાં ઊડી જાય છે જે સમયે તે "ચક્" એવો અવાજ કરતાં સાંભળવામાં આવે છે. ઉડાનમાં સામાન્ય ઉતાવળી ગણાય. સવારે તડકામાં પાનને મથાળે આવીને બેસે છે અને ત્યાં બેઠી બેઠી "કરૂરૂર્" જેવો અવાજ કર્યા કરે છે. પાનમાં તેનો વસવાટ હોવાથી સમજી શકાય કે પાન છીછરા પાણીમાં ઊગવાનું વધારે પસંદ કરે છે એટલે આ પંખી પસંદ કરે છે.

વર્ષાના ફેકાવા સાથે તે આવી પહોંચે છે અને શિયાળામાં તો તે સારી એવી સંખ્યામાં વસતાં જોવામાં આવે છે. અને મધ્ય ઉનાળા સુધી આપણે ત્યાં રહે છે. અને પોતાનો જીવાતનો આહાર પાનમાંથી અને પાણીની સપાટી ઉપરથી પકડે છે. આ ટીક્ટીકી એકાકી જ દેખાય છે. પણ મોટા પાનના ઘેરામાં જુદે જુદે ઠેકાણે આઠ બારની સંખ્યા જોવામાં આવી જાય છે. આપણે ખાસ આ પંખીને જોઈ શકતા નથી કારણ કે તે પાનના ઘેરામાં સંતાતી ફરતી હોય છે. અને તેને જોવા જતાં તો તે ખાસ ઘાટી જગ્યામાં ચાલી જાય છે.

મધ્ય એશિયાથી કાશ્મીર અને મધ્યભારતમાં તે મેથી સપ્ટેમ્બર માસમાં બચ્ચાં ઉછેરે છે અને શિયાળામાં સૌરાષ્ટ્ર ગુજરાત અને કચ્છના પાણીવાળા ભાગમાં સામાન્ય પંખી લેખાય છે.

પાન ટીક્ટીકીને અંગ્રેજીમાં The Indian great reed warbler કહે છે અને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Acrocephalus stentoreus Brunnescens (Jedon) એમ કહેવું જોઈએ.



### જળ કીટકીટ

ચકલી કરતા નાના કદનો આ જળ કીટ્ર કીટ્ર પીઠ ઉપર એક સરખા કથ્થાઈ રંગનો પણ કડ ઉપર કંઈક લીલાશવાળો. પેટાળ પીળાશ પડતું ધોળું અને નેણો ઝાંખા રંગના અને આંખની પટ્ટી પણ એ જ રંગની રહે છે. પાંખ ઉપર પીળી લીટી પણ વરતાય છે. આ પંખીને બહાર આવતાં પૂંછડીનાં પીંછાંમાં ધોળો રંગ આવતો નથી. એને ગીલા પણ ગમે અને કાંટ પણ ગમે છે અને પોતાનો જીવાતનો આહાર શોધવા ભોંયથી બહુ ઊંચે બેસતો નથી. એ ઉપરાંત ભિડતી જીવાતને પાછળ પડી પકડી પણ લે છે, સામાન્ય રીતે આ જાતમાં નરમાદા જુદા રંગના ભાગ્યે જ આવે છે.

શિયાળામાં સામાન્ય પંખી છે. અને તે સમયે તે પાણીમાં ઊગેલાં વૃક્ષ અને જાળામાં જોવામાં આવે છે. ભારતના ઘણા ભાગમાં તે જોવામાં આવે છે. ઉત્તર બાજુથી આવે છે એટલે ગુજરાત સૌરાષ્ટ્ર અને કચ્છમાં તો જરૂર જોવામાં આવે છે.

જળ કીટ્ર કીટ્રને અંગ્રેજીમાં The chiff-Chaff કહે છે અને વૈજ્ઞાનિક નામ છે Phylloscopus Colly bita ( Vieillot )

### સાદો કીટ કીટ

આગળ જોઈ ગયા તે કીટ્ર કીટ્ર કરતાં પણ નાનો આ સાદો કીટ્ર કીટ્ર પાંખ નીચે કથ્થાઈ અને પેટાળ આછું પીળું. પીઠનો રંગ માટી જેવો કથ્થાઇ પણ કડમાં લીલાશ જણાય છે. પૂંછડીનાં બહાર આવતાં પીંછાને છેડે સફેદ ટપકું રહે છે. પેટાળ પીળા રંગનું હોય છે.

સાદો કીટ્ર કીટ્ર પોતાનો જીવાતનો આહાર શોધવા માટે મોટાં વૃક્ષને પસંદ કરે છે જ્યાં તે થડ ઉપર ઉંદરડી માફક ફરતાં દેખાય છે. એ સિવાય ચાલ્યા જતા જીવડાને ભોંય ઉપર પકડી લે છે.

અફઘાનિસ્તાન, તિબેટ અને કાશ્મીરમાં બચ્ચાં ઉછેરી તે શિયાળામાં તેની દક્ષિણે ભારતમાં આવી પહોંચે છે અને સૌરાષ્ટ્ર ગુજરાતની પ્રકૃતિમાં કરે છે. સાદા કીટ્ર કીટ્રને અંગ્રેજીમાં The olivaceus Tree-WarBler કહે છે અને Phylloscopus ( Griseolus ( Blyth ) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

### લીલાશવાળો કીટ કીટ

જળ કીટ્ર કીટ્રના કદનો આ કીટ્રકીટ્ર લીલાશવાળો કથ્થાઈ પીઠ ઉપર અને આછો પીળો પેટાળમાં રહે છે. વચલા ખભા ઉપર પટ્ટી આવતી નથી. બાકી દરેક રીતે પોતાના કુટુંબની ખાસિયતવાળો છે.

તેનું પ્રજનન યુરોપ પશ્ચિમ સાઈબીરિયાથી તિબેટ, કાશ્મીર અને હિમાલયમાં થાય છે અને શિયાળો ગાળવા સિલોન સુધીનો પ્રવાસ ખેડી નાખે છે. ભારતમાં તમામ જગ્યાએ જોવામાં આવે છે.

લીલાશવાળા કીટ્ર કીટ્રને અંગ્રેજીમાં The Greenish Willow WarBler કહેવાય છે અને Phylloscopus Trochiloides Viridanus (Blyth) એ એનું વૈજ્ઞાનિક નામ છે.



વીજળીથી ચાલતું ૬૦૦૦ હોર્સપાવરનું જે નવું રેલ્વે એન્જીન બનાવવામાં આવ્યું છે એ એન્જીનની મદદથી દોડતી ટ્રેન જર્મનીના સમવાય પ્રજાસત્તાકમાં અત્યારે સૌથી વધુ ઝડપથી દોડતી ટ્રેન છે એની ગતિ કલાકના ૧૨૦ માઈલની છે.

આ નવી ટ્રેનમાં બીજી પણ ઘણી સગવડો દાખલ કરવામાં આવી છે. જેમકે, બહાર જોવા માટે એક ખાસ ડબ્બો રાખવામાં આવ્યો છે. બેસવાની જગ્યાઓ વધુ મોટી અને સુંદર ગાદીઓવાળી બનાવવામાં આવી છે તેમ જ ડબ્બાઓ એર-કન્ડીશન્ડ છે પણ એ સૌમાં સૌથી વધુ ધ્યાન ખેંચે એવી બાબત આ ટ્રેનની ઝડપ છે.





ઈશ્વરભાઈ પટેલ

# કાયાપલટ

યુદ્ધકથાઓ ગુજરાતીમાં લખાતી નથી, જે લખાય છે તે અનુભવ વિનાની હોય છે. અંગ્રેજી ઉપરથી તૈયાર કરેલી આ કથા ઊર્મિનાં વાચકો માટે જાણીતા લેખકે યુદ્ધોત્તર એક અદ્‌ભુત શિક્ષણપ્રયોગની વિસ્તૃત કથા અહીં રજૂ કરી છે જે વાચકોને દરેક રીતે પ્રેરક નીવડશે.

સને ૧૯૫૦ના જાન્યુઆરી માસના એક શીત ભરપૂર દિવસે ન્યૂ જર્સીની પ્રાથમિક શાળાના આચાર્યે ત્રીજા ધોરણના વર્ગમાં ડોકિયું કરી એક નવા આગંતુકનો પરિચય આપતાં જણાવ્યું, 'આ બાળકનું નામ એન્ડ્રીઝ છે. યુરોપના લૅટવિયા દેશનો એ નિરાશ્રિત છે. અંગ્રેજી એને આવડતું નથી પણ આપ એને નભાવી લેશો અને જલદી રાગે પાડશો એવી આશા છે.'

અગીઆર વરસના, એ દૂરદેશના અનાથ દેખાવડા બાળકને આવકારતાં શિક્ષિકાએ ચહેરા પર સ્મિત વેર્યું. પેલા એકવડિયા કાઠાના પરદેશી બાળકે સાવચેતીપૂર્વક એ ભરાવદાર શરીરવાળી ને એકાં બાંધાની ઉંમરે પહોંચેલી શિક્ષિકાને જોઈ લીધી અને એના હોઠ જરાક મરક્યા પણ ત્યારથી જ એ બેની વચ્ચે એક અદીઠ સ્નેહગાંઠ બંધાઈ.

એન્ડ્રીઝ બચપણથી જ અનાથ થયેલો, પરદેશી આક્રમણનો ભોગ બનતાં, એ માબાપથી વિખૂટો પડ્યો અને એક પછી એક અનાથાશ્રમોને નિરાશ્રિત છાવણીઓમાં ભમતો ભમતો જર્મની પહોંચ્યો અને યુદ્ધ પતતાં એને ૧૯૪૯ના જૂનમાં અમેરિકા લાવવામાં આવ્યો, એના સદ્‌ભાગ્યે ન્યૂ જર્સીના એક પૈસાદાર કુટુંબે એને દત્તક લેવાનું વિચાર્યું. આ અંગેની કાયદેસરની વિધિ પતતાં વરસેક જાય તેમ હતું એટલે એને આ ખાનગી શાળામાં તત્કાલ પૂરતો મૂકવામાં આવ્યો. શાળામાં એ પહોંચ્યો ત્યારે એને અમેરિકા આવ્યે ૭ માસ વીતી ગયા હતા છતાં અંગ્રેજનો એક આંકડોય એને આવડતો નહોતો. કોઈ એક ભાષાના સંસ્કાર એના મન પર દૃઢ થાય તે પહેલાં તો અન્ય ભાષાભાષી દેશમાં એને જવાનું થયું હોવાથી એની આખી બોલી લૅટવિયન, રશિયન ને જર્મન ભાષાનું એવું સંમિશ્રણ બની ગઈ હતી કે કોઈ એને સમજે નહીં. ભાષાશિક્ષણની આ પશ્ચાદ્‌ભૂમિકામાં એને અંગ્રેજી ને અંગ્રેજી દ્વારા અન્ય વિષયો શીખવવાની જવાબદારી આ શિક્ષિકાને શિરે આવી પડી.

આ બાળકની અનાથતાની હકીકતમાંયે આના રોઝ નામની આ શિક્ષિકાના હૃદયમાં, માતૃત્વના ભાવથી સભર એવો સહાનુભૂતિનો સ્રોત એ બાળક પ્રત્યે વહેતો કરી દીધો હતો. એટલે એનું મન આ બાળક માટે અંગ્રેજના શિક્ષણ-પ્રવેશની તરકીબ પર લાગી ગયું.

શાળામાં બતક, કૂતરા અને એક ખચ્ચર પાળવામાં આવ્યાં હતાં. એ સૌનો શૈક્ષણિક ઉપયોગ કરવાનું વિચારતાં વિચારતાં એ બહેને બાકીના વર્ગને લેખન કામ સોંપી, એન્ડ્રીને ચોગાનમાં લઈ જઈ, ખચ્ચર પર સવાર કરી દીધો. સવારીની આવી તક પ્રાપ્ત થતાં ખુશ-ખુશાલ બની બેઠેલા આ બાળકને એણે અછતી રીતે કૂતરા, બતક, ખચ્ચર, ખાવું, દાંત, ઝૂલ એ બધું બતાવતાં બતાવતાં એ સૌના અંગ્રેજી પર્યાયો આપવા માંડ્યા અને એના મન પર એ સ્થિર થાય એ હેતુથી એનું વારંવારોચ્ચારણ કરવા માંડ્યું. વર્ગમાં પહોંચી એણે આ સૌનાં ચિત્રો દોરી, દરેકની નીચે એનું નામ લખ્યું અને પેલો પરદેશી બાળક એ લખાણનું અનુકરણ કરતાં કરતાં, ચિત્રના પદાર્થ સાથે એ લખાણનું માનસિક સંયોજન કરતો કરતો, અંગ્રેજના શિક્ષણનાં પ્રથમ ડગ માંડવા લાગ્યો.

એની સાહજિક વૃત્તિઓની આવી ચેતનયુક્ત જાગૃતિના પાયા પર મંડાયેલું એનું શિક્ષણ શરૂઆતનાં કેટલાંય સપ્તાહ સરસ પાટા પર ચાલ્યું. ગણિતમાં એ પાવરધો નીવડ્યો અને લખાણ માટે એ તાકી જહેમત

ઉઠાવવા લાગ્યો. સ્વચ્છ યુરોપીયન લિપિમાં લખતાં લખતાં એ કાયમ રટયા કરતો, 'મારે હજુ વધારે સારું લખવું જોઈએ.'

એની આ ધગશ તાકાત અને ઝડપ જોઈ રોઝ ખુશ થતી અને એને શીખવવામાં પાકો આનંદ અનુભવતી. એવામાં એક દિવસ એની બુદ્ધિમાપન કસોટીનું પરિણામ એના હાથમાં આવ્યું. એ કસોટીએ બતાવ્યું હતું કે એનો બુદ્ધિઆંક નીચો છે અને એ મંદગતિ છે. કસોટીના પરિણામમાં કયાંક અધૂરપ છે એમ બતાવવાથી એને ન.ણી જોવાનો એ વિચાર કરતી હતી ત્યાં અચાનક એ બિમાર પડી ગઈ અને એને હોસ્પિટલમાં ખસેડવામાં આવી.

એક માસ પછી એ હોસ્પિટલમાંથી પાછી આવી તો એકને બાદ કરતાં બાકીના સૌએ એનું ઉમળકાભેર અભિવાદન કર્યું. એ પતતાં સૌ પોતપોતાના કામે લાગી ગયાં. એન્ડ્રી એકલો અક્ષરેય ઉચ્ચાર્યા સિવાય, એનાં પ્રતિ તાકી રહ્યો અને જરા વારમાં તો એના ગાલ પરથી અશ્રુગંગા વહેવા લાગી. એના વાંસા પર હાથ ફેરવતાં ફેરવતાં રોઝે પૂછ્યું, 'કેમ ભાઈ એન્ડ્રી, તને શું થયું છે? મને જોઈ તને આનંદ નથી થતો?' એણે મૂક સંમતિસૂચક માથું ધૂણાવ્યું પણ બોલી શકયો નહીં. જરા સ્વસ્થ થતાં એણે જણાવ્યું, 'તમે મરી ગયાં નથી? મને લાગ્યું કે તમે રામશરણ થયાં છો—બોમ્બ પડવાથી મૃત્યુ પામ્યાં છો!' પાછો એ રડયો.

રોઝને પાછળથી સમજાયું કે આ નાના બાળકના મનમાં એક એવી ગ્રંથિ રચાઈ છે કે કોઈક ગેરહાજર રહે એટલે એ બોમ્બમારાથી મરણને શરણ થયું હશે એમ એ માની લેતો. થોડા દિવસો પછી એક બાળકની ગેરહાજરી અંગે રોઝે પૂછપરછ કરી ત્યારે એન્ડ્રી સીધો જ બોલી ઊઠયો, 'મને લાગે છે કે એ બોમ્બમારાથી મરાયો. બીજું શું સંભવી શકે?' બચપણથી અનુભવેલાં અસંખ્ય બોંબમૃત્યુને કારણે એ બાળકના મનમાં આવો ભાવ ઘર કરી બેઠો હતો.

પાતળા શરીરવાળા આ આશ્રયહીન બાળકના ખભા, જાણે આખી પૃથ્વીનો ભાર એના પર લદાયો હોય તેમ નમી ગયેલા હતા. રોઝને જીવતી જોતાં જ એનામાં એક નવા ચેતનનો, એક નવા ખમીરનો સ્પર્શ થયો. એના ખભા ટટ્ટાર થયા, સીનો ઊંચકાયો, એડીનો મિલનઅવાજ થયો, કેડેથી એ નમ્યો અને રોઝના હાથે ચૂંબન કરતાં બોલ્યો, 'તમે મરણ પામ્યાં નથી તે જાણી મને ખૂબ આનંદ થયો છે.'

રોઝની ગેરહાજરી દરમિયાન એન્ડ્રીનામાં ઠીક ઠીક પરિવર્તન થયું હતું. એ આવ્યો ત્યારે તો સાવ દબાયેલો ને આજ્ઞાધારિત હતો; અને કહીએ તે કરવા લાગી જતો. હવે તો એ નહોતો રહ્યો ઉદ્યમી કે નહોતો નરમ. ઉદ્દંડતા ને અનાજ્ઞાધારિતાનો પ્રવેશ એનામાં થઈ ચૂકયો હતો. હવે તો વારે વારે એ કહેતો 'એમાં શું થઈ ગયું? મારે ને એને શી લેવાદેવા? ધરામાં પડે'—વગેરે વગેરે—એનામાં થયેલા આ ફેરફારથી વર્ગનાં બાળકો એને હસતાં અને એ કારણે એની ઓર ખરાબી થતી.

આખો શિક્ષકવર્ગ નિસાસા નાખતો અને એની આ ખરાબી પર લાંબી નોંધ લખતો. પરિસ્થિતિની વિષમતામાં ઉમેરો એ વાતે થયો કે એને દત્તક લેનાર માબાપને જ્યારે જાણ થઈ કે એમનો ભાવિ દીકરો મંદબુદ્ધિ છે ત્યારે એમને આઘાત થયો. સુસંસ્કૃત, પૈસાદાર કુટુંબનાં એ વડેરાંઓના નૈરાશ્યની ગંધ એન્ડ્રીને આવી ગઈ અને એ વધારે બગડયો. જેમ જેમ પેલાં એને કામ કરવા, અભ્યાસ કરવા વધુ ને વધુ ટોકતાં ગયાં ને દબાણ કરતાં ગયાં, તેમ તેમ એનામાં અવળી પ્રતિક્રિયા જન્મતી ગઈ. એ ગુસ્સો કરવા લાગ્યો, બરાડા પાડવા લાગ્યો, ઉન્માદમાં આવી જતો—ટૂંકામાં એની વર્તણૂક એક મૂંઝવતો કોયડો બની ગઈ અને એની ગણત્રી કોયડારૂપ બાળકોમાં થવા લાગી.

હજુય એ રોઝની સૂચનાને માનતો અને ઘરપાઠ કરવા લાગી જતો. આસ્તે આસ્તે એની અભ્યાસગાડી

પાટા પર ચડવા લાગી પણ એની વર્તણૂંક તો હદબહાર ચાલવા લાગી. વર્ગ આખાને એ મૂંઝવતો કે પજવતો. ગમે ત્યારે ગમે તેના પર થૂંકતો કે જોરજોરથી હસી વર્ગને ગજવતો. ભોજન સમયે તો એની ભોજનટેવો એનામાં સળવળી ઊઠી ને ગમે એની થાળીમાંથી જે કંઈ હાથ આવે તે, એ હાથે પકડી, ગળામાં ઘાલી દેતો. કદીક કદીક બીજાં બાળકો પર ખોરાક ફેંકતો કે સ્ટ્રૉ દ્વારા એમના પર દૂધ ફેંકતો. ટૂંકમાં એ હાથ બહાર જતો અને અનેકાનેક કોયડા ખડા કરતો. છતાં જ્યારે જ્યારે રોઝ એને આ અસામાજિક વર્તાવ બદલ ઉપાલમ્ભ આપતી ત્યારે ત્યારે, 'સારુ સારુ' કહી એ તત્કાલ પૂરતો ટાઢો પડી જતો.

પછી તો રમતના મેદાન પર એની ભયંકરતાએ દેખા દેવા માંડી. એક દી એક છોકરાને બોચીએથી પકડી, રજ્જુ ફેરવતો હોય તેમ એને મરડતો હતો ત્યાં રોઝ બૂમ પાડી ઊઠી, 'અરે, અરે! તું શું કરે છે આ!'

બિલકુલ સ્વાભાવિક સ્વરે એણે જણાવ્યું, 'આ છોકરાને હું મારી નાખવાનો છું.'

અને એ સાવ સાચી વાત હતી. આવાં કમકમાટીયુક્ત મૃત્યુની એને નવાઈ નહોતી. સંખ્યાબંધનો એ સાક્ષી હતો એટલે સૌએ એના પર, ત્યારથી, પાકી નજર રાખવા માંડી.

આ જ અરસામાં એન્ડ્રીના ભાવિ માબાપે, રોઝને ઘેર બોલાવી અને એન્ડ્રી અંગે વાતચીત આરંભી. સ્વાભાવિક રીતે જ એમની ધીરજ ખૂટવા આવી હતી. એમણે જણાવ્યું, 'એ સાવ કૃતઘ્ની અને માથાભારે થયો છે. શરૂઆતમાં તો એ ઠીક ઠીક મદદ કરતો. પણ હવે તો તમે મરતા હો તોય હાથ લંબાવવા એ રાજી નથી. ઉપરાંત વારે વારે એવા ઉન્માદયુક્ત ગાંડપણે ચઢી જાય છે કે એનો ભરોસો કરવો મુશ્કેલ છે. આવા પ્રસંગે એ કોઈકને મારી બેસે એવો પાકો ભય રહે છે.' મનમાં એમણે ઉમેર્યું, 'ગમે એવો એ થાય તો અમને કશોય વાંધો નથી પણ હવે તો એ એવી હદે પહોંચ્યો છે કે એવી કોઈ સંભાવના દેખાતી નથી. અમે સાંભળ્યું છે કે તમારી સાથે એને ઠીક પાટો ગોઠે છે. તમારી શી સલાહ છે?'

એમને સલાહ આપવી રોઝ માટે મુશ્કેલ હતું. બાળકને કેમ ઠેકાણે રાખવું કે કબજે રાખવું એ કંઈ શીખવી શકાતું નથી. કદાચ તમે એનું શાસ્ત્ર સમજાવી શકો પણ આમાં તો જે જરૂરી છે તે આવડત છે. એ કુટુંબ આખું વયમાં વધેલું, વિધિનિયમોને વળગી રહેનારું ને આ છોકરાની હરેક વાતનું વિશ્લેષણ કરવા મથતું, ટીકાત્મક વૃત્તિવાળું હતું. બાળકને વશવર્તી રાખવાનું ને તેય આવા નિરાશ્રિત ઉદ્દંડ બાળકને તેમને માટે વસમું—અરે! અશક્યવત્ હતું. ભારે હૈયે રોઝ તે દિવસે ઘેર ગઈ. ભવિષ્યની આશંકાના ઓળા એના મનને ઘેરી વળ્યા.

ભાગ્યે થોડા દિવસ વીત્યા હશે અને એક દી એન્ડ્રી નિશાળે આવ્યો ત્યારે એનો ચહેરો સાવ માંદલો અને ફિક્કો હતો. એના ખભા વળેલા હતા અને એની આંખો લાલચોળ અને સૂઝેલી હતી. એની આ દશા જોઈ રોઝે પૂછ્યું, 'કેમ ભાઈ એન્ડ્રી, આજે ઠીક નથી કે શું? ઘેર જવું છે?'

'ના, ના, મારે ક્યાં ઘર છે! એ લોકોએ મને કહી દીધું છે કે તારે અમારી સાથે રહેવાનું નથી અને ફાવે ત્યાં જવાનું છે, પણ હું જઉં ક્યાં? હું તો અહીં જ રહીશ.' આમ કહેતાં જ એણે પાટલી પર માથું ટેકવી દીધું ને ઘસઘસાટ ઊંઘી ગયો.

થોડી વાર પછી એ જાગ્યો એવો જ વર્ગ બહાર દોડ્યો. એને ઊલટી થઈ હતી. એ વિરોધ કરતો રહ્યો છતાં એને ઘેર મૂકી આવ્યા ત્યારે ખબર પડી કે આખી રાત એણે ઉન્માદમાં વિતાવી હતી અને નહોતો ઊંઘ્યો કે નહોતું કોઈને ઊંઘવા દીધું. એટલું જ નહીં એણે છરી બતાવી સૌને ડરાવી દીધા હતા. આમ એનું નસીબ-દ્વાર બીડાઈ ગયું હતું.

એન્ડ્રીઝ ગયો ને આખા વર્ગને એની ગેરહાજરી સાલવા લાગી. એ ઉન્માદે ચઢી જતો પણ એનામાં વૈવિધ્ય ઘણું હતું. આંતરે આંતરે એની ખબર આવતી ત્યારે જાણવા મળ્યું કે બીજા સ્થાનેય એને મુશ્કેલી ઊભી થઈ છે અને બીજા આશ્રમમાં એને મૂક્યો છે, ત્યાંય એણે છાત્રમાતાને માથામાં પથ્થર લગાવ્યો અને એને બીજે ખસેડ્યો. રોઝનું હૃદય બનાવોની આ પરંપરાથી વ્યથિત થયું ને એ નમાયા બાળકની ખબર કાઢવા એ માસના એક દિવસે એ ઊપડી.

આશ્રમના દ્વાર સમક્ષ ગાડી ઊભી રાખતાં રોઝની નજર પડી તો જરા દૂર મહોલ્લામાં, એકલો ને અટૂલો, ખાલીખમ એવો એન્ડ્રીઝ ઊભો હતો. એની દૃષ્ટિ પડતાં જ એ ચીસ પાડી દોડી આવ્યો અને એને નમન કે ચૂંબન કરવાનું પડતું મૂકી, સીધો એના બાહુમાં કૂદી પડ્યો ને હસતો ને બૂમો પાડતો એને વળગવા લાગ્યો. જોતજોતામાં તો એ હાસ્ય અટકી ગયું ને અશ્રુનદી આરંભાઈ—જાણે કોઈ બંધ તૂટ્યો ન હોય !

એને રાખતાં રાખતાં રોઝનું મન વિચારે ચઢ્યું, 'મૂર્ખાઈ ના કરીશ. એને કંઈ ઘેર લઈ જવાય નહીં, તું ઘરડી થવા આવી છે તે તારા જેવી વિધવા આ તોફાની બારકસને કેમ કરી પાલવશે—પૈસા પણ ક્યાં છે !'

આંતર્મનના આ વિચારવમળની સાથે સાથે બાહ્યમનને વશવર્તી એની જીભે ચલાવ્યું, 'ચાલ ચાલ ભાઈ એન્ડ્રીઝ. હવે રડીશ નહીં, ભાઈ ! મારી સાથે ઘેર આવવું છે ?' એનું માથું રોઝના શરીરે અડાડતાં અડાડતાં અને આંખો ચોળતાં ચોળતાં એ બોલી ઊઠ્યો : 'મને ખાત્રી જ હતી કે તમે મને લેવા આવશો.'

રોઝની આ દરખાસ્ત સાંભળી શિશુકલ્યાણ અધિકારીઓએ એને ઘણીય વાળવા યત્ન કર્યો અને કહ્યું, 'આ બલાનો વળગાડ ક્યાં લઈ જાઓ છો ? તમે ઓછાં જુવાન હતાં કે એને સંભાળો !' પણ એના મનને લાગ્યું કે બે વરસ પહેલાં એના પતિ રામશરણ થયા ત્યાર પછી એ પોતાના દેહની બહુ સંભાળ રાખતી હતી, ખરી રીતે તો એના જીવનમાં, પેલા મૃત્યુને કારણે, જે કમીના ઊભી થઈ હતી તે પૂરવાય એને આવા એકાદ છોકરાની જરૂર ઊભી થઈ હતી, અને આવાં પારકાં છોકરાની એને નવાઈ પણ નહોતી. પોતાનાં ત્રણ બાળકો ઉપરાંત બીજાં દત્તક બાળકોને એણે ઉછેરી મોટાં કર્યાં હતાં અને એમાંનો એક ડેવીડ નામનો છોકરો તો હજુય હાયરફૂલમાં ભણતો અને એને ઘેર રહેતો હતો. એ મોટો છે એટલે ઘરકુખિયાની ગરજ સારશે અને આનેય જરૂર પડ્યે કબજે રાખશે.

મનના આ રાજીપાનો પડઘો પાડતાં એણે પેલા કલ્યાણવાંચ્છુઓને સવાલ કર્યો : 'કોણ બીજું એને લઈ જવાનું છે ? કોઈ નહીં ને ? તો પછી તમે એને શું કરશો ? એના કરતાં મને જ સોંપી દો અને જોઈએ ગાડી કેમ ગબડે છે !'

આમ એનું આવવાનું નક્કી થતાં એન્ડ્રોને લઈ રોઝ ઘર ભણી ઊપડી. રસ્તામાં એણે કહ્યું, 'એન્ડ્રી, તું કહેતો હતો તેના જેવું ભવ્ય કે મોટું મારું મકાન નથી.'

'કંઈ ચિંતા નહીં. મોટું ઘર એ મહત્ત્વનું નથી. મારે તો હુંફાળું-હુંફ આવે તેવું—ઘર જોઈએ છે.'

ઘરનાં છોકરાંને આ નવી પીડા કેવી લાગશે તેની રોઝને જરા ચિંતા થતી હતી પણ ડેવીડે તો કહ્યું કે આ છોકરો આવવાથી મઝા પડશે અને એની સાથે રહેતી એની દીકરી ટ્રોટને તો એ ગમી જ ગયો. એની બીજી દીકરી ટીનસી રજાઓમાં ઘેર આવી ત્યારે એણે તો માને આ નવું રતન લાવવા બદલ શાબાશી આપી.

ઘરનાં સૌએ ભેગાં થઈ એનું હુલામણું નામ પાડ્યું 'ટીન્ચી' અને એને એ હેતાળ નામ ખૂબ ગમી ગયું. એને લીધે ઘર પણ આખું ભર્યું'ભાદર્યું' લાગવા માંડ્યું. એ સૌને ઘડીમાં મજા કરાવતો, તો ઘડીમાં ગુસ્સે કરતો, ઘડીમાં આશ્ચર્યમાં નાખી દેતો

તો ઘડી સંશયમાં. એ ક્યારે શું કરશે તે કહેવાતું જ નહીં. ક્ષણ અગાઉ એ રસ્તા પર એને મળેલી એક ગરીબ ઘરડી બાઈ પર દયા લાવી રડતો હોય તે બીજી ક્ષણે જ એક આટો ખાતોક ને રોઝને બચકું ભરી દે.

એના પ્રથમ સપ્તાહના રહેઠાણ દરમિયાન એણે ઘરમાં પડેલા એક અગ્નિશામક એન્જિનના રમકડાને સમું કર્યું અને પાણી છાંટતું બનાવ્યું. રમકડું ચાલુ થઈ ગયું એટલે એની તાકાતનો પુરાવો મેળવવા એણે ઘર બહાર હોળી કરી. તે દિવસે ભારે પવન ફૂંકાતો હોવાથી આગ કાબૂ બહાર જવાની ભીતિ લાગતાં, ઘરનાં બધાં પાણીની ડોલો ને ઝાડૂ લઈ ધસી ગયાં ને આગ ઠારી દીધી.

તરત જ એન્ડ્રીઝ ઉન્માદે ચઢ્યો, ચીસ પાડી એ બોલી ઊઠ્યો, 'તમે મારી આગ ઠારી દીધી એટલે હું ગાંડો થયો છું. તમે આ બરાબર કર્યું નથી. તમે મને અગ્નિ એન્જિન ચાલુ કરવા કહ્યું અને, હવે તમે મને ભોંઠો પાડ્યો, તમે જૂઠું બોલો છો' અને એના બધા દાંત એણે રોઝના હાથમાં ઘૂસાડી દીધા.

રોઝે એને ઘણુંય સમજાવવા પ્રયત્ન કર્યો કે અગ્નિ કેમ ઠારવો પડ્યો પણ એનું અંગ્રેજીનું જ્ઞાન હજુ એવું નહોતું કે એ રોઝની વાત સમજે...પોતાની વાતેય હજુ ત્રુટક ત્રુટક શબ્દોમાં રજૂ કરી શકતો.

'મને અમેરિકા નથી ગમતું' એ પુનઃ બરાડી ઊઠ્યો, 'હું તો પાછો લટેવિયા જઈશ. આ ચાલ્યો. હમણાં પહોંચી દેશ જતું વહાણ પકડીશ.'

'ખુશીથી જા,' રોઝે કહ્યું, 'આ સામો ખુલ્લો રસ્તો રહ્યો.'

એક ઘૂમરડી ખાઈ, યુરોપ તરફ એનું અશ્રુભીનું મોં કરી એ દોડ્યો.

રોઝના મનમાં એમ હતું કે વેળ ઊતરી રહેશે એટલે એ પાછો ફરશે. પણ નમતો પહોર થયો તોય એ આવ્યો નહીં. ડેવીડ ને ટ્રોય એને ઢૂંઢવા નીકળી પડ્યાં. એટલામાં ભંડારિયામાંથી આવતો ઉંદર જેવો અવાજ રોઝે સાંભળ્યો. તપાસ કરી તો થોડી ભાંગેલી ખુરસીઓ નીચે ટીન્બી ઊંધો પડી રહ્યો હતો.

રોઝને જોઈ એ બોલ્યો, 'હું તો બધો વખત અહીં હતો. તમને ખબર ના પડી ને!'

હંમેશના સ્વસ્થ સ્વરે રોઝે કહ્યું, 'ચાલ, ચાલ, મેં ચોકલેટ કેક બનાવી છે. ખાવી હોય તો.'

ભંડારિયાનાં પગથિયાં ચઢી, ધૂળથી રગદોળાયેલો એ ઉપર આવ્યો અને જેમનો તેમ ભોજન ટેબલ પર બેસી ગયો. એકએક કેક પૂરી કર્યા પછી એ બોલ્યો, 'રશિયનોથી અમે આમ જ ઝાડનાં પાંદડાં નીચે છુપાઈ જતા. હું તો લાંબો સમય આમ સંતાઈ રહું, જરાય હાલુંય નહીં ને ચાલુંય નહીં. એ રશિયનોની મને બહુ બીક લાગતી. એમની બંદૂક પર લાંબી લાંબી છુરીઓ હોય છે!'

હાથમાં લીધેલી કેક પૂરી કરતાં પાછું ઉમેર્યું, 'મારા રમતના સાથીદારોમાંનાં ઘણાં બાળકોને બોમ્બે મારી નાખ્યાં છે, ઘણી વખત અમે સંતાઈ જતા ને સૂનમૂન પડી રહેતા. નહીં તો મરી જ જવાય. એક વખત ઝ-ઝ-ઝ કરતું એરોપ્લેન આવ્યું અને ટા-ટા-ટા કરતા બોમ્બ નાખ્યા. બધાંય છોકરાં મરી ગયાં. હું લાંબો સંતાઈ ગયો હતો અને પ્રભુને જોરથી પ્રાર્થના કરતો હતો.'

સંતાવાની આવી પ્રેક્ટીસને કારણે એ ભંડારિયામાં સહેલાઈથી ભરાઈ રહ્યો, એક દિવસ અમારા મહોલ્લામાં ફરી, એક પોલીસ મોટર સાયકલ પર પસાર થતો હતો. એની મોટર સાયકલનો પટ-પટ-પટ-કરતો ઝડપી અવાજ સાંભળી ટીન્બી નાઠો તે ભંડારિયામાં જઈ ભરાઈ ગયો.

એના મનમાંથી પોલીસની બીક નિર્મૂળ કરવા રોઝ એને વળતે દિવસે ચાર રસ્તા પરના પોલીસ પાસે લઈ ગઈ. ભયથી ધ્રૂજતા એણે રોઝનો હાથ જોરથી પકડી લીધો અને અતિ સાવચેતીપૂર્વક એ પોલીસ પાસે પહોંચ્યો. થોડા દિવસમાં પેલા પોલીસના પ્રેમાળ વર્તનને કારણે એની પોલીસની બીક જતી રહી ને

## અનુભવ સાચો સાથી

જ્યારે જ્યારે દક્ષા મને મળે ત્યારે મને રુઢિઓ અને રિવાજો, ઘરડાંઓના જૂનવાણી વિચારો અને પોતાને વાતવાતમાં આડખીલીરૂપ બનતાં વડિલો વિષે લોહીઉકાળો કાઢે. આમ દક્ષા સીધી સાદી છોકરી હતી. ક્યારેય એનામાં ટાપટીપ કે ઉચ્છૃંખલતા આવી નહોતી. કપડાં પણ સુતરાઉ અને એકદમ સાદાં પહેરતી.

સાદું જીવન અને ઉચ્ચ વિચારના સૂત્રને દક્ષાએ જીવનમાં ઉતાર્યું હતું. તેની વાતો પણ કંઈ નાખી દેવા જેવી નહોતી. છતાં મને ઘણીવાર થયા કરતું કે આ દક્ષા એના વિચારોને જીવનભર વળગી રહેશે કે કેમ ? માણસ લાગણી અને ભાવનાના આવેશમાં એવું કેટલુંય કર્યે જાય છે તેમ લાગણીવશ અને ભાવનાપ્રધાન દક્ષા જીવનની કઠોર ભૂમિ પર પ્રવેશતાંની સાથે જ કેવીક અડીખમ ઊભી રહી શકશે ? મેં તેને ઘણી વાર સમજાવી જોઈ કે બોલવું જેટલું સહેલું છે એના કરતાં અનેકગણું અઘરું કરવું કે વિચારને અમલમાં મૂકવું કે આચરણમાં ઉતારવું તે છે. પણ ઊછરતી જુવાની વાળી દક્ષા એ ગણકારી જ ન શકી.

જિંદગીમાં એને ઠોકરો નહોતી વાગી એવુંય નહોતું. એ ઠોકરો વખતે સ્થિતપ્રજ્ઞશી એ સામનો કરી શકી એટલે જ એ આટલી મક્કમતાથી મારી સાથે વાતો કરતી ને ?

એક દિવસ એ જ દક્ષા મારી પાસે આવી ત્યારે એનો તરવરાટ, ઉત્સાહ, સ્વમાન કે ગૌરવ કંઈ મને ન દેખાયાં ત્યારે હુંય વિચારમાં પડી. જાણે છ મહિનાની પથારીમાંથી ઊઠી હોય તેવી ગ્લાનિ એના મુખ ઉપર છવાયેલી લાગી. હીબકાં ભરતી એ મને જોઈને તો સાવ ફસકાઈ પડી.

મેં એને સાંત્વન આપ્યું તો ય જાણે એને કળ ન વળી. કોઈ દિવસ એની આંખમાં આંસુ સરખું કલ્પી ન શકાય તેવી હસમુખી દક્ષા આમ શાથી પડી ભાંગી એ મને ન સમજાયું. અંતે એનો ઊભરો શમ્યો ત્યારે એ બોલવા લાગી :

'બહેન, આપણાં ગણ્યાં હોય તે આટલી હદે પરાયાં થઈ શકતાં હશે એવું તો મેં ક્યાંય કલ્પ્યું નથી, ક્યાંય વાંચ્યું નથી, કોઈની પાસેથી સાંભળ્યુંય નથી. આપણે મોઢે મીઠું બોલનારાં આમ આપણને જ સાવ રહેંસી નાખતાં હશે કેમ ? માણસ આટલી હદ સુધી માણસાઈ ગુમાવી બેસે ?'

મેં તેનો ઉશ્કેરાટ શાંત પડવા દીધો. ધીમે ધીમે એને સમજાવી : ' દક્ષા, કલ્પના—ભાવના કરતાં વાસ્તવિકતા ઘણી જુદી છે. આપણે દુનિયામાં જીવનારાં માણસો છીએ એટલે હવામાં બાચકા ભરતાં પહેલાં ધરતી ઉપર પગ મૂકતાં શીખવું જોઈએ. એ ન શીખીએ ત્યારે આપણને જે ફટકો પડે છે તે આમ સાવ ભાંગી પાડે છે. '

ત્યારથી દક્ષા કોઈનોય વિશ્વાસ કરતી બંધ થઈ. દિલની વાત ગમે ત્યાં કરતી બંધ થઈ. કોઈને શિખામણ અને ઉપદેશ આપતી બંધ થઈ. જીવનની નક્કર ભૂમિકા ઉપર પગ મૂકતાં એ શીખી ગઈ. મારું કહ્યું જે નહોતી માનતી એ પોતાની જાતે જ ઠોકર ખાઈને સીધી થઈ. અનુભવ માણસને ઘડે છે, ઉપદેશ નહિ એ સૂત્ર તેનું જીવનસૂત્ર બની ગયું.

## વામણાં માનવી

ખાનદાની બતાવવાની હોય છે. પોતે ખાનદાન છે એવો દાવો કરનાર વ્યક્તિ ખાનદાન કેવી રીતે હોઈ શકે ? મગન રોજ ને રોજ એવો દાવો કરતો—પોતે ખાનદાન કુટુંબનો નબીરો છે.

મગનનું કુટુંબ પૈસે ટકે ઘસાઈ ગયું હતું એટલે મગન પોતાની જાતને ખૂબ વધુ પડતું મહત્ત્વ આપતો થઈ ગયો. એના જન્મ વખતે એ કુટુંબમાં ધનની છાકમછોળ ઊડતી. પણ જેટલી ઝડપથી લક્ષ્મી આવે છે તે કરતાં અનેકગણી ઝડપે એ જતી પણ રહે છે.

આર્થિક ભીંસને કારણે મગન વધુ ભણી ન શક્યો. પણ એની માનસિક મથામણોએ એને, એના માનસને અને એના સમગ્ર જીવનને પરિવર્તિત કરી નાખ્યું. પછી તો એ ગાતો જ ફરે કે મારું ખાનદાન કુટુંબ

છે એટલે મારી ખાનદાની હું છોડવાનો નથી. સામા માણસને પૂરો સમજ્યા વિના એની ખાનદાનીનાં જ બણગાં ફૂંક્યા કરે. તેના ઉપર એટલા બધા ઉપકાર જેના હોય એવી વ્યક્તિઓ પાસેય એ સાવ હલકટ બનવા લાગ્યો. આમાં એનો આશય નહિ હોય એ કલ્પી શકાય. પણ માણસનું મન કેવું વિચિત્ર વર્તન કરતું હોય છે એ મગનને જોઈ ને સહેજે કલ્પી શકાય. છતાં એ એકને છોડીને બીજાને વિશ્વાસમાં લેવા ફાંફાં મારે છે ત્યારે તો એની ખાનદાનીની હદ આવેલી જ લાગે છે.

પોતે ન હોય છતાં પોતે કંઈક છે, કંઈક તો શું, ઘણુંય છે એવો ફાંકો રાખનાર જ સાવ ખોટું હોય છે એ મગને સાબિત કરી બતાવ્યું ત્યારે બડાશ હાંકવાની આ ટેવ તરફ સહેજે વિશ્વાસ નથી રખાતો. જેના પર પૂરતો વિશ્વાસ રાખ્યો હોય તેય આ મગનની જેમ સામે ચડી વાગે ત્યારે એવા વામણા માણસની દયા ખાધા વિના બીજો શો ઉપાય!

## સંઘર્ષનો સામનો

ખૂબ જ સરળ સ્વભાવની છતાંય સ્વમાની સ્વભાવવાળી નીલા કોઈનીય ગુલામી સાંખી શકે તેમ નહોતી. મહિયરમાં તો તેને માટે બહુ મોટો પ્રશ્ન નહોતો. તેનાં ભાઈઓ બહેનો તેને અદ્ધર રાખતાં, એની વાતને ટેકો ઘણુંખરું અપાતો, એની સલાહ લેવાતી અને આમ તેનો સત્તાવાહી સ્વભાવ પોષાતો. પોતાના જ કુટુંબમાં મસ્ત એવી નીલાને લગ્ન કરવાની પણ પડી નહોતી. તેના સ્વભાવને અનુકૂળ પાત્ર ન મળે તો તેને જિંદગીભર શોષવું પડે એ ખ્યાલે પણ તે પરણવાની વાતમાં ઓછો રસ લેતી. પરણવું તેને મન ગૌણ વસ્તુ હતી. શરૂઆતથી જ સ્વતંત્ર સ્વભાવને પોષણ મળેલું અને તેની એ સ્વતંત્રતા કોઈ આંચકી લે તે તેને પાલવે તેમ નહોતું જ. કુટુંબમાં એવું સ્નેહમય, લાગણીમય વાતાવરણ હતું કે બીજે સહેજ ઓછું તેની નજરમાં આવે તેમ નહોતું. હકીકતમાં તે લાગણીની ભૂખી હતી.

અને એક દિવસ લાગણી છતી થઈ. નીલેન સાથેના પરિચયમાં મિત્રતા ગાઢ બનતી ગઈ. બંને એકબીજાને ઓળખવા પ્રયત્ન કરવા લાગ્યાં. નીલેન માની સ્વભાવનો, કેટલેક અંશે હઠી અને ધાર્યું કરવાવાળો હતો. સત્તાવાહી સ્વભાવ બંનેના સરખા હતા નીલેન પણ લાગણીનો ભૂખ્યો હતો. બંને જેમ જેમ નજદીક આવતાં ગયાં તેમ તેમ વધુ ને વધુ એકબીજાને ઓળખવા લાગ્યાં. નીલેનમાં માલિકીભાવના વધુ કામ કરતી હતી. નીલા બધું જ સમજતી હતી. વારંવાર રીસાતા નીલેન તરફ ક્યારેક તે વિચારવંતી બની જતી. પરંતુ નીલેનની લાગણી અને તેના પ્રત્યેનો પ્રેમ જોતાં તેને લાગ્યું કે નીલેન લગ્ન પછી તો જુદો તરવરી આવશે. બંને એકબીજાને મદદરૂપ નીવડશે અને જિંદગીનું નાવ પ્રેમભર્યું પસાર થશે. એકબીજાની હૂંફમાં, થોડુંક જતું કરવાની વૃત્તિ કેળવાશે અને પોતપોતાનાં સ્વભાવને વિના સંકોચે સંતોષી શકશે.

એકબીજાને પૂરેપૂરા સમજીને નીલા–નીલેન પરણી ગયાં. શરૂઆતનાં વર્ષો ટકરાતા ટકરાતાં પણ આનંદમાં ગયાં. નીલા નીલેનના પ્રેમને, પ્રેમની અવધિને જોઈ શકી. દિવસે દિવસે પ્રેમમાં વધારો થતો જોઈ શકી. ભાગ્યે જ એકલાં ફરતાં કોઈએ તેમને જોયાં હોય. અને છતાંય બંને સૌ સૌનાં કામમાં મશગૂલ હતાં. કેટલીક બાબતમાં ક્યારેક જુદાં પડતાં હોવા છતાં જીવનમાં કોઈ અસંતોષ તેમને કોરી ખાતો નહોતો. નીલેન પણ નીલાને ખૂબ સાચવતો. તેની પાછળ અછો અછો થઈ જતો. નીલેનનો ઉત્કટ પ્રેમ જોઈ ને નીલાની ખુશીનો પાર નહોતો રહેતો. તે પોતાની જાતને ધન્ય માનતી હતી. તેના પતિની તે ખૂબ જ માનીતી હતી અને તે જ એને માટે બસ હતું. પોતે ઇચ્છેલું પાત્ર મેળવી શકી તેવું તેને લાગતું. મુખ્ય વસ્તુ સામે બીજી બધી વસ્તુને તે ગૌણ માનતી.

નીલેનને મિત્રો હતા પણ તે કોઈને નિકટના કે પોતાના ગણી શક્યો નહોતો. એનો મેટો સ્વભાવ એને નડતો. નીલા તેના મળતાવડા સ્વભાવને કારણે નિસ્વાર્થ

સંબંધને તે સારી રીતે મેળવી શકતી. અહીં નીલેનને કંઈક છૂપો અસંતોષ રહી જતો અને 'મારું કોઈ નથી, તારે બધાં જ છે' એમ માની કંઈક અંશે ઇર્ષાનું બળ તેનામાં દઢ બનતું હતું.

એ ઇર્ષા તેનામાં પ્રજ્વલિત બની ઊઠી અને તેના સ્વભાવને, વૃત્તિઓને પોષી શકે તેવી મિત્રતાના દોરમાં ખેંચાયો. આ ઇર્ષાના તત્ત્વે નીલા તરફ બેદરકાર બનતાં શીખવ્યું. નીલા શરૂઆતમાં સમજી ન શકી. પણ એના છૂપા સંતોષને છીનવી લેવાતું તેને ન ગમ્યું. ક્યારેક તેના સ્વભાવ મુજબ ગુસ્સે થઈ જતી પણ નીલેનની સત્તા અને માની સ્વભાવને લઈને તે તુરત નમતું મૂકી દેતી.

અને આમ અચાનક અજાણતાં નીલા–નીલેન વચ્ચે અંતર પડતું ગયું. નીલેનને એની પરવા નહોતી કારણ એને જોઈતું એને મળી ગયું હતું જેને છોડીને પોતાનો ફરીથી અસંતોષ પ્રગટ કરવાની જરૂર નહોતી. નીલાને દુ:ખ થયું પરંતુ દરેક વ્યક્તિના જીવનમાં સંઘર્ષ આવે છે તેમ માની તે પણ સામાન્ય માનવીની જિંદગી જીવી જવા તરફ પ્રયત્ન કરતી રહી. નીલેનને નીલાને દુખી કરવાનો કોઈ ઇરાદો ન હોય છતાં પણ તે નાઇલાજ, લાચાર બના જતો. અંદરથી જાગેલું તોફાન બહાર તો ક્યારેય પ્રગટ થવા દીધું નહિ એટલે બહાર તો એવા જ સુખી જીવડા બની શક્યાં અને પોતાના પ્રેમ–જીવનને દુન્યવી દૃષ્ટિએ સફળતા અર્પી.



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**ગીતા અને કુરાન :** પંડિત સુંદરલાલ. અનુ૰ ગોકુળભાઈ ભટ્ટ. પાનાં ૨૩૬. રૂ. ૩/—. **ગ્રામ સ્વરાજ :** ગાંધીજી. પાનાં ૨૧૪. રૂ. ૨/—. **મારા સ્વપ્નનું ભારત :** ગાંધીજી. પાનાં ૩૩૬. રૂ. ૨/૫૦. **ગાંધી બાપુ :** કુદસિયા ઝૈદી. અનુ૰ જિતેન્દ્ર દેસાઈ. પાનાં ૯૪. રૂ. ૧/૫૦.— ચારેયના પ્રકા૰ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, ૧૪. **કૈલાસ :** સ્વામી પ્રણવતીર્થજી. પાનાં ૪૩૨. રૂ. ૧૦/—. મ. સ. યુનિવર્સિટી, વડોદરા. **રણગીત :** ગોવિન્દભાઈ પટેલ, પાનાં ૨૪. **જય જય ધરતી મારી :** ગોવિન્દભાઈ પટેલ, પાનાં ૨૪. **અર્ચના :** લે૰ પ્રો૰ તનસુખલાલ જ૰ ત્રિવેદી. પાનાં ૪૬. રૂ. ૧/—. મોતીગર શેરી, રાણીકા, ભાવનગર. **તરસી ઝંખના :** રમેશભાઈ પટેલ. પાનાં ૨૮૮. રૂ. ૫/—. નાઈલ પબ્લિકેશન્સ, પો. બો. ૨૯૨૧, કંપાલા. (પૂ. આફ્રિકા) **નેફા :** હેમ બરૂઆ. પાનાં ૨૪. ન. પૈ. —/૫૦. **ડાયાબિટીસ :** ડૉ. નટુભાઈ જે૰ શાહ. પાનાં ૩૨. ન. પૈ.—/૫૦ **તામિલ સાહિત્યમાં ડોકિયું :** કા ના સુબ્રમણ્યમ્. પાનાં ૬૨. ન. પૈ. —/૫૦—ત્રણેના પ્રકા૰ પરિચય ટ્રસ્ટ, મુંબઈ, ૧. **વળતાં પાણી :** સરોજિની મહેતા. પાનાં ૨૦૨. રૂ. ૪/—. **પ્રેમાનંદ :** નગીનદાસ પારેખ. પાનાં ૧૨૨. રૂ. ૨/૫૦. **સુરખી :** જતીન્દ્ર આચાર્ય. પાનાં ૮૨. રૂ. ૧/— **ચંબલનાં કોતરોમાં માનવતાનું ઝરણું :** સુભદ્રા ગાંધી. પાનાં ૧૦૪. રૂ. ૧/૨૫. **નમતો સૂરજ :** ઓસામૂ દાઝાઈ. પાનાં ૨૪૪. રૂ. ૪/—. **ઊગતા સૂર્યની વિદાય અને લોહછાયા :** લોરેન્સ વાનદર પોસ્ટ : લિયોનિદ આન્દ્રેયેવ. અનુ૰ કૃષ્ણવદન જેટલી : ડૉ૰ રસિક પંડ્યા.—બંનેના પ્રકા૰ ચેતન પ્રકાશન ગૃહ, વડોદરા.







## રોમા :

[ લેખક : ચંદ્રકાન્ત બક્ષી, પ્ર. સ્વાતિ પ્રકાશન, ૨૨૬, સેમ્યુઅલ સ્ટ્રીટ, મુંબાઈ, ૩. મૂલ્ય : રૂ. ૩/૭૫ ]

જૂનાં અને નવાં મૂલ્યાંકનો વચ્ચે ગોથાં ખાતી અને અંતે એમાંથી એકેયને બરાબર ન પચાવી શકતી આધુનિક યુવતીનું વાસ્તવિક નિરૂપણ કરવામાં નવલકથાકારે ઠીકઠીક કુશળતા દર્શાવી છે. રોમાની આ આત્મકથાત્મક નવલકથા છે; પરંતુ અભિનંદનીય હકીકત હોય તો એ કે પોતાની સારીનરસી લાગણીઓ વ્યક્ત કરવામાં એણે ક્યાંય આડંબર નથી દાખવ્યો. વૈધવ્યથી થોડા જ વખતમાં કંટાળી જઈ એ ફરિયાદ કરે છે કે હિંદુ સમાજમાં 'વિધવાઓ એ સ્ત્રીઓ નથી.' 'જુવાન વિધવાનું શરીર રણની જમીન કરતાં પણ વધારે તરસ્યું હોય છે' એમ સાંભળ્યા પછી એ પોતે પણ કબૂલે છે : 'મને ક્યારની તરસ લાગી હતી.'

રાજેનનું પાત્ર વિચિત્ર છે. વિધવા સ્ત્રીની શારીરિક ઝંખના એ ત્વરાથી સમજી શકે છે પરંતુ એનું માતા તરીકેનું હૃદય એ પામી શકતો નથી. નહીં તો રોમાને એ એમ ન કહેત : 'રોહનને છોડીને ચાલી આવ મારી પાસે...આપણી સામે નવી જિંદગી ઊભી છે.'

મોડાં મોડાં પણ રોમાનો માતૃપ્રેમ વિજયી બને છે. અપંગ રોહનને ત્યજીને એ શારીરિક તરસ છીપાવવા રાજેન સાથે લગ્ન કરી શકતી નથી ને 'હિંદુસ્તાનના તડકામાં' અન્ય વિધવાઓની માફક રોમાની 'જવાની જલ્દી પાકી જાય છે.' આમ છતાં એ છેલ્લેય કબૂલતી તો રહે જ છે કે 'ફક્ત બંધિયાર હવામાં થોડી વાસ રહી ગઈ છે, મારી અતૃપ્ત વાસનાઓની...'

બહુ ઓછી સ્ત્રીઓ આપણા સમાજમાં એવી હોય છે કે જે એક મન બીજાને પામવા દેતી હોય. રોમા અપવાદ છે ને એ કારણે જ કદાચ આ કથા પ્રત્યે નીતિવાદીઓનો રોષ ઊતરે. ક્યાં સુધી આપણે સમાજની મૂળભૂત સમસ્યાઓ પરત્વે આંખમીંચામણાં કર્યા કરશું ?

રોમા આદર્શ માતા નથી, રોહન પ્રત્યે આટલી બેદરકાર ન રહી હોત તો કદાચ એ અપંગ ન બન્યો હોત; એ જાણતી હતી કે પોતે રોહનને અન્યાય કરી રહી છે; પરંતુ એની વાસનાભૂખ પ્રબળ બની હતી ને એ પૂરેપૂરી તો હારી જ ન શકી. મોડાં મોડાં પણ માતૃત્વનો વિજય થયો એ આ નવલકથાનું ઊજળું લક્ષણ છે.

મુંબાઈ નગરીથી લેખક ખૂબ પરિચિત છે ને એનું માનસશાસ્ત્રીય પૃથક્કરણ પણ સચોટ રીતે કરે છે. એના થોડા નમૂના :

'અને મુંબાઈમાં જોવાલાયક છે—મુંબાઈના માણસો. નવી મોટરોના મૉડલોની જેમ અહીં માણસો મૉડલોમાં ફેરવાઈ જાય છે...અહીં એકધારી સમાનતા આવી જાય છે. રહનસહનમાં, લેબાસમાં, વિચારોમાં પણ... અહીંની દુનિયા જાગૃત છે, જીવંત છે—ગંદા પાણીમાં સૂતેલા કાળા મગરની જેમ નહીં, પણ નવી રેશમી જાળમાં છટપટતી રંગીન માછલીઓની જેમ !' (પા. ૯૦)

'પણ મુંબઈ એ મુંબઈ છે. જેમ પેરિસ એ ફ્રાંસ નથી અને પૅરિસવાસી એ ફ્રેંચ નથી એમ મુંબઈ

હિન્દુસ્તાન નથી અને મુંબાઈવાસી એ હિંદુસ્તાની નથી. એ પહેલો મુંબઈવાસી છે...' (પા. ૯૧)

'મુંબાઈની હવામાં કેફ છે, એક જીવલેણ આકર્ષણ છે અને હિન્દુસ્તાન ભરમાંથી માણસો દોડતા આવીને આ છટપટતી દુનિયામાં ડૂબી જાય છે. અહીંની દુનિયામાં ડૂબી જવામાં જ જીવન છે.' (પા. ૯૧)

રૂપકોનો ઉપયોગ નવલકથાકાર ખૂબ સચોટ રીતે કરે છે પણ ક્યાંક ક્યાંક એ અર્થહીન ને ચાંપલો લાગે છે. અનુસ્વારની ભૂલો અસંખ્ય છે અને વાર્તારસ પણ છેલ્લે છેલ્લે કથળે છે. જો કે નવલકથા વાંચી જવા જેવી જરૂર છે—હિંદુ સમાજની એક જટિલ બનતી જતી સમસ્યાને સમજવા માટે પણ.

**નવા આવકવેરાની સાદી સમજ:**

[ લેખક : બાબુભાઈ મોદી, પ્ર. ચંદ્રકાંત વોરા, ગાંધી રોડ, અમદાવાદ. મૂલ્ય : રૂ. ૪/૫૦ ]

આવકવેરાના કાયદા દિન–પ્રતિદિન અટપટા થતા જાય છે ને જેને આ કાયદા લાગુ પડે છે એ વેપારીઓનો વર્ગ અંગ્રેજી પૂરતું સમજતો હોય એવું હમેશાં બનતું નથી. આથી કાયદાની સાદી સમજ આપે એવાં પુસ્તકો નિયમિત બહાર પડતાં રહે તો એ અંગેની સમજ આપવાનું કામ સુગમ બને.

લેખકે સરળ ભાષામાં આવકવેરાના અટપટા નિયમો સમજાવ્યા છે એ અભિનંદનીય છે. આ પુસ્તકને વેપારી વર્ગ તરફથી આવકાર જરૂર મળશે. દર વર્ષે નિયમિત રીતે એ પ્રગટ થતું રહેશે તો ધંધાદારી વર્ગને માટે તો એ ગીતા–પોથી જેવું બની રહેશે.

**મનોવિજ્ઞાન પ્રવેશ :**

[ લેખક : ચુનીભાઈ શાહ; પ્રકાશક : અનડા બુક ડીપો, ગાંધીરોડ, અમદાવાદ. મૂલ્ય : રૂ. ૫/— ]

શ્રી. ચુનીભાઈ શાહ મનોવિજ્ઞાનના જૂના અભ્યાસીઓમાંના એક છે અને એસ. એન. ડી. ટી. વિદ્યાપીઠ સંચાલિત મહિલા કૉલેજ, ભાવનગરમાં વર્ષો સુધી આ વિષય એમણે શીખવ્યો છે, પચાવ્યો છે અને હજુ પણ સણોસરામાં લોકભારતીમાં શિક્ષણકાર્ય કરી રહ્યા છે. આથી જ મનોવિજ્ઞાન જેવા ઉપલક દૃષ્ટિએ શુષ્ક જણાતા વિષયની આટલી સુંદર ને સરળ રીતે આ પુસ્તકમાં રજૂઆત કરી શક્યા છે.

પુસ્તકના નામ પ્રમાણે આપણને મનોવિજ્ઞાનના વિશાળ ક્ષેત્રમાં માત્ર પ્રવેશ કરાવીને આ પુસ્તક મર્યાદિત નથી બની જતું, માત્ર મનોવિજ્ઞાનનાં જુદાં જુદાં ક્ષેત્રોનો તાત્ત્વિક પરિચય આપીને અટકીય નથી જતું પણ વિષયનાં ઊંડાણને સ્પર્શીને વિજ્ઞાનની વ્યાવહારિક ભૂમિકા સુધી વાચકને લઈ જાય છે એ એની ઓછી સિદ્ધિ નથી. આમ બનતું ન હોત તો આ પુસ્તક પણ ચાલુ ચીલા પ્રમાણે પ્રકટ થતાં પાઠ્યપુસ્તકોની હરોળમાં મૂકી દેવાય એવું બની જાત; પણ એમ નથી બન્યું કારણ કે એના લેખકે માત્ર માનવવર્તનનાં જુદાં જુદાં પાસાંની છણાવટ મનોવિજ્ઞાનની શાસ્ત્રીય ભાષામાં નહીં કરતાં, લોકભોગ્ય ને વહેતી શૈલીમાં કરી છે.

આમ છતાં આ વિષયના ગુજરાતી ભાષાભાષી અભ્યાસીઓને તો ખૂબ ઉપયોગી નીવડે એવું આ પુસ્તક છે. જરૂર પડે ત્યાં ચિત્રો, આકૃતિઓનો ઉપયોગ, ગુજરાતી પર્યાયની સાથે કૌંસમાં અંગ્રેજી પારિભાષિક શબ્દ અને પુસ્તકને અંતે શબ્દકોષ ને પ્રશ્નો આપ્યા હોવાથી વિદ્યાર્થીઓને તો આ પુસ્તક ખૂબ આશીર્વાદરૂપ નીવડશે એમાં જરાય શંકા નથી. મનોવિજ્ઞાનના ક્ષેત્રમાં શ્રી ચુનીભાઈએ આવું પુસ્તક આપ્યું એમ બીજાં ક્ષેત્રો વિષે પણ આવાં જ ઉત્તમ પુસ્તકોની આપણે શ્રી ચુનીભાઈ પાસેથી અપેક્ષા રાખીએ, આગ્રહ રાખીએ એ વધારે પડતું નથી જ.

**રાષ્ટ્રીય એકાત્મતા :**

[ લેખક : ભોગીલાલ ગાંધી, પ્ર. ચેતન પ્રકાશન ગૃહ (પ્રા.) લિ., વડોદરા. મૂલ્ય : રૂ. ૧/— ]

જ્ઞાતિવાદ, કોમવાદ, પ્રદેશવાદ અને ભાષાવાદ જેવાં આપણા દેશનાં દૂષણો જે આપણી રાષ્ટ્રીય એકાત્મતામાં વિઘ્નસમાં પૂરવાર થઈ પડ્યાં છે એની વિસ્તૃત ચર્ચા

લેખકે આ નાનકડી પુસ્તિકામાં કરી છે. સ્વતંત્રતા માટે આખો દેશ એક થઈને લડ્યો, અને આઝાદી પછી આ ચારેય દૂષણોના અસ્તિત્વને લીધે આપણા દેશમાં કેવા પ્રશ્નો ઉપસ્થિત થયા, રાજકીય પક્ષો કેવા તકવાદી બની ગયા અને લોકકલ્યાણનો આદર્શ બાજુ પર ફેંકાઈ જઈને દેશમાં કેવા નાના નાના વાડા રચાયા એનું સુરેખ ચિત્રણ આ પુસ્તકમાં મળે છે. આપણને ગુલામીમાંથી મુક્તિ મળ્યે પંદર વર્ષ થયાં ત્યારે આપણી સરકારને ખ્યાલ આવ્યો કે પરિસ્થિતિ એટલી બધી વણસી છે કે કાંઈક નક્કર કાર્ય કરવામાં નહીં આવે તો દેશની ભાવાત્મક એકતા જોખમાશે. આથી સરકારે એકતા માટેના ઉપાયો શોધવા માટે એક સમિતિની રચના કરી. એણે આ પ્રશ્નોનાં મૂળમાં ઊંડા ઊતરીને કારણો શોધ્યાં છે, ઘર્ષણો ઓછાં કરવા માટેના ઉપાય સૂચવ્યા છે. અને ખાસ કરીને આપણે એક રાષ્ટ્ર ઊભું કરી શકીએ અને પ્રાન્તીયતા, ભાષાકીય પૂર્વગ્રહો, ધાર્મિક રમખાણો અને જ્ઞાતિના વાડામાંથી કેવી રીતે બહાર આવી શકીએ એ અંગેનાં મહત્ત્વનાં સૂચનો કર્યાં છે, એ બધાંનો આ પુસ્તિકામાં સમાવેશ કરવામાં આવ્યો છે.

લેખકની તટસ્થતા ખૂબ ધ્યાન ખેંચે તેવી છે ને પ્રશ્નનો સમગ્ર ખ્યાલ આવે એવી પૃથક્કરણાત્મક શૈલીમાં મુદ્દાસર લખાયેલું પુસ્તક પ્રશ્નને સમજવા માટે ખૂબ ઉપયોગી નીવડશે. પુસ્તક તૈયાર કરવામાં મદદરૂપ નીવડેલાં સહાયક લખાણો અંગે પૂરતી માહિતી અપાઈ હોત તો ખૂબ મદદરૂપ નીવડત.

## બિહાર પછી દિલ્હી :

[ લે. મનુબહેન ગાંધી. પ્ર. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, ૧૪. મૂલ્ય : રૂ. ૪/—.]

તા. ૨૫-૫-'૪૭ થી તા. ૩૧-૭-૪૭ સુધીની ચોકસાઈપૂર્વક લખેલી ડાયરી સાડાચારસો ઉપરાંત પાનાંમાં શ્રી મનુબહેને આ પુસ્તકમાં આપેલ છે. બિહારયાત્રા પછી ગાંધીજીના દિલ્હી વસવાટને આવરી લેતું આ દળદાર પુસ્તક શ્રી મનુબહેનની ચીવટાઈ અને ખંતને તાદશ કરે છે. ગાંધીજી પાસેથી આ બે ગુણોનો મળેલો સાચો વારસો આ પુસ્તકને પાને પાને દૃષ્ટિગોચર થાય છે. નાની અને ઝીણી વિગતને આપણે ગણકારીએ નહિ કે મહત્ત્વની ન ગણીએ તે પણ કેટલીક વાર એટલી બધી મહત્ત્વની બની જાય છે તે આ પુસ્તકને પાને પાને વરતાય છે.

૭૮ વર્ષની પાકટ વયે નોઆખલીની યાત્રા પૂરી કરીને દિલ્હીમાં ગાંધીજી સ્થિર થયા હતા. એ ઉમ્મરે પણ એમનું રોજિંદુ જીવન યુવાનોને પણ શરમાવે તેવું તાજગીભર્યું અને તરવરાટવાળું હતું, કાર્યરત અને પ્રેરક હતું. આપણા દેશના ભાગલા પડવાથી હતાશા અને નિરુત્સાહ લાવ્યા વિના એ જ તટસ્થતાથી પોતે જીવનને નિહાળતા હતા. સહુની સાથે સહુકાઈ અને પ્રેમથી વર્તતા હતા. ભલભલા સ્થિતપ્રજ્ઞની બુદ્ધિને પણ ઘડીભર આંચકો આપે તેવી એ પરિસ્થિતિ આખા દેશને માથે છવાઈ ગઈ હતી. એ સંક્રાન્તિ કાળની, ગાંધીજી સાથે રહીને આ મહત્ત્વના પુસ્તકમાં શ્રી મનુબહેને જે સંકલના કરી લીધી છે તે ઐતિહાસિક મહત્ત્વવાળી તો છે જ, ઉપરાંત દેશની સાચી પરિસ્થિતિને સમજવાની અભ્યાસુઓની દૃષ્ટિને પણ વધુ સૂઝ આપે છે. આજે અને ભવિષ્યમાં આ કીમતી પુસ્તક સંદર્ભગ્રંથની ગરજ સારી શકે તેવું પૂર્ણ આધાર રાખી શકાય તેવું બન્યું છે.

ભારતની આઝાદી પછી સમગ્ર વિશ્વને કેંદ્રિત કરી બેઠેલા ગાંધીજીનો આ જબરો મંથનકાળ હતો. શ્રી મનુબહેને તેમની સહજસાધ્ય સૂઝ અને સરળતાથી રજૂ કરેલા આ ડાયરીને પાને પાને આપણને એ મહત્ત્વના સમયને સાચી રીતે નિહાળવાની તક મળી છે.

શ્રી મનુબહેનની ડાયરી ઉપરથી તૈયાર કરેલાં અગાઉનાં પુસ્તકો જેવું જ આ પુસ્તક સર્વોપયોગી બની રહેશે એમાં લેશમાત્ર શંકા નથી. ગાંધીજીને અને ગાંધીજીની કલ્પનાના ભારતને વાચના આપતું આ પુસ્તક કોઈ પણ વર્ગના વાચકને એટલું જ ઉપયોગી નીવડશે એમાં તો લેશમાત્ર શંકા નથી.

**કાગવાણી ભાગ ૧-૨-૩ :**
[ લે. પ્ર. દુલાભાઈ ભાયાભાઈ કાગ, મજાદર. (સૌરાષ્ટ્ર) ત્રણે ભાગનું સામટું મૂલ્ય : રૂ. ૧૦/૫૦ ]

ભક્ત કવિશ્રી દુલાભાઈ કાગનો બુલંદ કંઠ આજે કોઈથી અજાણ્યો નથી. એ કંઠ સાંભળવા જમા થતી મેદનીની સંખ્યાતીતતાથી પણ કોઈ અજાણ નથી. પ્રત્યક્ષ ન સાંભળ્યા હોય તો પણ તેમનો કંઠ રેડિયો પરથી વહેતો તો જરૂર સાંભળ્યો હશે લોકહૃદયને જીતવાની તેમની કુદરતી સૂઝ અને લોકહૈયાને ઝુલાવવાની તેમને મળેલી બક્ષિસ એ કંઠ સાંભળતી વખતે બરાબર દેખાઈ આવે છે.

પણ આ કવિની ગાયક તરીકેની જ કારકિર્દી પૂરતી નથી. એ જાતે રચેલાં ગીતો ગાય છે. અને એ રચનાઓ પણ કેવી ? શબ્દોના સાથિયા પુરાતા ચોક કેવો સરસ શોભી ઊઠે છે. એ ગીતોને ગ્રંથસ્થ થયેલા તો ઠીક પણ આમ આવૃત્તિઓ ઉપર આવૃત્તિઓ થઈને હજારો નકલોનો આંકડો આ પુસ્તકો વટાવી જાય એ પણ એટલું જ ગુજરાતી ભાષાનું, ગુજરાતી જનતાનું અને ગુજરાતના આ લાડીલા કવિનું બહુમાન ગણાય. અને છતાં આ લોકલાડીલા કવિ પોતાની જાતને ખેડૂત તરીકે ઓળખાવવામાં વધુ ગૌરવ લે છે! કાગવાણીના પહેલા ભાગની પાંચમી, બીજાની ચોથી અને ત્રીજાની ત્રીજી આવૃત્તિ પામતાં આ ત્રણેય પુસ્તકોનો ઉપાડ ગુજરાતી કાવ્ય-ગીત સાહિત્યમાં નોંધપાત્ર ગણાવો જોઈએ. શ્રી દુલાભાઈ કાગની આ કુદરત-દીધી બક્ષિસને ગુજરાતની જનતા એટલા જ ઉમળકાથી આવકારશે એવી તેની ગુણવત્તા, બહુમૂલ્યતા અને વિચારસરવાણી છે.










લેખક :
**શ્રી પીતાંબર પટેલ**

[illegible]
[illegible]

આપણી ચોમેર જીવાતા જીવનમાંથી વીરતાનાં પાત્રો વીણીને પ્રસંગોમાં ગુંથાય તેવી આ સચિત્ર ત્રણ વાર્તાઓ બાળકો, કિશોરો અને નવશિક્ષિતો માટે ખૂબ પ્રેરક નીવડે તેવી છે. આ ત્રણેય મહદ્અંશે સત્યકથાઓ છે. સાવ સામાન્ય માનવોની ઉદાતતા રજૂ કરતી આ વાર્તાઓમાં જે સેવાની વાતો આવે છે તે અનેકનાં અંતરને ટાઢક આપનારી પણ નીવડશે એમાં શંકા નથી.

બાળકો, કિશોરો અને નવશિક્ષિતો હોંશે હોંશે વાંચે તે આશયથી મોટાં બીબાંમાં છાપીને દરેક વાર્તાને સચિત્ર બનાવેલ છે. અંતરને અજવાળતી આ વાર્તાઓની પ્રગટ થયેલી આ નવી ચોપડી દરેકને વસાવવા જેવી છે.

☆

: મુખ્ય પ્રાપ્તિસ્થાન :

[illegible]

મુદ્રક • દીપક પ્રિન્ટરી • અમદાવાદ

વર્ષાની વાત ઘનઘેરી, સાહેલડી, વર્ષા૦
ભીંજી-ભૂમિની ગંધ શી અનેરી ! સાહેલડી, વર્ષા૦

મેઘછૂપી વીજ શી જાદૂઈ ! સાહેલડી વર્ષા૦
મઘમઘતી કેતકીની સૂઈ, સાહેલડી વર્ષા૦

વસી વાદળના વાયુમાં આવી, સાહેલડી, વર્ષા૦
મોર કોયલ બપૈયે બુલાવી, સાહેલડી, વર્ષા૦

રાણી દોહદવતી કો રાજે સાહેલડી, વર્ષા૦
આછાં આંજણ આંખે આંજે, સાહેલડી, વર્ષા૦

કોઈ કન્યાએ કોડથી જોઈ, સાહેલડી, વર્ષા૦
કોઈ મુગ્ધા એ મોહિનીમાં મોહી, સાહેલડી, વર્ષા૦

ફરી પ્રૌઢાને યૌવન આવ્યાં સાહેલડી, વર્ષા૦
ભલાં ઘરરખુનેય ભમાવ્યાં સાહેલડી, વર્ષા૦

કો વિજોગણના શ્વાસ રૂંધાયા સાહેલડી, વર્ષા૦
કોઈ મીરાંએ ઘનશ્યામ ગાયા સાહેલડી, વર્ષા૦

વર્ષાની વાત ઘનઘેરી.

[ રસિકલાલ છો૦ પરીખ 'મૂસિકાર' કૃત 'સ્મૃતિ'માંથી ]

## ક્યુમ્યુલેટીવ ટાઇમ ડિપોઝીટ

# બ ચ ત   યો જ ના

આ યોજના હેઠળ પાંચ, દસ અને પંદર વર્ષનાં ખાતાં ખોલાવી શકાય છે.

| | |
|---|---|
| ૫ વર્ષના ખાતામાં ૩.૩ ટકા | ચક્રવૃદ્ધિ વ્યાજ મળે છે. |
| ૧૦ વર્ષના ખાતામાં ૩.૮ ટકા | |
| ૧૫ વર્ષના ખાતામાં ૪.૩ ટકા | |

(૧) બચત બેન્કનું કામ કરતી નજીકની પોસ્ટ ઓફિસે આ ખાતા ખોલાવી શકાય છે.

(૨) મહિનાની કોઇપણ તારીખે રકમ જમા કરાવી શકાય છે.

(૩) એમાં નોમીનેશનની સગવડ છે.

(૪) હાલનાં પાંચ વરસનાં ખાતાંને ૧૦ કે ૧૫ વર્ષના ખાતામાં ફેરવી શકાય છે.

આ ઉપરાંત :

ફરજિયાત બચતમાંથી મુક્તિ અપાવવામાં ૧૦ અને ૧૫ વર્ષનાં ખાતાંઓ સહાયક બને છે.

**કેમકે :**

રૂ. ૧૫૦૦ કે તેથી વધુ પરંતુ આવકવેરો લાગુ ન પડતો હોય તેટલી વાર્ષિક આવક મેળવનાર વ્યક્તિ તેની વાર્ષિક આવકના ૧૬ ટકા જેટલી રકમ પ્રોવિડન્ટ ફંડ, વીમાનું પ્રિમિયમ અને, અથવા

૧૦ અને ૧૫ વર્ષના ક્યુમ્યુલેટીવ ટાઇમ ડિપોઝીટ ખાતામાં બચત કરતી હોય તેને ફરજિયાત બચતમાંથી બાકાત રાખવામાં આવી છે.

**આ સગવડનો આજે જ લાભ લો ..**

—: વધુ માહિતી માટે પૂછો યા લખો: —

(૧) નાની બચત અધિકારી
નાણાં ખાતું, સચિવાલય,
અમદાવાદ.

(૨) પ્રાદેશિક સંચાલક, રાષ્ટ્રીય બચત
યોજના, લેન્ડ રેકોર્ડઝ બિલ્ડીંગ
લાલ દરવાજા, અમદાવાદ.

(૩) સહાયક સંચાલક, નાની બચત,
લેન્ડ રેકોર્ડઝ બિલ્ડીંગ,
અમદાવાદ

(૪) સહાયક પ્રાદેશિક સંચાલક,
રાષ્ટ્રીય બચત યોજના, ભદ્રકાળી
માતાના મંદિર પાસે, અમદાવાદ.

(૫) કલેક્ટર, અમદાવાદ.

**ગુજરાત સરકારના માહિતી ખાતા તરફથી પ્રકાશિત**

# એક સુંદર તક! સોવિયેત મેગેઝીનો ઉપર નવીન ભેટ

નીચે જણાવેલા કોઈપણ સોવિયેટ મેગેઝીનોનું એક કે બે વર્ષનું લવાજમ વિજય સ્ટોર્સમાં ફક્ત ૩૦મી સપ્ટેમ્બર, ૬૩ સુધીમાં ભરીને ગ્રાહક થનારને દરેક લવાજમ દીઠ ઉપહાર સ્વરૂપે બે આકર્ષક બાળકોને પસંદ રંગરંગી પુસ્તિકાઓ મફત અપાશે.

| મેગેઝીન : | | ૧ વર્ષ : | ૨ વર્ષ : |
|---|---|---|---|
| સોવિયેટ સંઘ | માસિક | ૬.૭૫ | ૧૦.૦૦ |
| સોવિયેટ નારી | માસિક | ૪.૨૫ | ૬.૦૦ |
| સોવિયેટ ફિલ્મસ્ | માસિક | ૬.૭૫ | ૧૦.૦૦ |
| સોવિયેટ લીટરેચર | માસિક | ૬.૦૦ | ૯.૦૦ |
| ન્યુ ટાઈમ્સ | અઠવાડિક | ૬.૦૦ | ૯.૦૦ |
| મોસ્કો ન્યુઝ | અઠવાડિક | ૫.૦૦ | ૭.૫૦ |
| ઈન્ટરનેશનલ એફેર્સ | માસિક | ૬.૭૫ | ૧૦.૦૦ |
| કલ્ચર એન્ડ લાઈફ | માસિક | ૬.૦૦ | ૯.૦૦ |
| સ્પોર્ટ ઈન યુ એસ એસ આર | માસિક | ૨.૨૫ | ૩.૫૦ |

આપ આ કુટુંબપ્રિય મેગેઝીનોના ગ્રાહક બનીને જગતના આગળ પડતા દેશનો વધુ પરિચય મેળવો, અને વધારામાં આ સુંદર ભેટ મેળવો.

આપનું લવાજમ રૂબરૂ ભરો કે મ. ઓ. થી મોકલો.

# વિજય સ્ટોર્સ

—: ભારતની પ્રતિષ્ઠિત પ્રમુખ લવાજમ એજન્સી :—

૬૨, કલ્યાણ ભુવન,
રિલીફ રોડ,
અમદાવાદ-૧

સ્ટેશન રોડ,
આણંદ
(ગુજરાત)

૩૮૧-એ કાલબાદેવી રોડ,
૨ માળે, નરોત્તમ વાડી,
મુંબઈ-૨ BR.

અંક ૪-૫ (સંયુક્ત)
જુલાઇ-ઑગસ્ટ '૬૩
સળંગ અંક ૪૦૦-૪૦૧
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૩૪
'નવરચના' : વર્ષ ૨૮
સાહિત્ય પ્રેરતું સામયિક

ક્રમ



☆

સૂચના


* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫.)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી.થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* ગ્રાહકોએ દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :-

'ઊર્મિ–નવરચના'
ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિ.,
ગાંધીરોડ : ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧


પ્રકાશકઃ ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલે માલિકઃ ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ વતી ગાંધીરોડ, ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર.









આજ અને કાલ વચ્ચે બહુ મોટી દિવાલ નથી હોતી. અને છતાં આજની દિવાલ કાલને મોટી લાગે છે; કાલની દિવાલ આજને મોટી લાગે છે. સાચા અર્થમાં તો એક દિવાલની બે બાજુ એટલે આજ અને કાલ. દિવાલ સરખી હોય પછી તેની બન્ને બાજુઓ નાની-મોટી કઈ રીતે હોઈ શકે? છતાં આપણે આપણી દૃષ્ટિના દોરથી માપીએ છીએ એટલે આજ કરતાં કાલ મોટી; કાલ કરતાં આજ મોટી જેવા ચક્કરમાં હંમેશા પડીએ છીએ.

આજ અને કાલ વચ્ચે ભલે દેખીતું અંતર ન હોય પણ એ અંતર તો એટલું મોટું હોય છે કે એને કોઈ આંબી પણ ન શકે. આજનો જ વિચાર કરનાર માણસ ભલે દુનિયામાં મૂર્ખ ઠરે, પણ એનું ડહાપણ દુન્યવી ડહાપણથી અનેકગણું પર હોય છે. કાલનો વિચાર કરનારને ભલે દુનિયા ડાહ્યામાં ખપાવે, પણ એની ક્રિયાશીલતા થંભી જવાની. મૂલતવી રાખવાનાં માઠાં ફળવાળી કહેવત કાલનો જ વિચાર કરનાર માનવી ઉપરથી પડી કહેવાય. માણસ માટે તો આજ આજ ભાઈ અત્યારે જેવું સૂત્ર જ વધુ જરૂરી છે, વધુ કામિયાબી આપનારું છે અને વધુ ઉન્નત બનાવનાર છે.

આજ અને કાલ વચ્ચેની દિવાલ માણસ જ તોડી કરી શકે, અમાપ અંતર માનવી જ મિટાવી શકે. માણસ એની માની લીધેલી હેરાની-પરેશાની પાછળ ખુવાર થાય છે ત્યારે એને ભલે કાંઈ ન સૂઝે. પણ એના અંતરના ઊંડાણમાંથી એને 'આજ' પ્રેરણા આપે ત્યારે એ 'કાલ'નો વિચાર નેવે ચડાવી શકે છે. ત્યારે તે સારા અને સાચા અર્થમાં પેલી લોકગીતની પંક્તિ એટલા જ ઉત્સાહથી ઝીલી અને ગાઈ શકે છે:

આજનો લહાવો લીજે રાજ, કાલ કોણે દીઠી છે!

★



'રાજહંસ'

# સમયનાં શોર-નીર

### યુદ્ધ સળગાવવાની નાલેશી

ક્યુબાની અણુઅખતરાબંધી વિષે અમેરિકાએ કબૂલાત જાહેર કરી એ પછી રશિયા સાથેની વાટાઘાટો સરળ થશે એવી હવા ફેલાઈ છે. અને હવે તો ઠંડા યુદ્ધનો અંત લાવવા પણ બંને પક્ષો વિચારી રહ્યા છે. એનું પરિણામ વહેલું આવે એમ તો ક્યાંથી મનાય, પણ આથી વધારે તંગદિલી ને બરબાદી આઘી ઠેલાય છે એ તો નક્કી.

આ બે જ સત્તાઓ પાસે અણુની વિનાશક શક્તિના ભંડાર ભર્યા છે અને એ બંને સત્તા ત્રાજવાના જુદા જુદા પલ્લામાં ગોઠવાઈ છે એથી જેટલો પ્રલયનો ભય હતો એટલી જ સમજુતીની આશા પડે છે. ફ્રાન્સ, ચીન, બ્રિટન, જર્મની એ સહુને અણુશસ્ત્રો વડે સજ્જ થવું છે. છતાં એ દૈત્ય ઉપર હજુ કાબૂ રહ્યો છે. અગર એ કાબૂ પૂરેપૂરો નથી તો પણ છે તો ખરો જ. સંભવ છે કે બંને સત્તાઓ એનું જોખમ ક્યુબાની ઘટના બની ત્યારે પામી ગયા છે. ઑક્ટોબર '૬૨ની ૧૬મીએ યુદ્ધની પરિસ્થિતિ ઊભી થઈ, અને ૨૨મીએ તો માત્ર હુકમો છૂટવાની જ રાહ જોવાતી હતી. એ પછીના સાત દિવસ સુધી રશિયાએ શા શા વિચારો કર્યા તેની કોઈને જાણ નથી, પરંતુ એનું પરિણામ તો જાહેર થઈ ચૂક્યું છે. ક્યુબા ઉપર અમેરિકા હુમલો નહીં કરે અને રશિયા ત્યાંથી અણુશસ્ત્રો ખસેડી લે એવો જે નિર્ણય થયો તેને ઐતિહાસિક ગણવો જોઈએ. બંનેએ મહાવિનાશનાં જોખમો જાણી લીધાં. સાત દિવસ સુધી મંથન ચાલ્યું. ને તે પછી જે નિર્ણય લેવાયો તેની શુભ અસર હવે ઝડપથી ફેલાવી જોઈએ.

એ યુદ્ધ જામશે એમ ધારીને ચીન હિમાલય ઓળંગી ગયું. એ લડાઈ ના સળગી, મેણાંટાણાં કર્યા છતાં પણ ના ભભૂકી ઊઠી એટલે ચીન સંકેલીને પાછું વળ્યું. એ પછી રશિયા પાછું અવકાશસિદ્ધિ તરફ વળ્યું ને ચીન લઓસના પ્રદેશમાં હોળી સળગાવવા બેઠું છે. દુનિયાભરમાં ચીની સરકાર વગોવાઈ પણ એની એને હમણાં શરમ નથી. ક્યુબા વખતે જાહેર થયું કે યુદ્ધ શરૂ કરવા રશિયા રાજી નથી. અમેરિકાએ પણ એ નીતિમાં સાર જોયો છે. સંરક્ષણ માટે લડી લેવા બંને સત્તાઓ તૈયાર છે પણ હોળી સળગાવવાની નાલેશી કોઈને લેવી નથી. ચીન ભલે હાંકે, પણ રશિયા કરતાં હજુ એ ઘણું પાછળ છે.

ક્યુબા પછી યુદ્ધ શરૂ કરવાની નાલેશી ના ચોંટે એ માટે સહુ સાવધ બન્યા છે.

### નાનવીના ઉછેર ઉપરની ત્રાપ

એમ છતાં એની શક્યતા મટી નથી. ગમે ત્યારે યુદ્ધ આવી પડે. નાના અકસ્માતમાંયે યુદ્ધ સળગી ઊઠે. પેટ્રોલની ટાંકી પાસે દીવાસળી લઈને ઊભા રહેવા જેવી સ્થિતિ હમણાં ચાલે છે. છતાં, જોખમ શસ્ત્રોનું નથી. જોખમ તો સિદ્ધાંતોની ઊણપમાં છે, એના આગ્રહમાં શિથિલ થવાને કારણે છે.

કેટલીયવાર ક્રોધી છાકટા ને નિર્લજ્જ પાડોશી આગળ આપણે સંકોચાઈને રહીએ છીએ. એને બે વાનાં કહી જોયા પછી, અબોલા રાખ્યા પછી, ચર્ચા કે તિરસ્કાર દાખવ્યા પછી, કેટલાક તો એવા નીકળે છે કે એની જોડે બે બોલ બોલી લે છે, કોકવાર હસી લે છે, ચીજવસ્તુની આપ લે કરે છે. પેલો ગુંડો આ નવા મિત્ર ઉપર કુરબાન થાય છે. ને ત્યારે બીજા





સૌ શિથિલ બની એને નભાવી લે છે.

આપણી સંસ્કારિતા એમ નીચી પડે છે ત્યારે સામનો થઈ શકતો નથી. આથી ઘર્ષણ મટતું નથી પણ ઠેલાય છે. દિવસે દિવસે એની છાયા ઘેરી બનતી જાય છે. અનિષ્ટોને નભાવી લેવામાં ક્યારેય સૌજન્ય શોભતું નથી તો પછી એ વિજયી તો બને જ કેમ? ઘર્ષણો ટાળતા રહેવાનું સૌજન્ય વહેવારુ છે એમ માનનારા આદર્શોને ઓળખતા નથી.

આદર્શો આગ્રહ માગે છે, બલિદાન માગે છે. ઓછી કિંમતે કોઈ આદર્શ સ્થિર થઈ શકતો નથી, નવો વિચાર આ ધરતી ઉપર ઊગે ને એનો અંકુર બને તે પહેલાં ખેડાણ થયું હોવું જોઈએ ને ખાતર પૂર્યું હોવું જોઈએ. એવું ખાતર કયું પુરાયું છે ને કયું બી વવાયું છે? ઊગે એવું શું છે?

સ્વાતંત્ર્ય કાજે ઘણા દેશોમાં લડાઈઓ ચાલી ને હજુ ચાલે છે. છતાં, એ વિચાર હવે જૂનો થયો. એ જાણે પતી ગયેલો મામલો છે. માનવીની સમાનતાનો દાવો પણ જગતભરમાં કબૂલ થઈ ચૂક્યો છે. બંધુભાવ રાખી માનવહિત કાજે પ્રયત્ન કરવા વિષે કોઈને શો વાંધો હોઈ શકે? ત્યારે? માનવીને ડંખે એવું હવે શું છે? કઈ ટક્કરે મહા ઘર્ષણ વેઠવું જોઈએ?

એ છે વ્યક્તિ અને રાજ્ય વચ્ચેનો સંબંધ. સમાજવાદી દેશોએ જ્યારથી માનવીને માથે રાજ્યનું છત્ર ધરી એને ઠીંગરાવવા માંડ્યો ત્યારથી બળવાનું–યુદ્ધનું બીજ રોપાયું છે. સામ્યવાદને પગલે પગલે ઘણા દેશો સમાજવાદી થતા ગયા છે—કેટલાક ખુલ્લી કબૂલાત કરે છે, કેટલાક એ પદ્ધતિનાં નામરૂપ બદલે છે. પરંતુ, જગતભરમાં વ્યક્તિનો ઉછેર કુદરત પાસેથી છીનવી લઈને સત્તાના છત્ર હેઠળ ધકેલાતો જાય છે. એની લાંચરૂપે અનેક સુખસગવડો, રોગભૂખમરા સામે સંરક્ષણ, વૃદ્ધાવસ્થામાં આશરો, ઓછું કામ ને વધુ આરામ—આવી કૈંક બાબતો ખડકાય છે. પણ એમાં માનવી મરતો જાય તે કુદરતને કબૂલ નથી.

યુદ્ધનું નિવારણ થાય તો કોને ના ગમે? પણ તે ક્યારે બને? શા ફેરફાર થવાથી બને? શસ્ત્રો તો આજે આ છે ને કાલે બીજાં આવશે, લડનારાં શસ્ત્રો નથી. શસ્ત્રો નિર્જીવ છે, એમને શુભ–અશુભ સરખું છે. એમને ગયે લડાઈ જવાની નથી.

**યુદ્ધબંધી પહેલાં નવાં ધ્યેયનું નિર્માણ**

માનવીએ લડાઈને કાયમની દફનાવવી હોય તો એ શોધવું રહ્યું કે માનવી કેવો બને તો સારું, એનું ચિત્ર ઊપસી આવવું જોઈએ ને એનો પ્રભાવ પડવો જોઈએ. એટલું નક્કી થશે તો દુરાગ્રહો મરી જશે. હજી સુધી માનવી તણાતો આવ્યો છે. એણે પોતાના ભાવિ ઉપર કાબૂ મેળવ્યો નથી. વર્ષો સુધી ધર્મ એકલાએ આ કાબૂ મેળવવા પ્રયાસ કર્યો. હવે એવો પ્રયાસ અર્થ કરે છે. ને બંને વચ્ચે જે અંતર રહ્યું છે તે પૂરાતું નથી.

કુદરત અવકાશનાં દ્વાર ખોલી રહી છે. માનવીને બ્રહ્માંડનું દર્શન જ નહીં પણ એમાં વિચરવાને સજ્જ કરી રહી છે. એ જઈને બીજા ગ્રહોનાં બારણાં ખખડાવે તે પહેલાં એણે પોતાનો સંઘ સ્વચ્છ ને નચિંત કરી લેવો જોઈશે. અત્યારે છે એવો માનવી ખોટો નથી પણ ઊણો–અધૂરો તો છે જ. પોતાની અંદરની શક્તિ ખીલવીને એ વિરાટમાં વિચરે એમ કુદરત જરૂર ઇચ્છે, કેમકે માનવી કરતાં અધિક હોય એવું પાત્ર કુદરત પાસે બીજું કોઈ નથી. ઉત્ક્રાન્તિ કર્યા વિના કુદરત રહે પણ નહીં. કુદરતના ક્રમને ઓળખવો અને એમાં સાથ દેવો એના જેવું માનવીનું બીજું કર્તવ્ય પણ નથી. સંભવ છે કે માનવ-પરિવર્તનમાં વિલંબ લાગે. કૈં કેટલા પાક લણ્યા પછી ને અવનવા પ્રયોગો કર્યા પછી એકાદ અનાજની જાત સુધારી શકાય. ને અનાજને તો મન નથી. માણસનાં મનબુદ્ધિ વડે જેમ એના વિકાસ સુલભ બને તેમ એ અંતરાયરૂપ પણ બની શકે.

યુદ્ધનિવારણ એ માનવીના પરિવર્તનમાં સહાયક પગથિયું માત્ર છે, એ જ ધ્યેય નથી. ધ્યેયનું નિર્માણ થાય તો પણ એનો સાર્વત્રિક સ્વીકાર થવો જોઈએ.

હમણાં તો ઐતિહાસિક પ્રવાહો જોતાં એટલું જણાય છે કે મહેચ્છા જાગે ને આપણે સમજપૂર્વક યુદ્ધબંધી સ્વીકારીએ. ભયના અભાવથી—અભયમાં એવી સમજ વહેલી ઊગે એ દેખીતું છે.

### રંગભેદથી આફ્રિકનોની એકતા

આફ્રિકાના ૨૯ દેશોના પ્રતિનિધિઓએ સાથે મળીને કોઈક નિર્ણય લેવાની શરૂઆત કરી દીધી. આ બિના જગતની ક્રાંતિના વિકાસમાં મહત્ત્વની છે.

આફ્રિકાનો ખંડ એ રાષ્ટ્રિય વિકાસમાં નવો છે. ત્યાં પરસ્પરના વિખવાદોનો પાર નથી. સુખપ્રધાન ભૌતિક સ્તરની ગોરી સંસ્કૃતિએ ત્યાં કેટલુંક ખેડાણ કર્યું છે ને એમાં વેરઝેરના બીજ પણ વાવ્યાં છે. એમાંથી લોહી અચૂક વહેવાનું.

જેમ બીજે ધ્યેયશૂન્યતા છે તેમ આફ્રિકામાં પણ હોવાની. એથી સ્થિરતા આવતાં વાર લાગશે. કેટલોય વખત કડવાશ ઓકવામાં બરબાદ થશે. એ પછાત ખંડની, જમા બાજુમાં બે બાબતો છે. એક તો કુદરતની વિપુલ સમૃદ્ધિ ને બીજી તે સહુ ઉપર વીતેલાં વિતકો. જેની જાત ઉપર દુઃખના ધસરકા પડ્યા છે એવી એક જમાત દુનિયાભરમાં પથરાયેલી છે ને એમનામાં અજબ ભેરુબંધી આવે છે. ત્યારે આ તો રંગભેદથી હડધૂત થયેલા લોકો છે. એ એક જ ગાંઠે એમનું સંગઠન દૃઢ બની શકે એવું છે.

ને આ જ સમયે કુદરતે અમેરિકામાં રહ્યાસહ્યા રંગ-ભેદને ડામવા અમુક ઘટનાઓ ઉપજાવી છે. આમ તો અમેરિકાએ જ કાળી પ્રજાને ગુલામીમાંથી મુક્ત કરી અને એમને નાગરિકોના અધિકારો આપ્યા. એમણે હમણાં હમણાં રાષ્ટ્રસંઘમાં આફ્રિકનોની ઘણી તરફ-દારી કરી અને સાઉથ આફ્રિકાની ગોરી સરકારને ધુત્કારી. કોંગોમાં એકતા લાવવા મથ્યા. કેં, કેટલા રાષ્ટ્રોને મુક્ત બનવા રશિયાએ ભયવડે બળ આપ્યું હશે ત્યારે અમેરિકાએ સિદ્ધાંતની તરફેણ કરી અને સ્વેચ્છાપૂર્વકના સત્તાત્યાગ કરાવ્યા. એવા પ્રયત્નો ના થયા હોત તો કેટલીય લડાઈઓ આવી પડત. એ પછી કુદરતે એનાં ઘરઆંગણે એની કસોટી શરૂ કરી છે. આનંદની બિના છે કે કસોટીને પાર કરવા કેનેડીની સરકાર મક્કમ બની છે. ધ્યેયનિષ્ઠા તરફ સત્તાશાળી સરકારો વળે એવી મતિગતિને આથી સબળ ટેકો મળ્યો.

### નાનીશી ખટક

ફરજિયાત બચત અને ફરજિયાત વીમા માટે સરકારે માગણી કરી છે. યુદ્ધની કટોકટીને પહોંચી વળવા અને ભાવિ માટે લશ્કરને તૈયાર કરવા અઢળક નાંણાની જરૂર છે તેની કોઈ ના પાડી શકે એમ નથી. એટલે જાણે બોરડી ઝૂડવાની મંજૂરી મળી ગઈ! વ્યક્તિઓ તો શું બોલી શકે, પણ કોઈ પક્ષથીયે ચૂં કે ચાં થઈ શકે એમ કોઈથી કહી શકાય એમ નથી. નવા કર માટે સામાન્ય રીતે માર્ચ મહિના સુધી રાહ જોવી પડે પણ કટોકટીને વળી માર્ચ શો? મુસાફરી કરતી વખતે લાગે છે કે દર પચીસ માઈલે નવો પ્રવાસ–કર આવશે કે શું? ને લગ્નમાં જતી વેળા લાગે છે કે એકલા પરણનારા ઉપર જ કેમ, સાથે સાથે જાનૈયા ઉપર પણ કર આવશે ને જમનારા ઉપર પણ આવશે. જન્મ ઉપર પણ નોંધણી કર નાખી શકાય એમ છે. ને મૃત્યુ પછીયે શબનો નિકાલ કરનારા પાસેથી નાણાં મળી જશે. ગઝનીનો મહંમદ શીખવી ગયો છે કે ભારત પાસેથી ફાવે એટલા પૈસા કઢાવો, ના પાડી શકશે નહીં.

એમ તો પ્રજા આથીય વધુ નાણાં હોંશે હોંશે આપે. પણ એ આપ્યા પછી શું? એ પછી ઘરઘરની દિવાળી મટી કોંગ્રેસની દિવાળી કરવાની? પ્રજાને આટલી શી નાની ખટક છે.

જ્યારે વ્યક્તિએ પોતાને માટે બચત કરવાની ના રહે ત્યારે પ્રજાએ ક્યાં કેટલી બચત કરવી તેનો હવે વિચાર કેમ કરે? એ વિચાર કલ્યાણકારી સરકાર કરી લેશે. એવા બીજા ઘણા વિચાર એ કરી લેશે. ને બે પાંચ વર્ષમાં તો શેના ઉપર હવે વિચાર કરવો તેવો વિષય પણ નહીં રહે.





### કૉન્ગ્રેસની પ્રેરણા સામ્યવાદ છે

રાજકોટ–અમરેલીની પેટા ચૂંટણીઓથી કૉન્ગ્રેસને જરાક વસવસો થયો છે. કાનખજૂરાના બેચાર પગ કેમ ભાગ્યા એ માટે એ જરા પાછો વળી જુએ તો નવાઈ નથી, બાકી એ એની મસ્તીમાં મશગૂલ છે. કૉન્ગ્રેસમાં કોઈ કોઈવાર નાનું ગાબડું દેખાય એથી એ સંસ્થા ચિંતા કરવાની નથી. જે સંસ્થા દેશના ગળામાં દોરી નાખી એને ખેંચી શકે પણ પ્રેરી ના શકે તેને બેચાર હારની શી પરવા હોય! એવા બકરા હોમવા માટે સિલકમાં ઘણા છે.

હાફિઝ ઇબ્રાહીમને ચૂંટણીમાં નાળિયેર બનાવનારા જે કોઈ હોય તેમની ખબર કોણ લે? હાર તો એમની ખાસ નિમણુક કરનારાઓની જ થઈ છે. પાપ કોઈ કરે ને હાફિઝજી હજ કરવા જાય!

કૉન્ગ્રેસને ચૂંટણીમાં રસ છે. બહુમતી ભાવે છે. છે કારણ કે સત્તા વિના કૉન્ગ્રેસ જીવી શકે એમ નથી. એ જાણે છે કે ફંડફાળા ને હારતોરાનો હમણાં જે વરસાદ વરસે છે તે સત્તા છે ત્યાં સુધી. સેવાની વાત તો ક્યારની વિનોબા–જયપ્રકાશને સોંપી દીધી છે. નવી પ્રજાને પ્રેરવા માટે કાં તો કૉન્ગ્રેસ પાસે હવે છત નથી ને કાં તો એને એવી જરૂર લાગતી નથી. પછી આંતરખોજની તો આશા જ શી?

નવાઈ છે કે કટોકટીના વખતમાં હાર ખાવા કૉન્ગ્રેસે પેટા ચૂંટણીઓ થવા દીધી. મોટી ચૂંટણીની સરખામણીમાં પેટા ચૂંટણીઓ માફક ના આવતી હોય તો બહેતર છે કે થવા જ ના દેવી. પણ કૉન્ગ્રેસને ભૂલો ખૂંચતી નથી, એ શોધવાનું કામ એમણે ઇતિહાસ લખનારા કાજે અનામત રાખ્યું છે.

સામ્યવાદીઓને કૉન્ગ્રેસ સાથે ઠીક ફાવી ગયું છે. ઉપર ઉપરથી બંને પક્ષ જુદા પડે છે, બાકી કૉન્ગ્રેસનું પ્રેરણાસ્થાન તો સામ્યવાદ રહ્યો છે. આવતી ચૂંટણી પછી બેન્કોનું રાષ્ટ્રીયકરણ થઈ જાય તો કશી નવાઈ નથી. એ પછી આયાત–નિકાસ ને કાપડની મીલો! હા, એટલું કરતાં પહેલાં વેપારીઓ વગોવાશે ને હડતાળો પડશે. સામ્યવાદ તરફના ધસારાની આ આગમન–નિશાનીઓ છે. ફંડફાળા કૉન્ગ્રેસ કરી લાવે ને કાર્યક્રમો સામ્યવાદી પક્ષના પાર પડે એવું તો આ દેશમાં જ શક્ય છે. પણ કૉન્ગ્રેસની આ રીત છે. એટલે એને પ્રજાનો અવાજ સાંભળવો નથી, કે અંતર પરીક્ષા કરવી નથી.

### મદારમાં ભૂલ છે

વિરોધ પક્ષ ભલે બે–ચાર વધુ બેઠકો મેળવીને મનમાં રીઝે, એથી એ પક્ષ બળવાન થતો નથી તે કૉન્ગ્રેસ હારતી નથી. કોઈ વિરોધપક્ષમાં સામ્યવાદીઓ જેવી શિસ્ત નથી, કોઈ ચોક્કસ ધ્યેય નથી, ક્રાન્તિની હિંમત નથી. કૉન્ગ્રેસ તરફ પ્રજાના અણગમા ઉપર એમની ઘણી મદાર છે. પણ એ વ્યર્થ છે. જેમના વિષે દેશમાં શ્રદ્ધા કે માન પડતાં નથી તેમનો વકર પરદેશમાં શો પડવાનો હતો? ને એવા વકર વિના આ દેશની એક પણ યોજના શું આગળ વધે?

આવતી ચૂંટણીઓમાં વિરોધપક્ષનો રકાસ થવાનો છે કેમકે એમને મળેલી પંદર વર્ષની તક એમણે એળે જવા દીધી છે, કૉન્ગ્રેસથી ચઢિયાતા હોવું જરૂરી છે. એવું એમણે માન્યું નથી. જેમને પોતાના બોલની, પક્ષની શિસ્તની ઉમેદવારોની લાયકાતની, પ્રજા માટેના ધ્યેયની, જાહેર વ્યવસ્થાની કૈં પડી નથી તેનો વિજય સંભવી જ ના શકે—આજે કે બીજા દશ વર્ષ પછીયે.

### ગુજરાતીઓના સાહસ અંકુરો

અમેરિકન ટુકડીએ એવરેસ્ટની યાત્રા દુર્ગમ માર્ગે પણ સફળ બનાવી તેના કરતાં ગુજરાતની પરિભ્રમણ સંસ્થાની કુમારિકાઓ કૈલાસની ટોચે પહોંચી તેનો આપણે વધારે હરખ કરીએ. ગુજરાતમાં હજી થોડાં જંગલો રહ્યાં છે. યુવકો એને વીંધે એટલા માટે જ એ ટક્યાં છે એમ માનીને વિદ્યાર્થીઓની ટુકડીઓ એની આરપાર નીકળી પડે, નદીઓની પરિક્રમા કરે, પગથી વિના ડુંગરો ચઢે ઊતરે, વિમાનોમાં ઊંચે ચઢી છત્રીઓ વડે ઊતરાણ કરે, હોડીઓ લઈ સાગરકાંઠા



ખૂંદી વળે ને દાદુર પગે ઊંડા જળનાં તળ જોઈ આવે. આવું એકાદું સાહસ પણ જે કૉલેજ ના ગોઠવી શકે તેનું લાયસન્સ હવે રદ થવું જોઈએ. ને આવી મદદ કે પ્રેરણા ના આપી શકે તે શિક્ષણ પ્રધાન પાછા ઘેર પહોંચવા જોઈએ. કેમકે આ જમાનાની માંગ છે કે સુંવાળપમાં જિંદગી લપેટાતી હોય ત્યારે એના બંધ તોડવા, ખડતલ થવા, પ્રજામાં નિર્ભયતા લાવવા ખાસ પ્રયાસ કરવા જોઈએ. લડાખમાં મોજથી ફરી શકે તેને જ કાશ્મીરની સહેલગાહના અધિકાર મળવા જોઈએ. બુઢ્ઢા રાજદ્વારીઓની સત્તાખેંચમાં જોજો કે જુવાન ગુજરાતીઓનાં સાહસ-અંકુરો વણફૂટ્યા રહી ના જાય.

**સામ્યવાદનો નમતો પહોર**

બર્નાર્ડ શૉ જેવાએ સ્ટાલીનને એ યુગની સૌથી મહાન વ્યક્તિ ગણાવી હતી. પરંતુ, જોતજોતામાં એનું અને એણે ઊભા કરેલા કૌભાંડનું જોર આથમતું જાય છે. એકવાર એમ મનાતું હતું કે આ જગત ઉપર સામ્યવાદનું પૂર ફરી વળશે, એને કોઈથી રોકી શકાશે નહીં. આવી માન્યતાને વેગ આપવા સામ્યવાદીઓએ બીજાઓને મૂડીવાદી કે શાહીવાદી કહી ભાંડ્યા હતા અને એ જમાત વહેલી તૂટી જશે એમ ભવિષ્ય ભાખ્યું હતું.

એ પ્રભાવ ઘણો વખત ટક્યો કેમકે કેટલાક સમય સુધી જૂઠાણું પણ ટકે છે. સત્યનો જય થાય છે— પણ અંતે. ને સામ્યવાદનું જૂઠાણું ટક્યુંયે ખરું, ફેલાયું પણ ખરું ને એથી જગતના કેટલાક લાભ મળ્યા પણ ખરા. એ બળ ના જન્મ્યું હોત તો આટ–આટલાં રાષ્ટ્રો સ્વતંત્ર થયાં તે ના થાત, એશિયા ને આફ્રિકાના વિકાસ રૂંધાયેલા રહી જાત. રંગીન પ્રજાઓ હડધૂત થયાં કરત. શ્રમનું ગૌરવ, મજૂરીના ઓછા કલાક, વિશ્રામ ને વિહારનું સાધારણીકરણ, વિચારનું મહત્ત્વ, અને લોકસત્તાનો આદર્શ એના જોરે પગભર થયાં. એનું કાર્ય પૂરું થયું. માનવવિકાસ માટે ઊગેલી એ ડાળી હવે સુકાવા માંડી છે. એ ખરી પડશે ને કોઈ નવી ફૂટ થવાની.

સામ્યવાદની ડાળીને મારવા ચીનનું ઝૂડ વળગ્યું છે. એક વાર તો લાગ્યું કે આ ક્રિયાથી સામ્યવાદની વિશુદ્ધિ થઈ. એમાં અનિવાર્ય ઠરીને જામી પડેલી લશ્કરીતા, મતનો દુરાગ્રહ તથા ઝનૂન, એનો સવિશેષ યંત્રાધાર અને આધ્યાત્મિક મૂલ્યોની ઉપેક્ષા કાળે કરીને ધોવાતાં જશે. આ વિશુદ્ધિની દિશામાં ખ્રુશ્ચેવે પહેલું પગલું ભર્યું પણ ખરું. પણ એ જ વખતે એના બીજા છેડે એનાથી ઊલટાં પરિબળો શરૂ થયાં. એમાંથી એક નવા ચિત્રની રેખાઓ ઊપસી. સામ્યવાદ વિશુદ્ધિ તરફ નહીં, પણ વિલીન થવા તરફ વળે છે.

અને એનું કારણ છે. વિકાસ સાત્વિકનો હોય. માનવીની ભાવિ પ્રકૃતિ સાત્વિક થતી જાય છે. સંસ્કૃતિ ઉપલા થરમાંથી નીચલા વિશાળ થરમાં ઊતરતી આવે છે. ઊર્ધ્વ મૂળનો જીવનરસ હવે ડાળે–ડાળે ને પાંદડે–પાંદડે પહોંચવા માંડ્યો છે. એ ક્રિયાને રોકનારું બળ કોઈ આવે તો એનું આયુ ટૂંકું જ હોઈ શકે. કાંટા વડે કાંટો કાઢે એમ અવરોધને દૂર કરવા એવા તીવ્ર અવરોધ આવે પણ ખરા. સામ્યવાદ એવો જ્વર બનીને પૃથ્વી ઉપર આવ્યો. પણ જ્વર જ ટકી જાય એ કુદરતને માન્ય નથી. એની વિશુદ્ધિ ના હોય, એને તો વિલીન થવાનું જ હોય.

પ્રજાના નામે બોલતો સામ્યવાદ જગતની મોટામાં મોટી ચીનની વસ્તીમાં ઊતર્યો ત્યારે એનો આંચકો આખા જગતે અનુભવ્યો. થયું કે હવે આ જ્વર આખું વિશ્વ ભરખી જશે. વિશ્વમાં ઘણી ચિંતા થઈ. ત્યારે પણ ભારતના એક આગેવાને ભાખ્યું હતું કે બીજા દેશોને રશિયા ગળી ગયું એમ ચીનને નહીં ગળી શકે. એ દર્શન તોયે ઝાંખું હતું. અત્યારે તો જણાય છે કે લોકકલ્યાણની તિલોત્તમાને વરવા નીકળેલા બે દાનવો સુંદ–ઉપસુંદ પરસ્પરને હંફાવી, થાકી, હડધૂત થઈ ફેંકાઈ જશે.

સંભવ છે કે બાળહઠે ચઢેલા ચીનને મનાવવા રશિયા થોડી ઉગ્રતા ફરી દાખવે. અને સંભવ એવો પણ છે





કે ચીન પોતાનો જુદો ચોકો કરી સામ્યવાદનાં કનિષ્ઠ ઠરી ચૂકેલાં તપ વધારે ઝનૂન રાખી મચ્યું રહે. એવો સન્નિપાત થાય તોયે ટૂંકા ગાળાનો, એકંદરે તો લોકસમસ્તના વિષનું વમન થઈ રહ્યું છે.

### લોકકલ્યાણની તિલોત્તમા

લોકકલ્યાણનો મોહ સામ્યવાદે કર્યો એવો કોઈએ નથી કર્યો. એની પાછળ એણે સર્વ શક્તિ રોકી. એમાંથી જે પ્રયોગ થયો તે ભીષણ થયો. લોકકલ્યાણ એ લોકવિચાર મટીને શાસનનું સાધન બન્યો, લોકસંગ્રહ એ વ્યક્તિનું કાર્યક્ષેત્ર, પણ સામ્યવાદે એને તાંત્રિકપદ આપી દીધું ને એની માયા ઊભી કરી. એમાંથી ઘણી સિદ્ધિઓ થઈ. જગત ચકિત થયું. પણ એની ભીષણતા ઢાંકી ના રહી. સિદ્ધિની પાછળ રહેલા તાંત્રિકોનો જગત વિશ્વાસ નથી કરતું.

સામ્યવાદનું તાત્પર્ય જ્યારે જડે ત્યારે જણાશે કે લોકસંગ્રહને વ્યાપક બનાવવા છૂટેલું એ કુદરતી પરિબળ હતું. એ પ્રયોગની કટ્ટરતા હળવી કરવા ભારત નિમિત્ત બનવાનું છે. એથી એનાં કેટલાંક તીવ્ર કે ઉગ્ર પાસાં શરૂઆતમાં અપનાવી લીધાં છે. સમાજવાદની એક પદ્ધતિ અહીં શોધાય છે. નવાઈ નથી કે આજે એનું રૂપ અનિશ્ચિત હોય, આકર્ષક તો હોય જ ક્યાંથી! એ ભલે હમણાં અનુકરણ જણાય. છતાં, હકીકત છે કે અહીંના સમાજવાદમાં વ્યક્તિવાદને છૂટ રહી છે એટલું જ નહીં, પ્રોત્સાહન પણ મળ્યું છે.

આપણું શાસનતંત્ર લોકકલ્યાણની તિલોત્તમા વરવા નીકળ્યું છે. ને અહીં પણ સુંદ–ઉપસુંદની ખોટ નથી. એ ઉઘાડા પડવાના અને ઘણું મોડું થઈ જાય તે પહેલાં તિલોત્તમા તો માયાવી છે એ પણ જણાઈ જવાનું. એનો મોહ મિથ્યા થઈ જવાનો. લોકસંગ્રહ એ વ્યક્તિનો સાત્વિક પુરુષાર્થ છે, તિલોત્તમાનો મોહ નથી. વૈભવી જીવન અને લોકસંગ્રહ એ બંને ઉપર કાબૂ મેળવે એવા તો જનક. અને જનક તો ઉદાહરણ રૂપે હોઈ શકે. જેમનામાં વારંવાર હાર પહેરવાની તૃષ્ણા સદા વધતી હોય એમાંયે જનક ખોળવા હોય તો એ આપણી એટલી પામરતા! तत्त्वत: જાણી સમજીને, એવું જીવન જીવીને, બદલો લીધા વિના કે બદલાની આશા રાખ્યા વિના લોકોને દૂરના ધ્યેય તરફ—એમના શ્રેય તરફ વાળવા તે થયો લોકસંગ્રહ.

અને લોકકલ્યાણને પ્રચારસૂત્ર બનાવવું, એ દ્વારા શાસન દૃઢ કરવું, અર્થતંત્ર કાબૂમાં લેવું, પ્રજાને દેવાભિમુખ થતી રોકી શાસન તરફ મોં વકાસી જોનારી કરવી, પોતાની પાત્રતામાં અનેક છિદ્રો પાડતા રહેવું, ઉગ્ર સાધનો વાપરવાં, ખોટાં સમાધાનો કરવાં, અનેક દૂષણો ઢાંકવાં ને પ્રચલિત કરવાં, સત્યના આગ્રહ છોડી પક્ષના આગ્રહમાં પડવું—એ ક્રિયા તો લોકકલ્યાણ જેવી પ્રવૃત્તિને પણ મોહિની ઠરાવે ને એમાંથી સુંદ–ઉપસુંદ જેવા દાનવો ઊભા કરે.

આપણે જ બધું કરીએ તો બને એવું માનવી મિથ્યા બકે છે. કર્તા તો શ્રીહરિ છે. ને હર્તા પણ એ જ છે. ઘણું ઉત્પન્ન કરીને, એનો વિનાશ કરીને તથા એનું ખાતર બનાવીને, પાછો એ જ નવું સર્જે છે. એમાં આપણે વળી કેટલોક વેગ દેવાના હતા! શું કલ્યાણકારી છે એનું ભાન થાય, એ પ્રવૃત્તિ હાથ ધરવા જેટલી વૃત્તિ દૃઢ હોય ને પ્રવૃત્તિ ઉપર સંયમ હોય ત્યારે લોકકલ્યાણ!

### આસુરી બળોનો વિનાશ

આપણે મોટાં ધ્યેયોનો મોહ કર્યો છે, એનું તપ નથી કર્યું. એટલે એ ધ્યેયો મોહિનીરૂપ લે જ ને! અને પછી તો વિખવાદો વધે જ.

કોન્ગ્રેસના એ હાલ છે. એમાંથી જે આગેવાનો સર્વોચ્ચ પદે છે તે શિખામણના બોલ આપવા અહીં તહીં દોડા–દોડી કરે છે. એમનાં તપ હવે સુખનો છાંયડો બન્યાં છે ત્યારે એ વળી બીજાને કેમ તપવી શકે? જેમનાથી પરિવારની માયાનો દુર્ગ ભેદી શકાતો નથી. એમના હાથે લોકકલ્યાણ ક્યાંથી સંભવે?

એમણેય એકવાર દૈવી સંપદા મેળવવા મથામણો કરી હતી ને થોડી વત્તી મેળવી પણ હતી. આ

સંસારનું ચક્ર એવું છે કે એમાં મથામણોનો અંત નથી, છેવટ સુધી સજાગ રહીને ઝઝૂમવાનું રહે છે. એકવાર ઉચ્ચ સ્થિતિ પામી એટલે છૂટી જવાતું નથી, અંતકાળ સુધી ત્યાં રહેવા સતત કાર્ય–કર્તવ્ય કરવાં પડે છે. નહીં તો સત્ત્વમાંથી રજ અને રજમાંથી તમ એવી અધોગતિ થયા વિના રહેતી નથી. કૉન્ગ્રેસની પણ દૈવી સંપદાની મૂડી હવે આસુરી સંપદામાં ફેરવાતી જાય છે.

આ કૉન્ગ્રેસને કોણ હરાવી શકે? આવો પ્રશ્ન ઘણા માંધાતાઓએ પહેલાં પૂછી લીધેલો છે. અને એનો જવાબ એકસરખો મળ્યો છે. આવી આસુરી શક્તિને મિટાવવા બહારનું બળ શક્તિમાન ના હોય ત્યારે એની અંદરથી જ એનો વિનાશ સર્જાય છે, ફાટફૂટો પડે છે ને કડાકો બોલે છે. કૉન્ગ્રેસે પોતાનું ઘર વ્યવસ્થિત કરવા પંચ બેસાડયું છે પણ એમને જે પડળ ચઢ્યાં છે તેનાથી રોગ દેખાવાનો નથી, ઇલાજો સૂઝવાના નથી, સૂઝે તોયે અમલમાં મૂકવાને બદલે યાદવાસ્થળી રચવાનું ગમવાનું છે.

### વ્યક્તિવિકાસ આડેના બંધ તૂટે છે

કૉન્ગ્રેસના ખતમ થવામાંયે કુદરતનો હેતુ રહેલો છે. વ્યક્તિનું સામર્થ્ય તોડવામાં જે ભીષણકાંડ રચાયા તે પાછળની વિચારધારાને એક પગથિયું નીચે ઉતારવામાં કૉન્ગ્રેસ કારણભૂત બની છે. એનાથી જ બીજું પગલું ભરાય એ શક્ય નથી. અહીં જે જાહેરક્ષેત્રો ઉદ્યોગો ઊભા થયા છે તેને કૉન્ગ્રેસ પહોંચી શકતી નથી. એ કાબૂ ગુમાવે એટલે કૉન્ગ્રેસ તૂટે. ને એ તૂટે તો સામ્યવાદનું વિલીનકરણ ઝડપી બને. ગતિ આ છે. અત્યારે તો કૉન્ગ્રેસી-સામ્યવાદી ભાઈ–ભાઈ છે. સામ્યવાદ તરફી હડતાળોમાં કૉન્ગ્રેસના પ્રસાદ જેવી જીત ઊભેલી હોય છે—કેમ જાણે એકમેકની પહેલેથી સંતલસ ના હોય. ઘણી ચૂંટણીઓમાં સામ્યવાદીઓએ કૉન્ગ્રેસની પીઠ થાબડી છે, એમ કહીને અંદરનાં જૂથ ભંગાણોનો માર્ગ સરળ કરી આપ્યો છે. કૉન્ગ્રેસને એના જ સભ્યો તોડે એમાં મદદરૂપે સામ્યવાદીઓ જ આવી પહોંચ્યા છે. કારણ કે અંતે વિલીન થવાનું તો સામ્યવાદને જ છે.

શાસનદ્વારા લોકકલ્યાણ એ સૂત્ર હજી નવું છે એટલે નવાં નવાં રાષ્ટ્રો એને સહારે સરમુખત્યારી મેળવવા મથશે. આ સૂત્રને નેહરુએ સારી પ્રતિષ્ઠા આપી છે, એમાંથી લાભ છે એવું ઠરાવ્યું પણ છે છતાં એ ભ્રમ નેહરુની કૉંગ્રેસના હાથે જ તૂટે એ પરિસ્થિતિ ઊભી થઈ છે.

વ્યક્તિત્વનો વિકાસ એ સરિતાના પ્રવાહ જેવો છે. એની આડે બંધ બાંધવા માડે તો પૂરનાં પાણી ચારેકોર ફરી વળવાનાં. આ સામ્યવાદે બાંધ્યાં, કૉન્ગ્રેસે હળવાં કરીને પણ રાખ્યાં. હવે બન્ને મળીને એ તોડશે.

### સમાજસેવાની નવી કેડી: સમૂહલગ્ન

રાજ્યે નાતોની નેતાગીરી ઉપર પડકાર ફેંક્યો છે, પણ સમાજની બીજી વ્યવસ્થા માટેનું તંત્ર કે એકમ ઊભાં કરવાની ત્રેવડ બતાવી નથી. સમાજે સંયુક્ત કુટુંબની પ્રથા ઉપર પ્રહાર કરી લીધા છે પણ વિભક્ત કુટુંબના પ્રશ્નો ઉકેલવા ક્રાંતિ દર્શાવી નથી. કેટલીયે જૂની પ્રથાઓ અગવડભરી હોવા છતાં પહેલાંની જેમ જ ચાલુ રહી છે. આવો એક પ્રસંગ તે લગ્નવિધિ. એની ઉજવણી પ્રત્યેક વરકન્યા વખતે ખેલાય છે. જપયજ્ઞ જેવું એનું એ રટણ ફરી ફરી કરીને સમાજ દર વર્ષે જીર્ણ થાય છે.

નવી સમાજવ્યવસ્થામાં ઘરને આંગણાં નથી, ઘર નાનાં છે. માતપિતાને સમય નથી, સાધનો નથી, ઉડાઉ થઈને વેડફી નાખવા જેવું સ્વાસ્થ્ય નથી. અને છતાં લગ્નની ઉજવણીમાં કશો ફેર ના થાય, પહેલાં જે હતું તેનુંય કનિષ્ઠ રૂપ ધરી રાખવું પડે એ કેવી કરુણ સ્થિતિ ગણાય!

લગ્ન પ્રસંગે સહુ કોઈ લાચાર હોય એમ લાંબી મજલો ખેડે છે, તાપ તડકા ને ઉજાગરા વેઠે છે. ખરચનો સુમાર રહેતો નથી. દિવસોના દિવસો એમાં ભાંગે છે. અનેક ક્લેશ કજીયા ત્યાં વવાય છે તે ઊગીને સંસારમાં કેટલીય કટુતા ફેલાવે છે. લગ્નમાં થતી લેવડ-





દેવડ ભયંકરરૂપે વધી રહી છે ને એવું જ એની ઉજવણીનું પણ બન્યું છે. એમાં કોઈની રોકટોક રહી નથી, સામાન્ય ધોરણો સ્થિર થઈ શકતાં નથી.

એના એક માત્ર ઉપાય તરીકે સમૂહલગ્નની પ્રથાને આવકારવી રહી. એ પગલું સમાજને પરિવારમાંથી સમૂહમાં લઈ જાય છે. કલેશ મિટાવે છે. ખરચ ઘટાડે છે ને ઉમંગ વધારે છે. એમના જેવા બીજાની વચ્ચે રહીને વરકન્યા પોતાની લગ્નતૈયારીઓ અને જીવન-સંગ્રામની લાયકાતો તપાસી શકે છે. સમાજ પણ જાગ્રત ચોકીદાર રહી શકે છે.

સમૂહલગ્ન એ સમાજસેવાની નવી કેડી છે, જતન કર્યું હશે તો ધોરી માર્ગ થતાં એને વાર નહીં લાગે.

**શેતરંજની સ્પર્ધાને ઉત્તેજન**

આપણા વિદ્યાર્થીવર્ગમાં ચેસ—શેતરંજની રમત ખીલવવી જોઈએ.

જગતના આગળ પડતા દેશોમાં ચેસ સારી રમાય છે. જેમાં જુગારનું તત્ત્વ ના હોય તેવી અને છતાં ખૂબ રસિક બની શકે એવી આ એક રમત છે. દરેક દાવ લેતી વેળા પોતાની કેટલી ચાલ શક્ય છે, સામાની કેટલી છે, આગળ ઉપર શું થશે એવા વિચારો ઝડપથી કરવાના હોય છે ને દર વખતે દીર્ઘદૃષ્ટિથી નિર્ણય લેવાના હોય છે. ચેસના રસિયા અમેરિકામાં છે તેમ રશિયામાં પણ છે—બલકે ઘણા છે. નાના કિશોરો અને વૃદ્ધો સહુ એનો આનંદ લઈ શકે છે.

આ રાજવંશી રમત (એમાં રાજા–વજીર–હાથી–ઘોડા હોય છે ને!) પહેલી તકે સઘળી શાળા કોલેજોમાં લોકપ્રિય થવી જોઈએ, એની સ્પર્ધાઓને ઉત્તેજન મળવું જોઈએ.





મહારાષ્ટ્રમાં કોયના બંધ પાછળ આવેલું ૧૧૫ ચોરસ કિલોમીટર વિસ્તારવાળું શિવાજી સાગર તળાવ ૯,૮૦૦ કરોડ ઘનફૂટ પાણીનો સંગ્રહ કરી શકશે. ચિત્રમાં બંધ અને તળાવ દેખાય છે.

'ધૂમકેતુ'

# બે દૃષ્ટાંતકથા

મીઠાં વેણ કહેનારાં બધાં મિત્રો હોતાં નથી કે કડવાં વેણ કહેનારાં બધાં દુશ્મનો હોતાં નથી. અનુભવ્યા પછી જ આ વાતની પ્રતીતિ થાય છે. અહીં રજૂ થતી દૃષ્ટાંતકથાઓ આપણા જાણીતા કલમનવેશ એવી સલુકાઈથી વર્ણવે છે કે જે વાંચનારને રુચોટ અસર કરે......

ગુજરાતના રાજા વનરાજની ઊંઘમાં વારંવાર ખલેલ પડવા માંડી ત્યારે તેણે વિચાર કર્યો કે આ ખલેલ પહોંચાડનાર ઉંદરને હવે તો એક પંજો ઉપાડીને પૂરો કરી નાખવો જોઈએ. વારે વારે એ ખલેલ કરતો બંધ થઈ જાય. પણ એ વિચાર આવતાંની સાથે જ એને એક બીજો વિચાર પણ આવ્યો.

હું તો વનનો રાજા છું. અને આવા નિર્બળ સાથે લડવામાં નથી મારું ગૌરવ જળવાવાનું કે નથી મારું પરાક્રમ ગણાવાનું. સિંહે ઊઠીને ઉંદરને માર્યો એવી વાત ચાલશે તો એમાં મારી તો મશ્કરી થાશે. મારી મારીને ઉંદર માર્યો? વાહરે! વનરાજ!

એટલે એણે વિચાર કર્યો કે આવા નિર્બળ દુશ્મન સામે એના જેવા જ કોઈકને યોજવો એ રાજનીતિ છે. એટલે એણે એક બિલાડીને વિશ્વાસમાં લીધી. એને કહ્યું કે તને ખાવા પીવાનું મળશે અને તારે કામ આટલું જ કરવાનું, આ ઉંદરડાને ફરવા ન દેવો.

બિલાડીએ એ કબૂલ કર્યું, એને મનમાં એમ પણ અભિમાન આવ્યું કે છેવટે વનરાજ જેવાને ઊઠીને વિનતી તો મને કરવી પડી.

બિલાડી તો પછી વનરાજની પાસે બેસે ને એને દેખીને ઉંદરભાઈ હવે સિંહ પાસે ફરકે પણ નહિ.

વનરાજ તો નિરાંતે ઊંઘે, ઉંદરની ઉપાધિ એમને નડતી હતી તે બંધ થઈ ગઈ.

એક શિયાળ ત્યાં આંટા ફેરા મારે. એને વિચાર આવ્યો કે આ બિલાડીબાઈ એમ માનતાં લાગે છે કે વનરાજ જેવા વનરાજે, મને એના રક્ષણ માટેનું કામ સોંપ્યું છે એટલે મારો ભાવ કાંઈ જેવો તેવો નથી. હું પણ કાંઈ કમ નથી. હું વનરાજની રક્ષક! બિલાડીબાઈનો રોફ પણ વધી ગયો છે. માટે કાંઈક જુક્તિ કરીને એને ઠેકાણે લાવવાં જોઈએ.

તે પહેલાં તો આપણે આંહીં આંટો ફેરો કરી જાતા ને વનરાજ તો સૂતા હોય ત્યાં એના શિકારના ટુકડા બુકડામાંથી, આપણું ગાડું નભ્યે જાતું હતું. પણ આ બિલાડીબાઈ આવ્યાં છે ત્યારથી આપણો રોટલો બંધ થઈ ગયો છે. તો હવે બિલાડીબાઈને વનરાજ કાઢી મૂકે એવી કાંઈક જુક્તિ કરવી જોઈએ.

એટલે શિયાળે એક દિવસ બિલાડીબાઈને ચડાવ્યાં: 'અરે બિલાડી બાઈ! તમારા જેવા આંહીં બેઠાં હોય–ને આ એક સફલું ઉંદરડું, હજી પણ અવારનવાર ડોકિયું કરી જાય, તો તો પછી થઈ રહ્યું નાં? એમાં તમારી આબરુ શી? વનરાજ પણ મનમાં તો ધારતા હશે કે આ બિલાડીબાઈમાં એક ઉંદરડું મારવાની પણ તાકાત નથી લાગતી!'

બિલાડીબાઈ તો શિયાળનાં આ વેણ સાંભળીને ચડયાં





ગબારે. એને થયું કે ઉંદરડાને તો હું આમ પકડીને પીંખી નાખું, એમાં શી મોટી મોથ મારવી 'તી. આ શિયાળ એમ માનતું લાગે છે કે આપણામાં ઉંદરડાને પણ મારવાની તાકાત નથી તો એનો એ ભ્રમ ભાંગી નાખું.

એટલે એમણે તો બીજે દિવસથી જ પોતાની બેસવાની જગ્યામાં ફેરફાર કર્યો. એવાં લપાઈને બેઠાં કે ઉંદરડાભાઈ ફરકે એટલી વાર! પણ તે દિવસે ઉંદરડાભાઈ ફરકયા જ નહિ.

પણ બિલાડીબાઈની આ બધી ક્રિયા, ઝાડ ઉપર બેઠેલો એક ડાહ્યો કાગડો નિહાળ્યા કરે.

એને થયું કે આ બિલાડીબાઈ, શિયાળભાઈના વેણુથી રંગમાં તો આવી ગયાં છે, પણ એ સમજતાં લાગતાં નથી કે જો ઉંદરભાઈ મરી જાશે તો એનો પોતાનો રોટલો પણ પછી ટળી જાશે. એ આંહી બેઠાં રહે છે, ને ઉંદરડાભાઈ ફરકી શકતા નથી એટલી જ વાત એમને માટે લાભની છે.

પણ પેલા શિયાળે પોતાના ભોજન માટે થઈને આ બિલાડીબાઈને ચડાવ્યાં છે. ને જો બિલાડીબાઈ ઉંદરડાને મારી નાખશે તો પછી વનરાજ, એને પાણીચું પરખાવી દેશે.

એટલે એણે ઝાડ ઉપર બેઠાં બેઠાં કહ્યું : 'બિલાડીબાઈ! એક વાત સમજો. બધા મીઠાં વેણ કહેનારા, મિત્રો હોતા નથી. ને બધા કડવાં વેણ કહેનારા દુશ્મનો હોતા નથી. મીઠાં વેણ કહીને તમને મૂરખ બનાવનારાઓનો દુનિયામાં તોટો નથી. તમે ઉંદરભાઈને જ જો મારી નાખશો, તો તમે તમારા પગ ઉપર જ કુહાડો મારશો. એટલે એને જીવતો રહેવા દ્યો ને સંભાળ રાખતા રહો તો વનરાજ તમને પણ પાળ્યા કરશે.'

પણ બિલાડીબાઈએ તો કાગડાની આ ઉપદેશવાણી ઉપર હસ્યા કર્યું. એને થયું કે કાગડાભાઈ બોલ્યા કરે છે એટલા માટે કે એમની પેલી પુરી શિયાળભાઈએ એક દિવસ પડાવી લીધી હતી. ત્યારથી એ શિયાળભાઈની વાતનો વિરોધ કરવામાં મજા લેતા લાગે છે.

એટલે બિલાડીબાઈએ તો તક જોઈને પેલા બિચારા ઉંદરડાને પકડીને મારી ખાધો. પણ આ પ્રમાણે ઉંદર હવે બિલકુલ દેખાતો નથી, એમ જ્યારે વનરાજે જાણ્યું ત્યારે એણે બિલાડીબાઈને જ રજા આપી દીધી. એટલે બિચારાં બિલાડીબાઈ. સુખનો રોટલો ગુમાવીને, પાછાં લપાવાનું ને છુપાવાનું કામ કરવા માટે ચાલતાં થયાં.

એ વખતે કાગડાભાઈ એની પાછળ દોડતા દોડતા હજી બોલી રહ્યા હતા : બિલાડીબાઈ! દરેક મીઠાં વેણ બોલનારો મિત્ર નથી. એટલું હવે આમાંથી શીખજો!

*

એક વખત બે મિત્રો યાત્રા અર્થે સાથે નીકળ્યા. રસ્તામાં એક જગ્યાએ એમને થોડા દિવસ રોકાઈ જવું પડ્યું. હવે બન્યું એવું કે એ જ્યાં રોકાયા હતા ત્યાં હમેશાં રાત્રે કથા વાર્તા ચાલે. ને રામચરિત એવું તો સરસ રીતે કહેવાય કે ન પૂછો વાત.



તેમજ ત્યાં ગામને બીજે ખૂણે આનંદ-વિનોદની વાર્તાઓ પણ ચાલે. એમનું પણ જેવું તેવું આકર્ષણ નહિ.

એક દિવસ બન્ને મિત્રોએ વિચાર કર્યો કે આપણે અમસ્તુ પણ રોકાઈ જવું તો પડયું છે તો આપણે હમેશાં કથામાં જઈએ.

એ પ્રમાણે નિશ્ચય કરીને એ પોતાના ઉતારેથી કથા સાંભળવા તો નીકળ્યા પણ રસ્તામાં એમની વચ્ચે મતભેદ થયો. એક કહે કથામાં જઈએ. બીજો કહે ના. ત્યાં ચોપાટ ખેલાય છે. રમ્મત થાય છે. જાદુ ચાલે છે, ત્યાં પણ જોવા જઈએ.

પણ એક જણો કથાના ગુણો ગાય તો બીજો રમ્મત ખેલની પ્રશંસા કરે.

એમાંથી બન્ને છૂટા છૂટા પોતપોતાના પસંદગીના વિષયમાં ગયા.

એ બંને પોતપોતાની જગ્યાએ પહોંચ્યા. ને સાંભળવા બેઠા. પણ બન્યું એવું કે જે કથા સાંભળવા ગયો હતો તેના મનમાં વિચાર આવ્યા કરે કે ખરી મજા તો પેલાને મળી. એ રમ્મત જોશે. જાદુ જોશે. ખેલ તમાસો નિહાળશે અને આંહીં તો આ સીતાનું હરણ થયું ને હરણની સીતા થઈ એ ચાલ્યા જ કરે છે. આ તો બધું આપણને આવડે છે. એટલે એ ત્યાં કથા સાંભળવા તો બેઠો પણ એનું મન જાદુમાં ને રમ્મતમાં ભમ્યા કર્યું !

અને બીજો માણસ જે જાદુ જોવા ગયો હતો તેને ત્યાં ગયા પછી થયું કે મેં ભૂલ કરી.

આ હાથચાલાકીમાં શું જોવાનું હતું ? એવું તો આપણે પણ કરી શકીએ. એના કરતાં હું કથામાં ગયો હોત તો વધારે આનંદ આવત !

આમ આ બંને જણા પોતપોતાના સ્થાને બેઠા બેઠા ધ્યાન બીજા સ્થાનનું ધરતા રહ્યા.

જ્યારે એ પાછા પોતપોતાને સ્થાને આવ્યા ત્યારે પોતે શું કર્યું તેની વાત કહેવા માંડયા. કથાવાળાએ કહ્યું કે મેં તો કથા સાંભળી જ નથી. મને તારી મજા જ યાદ આવતી હતી. ત્યારે બીજાએ કહ્યું પણ હું બેઠો બેઠો તને કથામાં કેવી મજા પડશે એનું ધ્યાન ધરતો હતો.

એક માણસ એમની આ વાત સાંભળીને હસી પડયો. અને બોલ્યો : ત્યારે ભાઈ઼ઓ ! તમને ન કોઈને મજા મળી. ન કાંઈ સાર તમે કાઢયો. એના કરતાં તમે ઊંઘ્યા હોત તો તમારા શરીરનો થાક તો જાત ! મન વિના કામ કરવું એ ન કરવા બરાબર છે.

બીજે દિવસે બંને જણા સવારે વહેલા ઊઠયા. અને યાત્રામાં આગળ જવા માટે તૈયારી કરવા માંડ્યા.

પણ ગઈ રાતના બનાવથી એમને થયું હતું કે મન વિના કોઈ કામ કરવું એ મોટામાં મોટું વખત મારવાનું એટલે કહો કે નાનામાં નાનો આપઘાત કરવાનું કામ છે. આપણે આ જાત્રા કરવા તો નીકળ્યા છીએ પણ નથી આપણને એમાં રસ કે નથી શ્રદ્ધા કે નથી એની સમજણ કે નથી દેશ વિદેશની વાતો જાણીને આપણી શક્તિ ફેરવવાની શક્તિ તો આ ઘોડા કરવાથી આપણને શું મળવાનું છે ?





એના કરતાં તો આપણે ઘર-આંગણે પાછા જઈને એક વરસ સુધી અમુક સત્કાર્ય કરવાની વાત શરૂ કરીએ. ને જો એમાં પાર ઊતરીએ તો પછી આ જાત્રા કરવા જઈશું. કેવળ ગતાનુગતિક ઘેટાંવૃત્તિ તો આપણને પોતાને હમેશાં વધુ ને વધુ નીચે ઉતારે તેમ છે.

એટલું જ નહિ. આપણને આવી અર્થહીન ક્રિયાઓ વધારે નિર્બળ મનોદશા આપે છે માટે સારો રસ્તો એ છે કે જાત્રા કરવા માટે હવે જ્યારે નીકળવું ત્યારે સમજીને જ નીકળવું. નહિતર થાશે આપણી ગઈ કાલની વાત જેવું. ન આપણે કથા સાંભળી. ન આપણે રમ્મત માણી. કેવળ વખત ગાળ્યો.'

એમ વિચાર કરીને એ બંને જણા ત્યાંથી પાછા ઘર તરફ પાછા ફર્યા. અને એમને આમ જાત્રા અધૂરી મૂકતા જોઈને કેટલાય ધાર્મિકો ગુસ્સે થઈ ગયા.

પણ તેમણે એ બધું ઘોળી પીધું. ને આ અનુભવને જ જીવન માટેનું ભાથું ગણ્યું.



કતારબન્ધ ઉડ્ડયન હવાઇદળની એક વિશેષતા છે. જે વિસ્તારોમાં કોઇ પણ પ્રકારનો ભય હોય ત્યાં સામુહિક ઉડ્ડયન વધુ સુરક્ષિત મનાય છે. ચારે તરફ અજાણ્યા વિમાન માટે દેખરેખ રાખવી પડે છે અને આગળના વિમાન સાથે બરાબર અંતર જાળવી રાખી તેના પ્રમાણે કામ કરતાં ત્રણ વિમાનો ઉપરના ચિત્રમાં નજરે ચડે છે.

દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર

# કલ્યાણેચ્છુકોનું કામ

રાષ્ટ્ર વચ્ચેના ઝઘડાઓ પતાવવા માટે સર્વોદયની દષ્ટિવાળું લવાદ નીમવામાં આવે છે. પણ એનો સ્વીકાર ઝઘડતા રાષ્ટ્રોએ કરવો ખાસ જરૂરી છે. આપણા પ્રખર વિચારક કાકાસાહેબ તેમની આગવી વિચારસરણી આ લેખમાં રજૂ કરે છે......

મતભેદ જ્યારે ખૂબ તીવ્ર બને છે ત્યારે ઝઘડાનું સ્વરૂપ રચાય છે. જ્યારે નવા દેશમાં જઈને વસવાટ કરનાર બે જૂથો એક જ જગ્યા પર વસવા ઇચ્છે છે ત્યારે બન્ને વચ્ચે શારીરિક અથડામણ શરૂ થાય છે. શરીરના બળથી એક જૂથ બીજાને હરાવે છે અને જમીન, જંગલ, પહાડ, સરોવર, નદી, ધોધ વગેરે જે ચીજો મહત્ત્વની છે અને સારી છે તેનો કબજો લઈ લે છે.

જૂના જમાનામાં નદીઓનાં પાણી માટે ખેડૂતોમાં ઝઘડા થતા. નદીના ડાબા અને જમણા બે કિનારા હોય છે. ક્યારેક નદી ડાબી તરફ વહે છે, ક્યારેક જમણી તરફ. નદીનો પ્રવાહ એક બાજુની જમીન ધોઈ નાખે છે અને બીજી બાજુ ખેતી માટે ઉપયોગી કાંપવાળો પટ બનાવે છે.

આવી હાલતમાં નદીનું પાણી ક્યારેક ડાબી બાજુનાં લોકોને વધુ મળે છે તો ક્યારેક જમણી બાજુના લોકોને. જ્યારે નદીમાં પૂર આવે છે અને નદીનું પાણી ખૂબ વધી જાય છે ત્યારે તો પાણીનો ઝઘડો થતો જ નથી. પણ જ્યારે પાણી ઓછું હોય છે ત્યારે એક બાજુનાં લોકો નહેરો ખોદીને પાણી પોતાની તરફ વાળવા કોશિષ કરે છે. બીજા કિનારાના લોકો તેમની તરફ. આ રીતે બંનેમાં ઝઘડા શરૂ થાય છે, ક્યારેક તો લડાઈ પણ.

બિહારમાં જ્યારે આવો ઝઘડો થયો ત્યારે ભગવાન બુદ્ધ ત્યાં પહોંચ્યા અને બંને પક્ષોને પૂછ્યું: 'પાણી વધારે કિંમતી કે માનવ–લોહી?' બંનેએ જવાબ આપ્યો : 'માનવલોહી.' ત્યારે બુદ્ધ ભગવાને પૂછ્યું કે પાણી માટે માનવલોહી વહેવડાવ્યું ? બંને પક્ષોએ શરમાઈને બુદ્ધ ભગવાન પાસે સમજણ માગી. હિંસાવૃતિ ઉપર અહિંસાએ વિજય મેળવ્યો. આને લવાદ કહેવાય.

યુદ્ધનો ન્યાય જુદો છે : જેની લાઠી એની ભેંસ. આને જ અંગ્રેજીમાં કહે છે 'Might is right.' જે બળવાન છે એનો ભાગ વધારે હોવાનો જ.

દુનિયાએ બળજબરીનો આ ન્યાય આજ સુધી છોડ્યો નથી. એટલે જ વખતો વખત લડાઈઓ થાય છે અને લડાઈ માટે તૈયારીઓ પણ ચાલુ જ રહેતી હોય છે. એટલે તો કહેવત પડી છે કે 'દૂર્બળ રહેવું એ પાપ છે.'

દૂર્બળતા દૂર કરવાના બે ઉપાય છે. પોતાની શારીરિક શક્તિ અને સાધનશક્તિ વધારવી તે એક ઉપાય અને સંગઠન કરીને સંખ્યાબળ વધારીને લડાઈનો સામનો કરવો એ થયો બીજો ઉપાય. ઋષિ–મુનિઓએ કહ્યું : बलं उपास्व. બળ વધારો. તેઓએ એ પણ કહ્યું કે સમાજમાં ઝઘડા ચાલે છે ત્યારે સંગઠન કરવાથી જ માણસ પોતાને બચાવી શકે છે.

આ જ સિદ્ધાન્ત ઉપર સામ્યવાદે મજૂર, ખેડૂત વગેરે મોટી સંખ્યાવાળા દૂર્બળોને પોતાનું સંગઠન કરવા સલાહ આપી.

આમ સંગઠન તો બંને પક્ષો કરી શકે છે અને બંને બાજુનું સંગઠન વિરાટ રૂપ ધારણ કરી શકે છે અને આજની દુનિયામાં આ જ થઈ રહ્યું છે. એક બાજુ એક પક્ષ રશિયા પાછળ સંગઠિત થઈ રહ્યો છે, બીજો અમેરિકા પાછળ. આ બધી પ્રવૃતિ છે તો જીવવા માટે, પણ પ્રયત્નો થઈ રહ્યા છે મારવા અને મરવા માટે.

ઈર્ષા અને દ્વેષને લીધે માણસ ભલે આંધળો બને, પણ માનવપ્રાણી બુદ્ધિમાન છે. એને ચોખ્ખું દેખાઈ રહ્યું છે કે જીવવા માટે મારવાનું બળ વધારવાથી તો જીવન હારી જઈને સર્વનાશ જ રહેશે.

ભારત અને પાકિસ્તાન મૂળ એક રાષ્ટ્ર છે. હંમેશ માટે દુશ્મન બનીને એમને ચાલશે નહિ. ભારત અને





ચીન પણ સનાતન પડોશી છે. એક જ હિમાલયના ડાબા અને જમણા હાથ છે. એમની વચ્ચે દુશ્મનાવટ વધશે તો બંનેનો સત્યાનાશ થશે.

એટલે તો આપણે પાકિસ્તાનને અને ચીનને સુલેહ કરવા કહીએ છીએ. બંનેને આપણે ચોખ્ખે ચોખ્ખું કહ્યું છે કે ન્યાયઅન્યાય ગમે તે હો, આપણે લડીશું નહિ. હિંમત-પૂર્વક સુલેહની કોશિષ કરતા રહીશું. પણ જો અમારા પર આક્રમણ થશે તો અમે અમારા રક્ષણ માટે સામનો જરૂર કરીશું.

સુલેહના બે પ્રકાર છે. લડાઈનો રસ્તો છોડી દેવાય તો આપણે તટસ્થ લોકોના ન્યાયાલયમાં જઈને ન્યાય માગીએ. બન્ને પક્ષો પોતપોતાની વાત અને દલીલો રજૂ કરે અને એ ન્યાયાલય જે નિર્ણય આપે એનો સ્વીકાર કરે.

જ્યારે માનવહૃદય સ્વાર્થ, અભિમાન, ઈર્ષા, દ્વેષ, મત્સર વગેરે અસામાજિક વૃત્તિને લીધે વિકૃત નથી થતું, માનવ સમાજ આંધળો નથી હોતો ત્યારે એ શુદ્ધ ન્યાયને પસંદ કરે છે. એ માટે પક્ષપાત વિનાની સર્વનું હિત ઇચ્છતી વ્યક્તિને ન્યાયાધીશ બનાવે છે. બંને પક્ષોના લોકો પહેલેથી જ લખી આપે છે કે ન્યાયાલયનો નિર્ણય પસંદ પડે કે ન પડે તો પણ અમે માન્ય રાખીશું.

આપણે જોયું કે અસંસ્કારી દશામાં 'Might is right' બને છે. જે બળવાન હોય એનું જ ચાલે છે. પણ આ વ્યવસ્થા હંમેશ માટે નથી ટકતી. જે હારે છે એને સુખની નીંદ નથી આવતી, જે જીતે છે એ વેરભાવ વધારે છે. આ બધું ટાળવા માટે ન્યાયાલયની સ્થાપના થઈ. અને ન્યાયનો નિર્ણય અમલમાં આણવા માટે ન્યાયાલયનું સામર્થ્ય વધાર્યું.

ન્યાયને કારણે માનવસંસ્કૃતિએ પ્રગતિ કરી, માણસને સંતોષ પણ થયો. પણ આ બધા ન્યાયાલયના હાથ રાજકીય શક્તિથી જ્યાં સુધી મજબૂત રહ્યા ત્યાં સુધી જ ચાલ્યા. માનવતાને દેખાયું કે ન્યાયથી પણ વધુ વિશ્વકલ્યાણની અને સર્વોદયની એક દૃષ્ટિ છે. ન્યાય આંખો બીડીને એક હાથમાં ત્રાજવું લઈ ન્યાય તોળે છે પણ પોતાના નિર્ણયનો અમલ કરાવવા માટે બીજા હાથમાં એને તલવાર પણ લેવી પડે છે.

બે ભાઈઓ ઝઘડીને ન્યાય માગવા જાય છે ત્યાં કૌટુમ્બિક મિલ્કતના બે ભાગ ન્યાયાધીશ કરે છે. પણ એક કુટુંબના બે ટુકડા તો થઈ જ જાય છે. બે દિલને એક કરવાનું કામ ન્યાયાધીશે ક્યારેય કર્યું નથી.

એટલે જ ન્યાય કરતાં સમજુતી વધે છે; પ્રેમ, કારુણ્ય અને કૌટુમ્બિક ભાવના વધે છે. એક જૂના ઉદાહરણથી આ વાત સમજાશે.

એક માણસ એનાં ઘેટાં–બકરાં લઈને એક ગામથી બીજે ગામ જતો હતો. બપોરે ખાઈને એ આડો પડ્યો અને ઊંઘ આવી ગઈ. ઘેટાં–બકરાંઓએ નજીકના ખેતર અને વાડીમાં જઈને ચરવાનું શરૂ કર્યું. ખેડૂતે ખૂબ મહેનત કરીને સરસ મોલ તૈયાર કરેલ. ઘેટાં–બકરાંઓએ બધું રમણ ભમણ કરી નાખ્યું. ખેડૂત રાજા પાસે ન્યાય માગવા ગયો. બહુ અટપટો કેસ હતો જ નહિ. રાજાએ હુકમ કર્યો કે ખેડૂતને થયેલું નુકસાન પેલો માણસ ઘેટાં–બકરાં વેચીને ભરી આપે. પણ બધાં ઘેટાં–બકરાં વેચે તો ય નુકસાન ભરપાઈ થાય તેમ નહોતું. એ રોતો કકળતો રાજાને કહેવા લાગ્યો : 'આપનો ન્યાય સારો છે, પણ મારો તો સર્વનાશ થઈ રહ્યો છે. હું મારો જાન આપવા તૈયાર છું. મારી આજીવિકાનું સાધન જ જતું રહે પછી હું શી રીતે જીવી શકું ?' રાજાએ કહ્યું કે શું થાય ? ન્યાય એ ન્યાય છે. એની પાસે પક્ષપાત નથી. ન્યાયને તેથી નિષ્ઠુર બનવું પડે છે.

એટલામાં રાજાનો નાનો કુંવર ત્યાં આવી પહોંચ્યો, તેણે બધી વાત સાંભળીને કહ્યું: 'નિષ્ઠુરતા ન્યાય ન કહેવાય. માનવતાનો રસ્તો કાઢવો જ જોઈએ.'

રાજાએ કહ્યું કે તો આનો ઉપાય સૂઝાડ.

કુંવરે કહ્યું : 'આ માણસ ખેડૂતને ત્યાં બધાં ઘેટાં–બકરાં લઈને નોકરી કરે. ખેડૂત એનો ખાવા–પીવાનો

ને કપડાંનો બંદોબસ્ત કરશે. ઘેટાં-બકરાં રાતે ખેતરમાં બેસશે એટલે પેશાબ અને લીંડીથી જમીનને ખાતર મળશે. એનો હિસાબ રાખવામાં આવે. ઘેટાં-બકરાંનાં જે બચ્ચાં થાય એ ખેડૂતને મળે. આમ ખેડૂતનું નુકસાન ભરપાઈ થઈ જાય ત્યારે આ એનાં ઘેટાં-બકરાં લઈને જઈ શકે.' આ ન્યાય બધાને ગમી ગયો. કારણકે આમાં બધાંનું કલ્યાણ થતું હતું, આમાં સર્વોદય હતો.

ચીન અને ભારત વચ્ચે જે લડાઈ શરૂ થઈ છે એ એવી જમીન માટે છે કે જ્યાં માણસની વસ્તી વધારે નથી. જો બન્ને દેશ કોઈ આંતરરાષ્ટ્રીય ન્યાયાલય પાસે જઈને પોતાની વાત રજૂ કરે અને તટસ્થ ન્યાયાલયની વાત માને તો સમજુતી થઈ શકે છે.

અને હું તો કહું કે આંતરરાષ્ટ્રીય ન્યાયાલયના ફેંસલા પછી બન્ને દેશનું હિત ઇચ્છનાર એક મંડળ આ બધો મામલો પોતાના હાથમાં લઈને કહી શકે કે જો હિંદી-ચીની ભાઈ-ભાઈ છે તો એમની પ્રગતિ માટે જે વ્યવસ્થાની જરૂર છે તે અમે બતાવીશું. જમીન કોઈની નથી. જમીન સમસ્ત માનવ જાતની છે. જેને વધુ જરૂરિયાત છે એને જરૂરી ભાગ આપી દઈશું. લદ્દાખની બાજુની જમીનની જો ચીનને જરૂર હશે તો એ આપવાની સૂચના અમે ભારતને કરીશું. જો ભારતને કૈલાસ-માનસરોવર આસપાસની જમીન સાંસ્કૃતિક દૃષ્ટિએ લેવાની ઇચ્છા થાય તો તિબેટ કે ચીનને કહેશે કે આ જમીન ભારતને આપી દો. બધાંનું હિત અને સંતોસ એ જ આખરી નિર્ણયાત્મક દૃષ્ટિ હોય. સિંધુ અને બ્રહ્મપુત્રા બન્ને ભારતની નદીઓ છે. સિંધુ-બ્રહ્મપુત્રાના કિનારા સુધીનો હિમાલય ભારતનો ગણાશે. હિમાલય નહિ પણ સિંધુ અને બ્રહ્મપુત્રા નદી ચીન અને ભારત વચ્ચેની મર્યાદા બનશે. આવો કશોક ઉકેલ લાવવો જ પડશે.

અહીં, ભૌગોલિક કે કાનૂની ન્યાય નહિ પણ સર્વના હિતની દૃષ્ટિએ જે હિતકર હશે અને જેનાથી સામાજિક હાલત બગડે નહિ એ જ કરવો પડશે.

ભારત અને પાકિસ્તાન વચ્ચે પણ પહેલાં ન્યાયનો ફેંસલો કરીને પછી બન્નેના વિકાસ અને દોસ્તી માટે યોગ્ય હશે તે કૌટુંબિક દૃષ્ટિએ વિચારનારા તટસ્થ લોકોની સૂચના મુજબ છેવટનો નિર્ણય લેવો યોગ્ય ગણાશે. આ કામ ન્યયાધીશોનું નહિ, કલ્યાણેચ્છુકોનું હશે.

બુદ્ધ ભગવાને અવૈરના સિદ્ધાંત ઉપર જે સમજુતી અને લવાદનો નિર્ણય બતાવ્યો એ જ માર્ગ સર્વોદયનો હોઈ શકે.

સંગઠન લડાઈને માટે નહિ, ફક્ત સહઅસ્તિત્વને માટે પણ નહિ પણ સહકાર, સાહચર્ય અને સહજીવનને માટે જ થવું જોઈએ. આવી જ વૃત્તિને અને આવા જ સંગઠનને ગાંધીજીએ સર્વોદયનું નામ આપ્યું હતું. જે રીતે સંગીત તંબૂરના વ્યાકરણને સાચવીને આરોહ-અવરોહ કરે છે, એ જ રીતે ન્યાયના તંબૂરની મદદથી અને જીવન સંગીતના આરોહ-અવરોહથી સર્વોદયની સાધના કરવી જોઈએ.

*'મંગળ પ્રભાત'માંથી અનુવાદિત.



ડૉ. જોન્સને અંગ્રેજી ભાષાનો પહેલો શબ્દકોષ તૈયાર કર્યો હતો. લોકોએ એના આ કાર્યની ખૂબ પ્રશંસા કરી, પણ એક સ્ત્રીએ એમાં દોષ શોધવા માંડ્યા. એક દિવસ એ કેટલાક શબ્દોની યાદી કરી ડૉક્ટર પાસે ગઇ અને કહેવા માંડી : 'ડૉક્ટર સાહેબ, આપના શબ્દકોષમાં ખૂબ ગાળો ભરી છે. કોઈ પણ સભ્ય માણસ એ શબ્દો તરફ જોઈ ના શકે. જરા આ યાદી તરફ તો જુઓ.'

ડૉ. જોન્સને સ્મિત કરતાં કહ્યું : 'એ ઓછા આનંદની વાત નથી કે મારા શબ્દકોષમાં તમારી પસંદગીના શબ્દો પણ છે.





ચુનીલાલ વર્ધમાન શાહ

# અકસ્માતનું કસ્માત્

ઉપરથી સામાન્ય દેખાતા અકસ્માતની પાછળ તેનું કારણ શોધવા ઠીક ઠીક જહેમત માગી લે છે. અહીં અકસ્માતનું કારણ એક માનસશાસ્ત્રી શોધવામાં કેટલા મોટા મદદરૂપ થાય છે તે જાણીતા વાર્તાકાર આ વાર્તામાં બતાવે છે .....

વિદ્યુન્માલા વિદ્વાંસ એક અનુપમ સુંદરી હતી. મુંબઈમાં થયેલી એક સૌંદર્ય હરીફાઈમાં તેણે પહેલું ઈનામ મેળવ્યું હતું. તેનું એકાએક મૃત્યુ થયું હતું, અને તે તેના લગ્નની વર્ષગાંઠને દિવસે જ! કેવો કરુણ બનાવ !

તેનું મૃત્યુ અકસ્માતથી—એક્સિડંટથી થયું હતું. તે મૃત્યુ વિષેની તપાસ કાયદેસર રીતે થઈ હતી. જુદા જુદા સાક્ષીઓની જુબાની લઈને કોરોનરે ચુકાદો આપ્યો હતો કે આવી રીતે અકસ્માતથી મૃત્યુ થવા પામ્યું હોય એ શક્ય છે.

વિદ્યુન્માલા જેવી સુવિખ્યાત સુંદરી હતી, તેવી કુતૂહલજનક વ્યક્તિ પણ હતી. તે પૈસાદાર હતી અને તેને પરણ્યાને પાંચ વર્ષ થયાં હતાં. તેના પતિનું નામ હતું જગન્નાથ વિદ્વાંસ. બેઉનું એ પ્રેમલગ્ન હતું અને તેઓ પરસ્પર પ્રેમ ધરાવતાં લેખાતાં હતા, પણ એ વિષે નિકટનાં પરિચયી જનોમાં શંકા પ્રવર્તતી હતી. એક જગમોહન તારકસ નામના રંગીલા જુવાન સાથે વિદ્યુન્માલાની મિત્રતા હતી એ વાત ઘણા જાણતા હતા; કેટલાક તો એમ માનતા કે એ સામાન્ય મિત્રતા નહિ પણ ગાઢ સંબંધ હતો છતાં એક સત્ય એ પણ હતું કે, એ પતિ–પત્ની વચ્ચે કોઈ વાર ઝઘડો તકરાર થયાં હોય એમ કોઈ કહી શકતું નહોતું. વિદ્યુન્માલાના પિતાએ પુત્રીને વારસામાં પુષ્કળ ધન સાથે જે વિશાળ બંગલો આપ્યો હતો તેમાં પતિ–પત્ની સાથે રહેતાં હતાં, અને મોજ કરતાં હતાં. કેટલાક વિઘ્નસંતોષીઓ એમ કહેતા કે જગન્નાથ પત્નીથી છૂટો પડવા ઈચ્છતો જ નથી, કારણ કે પત્નીના પૈસા ઉપર તાગડધિન્ના કરવામાં તેને રસ છે તેટલો બીજા કશામાં નથી !

પોલીસ ઈન્સ્પેક્ટર કનકસિંહ ચાવડાએ એ બનાવની તપાસ કરીને કાયદેસર રિપોર્ટ કોરોનરની કોર્ટમાં રજૂ કર્યો હતો અને તે ઉપર કોરોનરનો ચુકાદો પણ જાહેર થઈ ચૂક્યો હતો, છતાં ચાવડાના મનમાં કિંચિત અણુકથી શંકા રહ્યા કરતી હતી. શંકાનું કારણ તે પોતે કહી શકતા નહોતા. તો પણ તેમના મનની દ્વિધા મટતી નહોતી. પતિ–પત્ની વચ્ચે જોઈએ તેવો મનમેળ નહોતો એટલી લોકવાયકાને આધારે પીંછનો કાગ બનાવી દેવાની તેમને ટેવ નહોતી. પોતે સરકારના છૂપી પોલીસખાતાનો માણસ હતો તે સાથે જનતાનો પ્રામાણિક રહેવાને બંધાયેલો સેવક પણ હતો એવી તેમની દૃઢ માન્યતા હતી.

વિદ્યુન્માલાના મૃત્યુના બનાવ અંગેની પરિસ્થિતિની તપાસ તેમણે ખૂબ કાળજીથી કરી હતી. તેના મુડદાની ડોક્ટરી તપાસ પણ રીતસર થઈ હતી. એમ માલૂમ પડી આવ્યું હતું કે પંદરેક ફૂટ ઊંચી સીડી પરથી તે જમીન પર પછડાઈને તત્ક્ષણ મૃત્યુ પામી હતી. એ હકીકત પરથી પહેલાં સ્વભાવિક રીતે તેનું હૃદય ચાલતું બંધ થઈ ગયું હોવાનો સંશય ઉત્પન્ન થયો હતો. પરંતુ પોસ્ટ મોર્ટમ કરીને ડોક્ટરે એમ જણાવ્યું હતું કે તેના હૃદયને કે આસપાસના હૃદયતંત્રને લગારે ઈજા થઈ નહોતી. જો અકસ્માત ન નડ્યો હોત તો તે લાંબો વખત જીવવા શક્તિમાન થઈ હોત એવો પણ તબીબી અભિપ્રાય હતો. તાત્પર્ય કે, એ ત્રીસ વર્ષની યુવતી નદ્દન નીરોગી હતી. તે જમીન પર પછડાઈને મૃત્યુ પામી ત્યારે તેનો પતિ નજીક હતો અને બીજી પણ પાંચ–સાત વ્યક્તિઓ હતી. આ રીતે જોતાં મૃત્યુનો આખો બનાવ શંકારહિત જ હતો, છતાં એ અકસ્માતને ઈન્સ્પેક્ટર કનકસિંહ ચાવડાનું મન જેમ ને તેમ સ્વીકારી લેવા ઈચ્છતું નહોતું. એકંદરે તો તે સર્વત્ર અકસ્માત જ મનાયો હતો, પણ ઈન્સ્પેક્ટર ચાવડાનું મન નક્કી કરવા ઈચ્છતું હતું કે, કસ્માત્—કયા કારણથી તે પછ-

ડાઈ અને તે મૃત્યુ પામી. આ કારણે તેમને કોરોનરનો ચુકાદો પણ સંતોષ ઉપજાવી શકે તેમ નહોતું.

મનની ગૂંચવણ ઉકેલવાના હેતુથી એકવાર ઈન્સ્પેક્ટર ચાવડા ડૉ. દેસાઈને મળવા ગયા. ડૉ. દેસાઈ સાયન્સ કૉલેજમાં પ્રાધ્યાપક હતા અને મનોવિજ્ઞાનની શાખાના વિદ્યાર્થીઓને અભ્યાસ કરાવતા હતા. તે ઊંડા અભ્યાસી હતા અને દીર્ઘદૃષ્ટિ ધરાવતા હતા. પાંચ વર્ષ ઈંગ્લાંડમાં રહીને તેમણે અભ્યાસ કર્યો હતો અને બે વર્ષ મેન્ટલ હોસ્પિટલમાં કામ કરી પ્રત્યક્ષ અનુભવ મેળવ્યો હતો. કોઈકોઈ વાર ગુનાની તપાસને અંગે મનોવૈજ્ઞાનિક દૃષ્ટિનો પરિચય કરવાની કોઈ પોલીસ અધિકારીને જરૂર પડતી ત્યારે તે ડૉ. દેસાઈની મદદ મેળવવા તેમની પાસે જઈ પહોંચતો.

ઈન્સ્પેકટર ચાવડાએ ડૉ. દેસાઇને વિદ્યુન્માલાના મૃત્યુની હકીકત કહેવા માંડી એટલે દેસાઈએ તેમને થંભાવીને કહ્યું : 'એ તો બધું મેં છાપામાં વાંચ્યું છે અને મૃત્યુ અકસ્માતથી થયું છે એવો કોરોનરે ચુકાદો આપ્યો છે તે હું જાણું છું.'

'કોરોનરે મૃત્યુનું કારણ ઊંચેથી પછડાયાનું માન્ય રાખ્યું છે, પણ એક સંપૂર્ણ તંદુરસ્ત યુવતી માત્ર પછાડ વાગવાથી જ તત્ક્ષણ મૃત્યુ પામે એ મને વિચિત્ર લાગે છે.'

'એમાં વિચિત્ર શું છે? શું માણસ સીડી પરથી કે છજા પરથી કદી પછડાતા નથી?'

'પછડાય છે, પણ ઘણીવાર તેનાં કારણો સમજાય તેવાં હોય છે. વિદ્યુન્માલા પોતાની મેળે સીડી પર ચડી ત્યારે તેની તબિયત સંપૂર્ણ સારી હતી. તેને હિસ્ટિરિયાનું કે આંચકી આવવાનું દર્દ નહોતું. વાત એમ હતી કે વિદ્યુન્માલા તથા જગન્નાથના લગ્નની વર્ષગાંઠનો એ દિવસ હતો. તેમણે કેટલાંક સ્નેહી દંપતીઓને ભોજન માટે નોતર્યાં હોઈ એ માટેનો સમારંભ આદરેલો હતો. વિદ્યુન્માલા તેના પિતાની એકની એક પુત્રી હતી અને તેનો પ્રેમ જગન્નાથ વિદ્વાંસ ઉપર ઢળવાથી વિદ્યુન્માલાના પિતાએ તેને ઘરજમાઈ તરીકે લગ્ન કરી આપ્યું હતું. તેનો પિતા ત્યાર પછી એકાદ વર્ષે મૃત્યુ પામ્યો હતો અને તેના ધનની માલિકી આ વિદ્વાંસ દંપતીને પ્રાપ્ત થઈ હતી. તેમનો સંસાર સારી રીતે ચાલતો દેખાતો હતો. પરંતુ વિદ્યુન્માલાનું વર્તન નિર્મળ નહોતું એમ કહેવાય છે.'

'એ કહેવાય છે ને સંભળાય છે. જેવી લોકવાયકા છોડી દો, મિ. ચાવડા!'

ચાવડાએ આગળ કહેવા માંડ્યું: 'એ ઉત્સવ પ્રસંગે બંગલાની આસપાસના બગીચામાં ફૂલનો શણગાર કરવામાં આવ્યો હતો; ફક્ત પ્રવેશદ્વાર ઉપર ફૂલમાળા વડે રચવામાં આવેલા "સુસ્વાગતમ્' અક્ષરોવાળો લાલ પડદો લગાડવાનો બાકી હતો. એ માટેની ફૂલમાળા વિદ્યુન્માલાએ જાતે ગૂંથી હતી અને તેના અક્ષરો ગોઠવીને પડદા પર લગાડવાનું કામ પણ તેણે પોતે કર્યું હતું. એ પડદો પ્રવેશદ્વાર ઉપર બાંધવાનું કામ પણ તે જાતે જ કરવા ઇચ્છતી હતી. એમ તેણે કહી રાખ્યું હોવાથી કોઈ નોકરે તેને હાથ લગાડ્યો નહોતો.

'આમંત્રિતો આવવા લાગ્યા, એટલે જગન્નાથે પત્નીને સંભારી આપ્યું 'ચાલને, આપણે બેઉ મળી પેલો પડદો બાંધી દઈએ! હવે વાર કરવી જોઈતી નથી.' બેઉ તે કામ માટે તૈયાર થયાં ત્યારે આવી પહોંચેલાં બે-ત્રણ આમંત્રિત દંપતીઓએ ખુશ થઈ ઉદ્ગાર કાઢેલો: 'હં, આમંત્રિતોનું સ્વાગત કરનારાંઓ જાતે જ 'સુસ્વાગતમ્'નું તોરણ બાંધે એ જ બંધબેસતું લેખાય ને!' પ્રવેશદ્વારની ઊંચાઈ લગભગ બાર ફૂટ હતી એટલે પડદો જમીનથી ઊંચે તેર-ચૌદ ફૂટે બાંધવો પડે. વળી બે બાજુએથી બે જણે સાથે ચડીને પડદો બાંધવાનો હતો, એટલે તે માટે બે સીડીઓ જોઈએ. એક વાંસની સાદી સીડી બગીચામાં કામ કરતા માળી પાસેથી લાવવામાં આવી અને બીજી લોખંડની ઘોડાસીડી બંગલામાં કોઈ કામ કરવા માટે ઉપયોગી થઈ પડે તેવી ;જગન્નાથે એક-

વાર ખરીદી આણેલી તે લાવવામાં આવી. વાંસની સીડી દિવાલને અઢેલીને ઊભી કરવામાં આવી. ઘોડાસીડી કોઈપણ આધાર વિના ઊભી રાખી શકાય તેવી અને મજબૂત હતી તે પ્રવેશદ્વારની બીજી બાજુએ રાખવામાં આવી. વાંસની સીડી પર જગન્નાથ ચડ્યો એટલે પડદાનો બીજો છેડો લઈને વિદ્યુન્માલા લોખંડી સીડી પર ચડવા લાગી. તેની સખી મંદાકિની પડદાનો છેડો તેને આપવા માટે ઘોડાની બાજુએ જ નીચે ઊભી હતી. જગન્નાથને પડદાનો છેડો આપવા માટે તેનો મિત્ર મંજુલાલ શાહ ઊભો હતો 'સુસ્વાગતમ'નો પડદો બાંધવા જેવું નાનું સરખું કામ મોટે હાથે થઈ રહ્યું હતું તે બીજાં-બે-ત્રણ દંપતીઓ કુતૂહલતાથી જોઈ રહ્યાં હતાં.

'પતિ-પત્ની સીડીઓ પર જમીનથી દસ-બાર ફૂટ ઊંચે ચડયાં હતા. જગન્નાથે તે વખતે વિદ્યુન્માલાને બે-ત્રણ વાર 'જરા સાચવીને ચડજે હો' એમ કહી સહજ ચેતાવી હતી અને તે હાવકી રીતે ચડી હતી. આખી ઘોડાસીડી ચડી ગયા પછી એક હાથે દરવાજાની ઉપરના દોઢેક ફૂટ પહોળા સીમેંટના વેધરશેડ પર ટેકો લીધો હતો અને બીજે હાથે પડદાનો છેડો મંદાકિનીના હાથમાંથી ઉપર ખેંચી લેવા હાથ લંબાવ્યો હતો. તે સમતોલ રહીને વાંકી નમી હતી. વાંકા નમતાં તેણે વાળની એક લટ કપાળ પર આવવાથી તેને બાજુએ ખસેડી તે જ વખતે જાણે ઓચિંતો ઝટકો વાગ્યો હોય તેવી રીતે તે ગભરાટભેર ઘોડા પરથી વાંકી નમેલી સ્થિતિમાં જ ફરસબંધી પર પછડાઈ પડી. તે મંદાકિનીના શરીર પર જ પડી હોત પણ મંદાકિની સહજ આઘી ખસી ગઈ હતી. પછડાતી વખતે વિદ્યુન્માલાના મુખમાંથી 'તારકસ'ને મળતા તેવા ધ્વનિવાળો કોઈ શબ્દ નીકળ્યો હતો એમ મંદાકિની કહે છે, તે ઉપરથી તેણે મરતાં મરતાં 'જગમોહન તારકસ'નું નામ લીધું હોવું જોઈએ, એવું અનુમાન કરવામાં આવ્યું હતું; પણ મને તે અર્થરહિત અનુમાન લાગે છે. મરતી વખતે માણસ કાંઈ કાંઈ બબડે છે અને આજુબાજુ ઊભેલા માણસો તે સાંભળીને મનફાવતો અર્થ કરે છે.

'વિદ્યુન્માલા પછડાતાંની સાથે જ મૃત્યુ પામી હતી. તે ઊંધે માથે પડી હતી તેથી તેના મગજને સખ્ત પછડાટ વાગ્યો હતો. તે નીચે પડતાં જ મંદાકિની અને બાજુએ ઊભેલાંઓ તેની પાસે દોડી ગયાં હતાં. વિદ્યુન્માલા સંપૂર્ણ રીતે બેભાન હતી. તત્કાળ ડૉક્ટરને બોલાવવામાં આવ્યા. ડૉ. દીક્ષિત પાસેના જ મકાનમાં રહેતા હતા. આ કારમા બનાવથી જગન્નાથ વિદ્વાંસ ખૂબ ગભરાઈ ગયો હતો. તે પાસે જઈને 'માલા, માલા,' એમ ગભરાયેલા સ્વરે બોલતો હતો અને મૂર્છામાંથી પત્નીને જાગેલી જોવા અધીર થઈ ગયેલો જણાતો હતો. એક-બે મિત્રો તેના ગભરાટને શમાવવા તેના બરડા પર હાથ ફેરવતા હતા.

'ડૉ. દીક્ષિતે વિદ્યુન્માલાને તપાસીને બે મિનિટમાં જ સંભળાવી દીધું કે તે મૃત્યુ પામી છે.

'તે સાંભળતાં જ જગન્નાથ પોકાર કરી રડવા લાગ્યો. આસપાસ ઊભેલાએ તેને દૂર લઈ જઈને સાંત્વન આપવાનો યત્ન કર્યો. ત્યાં જેઓ હાજર હતા તેઓને ડૉ. દીક્ષિતે પોલીસને ખબર આપવાની સૂચના કરી. કેટલાકને એ સૂચના ન ગમી. દસ-બાર માણસોના દેખતાં વિદ્યુન્માલા સીડી પરથી ભોંયે પછડાઈ તત્કાળ મૃત્યુ પામી હતી, તેમાં વળી પોલીસને જાહેર કરવાની શી જરૂર? પોલીસ પાસે કેસ ગયો એટલે સમજી લેવાનું કે મુડદુ ચુંથાઈ જવાનું, વાઢકાપ થવાની, અને આપ્તજનોનાં હૃદય ચચરી ઊઠવાનાં. પરંતુ ડૉક્ટરે કહ્યું કે, અકસ્માત મૃત્યુ થાય તો પોલીસને જાણ કર્યા વિના ચાલે જ નહિ. નહિ તો એ ગુનો મરનારનાં સગાંઓનો જ નહિ પણ ખુદ ડૉક્ટરનો પણ ગુનો બને. જગન્નાથે પોતે રડતાં રડતાં સંમતિ આપી એટલે પોલીસને બનાવની ખબર આપવામાં આવી.

'એ ખબરનો ટેલિફોન પોલીસ સ્ટેશન પર મેં જ લીધો હતો અને પછી મેં જ એક કોન્સ્ટેબલને સાથે

લઈ જઈ ત્યાં હાજર હતાં તે બધાંની જુબાનીઓ લીધી હતી. ત્યારબાદ કોરોનરે તપાસ ચલાવી હતી.'

'વારુ' ડૉ. દેસાઈએ વચ્ચે કહ્યું : 'કોરોનરની તપાસનો વૃત્તાંત મારે સાંભળવો નથી.'

'તો ભલે. હવે કહો, મારી આટલી હકીકતમાં તમને કાંઈ ક્ષતિ જણાય છે ?'

'તમારે સ્થાને હું હોત તો મેં અકસ્માત વખતે જેઓ હાજર હતાં તેઓની પણ જુબાનીઓ લીધી હોત. ઘરનાં નોકર–ચાકરને પણ કેટલાક પ્રશ્નો પૂછ્યા હોત. તમે કાંઈ પૂછેલું ખરું ?'

'હા, પૂછેલું, પણ તેમણેય બીજા સાક્ષીઓના જેવી જ વિગત આપેલી.'

'અહંહંહં ! આવી બાબતમાં બનેલા બનાવ સંબંધી નહિ, પણ અગત્યની વ્યક્તિઓના સ્વભાવ અંગેના પ્રશ્નો પૂછી જવાબો મેળવવા જોઈએ.'

'એ તો તમારા જેવાને આવડે, સાહેબ ! મને ન ફાવે.'

'અદાલતી કેસની બાબતને બાજુએ રાખો. તેને અંગે તમે તપાસ કરી ચૂક્યા છો અને બધું આટોપાઈ ગયું છે. હવે હું તો તમે કહો તો તમને હાથ ન લાગેલું કાંઈ હોય તો તેનો શોધ કરવામાં રસ લઉં.'

'ભલે તેમ. આપ એટલું કરો તોય બસ છે.'

ડૉ. દેસાઈએ સૌથી પહેલાં વિદ્યુન્માલાના ઘરની દાસી રાધાબાઈને જુબાની લેવા માટે પસંદ કરી. ઇન્સ્પેક્ટર ચાવડાને એ પસંદગી વિચિત્ર લાગી, પણ તે કશું બોલ્યા નહિ.

રાધાબાઈ પાંત્રીસેક વર્ષની વયની હતી. વિદ્યુન્માલાના પિતાના ઘરમાં કેટલાંક વર્ષો પહેલાં તે કામગરી તરીકે રહી હતી. તેની સુઘડ રીતભાત અને આવડતને લીધે તે ઘરમાં સ્ત્રીની માનીતી ગવર્નેસ બની ગઈ હતી. રસોઈયો ગેરહાજર હોય ત્યારે તે રસોઈ પણ કરતી હતી. પિતાના મૃત્યુ પછી વિદ્યુન્માલા તેને સારી રીતે રાખતી અને એની પ્રત્યે લાગણી દર્શાવતી. તેના અકસ્માત મરણથી રાધાબાઈ ગભરાઈ ગયેલી હતી. તેણે પણ ડૉ. દેસાઈને એમ જ કહ્યું કે આ એક ખરેખરો અકસ્માત હતો.

ડૉ. દેસાઈએ પૂછ્યું: 'તું કહે છે કે વિદ્યુન્માલા–બહેન શરીરે સાજાં તાજાં હતાં અને સશક્ત હતાં તો પછી સીડી પરથી પડી ગયાં કેમ ?'

રાધાબાઈએ જવાબ આપ્યો ; 'વાતચીત દરમ્યાન તેમના શરીરની સમતોલતા જળવાઈ નહિ. હું જોકે ત્યાં નહોતી. પણ તે વાતો કરતાં હતં તે હું બંગલાની અંદર રહીને સાંભળતી હતી.'

'શી વાતચીત ચાલતી હતી ?'

'પેલા અપશુકનિયાળ પડદાની જ તો ! જગન્નાથ શેઠ બાઈસાહેબને પડદો ક્યાં બાંધવો હતો, એક હાથે વેધરશેડનો ટેકો લેવો અને બીજા હાથે પડદાનો છેડો પકડીને બાંધવો એમ તે કહેતા હતા.'

'તું તે વખતે ક્યાં હતી ?'

'જમવાના ખંડમાં. ત્યાં વાસણ વગેરેની માંડણી કરતી હતી.'

'હવે એક વાત પૂછું, રાધાબાઈ ! કહે, તારા શેઠ અને શેઠાણી વચ્ચે મનમેળ કેવો હતો ?'

રાધાબાઈ ગંભીર બની ગઈ. બે ક્ષણ મૂગી રહીને તે બોલી : 'બેઉ માણસ કોઈવાર લડ્યાં–વઢ્યાં હોય એવું મેં જોયું નથી. મારાં શેઠાણી પ્રેમાળ હતાં તેવાં ક્રોધી પણ હતાં. કોઈ કોઈ વાર તે શેઠને તુચ્છકારતાં અને તે વખતે વાદવિવાદ કે તકરાર જેવું કાંઈક થઈ જાય, પણ પછી બધું શાન્ત થતાં વાર લાગે નહિ.'

'તાજેતરમાં કોઈ મોટી તકરાર કે વાદવિવાદ થયેલો ખરો ?'

'તકરાર એટલે મોટે અવાજે બોલે એટલું જ, પણ તે વધુ વખત લંબાય નહિ. શેઠાણી જરા લહેરી સ્વભાવનાં હતાં અને શેઠને તે ગમે નહિ, એટલે ઘરમાં વાસણ ખખડતાં હોય તેવું બને.'

'અને તારા શેઠ કેવા છે ?'

'તેમની મરજી પ્રમાણે થતું રહે એટલે પછી ફરી





ચિંતા જ નહિ. તે પોતાને માર્ગે આવે—જાય. એકંદરે તે મગજના ઠંડા છે.'

'બરાબર. અને રાધાબાઈ, ઘરમાં બીજા કોણ કોણ છે?'

'રસોઈયો રઘુનાથ. શેઠાણી પછડાયાં ત્યારે તે રસોડાના કામમાં હતો.'

'કાંઈ ફિકર નહિ. રાધાબાઈ! તું હવે જા અને રઘુનાથને અહીં મોકલ. જરા જોતી જજે કે આપણી વાતચીત તે બહાર લપાઈને સાંભળતો નથી ને?' રાધાબાઈએ બહાર નજર કરીને કહ્યું: 'કોઈ નથી. હું તેને મોકલું છું.'

થોડીવારમાં રઘુનાથ આવ્યો. તે પણ વિદ્યુન્માલાના પિતાના વખતથી એ ઘરમાં રસોઈનું કામ કરતો હતો. વય પચાસેક વર્ષની હતી. અકસ્માત થયો ત્યારે પોતે અંદર કામમાં હોવાથી કેમ શું બન્યું તેની પોતાને કશી ખબર નથી એમ તેણે કહ્યું.

ડૉ. દેસાઈએ પૂછ્યું: 'તું કયા કામમાં ગૂંથાયેલો હતો?'

'રસોઈના વળી. ઘણા મહેમાનો જમવાના હતા એટલે બપોરના ત્રણ વાગ્યાથી એ જ કામે લાગ્યો હતો.'

'ત્યારે તો એ દિવસે બંગલામાંનાં બધાંય કામમાં મશગૂલ હશે, ખરું ને?'

'અરે સાહેબ! બધાં તે કાંઈ કામ કરતાં હોય ખરાં? અમારાં શેઠાણી એવાં લહેરી હતાં કે બધાંને પોતાની પાસે ને પાસે હાજર રહેવાનું કહે, અને રાધા તો એમની માનીતી દાસી, એટલે તેમની પાસેથી ખસે જ નહિ, પણ તે દિવસે તેની પાસે થોડું કામ કરાવ્યું હશે એટલું જ. બાકી શેઠસાહેબે તે દિવસે ખૂબ કામ કરેલું એ વાત ખરી. બપોરે તેમણે બગીચામાં ચોમેર ફરીને નોકરો પાસે ધજાઓ તથા ફૂલનાં તોરણ બંધાવ્યાં હતાં. પોતે ઘોડાસીડી મંગાવીને તે ઉપર ચડી જ્યાં ત્યાં તોરણોના છેડા બાંધેલા અને ખીલીઓ મારેલી.'

'ત્યારે તારા શેઠ હોંસીલા તો ખરા.'

'અરે એમની હોંસની તો વાત ન પૂછો. પણ બાઈસાહેબ જુદી પ્રકૃતિનાં ખરાં. બપોરે શેઠ ઘોડાસીડી પર ચડીને કામમાં મશગૂલ બન્યા હતા તેવામાં બાઈસાહેબ આવ્યાં અને બોલ્યાં: 'આ બધું શું કરવા માંડ્યું છે?' શેઠ જરા હસ્યા' પણ બાઈસાહેબ ચિડાઈ ગયાં અને 'ખીલીઓ મારીને દિવાલ ખરાબ ન કરો' એમ કહ્યું. તે પરથી શેઠને માઠું લાગ્યું અને તે કાંઈક બબડ્યાંય ખરા. હું તે વખતે એક છોડવાની પાછળ ઊભો ઊભો બીડી પીતો હતો એટલે જ તેમની બોલચાલ મારા સાંભળવામાં આવેલી. પછી શેઠાણી ફડફડતાં ચાલ્યાં ગયાં અને હું મારા કામ પર ચાલ્યો ગયો.'

પછી ડૉ. દેસાઈએ રઘુનાથને એક ખાસ પ્રશ્ન પૂછ્યો: 'હેં રઘુનાથ! આ બનાવ બન્યો તે કોઈએ જાણી—સમજીને ગોઠવ્યો હોય એમ તને લાગે છે?'

'નહિ, નહિ, સાહેબ? એવું તે કોઈ કરે ખરું?'

'વિદ્યુન્માલાબહેનનો કોઈ છૂપો દુશ્મન હતો ખરો? તે વિષે તે કોઈવાર બોલ્યા હોવાનું તને સાંભરે છે?'

પ્રશ્ન પૂછીને ડૉ. દેસાઈએ રઘુનાથ ભણી તીવ્ર દષ્ટિ કરી.

રઘુનાથે બોલવા માટે મોં જરા ઉઘાડ્યું, પણ તુરત જ પાછો ચૂપ રહી ગયો.

'કેમ અચકાય છે, બોલ ને!'

'મેં એવું સાંભળ્યું છે કે બાઈસાહેબ ખૂબ સુખમાં ઉછરેલાં હતાં અને તેમણે ઘણા જુવાનોને લગ્ન બાબતમાં નિરાશ કર્યા હતા, તેમાંનું કોઈ—શી ખબર—'

'એટલે તું ચોક્કસ કહી શકતો નથી, એમ ને? ઠીક, હવે તું જઈ શકે છે.'

રઘુનાથ ગયો એટલે ઇન્સ્પેક્ટર ચાવડાએ દેસાઈને પૂછ્યું: 'કહો, હવે તો તમારા મનનું સમાધાન થયું ને?'

'લગભગ થયું છે. હવે ચાલો, મને એ અકસ્માતની

જગ્યા બતાવો, અને પેલી ઘોડાસીડી પણ બતાવો; એટલે આપણું કામ પૂરું થાય.'

ડૉ. દેસાઈએ ચાવડા સાથે જઈને ઘોડાસીડી બારીકીથી જોઈ. પણ એમાં ખાસ જોવા જેવું નહોતું એમ ચાવડાને લાગતું હતું. ઘણાં મોટાં ઘરોમાં આમ તેમ સહેલાઈથી ફેરવી શકાય તેવી ઘોડાસીડી હોય છે, ત્યારે આ સીડી લોખંડની નળીઓની બનાવેલી હતી, તેના ચાર પાયાની હેઠળ લોખંડનાં પૈડાં જેવી ગરગડીઓ હતી જેથી તેને સહેલાઈથી હેરવી-ફેરવી શકાય.

સીડી જોઈ રહ્યા પછી ઈન્સ્પેક્ટર ચાવડા ડૉ. દેસાઈને અકસ્માતને સ્થાને લઈ ગયા. જેવી રીતે વિદ્યુન્માલા સીડી પર ચડી હતી અને એક હાથે વેધરશેડનો ટેકો લઈ, વાંકી વળી પડદો ખેંચી લેવા બીજો હાથ નીચો લંબાવ્યો હતો તેવી રીતનો પ્રયોગ ચાવડાએ કરી બતાવ્યો, જે ડૉ. દેસાઈએ ધ્યાનપૂર્વક જોયો. પછી પ્રવેશદ્વાર ઉપરના સીમેન્ટના વેધરશેડની તપાસ ડૉ. દેસાઈએ કરવા માંડી. પ્રવેશદ્વાર પરની દિવાલ પર એક ફૂટ ઊંચે વીજળીનો ગોળો લગાડવાનું પિત્તળનું હોલ્ડર હતું પણ તેમાં તે વખતે ગોળો નાખેલો નહોતો. દેસાઈએ ગોળો મંગાવીને હોલ્ડરમાં લગાડ્યો અને સ્વીચ પ્રવેશદ્વારની અંદર હતી તે દાબવામાં આવતાં તુરત દીવો સળગ્યો. દેસાઈએ ગંભીર રીતે મૂગા મૂગા માથું હલાવ્યું. ઈન્સ્પેક્ટર ચાવડા તેમને સ્થિર દૃષ્ટિથી જોઈ રહ્યાં.

પછી દેસાઈએ પોતાની દૃષ્ટિ ખૂબ બારીકીથી ચોમેર ફેરવી. તેમનું ધ્યાન વેધરશેડ પર પડેલા ચાર-પાંચ કાળા ટુકડા તરફ આકર્ષાયું. તેમણે તે ટુકડા દાબી જોયા, તેને સૂંઘ્યા, પછી ખિસ્સામાં મૂકયા. વેધરશેડ લગભગ દોઢ ફૂટ પહોળું હતું, તે તાજું ધોળેલું હતું. ડૉ. દેસાઈએ વિદ્યુન્માલાની પેઠે સીડી પરથી વાંકા વળીને ટેકા માટે હાથ વેધરશેડને અડકાડ્યો હતો તે ઠેકાણે જ અથવા જરા તેની નજીકમાં એક કાળી લાંબી લીટી પડેલી તેમના જોવામાં આવી તેને તેમણે ઝીણી દૃષ્ટિથી નીરખી. પહેલાં તેમને લાગ્યું કે તે કોલસાની કે કાળી રંગની લીટી છે પણ નખ વડે ખોતરી જોતાં જરાય ઘસાઈ નહિ. તેમણે તે લીટીની પુનઃ વધુ બારીકીથી પરીક્ષા કરી લીધી.

'વેલ, મિ. ચાવડા! આપણું કામ હવે પૂરું થયું છે, હવે આપણે પાછા ફરીએ' એમ કહીને ડૉ. દેસાઈ આગળ થયા અને ઈન્સ્પેક્ટર ચાવડા તેમની પાછળ ચાલ્યા.

'કહો સાહેબ, આપને શું માલૂમ પડ્યું ?'

'મેં એ અકસ્માતનું કસ્માત્ શોધી કાઢયું છે; કે વિદ્યુન્માલાનું મૃત્યુ અકસ્માતથી થયું નથી, પણ ગોઠવેલી યોજનાપૂર્વક તેનું ખૂન કરવામાં આવ્યું છે.'

'એનો હેતુ શો ?'

'મિલકત ! ખૂની ખૂબ જ લાંબી દૃષ્ટિવાળો છે. જેવો તેવો કે કાચોપોચો નથી. આ ખૂન તેની બુદ્ધિનું પરિણામ છે. તમારા જેવા છૂપી પોલીસના અમલદારને પણ તેણે થાપ ખવડાવી છે.'

'તેણે એ કામ કેવી રીતે કર્યું ?'

'પ્રવેશદ્વાર પરનો વીજળીનો દીવો સળગાવી જોઈને મેં જાણી લીધું કે વીજળીનો પ્રવાહ દીવા સુધી પહોંચે છે. મૃત્યુનું મુખ્ય કારણ ઓચિંતા લાગેલા આંચકાનું હતું, એમ તમને લાગ્યું છે, પણ એ આંચકો હૃદયને લાગ્યો નહોતો એમ તમે મને ડાકતરી તપાસને આધારે જણાવેલું તે પરથી મને લાગ્યું હતું કે બીજો કોઈ પ્રકારનો આંચકો તેનું કારણ હોવું જોઈએ, અને વીજળીનો આંચકો હોવાનું શકય જણાતાં મેં તે બાબતની તપાસ કરી. નોકરોની જુબાની પરથી મારી શંકાને કારણે મળ્યું. રસોઈયા રઘુનાથે પોતાના શેઠની બપોરની હીલચાલ જણાવી હતી. ફૂલોનાં તોરણ લટકાવવા માટે જગન્નાથ એ પ્રવેશદ્વાર પર ચડ્યો હતો એટલું મલૂમ પડતાં જ મારી શંકાને બળ મળ્યું તે ઉપરથી મેં અકસ્માતને સ્થાને ઘોડા પર ચઢી ખાસ તપાસ કરી તો મને બે પુરાવા મળી આવ્યા. તેમાંનો એક તો જુઓ, આ...'





એમ કહીને ડૉ. દેસાઈએ ખિસ્સામાંથી વેધરશેડ પરથી મળેલા નાના કાળા ટુકડા કાઢી બતાવ્યા. ચાવડાએ તેમાંના બે–ત્રણ ટુકડા લીધા. બારીકીથી તપાસ્યા, સૂંઘ્યા અને કહ્યું; 'આ તો રબ્બરના ટુકડા છે.'

'હા. તાંબાના વીજળીક તારને કાળું રબ્બર વીંટાળેલું હોય છે. એ રબ્બરને કારણે વીજળીનો પ્રવાહ ચાલુ હોય તેવો જીવતો તાર આપણે ખુલ્લે હાથે ઊંચકી શકીએ છીએ. એ રબ્બર જો ક્યાંય ઊખડી ગયું હોય તો પ્રવાહ અટકી જાય છે, તેને 'શોર્ટ સરકીટ' કહે છે. વિદ્યુન્માલાના ખૂનીએ વીજળીના તારનો એક ટુકડો લીધો હશે, ને ઉપરના ખૂબ દરના રબ્બરને ચપ્પુથી ઉખાડી નાખ્યું હશે: પછી તે તારને હોલ્ડરમાં બેસાડીને તેને સિમેન્ટના વેધરશેડ પર થઈ એવી જગ્યાએ છૂટો છોડી દીધો હશે કે જેથી વિદ્યુન્માલાનો હાથ વેધરશેડનો ટેકો લેતી વખતે જીવતા તાર પર પડે. તે લોખંડી ઘોડાસીડી પર ઊભી હતી. લોખંડ વીજળીના પ્રવાહ માટે 'ગુડ કંડકટર' છે અને હાથ દ્વારા વીજળીનો આંચકો જરૂર લાગે. આંચકો લગતાં તે વાંકી વળેલી હોઈ ઊંધે માથે નીચે પછડાય એ સ્વાભાવિક છે. તે જીવતા તારથી વેધરશેડના સફેદ રંગ પર લીસોટા જેવી કાળી લીટી પણ થવા પામી છે.'

'એવા આંચકાથી શું માણસ મરી જતું હશે?'

'તે વીજળીના આંચકાથી મરી ગઈ એમ હું કહેતો પણ નથી. પણ તેને એવો સખત આંચકો લાગેલો કે જેથી તે જ ક્ષણે તે સમતોલ રહી શકી નહિ અને ચૌદ–પંદર ફૂટની ઉંચાઈએથી નીચે પછડાઈ: માથા પર સખ્ત પછાડ વાગવાથી તે તુરત જ મરણ પામી.' દેસાઈએ વિગતથી સ્પષ્ટતા કરી.

'અહોહો દેસાઈ સાહેબ! આ શકયતા મારા ધ્યાનમાં આવી નહિ. હવે સમજાઈ ગયું કે વિદ્યુન્માલાના પતિએ જ બપોરને વખતે આ બધી બાજી ગોઠવી રાખેલી હોવી જોઈએ, અને અકસ્માત પછીના ધાંધલ દરમ્યાન તેણે પ્રવાહ બંધ કરીને તાર ખેંચી લીધેલો હોવો જોઈએ.' ચાવડાએ કહ્યું.

'આ બાજી કોણે ગોઠવેલી તેની તપાસ તમે કરો. ખૂનીને પકડવો હોય તો તો જેવી તમારી મરજી. મારા પૂરતો તો મેં કોયડો ઉકેલ્યો છે.'

'પણ દેસાઈ સાહેબ! ધારો કે ખૂનીએ ગોઠવેલી બાજી મુજબ વિદ્યુન્માલાને આંચકો ન લાગ્યો હોત અને તે નીચે ન પછડાઈ હોત તો તેની બાજી ખુલ્લી પડી ગઈ ન હોત?'

જો વિદ્યુન્માલાને આંચકો જ લાગ્યો હોત તો તે નાનો અકસ્માત લેખાત અને પછી કદાચ એ પ્રકરણ તમારા સુધી પહોંચ્યું પણ ન હોત. તો પછી ખૂની કોઈ બીજી બાજી રચવાનો વિચાર કરત.'

'હા, એ પણ ખરું. ખૂની હિંમતબાજ છે એ તો નક્કી. બધું સહજ બન્યું હોય એવું જ લાગે છે.'

'અને વિદ્યુન્માલાનો મરતી વખતનો સંદેશો પણ મારી તપાસને જ ટેકો આપે છે. મરતી વખતે તેણે 'તારકસ'ને સંભાર્યો હતો એમ કેટલાક માને છે, તેઓ 'તારકસ'નો તેની સાથે સંબંધ હોવાને કારણે દોરવાઈ ગયા છે. વસ્તુત. તેને ખ્યાલ આવી ગયો હતો કે વીજળીનો 'તાર કટ' થઈ ગયો હતો તેથી પોતાને આંચકો લાગ્યો હતો એમ તે બોલી હોવી જોઈએ.

ઈન્સ્પેકટર ચાવડા મોંમાં આંગળી નાખીને ચૂપ જ રહ્યા.

[ આધારિત ]



ફ્રાંસના બાંધકામ ઇજનેરોએ પોર્ટલેન્ડ સિમેન્ટ કરતાં બમણી મજબૂત એવી નવી કોંક્રીટ તૈયાર કરી છે. આ નવી બાંધકામ સામગ્રીમાં સિમેન્ટ નાખવાની જરૂર પડતી નથી. એ અનટોસિલીકેટ તરીકે ઓળખાય છે તેમાં ૯૦ ટકા જેટલી સામાન્ય માટી અને ૧૯ ટકા જેટલા સોડિયમ અને કેલ્શીયમના ક્ષાર છે. એ સસ્તી છે અને ઝડપથી સખત બને છે.

જયન્તિકા—જયન્ત પરમાર

# પર્વત-રાણી મસૂરી

ભારતમાં જે ગણ્યાં ગાંઠ્યાં પર્વત-મથકો છે તેમાં મસૂરી વરસોથી મોખરે રહ્યું છે. કુદરતની આ લાડીલી ગિરિરાણી એનું રાણીપદ એ જ આગવી અદાથી સાચવી રહી છે. આ લેખમાં એ પર્વત-રાણીના સૌંદર્યનું આકંઠ પાન કર્યાનો ઓડકાર મળે છે...

દક્ષિણ અને ઉત્તર. બે વચ્ચે મોટું અંતર. એક દેશમાં જ આ બે દિશા વચ્ચે આટલું મોટું અંતર દરેક રીતે છતું થયેલું જોઈને રંજ થયો. દક્ષિણ રેલ્વે અને ઉત્તર રેલ્વે વચ્ચે પણ આ જ અંતર નજરે ચડયું.

દોઢેક વરસ પહેલાં દક્ષિણ રેલ્વેના ત્રીજા વર્ગના સ્લીપરકોચનો કરેલો સુખદ અનુભવ દિલ્હી મેઇલમાં પેસતાં જ અલોપ થઈ ગયો. તેમાંય રેલવેએ જેની જાહેરાતનાં બણગાં ફૂંકવાં બાકી નથી રાખ્યાં તેવો 'ટુ-ટાયર' સ્લીપર કોચ ! રેલભાડુ ઉપરાંત સાડા-ત્રણ રૂપિયા આ માટે રેલ્વે વધારાના લે છે; જ્યારે સગવડને બદલે પાર વગરની અગવડ. પાંચ માસની નાની બાળકીને લઈને અમે મસૂરી જઈ રહ્યાં હતાં એટલે ટિકિટદીઠ વધારાના સાડાત્રણ રૂપિયા ભરવા લલચાઈ ગયાં. એ ચોવીસ કલાક સુધી જે હેરાન-ગતિ ભોગવવી પડી છે એનો તો ઉલ્લેખ જ કરાય નહિ તેવી છે. અમારા જેવી જ હેરાનગતિ હાવરા એક્સપ્રેસમાં કલકત્તાનાં એક બાનુને ભોગવવી પડેલી એ જ્યારે 'સ્ટેટ્સમેન'માં વાંચ્યું ત્યારે બધેય કાગડા કાળા હોવાનો સંતોષ અનુભવ્યો.

દિલ્હીથી દેહરાદૂનનો નવ દસ કલાકનો રેલ-રસ્તો જૂન મહિનાની ગરમીમાં વધુ કપરો લાગ્યો. અને છત્રીસ કલાકની આવી કંટાળાભરેલી રેલસફરનો અંત પાંચમી જૂને સાંજે સાત વાગ્યે ગીચ જંગલો વચ્ચેથી પસાર થતી ગાડી દેહરાદૂન સ્ટેશને આવીને ઊભી રહી ત્યારે આવ્યો. સમુદ્રસપાટીથી બે હજાર ફૂટની ઊંચાઈએ આવેલું દેહરાદૂન સાંજે પણ ઠંડુ ન લાગ્યું. પણ સ્ટેશને ઊતરીને સીધાં મસૂરી માટે મોટરમાં બેઠાં ત્યારે ઠંડી હવા ન લાગે એ માટે મોટરના બધા કાચ બંધ કરવા પડેલા. ચઢાણવાળો બાવીસ માઈલનો રસ્તો કાપીને બીજા સાડાચાર હજાર ફૂટ ઉપર ચડયાં. ચડતાં પહેલાં પહાડ જાણે રોશનીથી ઝળહળાટ કર્યો હોય તેવો મસૂરીનો રાતનો દેખાવ જોઈને એ સાચા અર્થમાં પર્વતની રાણી હોવાની પ્રતીતિ થઈ.

ગરમીનો અને હેરાનપરેશાનીવાળો છત્રીસ કલાકની રેલ-સફરનો થાક ઉતારવા મસૂરી પહોંચીને તરત નાહી-ધોઈને તાજાં થવાનો રાખેલો ઇરાદો તો હવામાં જ લટકતો રહ્યો. હાથ-મોં ધોવા માટે ગરમ પાણી પણ વાપરવાનું મન ન થાય એવી રાતના સાડાનવે પાંચમી જૂને ત્યાં ઠંડી અનુભવીને અમે થીજી જ ગયાં. એટલે તાજાં થવાનું બીજા દિવસ ઉપર જ મુલતવી રાખવું પડયું અને પર્વત-રાણીની ગોદમાં પહેલી રાત થાક ઉતારવામાં ગાળવા માટે પથારીમાં પડયાં. બંધ બારી-બારણાંવાળા હૂંફાળા ખંડમાં પૂરતું ઓઢવાનું હોવા છતાં ઠૂંઠવાતાં ઠૂંઠવાતાં ઊંઘી ગયાં તે વહેલી પડે સવાર.

સમુદ્રની સપાટીથી સાતેક હજાર ફૂટની ઊંચાઈએ આવેલા હિમાલયની આ દક્ષિણ-ગિરિમાળાઓ ઉપર સૂર્ય તો સવારમાં પાંચ વાગ્યામાં દેખા દે છે. પણ કાચનાં બંધ બારી-બારણાં ઉપર જાડા પડદાઓવાળા ખંડમાં અમે સૂતાં હતાં. અને ત્યાંની અમારી એ ખુશનુમા પહેલી રાત હતી. તેમાંય પર્વતરાણીની મીઠી હૂંફ અને ગોદ તો જાણે સોહગરાતથીય વધુ આકર્ષક અને ભાન ભૂલવનારી લાગી. આંખ ઊઘડી ત્યારે સાત વાગ્યા હતા તો ય બહાર જોતાં તો નવ વાગ્યાની જ ઝાંખી થાય. ત્યારે અફસોસ થયો કે પહાડી પ્રદેશનું ખુશનુમા પહેલા દિવસનું પ્રભાત અમે ન અનુભવ્યું. આટલી કંટાળાભરેલી છત્રીસ કલાકની લાંબી મુસાફરીનો થાક તો સવારના પહોરમાં કોણજાણે ક્યાંય અદૃશ્ય થઈ ગયો. મસૂરીની હવામાં જ એ તાજગી ભરેલી લાગી. હવાની, પહાડી પ્રદેશની

અને કુદરતની હરીભરી વનશ્રીની રેલમછેલ જાણે નશો ચડાવી રહી હતી; તરસ્યા, ભૂખ્યા, કંટાળેલા અને થાકેલા મનને શીળો હાથ ફેરવીને જંપ વાળી રહી હતી.

અમદાવાદથી આટલાં મોડાં મસૂરી જઈએ છીએ એવી ખબર જેને જેને પડી એ બધાં અમને કહેતાં કે અત્યારે ત્યાં વરસાદ ખૂબ પડતો હશે ને જઈને શું કરશો ? ઠંડી તો આટલે ઊંચે અને હિમગિરિની જ પર્વતમાળામાં તો હોય જ, પણ વરસાદેય જ્યારે સાથ પુરાવે ત્યારે લાગતી કુદરતની સન્નિધિનો અનુભવ તાજો થયો—આઠેક વરસ પહેલાં મહાબલેશ્વરમાં ચકલુંય ન ફરકે એવે સમયે નવેંબરની આખરે અમે ગયેલાં ત્યારે આવો જ અનુભવ થયેલો. પણ મસૂરીનો આ વરસાદ તો શરૂઆતનો કહેવાય. શરૂઆત આટલી જોરદાર હોય ત્યારે એનું સાચું ચોમાસું કેવું મતવાલું હશે ! એ વખતે વરસાદ કેવી માઝા મૂકતો હશે, કેવો બંધનમુક્ત બની જતો હશે !

બપોરના ત્રણેક વાગવા આવ્યા ત્યાં તો ગિરિશિખરોને ગળી જવા માટે દોડ્યા આવતાં વાદળાંઓ ઊમટી પડ્યાં. શિખરોને ગડપ કરવા આવનાર જાણે જાતે જ શિખરોમાં સમાઈ ગયાં અને એ એના સંમિલનમાંથી જ વરસાદનો જન્મ થયો હોય તેમ તડાતડ કરાનો વરસાદ શરૂ થઈ ગયો. કાચનાં બારી-બારણાંવાળા અમારા ઊંચાઈએ આવેલા રહેણાંકથી આ નિસર્ગ-લીલા જોવાની ઓર લિજ્જત આવતી હતી. કાળું ડિબાંગ આકાશ ઘડીવારમાં ધોધમાર વરસીને એવું તો નીતર્યું બની ગયું કે પર્વતરાણી નાહીને જાણે સ્ફુર્તિવંત બની ગઈ. ઘડીવારમાં તો પાણીનું બુંદ પણ ક્યાંય ન દેખાય એવો સ્વચ્છ તડકો અને ચોખ્ખું હવામાન થઈ આવ્યું. પહાડી પ્રદેશનાં ઝાડ જાણે નાહીને એનાં શરીર સૂકવવા સૂર્યને બોલાવી લાવ્યાં હોય એમ તડકામાં લીલાંછમ શોભી રહ્યાં. અને ઘરમાંથી બહાર નીકળવા માટે, તલપાપડ થઈ રહેલાં અમે છેક સાંજે છ વાગ્યે એ પર્વત-રાણીને નિહાળવા, એના સૌંદર્યનું આકંઠ પાન કરવા પહેલી વાર બહાર નીકળી પડ્યાં.

વેવર્લી કોનવેન્ટ સ્કૂલને ખૂણે ટેકરીના નાક પર આવેલા અમારા રહેણાંકથી અમે ચાર્લવીલને રસ્તે નીકળી પડ્યાં. આખો રસ્તો ઉતરાણવાળો હતો એટલે થોડી વારમાં તો અમે કેટલેય દૂર નીકળી ગયાં.

નિસર્ગની એ ભરપટ્ટે રેલાયેલી શોભા નિરખવામાં એવાં તો મશગૂલ હતાં કે હવાની બદલાયેલી તાસીર-નોય ખ્યાલ ન રહ્યો. પર્વતની આડશને રસ્તેથી જતાં હતાં એટલે સૂસવાટા મારતો પવન પણ ન જણાયો. પણ જ્યારે વરસાદના ફોરા પડવા માંડ્યા, વાદળાંનો ગડગડાટ શરૂ થયો અને ચોમેર ક્યાંય આશ્રયસ્થાન ન દેખાય એવી મૂંઝવણભરી પરિસ્થિતિમાં અમે જ્યારે મુકાઈ ગયાં ત્યારે અમારી સાથેની પાંચ માસની માસૂમ બાળકી માટેની ચિંતાએ ઘડીભર માઝા મૂકી દીધી. પહેરેલાં ગરમ કપડાં સિવાય વરસાદ સામેના રક્ષણ માટે અમારી પાસે કશું જ સાધન નહોતું. દેવદાર, ઓક અને શરુનાં ઊંચાં ઊંચાં વૃક્ષો નીચે આશ્રય લઈને વરસાદથી જરાય બચી શકીએ તેમ નહોતું. અને આ વરસાદ સપાટ પ્રદેશનોય નહોતો. બરફ નહોતો વરસતો એટલો જ ફેર હતો. પણ મોટા મોટા ફોરા બરફના પાણી કરતાંય વધુ શીતળ લાગતા હતા. સપાટ પ્રદેશમાં જળ ભરીને દોડ્યા જતાં વાદળાં જોવા માટે જેમ ઊંચે નજર કરવી પડે તેમ આ ગિરિનગરીને રોનકભર્યે રસ્તેથી પસાર થતાં નીચે ખીણમાંથી વાદળાં જળ ભરી ભરીને ઉપર અમારી તરફ ધસી આવતાં નજરે નિહાળ્યાં.

કુદરતની આ તાંડવલીલા એક તરફ દિલને તાજગી બક્ષતી હતી તો બીજી બાજુ અમારી બાળકીની રક્ષા કુદરતને—ઈશ્વરને સોંપવી પડે એવા અમારા તો છક્કા છૂટી ગયા હતા. ગરમ શાલમાં લપેટીને છાતી સરસી ચાંપેલી એ બાળકીના હાવભાવ નીરખ્યાં, એનું સાવ સ્તબ્ધ બની ગયેલું મોં નીરખ્યું. દુનિયામાં આવીને પહેલું જ આવું ભયંકર વર્ષાતાંડવ જોઈને જાણે એ



થીજી જ ગઈ હતી. છાતી સરસી ચાંપેલી હતી એટલે એના ચાલુ રહેલા હૈયા–ધબકાર ધરપત આપતા હતા કે કુદરત અમારી ક્રૂર મશ્કરી નહિ કરે.

ભારતમાંથી રાજાશાહી ગઈ છે, રાજાઓ ગયા છે પણ આ ગિરિરાણી તો આજેય એટલા જ દમામથી મહાલે છે. એનો પરચો અમને થયો. અમને જાણે એ રાણીએ ચેતવી દીધાં કે અહીં તમારી મતિ પ્રમાણે નહિ પણ મારી મતિ પ્રમાણે વર્તવાનું છે. જેટલી સહજતાથી એટલે દૂર પહોંચ્યાં હતાં એના કરતાં ખૂબ પરિશ્રમ માગી લે એવું કપરું ચઢાણ ઘેર પાછા ફરવા માટે અમારે ચડવાનું હતું. પણ શ્રદ્ધાવાન, આશાભર્યા માનવીને કુદરત અણીને ટાણે સહાય કરે છે, કુદરત એની પડખે ઊભી રહે છે. અખૂટ શ્રદ્ધા માણસ કુદરત સિવાય કોઈ ઉપર ન રાખી શકે. વરસાદનું જોર થોડું ધીમું પડ્યું અને અમારામાં આવેલી અજબ શક્તિના પરિણામે અમે ચઢાણવાળા રસ્તા પર લગભગ દોટ જ મૂકી. જરા પણ શ્વાસ ચડ્યા વિના, થાક્યા વિના ન ધારેલા એટલા ઓછા સમયમાં અમે ઘેર પહોંચ્યાં. અમારી વહાલસોયી બાળકીને બચાવવાની અમારી દૃઢ ઇચ્છા ન હોત તો અમે આટલાં ઝડપથી તો શું, ધીમે ધીમે ચાલીને પણ થાકીને લોથ થઈ ગયાં હોત. મસૂરીના એ ચડાણવાળા રસ્તાઓ પર ઠેર ઠેર સૂચન–પાટિયાં મૂકેલાં છે કે શ્વાસ ચડી જાય એટલા જોરથી ચઢાણવાળા રસ્તા પર ન ચાલો. એ સૂચનનો અમલ કરવા ખાતર નહિ પણ પોતાની શક્તિ અને શરીરની મર્યાદા સમજીનેય આ સૂચનનો અમલ કર્યા વિના મસૂરીમાં છૂટકો જ નથી હોતો. ઘેર આવીને હીટર પાસે રાખીને અમારી માસૂમ બાળકીના થીજી ગયેલા શરીરમાં ગરમાવો લાવવા બ્રાંડી ચોળી. જ્યારે એનામાં ચેતન આવતું દેખાયું ત્યારે કુદરત અને ઈશ્વરનું અભિવાદન કરતાં હૈયામાં ડૂમો ભરાઈ આવ્યો.

અંગ્રેજોએ આવીને હિંદમાં કુદરતી સૌંદર્યનાં જે જે ધામો વિકસાવ્યાં છે તેમાંનું મસૂરી ખસૂસ કહી શકાય. પ્રાચીન ગુરુકૂળોની યાદ આપે તેવી અંગ્રેજી શાળાઓની સ્થાપનાથી મસૂરીની હસ્તી આવી. એકસો ને ચાળીસ વર્ષ પહેલાં ગિરિશિખરની ગોદમાં આ રમ્ય નગરીની શરૂઆત થઈ તે આજે અદ્યતન સાધન–સગવડોથી પૂર બહારમાં વિકસી છે. તદ્દન પશ્ચિમનું વાતાવરણ લાગે તેવું આ પર્વત–મથક આટલું વિકસાવવા માટે ખરેખર અંગ્રેજો જ અભિનંદન માગી લે છે. આજે પણ મસૂરીની અંગ્રેજી શાળાઓ એ જ આકર્ષણ અને એ જ વિદ્યાધામનું વાતાવરણ જમાવીને ભારતભરમાંથી વિદ્યાર્થીઓને આકર્ષી રહી છે. શહેરી દૂષણોથી દૂર રહીને નિસર્ગને ખોળે ખડતલ બનીને વિદ્યાની ઉપાસના કરતાં વિદ્યાર્થીઓને જોવાનો લહાવો મસૂરીની શાળાઓ ઠીક ઠીક પૂરો પાડે છે તેમ કહી શકાય.

ગિરિશિખરો અને ઢોળાવોવાળા પહાડી પ્રદેશના પચીસ ચોરસ માઈલના વિસ્તારનો ઘેરાવો ધરાવતું મસૂરી ગિરિમથકોની રાણીનું બિરુદ પામ્યું છે. ભરપટ્ટે વેરાયેલી કુદરત એની સાક્ષી પૂરે છે. તેમાંય મધરાત પછી શાંત રાત્રે જ્યારે પંખીઓના વિવિધ સૂર સાંભળવા મળે છે ત્યારે તો પ્રકૃતિનું એ ગાન એટલું બધું મનને ભરી દે છે કે કાનને મીઠું લાગતું એ સંગીત સાંભળવા ભરઊંઘમાંથીય જાગીને બસ સાંભળ્યાં જ કરીએ એમ લાગે છે. સુધરાઈ આખા નગરને આબાદ રીતે ચોખ્ખું, વ્યવસ્થિત અને ગર્વોન્નત રાખે છે. વરસાદથી રસ્તાઓ વારંવાર ખરાબ ન થઈ જાય તે માટે મોટે ભાગે સીમેન્ટના પગથીવાળા બનાવાયા છે. બીજા રસ્તાઓ ઉપર હંમેશ સમારકામ ચાલુ જ હોય છે. એટલે ક્યાંય ગાબડું તો દેખાય જ શાનું? સફાઈ–કામદારો ઝીણું તણખલું રસ્તા પર પડે તો પણ ઊંચકી લેવા હાજરાહજુર હોય છે.

પહાડી માણસો હમેશાં જોરાવર, કદાવર અને સ્ફુર્તિવાળા હોય એવી માન્યતા—આવા ઠંડા મુલકમાં તો ખાસ—અહીંના સુસ્ત માણસોને જોઈને ખોટી ઠરી. તિબેટથી આવેલાં શરણાર્થીઓની મેલી–ઘેલી

સૂસ્તીભરી સૂરત ઠેર ઠેર નજરે ચડી. તિબેટથી હિજરત કરીને આવેલાં અને ચીનાઓના ત્રાસનો ભોગ બનેલાં તિબેટિયનો અત્યારે મસૂરીમાં ઠીક ઠીક પ્રમાણમાં છે. એમનાં બાળકો માટેની શાળાઓ, બાળસંરક્ષક ગૃહો અને પ્રગતિગૃહો ઠેર ઠેર મસૂરીમાં જોવા મળે છે. તેમાંય 'હૅપી વૅલી' (સુખી ખીણ)નો આખો પ્રદેશ આવી શાળાઓથી ગૂંજે છે. દૂર દૂર સુધી એ બાળકોની પ્રાર્થનાના સવાર સાંજ સંભળાતા વિશિષ્ટ સંગીત-સૂરોથી આખી હૅપી વૅલી ગૂંજી ઊઠે છે. મસ્ત અને ગુલબદનશાં એ બાળકોનાં મોં ઉપર દુઃખની કે વીતકની એક પણ રેખ નથી હોતી.

મુખ્યત્વે સહેલાણીઓ ઉપર જ મદાર બાંધી બેઠેલું મસૂરી મોસમમાં જ રોજી રળી લેતું હોય છે. ત્યાં કોઈ જાતનું ઉત્પાદન નથી કે નથી કોઈ જાતનો ત્યાં હુન્નર. ચોમાસાના બે-અઢી મહિના અને શિયાળાના બે અઢી મહિના બાદ કરતાં બાકીના મહિનાઓમાં બહારથી આવતાં સહેલાણીઓનાં ખીસાં ખાલી કરવામાં જ રાચે છે. અને ત્યાં જતાં સહેલાણીઓનો આંકડો મોસમમાં તો રોજનો, બેથી અઢી હજારે પહોંચે છે. લાયબ્રેરી બજાર, કુલરી બજાર અને લેન્ડૉર બજાર નામની ત્રણ મુખ્ય બજારોમાં તો કીડિયારું ઊભરાય એટલાં બધાં સહેલાણીઓ ટહેલતાં હોય છે. મોટી મોટી દુકાનો, દુકાનોમાં મળતી ચીજ વસ્તુઓની વિવિધતા અને એકદમ પાશ્ચિમાત્ય પહેરવેશમાં અને રીતરસમમાં માનતાં ત્યાં આવતાં સહેલાણીઓથી મસૂરી ખરેખર રંગીલી નગરીનો અનુભવ કરાવે છે. રાતની રંગબેરંગી વીજળી-રોશની નીચેથી તો અમરાપુરીનો જ ખ્યાલ આપે છે. પણ આ રોશની ઉપરથી જોવાની તો કોઈ ઓર લિજ્જત આવે છે. પચીસ ચોરસ માઈલનો વિસ્તાર રાત્રે એટલો બધો ભવ્ય લાગે છે.

પશ્ચિમી ઢબની મોટી મોટી હોટેલો, નૃત્યોની રમઝટ, નવરાં ધૂપ જેવાં સહેલાણીઓ અને રંગરાગ તેમ જ ધનની રેલમછેલ મસૂરીમાં એકી સાથે જોવા મળે છે ત્યારે થોડેક જ નજીક માભોમની રક્ષા કાજે ઝઝૂમતા જવાનોની કોઈને કલ્પના પણ નહિ જ આવતી હોય ને? ત્યારે જ તો મસૂરીના કોઈ પંજાબી સ્ટોરવાળાને પૂછતાં જવાબ મળે છે કે ચીનાઓ અહીં તો આવે! કુમારી મસૂરી, શ્રીયુત મસૂરી અને બેબી મસૂરીની વરણી અહીં દરેક મોસમમાં થાય છે. રંગીલાપણાની આ પણ એક સારી નિશાની ગણાય. વેશ પરિધાન અને નકલીવેડાએ તો અહીં જ જાણે માઝા મૂકી હોય એટલી હદે વિલસે છે સારું છે કે ગુજરાતીઓ અહીં બે મહિના સુધીમાં જ આવી જાય છે. જૂન-જુલાઈ તો પંજાબીઓ, હિમાચલ પ્રદેશવાસીઓ અને ઉત્તર પ્રદેશનાં સહેલાણીઓથી ધબકતા હોય છે. ગુજરાતીઓ એટલે જ બીજાં દૂષણોથી મુક્ત રહી શકતાં હશે. અને ગુજરાતીઓ પ્રમાણમાંય મસૂરીમાં ખૂબ ઓછી સંખ્યામાં આવે છે એટલે પણ મસૂરીની માણવા જેવી મઝા, કુદરતને ખોબલે ભરીને પીવાની મઝાથી વંચિત રહે છે. ખડતલ અને ખમીરવંતાં પંજાબીઓ જ આ પહાડી ભૂમિને ખૂંદી શકે.

મસૂરીમાં ચાલવાનું જ છે—બસ ચાલ્યા જ કરવાનું છે. કોઈ પણ જગ્યા ચાર-પાંચ માઈલથી ઓછી નજીક હોય જ નહિ અને આ ચાર પાંચ માઈલ પણ કેવા? પહાડી ચઢાણો અને ઊતરાણવાળા રસ્તા. ઊતરીને જાવ તો પાછા ફરતાં ચડવું પડે, ચઢાણવાળે રસ્તે જવાનું હોય તો આવતી વખતે ઊતરવું પડે. ચામડાના તળિયાવાળા બૂટ-ચંપલ પહેરનારની તો કસોટી જ થાય. રબ્બરના તળિયાવાળાં જ પગરખાં કામ લાગે.

ત્રણ મુખ્ય બજારો સિવાય ગમે ત્યાં ફરીએ એટલે ઊંચાં ઊંચાં વૃક્ષો અને શિખરો-ખીણો જ નજરે ચડે. તેમાંય ધુમ્મસના ગોટે ગોટા આખા પ્રદેશને આવરી લે ત્યારે અને વાદળાંના ઢગલે ઢગલા ઊમટી આવે ત્યારે મસૂરીની રમણીયતા કોઈ અનોખું જ સ્વરૂપ પકડે છે. અને સૂસવાટા મારતા પવનની સામે



ટક્કર ઝીલવા માટે ઊંચાં ઊંચાં વૃક્ષો મૂળમાંથી જરાય ચસક્યા વિના જે રીતે એમની છટા બતાવે છે તે દૃશ્ય ભાગ્યે જ સપાટ પ્રદેશના ઘટાદાર વૃક્ષો પાસેથી જોવા મળે. ભારે વરસાદ અને ઘટાદાર ઝાડીને લીધે ઝાડની છાલ ઉપર ચોમાસુ શરૂ થતાં જે લીલના પોપડા બાઝી જાય છે. તરત જ આવતા શિયાળાની કાતીલ ઠંડી સામે પોતાનું રક્ષણ કરવા માટે વૃક્ષોએ જાણે વસ્ત્રોની તૈયારી ન કરી લીધી હોય !

વરસાદનું જોર દિવસ કરતાં રાત્રે વિશેષ હોય છે. તેમાંય ગાંડો બનેલો પવન અને વીજળીના કડાકા ઉપર કડાકા રાતની ભયંકરતા વધારે છે. આ કુદરતી વીજળીનો અનુભવ કરી શકીએ એટલે એ વખતે ઘરમાંના વીજળીના દીવા બંધ થઈ જાય છે—કૃતિમ વીજળીક શક્તિ કુદરતી વીજળી પાસે જાણે નમતું મૂકી દે છે ! મસૂરીની આ ખાસિયત છે એટલે વર્ષા-ઋતુમાં ત્યાં જનારે મીણબત્તી કે હાથબત્તી પાસે રાખ્યા વિના રાત્રે રહેવું નહિ એ તેની એક વધુ વિશિષ્ટતા જોવા મળી.

ઉત્તર દિશામાં વાદળાં સાથે ભળી જતાં રૂપેરી ચળકતાં બરફ-શિખરો જોવાની મઝા જો માણવી હોય તો વર્ષા ઋતુ ઊતર્યા પછીની ઋતુ વધુ અનુકૂળ હોય છે. વીસેક દિવસના મસૂરી-વસવાટના અમારા ફાંફાં અંતે ફાંફાં જ રહ્યાં અને અમે હિમાચ્છાદિત શિખર ન જોઈ શક્યાં. રૂપેરી વાદળાં જેવો આભાસ નજરે ચડ્યો એ જ. નહિતર ગન હિલ, લાલ ટિબ્બા કે પારી ટિબ્બા ઉપરથી, અરે ખુદ અમે જ્યાં ઊતરેલાં એ ટેકરી પર આવેલા રામપુરના નવાબની એસ્ટેટનાં મકાનોમાંથીય ચોખ્ખાં હિમશિખરો દેખાય છે. જૂનની ત્રેવીસમી તારીખે અમે મસૂરી છોડ્યા પછી અઠવાડિયે આવેલા અમારા યજમાનના પત્રમાં હતું કે તમે ગયા ને ત્રીજે જ દિવસે ઉઘાડ નીકળ્યો અને બરફનાં શિખરો ચોખ્ખાં દેખાયાં. આવી ખબર હોત તો વીસ ભેગા પચીસ દિવસ ત્યાં ગાળવામાં અમને જરાય હરકત આવે તેમ નહોતું ! પણ એમ દૂર રહીને બરફ-શિખર નિહાળી લઈએ તો તો એનું આકર્ષણ મટી જ જાય ને ? બરફનાં શિખરો સર કરનાર ગુજરાતી ટુકડીઓના સમાચાર અમે ત્યાં સાંભળેલાં એટલે હવે એ સાહસ નહિ પણ સહજ ગણાશે કે હિમશિખરો ઉપર માનવી પર્વત-મથકો જેમ ટોળે વળશે. અમેય એવા જ કંઈક ખ્યાલે રહી ગયેલા એ વસવસાને ઘોળી ગયાં.

મધ્યમ વર્ગના માનવીને તો મોંઘું દાટ પડી જાય એવું મસૂરી છે. ઉત્તર પ્રદેશની સરકાર તરફથી મહારાષ્ટ્ર-ગુજરાત સરકાર જેવા હોલીડે હોમ્સ ત્યાં થયાં નથી. એટલે હોટેલો કે બંગલાઓમાં વાસ કર્યા વિના છૂટકો નથી હોતો. ત્યાંની આલીશાન હોટેલો અને વીતી ગયેલી રાજાશાહીના ભવ્ય નિવાસો ભારતની ગરીબીને પોસાય જ શાનાં ? પણ અહીં ગરીબીની વાત જ નથી. લોભામણી ચીજવસ્તુઓવાળા આલીશાન ભંડારો મુંબઈ-મદ્રાસની યાદ દેવડાવે. અને ખરીદી કરનાર વર્ગ પણ ખૂબ વિશાળ હોય છે એટલે ચીજ વસ્તુના મોંમાગ્યા ભાવ પણ ઉપજે છે. આ વેપારીઓ, ભંડાર-માલિકો બહાનું કાઢે છે,— મોસમમાં જ કમાવાનું ને ? બાકી એદીએદ. ફેશન પરેડ ચાલુ હોય તેમ વિવિધ ઢબનાં આધુનિક વેશ-ભૂષા, કેશભૂષા અને છેલ્લી ઢબનાં લાલી-લિપ્સ્ટીકથી સજ્જ સ્ત્રીઓ, અમેરિકા અને પેરિસથી ઊતરી આવેલા આધુનિક વસ્ત્રપરિધાનવાળો નર-સમાજ અને રંગીલાં બાળકોનો ઝમેલો મસૂરીમાં જોઈને તો છક જ થઈ જવાય. પંજાબીઓ ગુજરાતીઓ જેમ ધન ભેગું કરી નથી જાણતાં, વાપરી જાણે છે એ અહીં છતું થયેલું નિહાળ્યું.

પથ્થર એટલા પૂજ્યા દેવ જેવું હિંદુ માનસ મસૂરીમાં ક્યાંય ન વરતાયું. મસૂરીની શરૂઆત લગભગ દોઢસો વરસ પહેલાં મિશનરીઓએ વસીને કરી. શાળાઓથી શરૂઆત થયેલી આ પર્વતનગરીની ખ્યાતિ આજ સુધી વિદ્યાધામ તરીકેની છે. આજેય ત્યાં મિશનરીઓ સંચાલિત શાળાઓ જ વધુ આકર્ષણ જમાવે છે.





શિશુનિકેતન નામની એક જ શાળાનું ભારતીઓ સંચાલન કરે છે. બધી શાળાઓ (Residential School) રહેવાની સગવડ વાળી છે. તિબેટિયનોની નવી થયેલી શાળાઓ સરકારી રાહે ચાલે છે. બાકી બધી શાળાઓ કૅથોલિક અને અમેરિકન માલિકીની છે. આટલી સરસ શાળાઓ હોવા છતાં ઉચ્ચ શિક્ષણ માટેની એક પણ કૉલેજ મસૂરીમાં નથી. આઈ. એ. એસ. થયેલાઓ માટે એક વરસ ફરજિયાત તાલીમ માટે રહેવાનું ભારતનું એક માત્ર મથક મસૂરીમાં છે. પંચાયત અધિકારીઓ, વિકાસ ઘટક અધિકારીઓ, જિલ્લા કલેક્ટરો વગેરેને માટે ટૂંકા ગાળાની તાલીમ-છાવણીઓ (Training-camps) અહીં હોય છે એટલે સરકારી અમલદારોને મસૂરીની અચૂક મુલાકાત લેવી પડે છે. ગરમીના દિવસોમાં થતાં સંમેલનો (Conferences) માટે પણ મસૂરી જ પસંદ કરવામાં આવે છે. સેવોય નામની વિશાળ હોટેલમાં આવાં સંમેલનો તો દરેક ઉનાળે અનેક થઈ જાય છે.

મસૂરીની મુલાકાત લેનારને ત્યાંના ધોધ જોવાનું મુખ્ય આકર્ષણ રહે છે. તેમાંય કેમ્પટી ફોલ લગભગ દોઢસો ફૂટ ઊંચેથી પડે છે. ત્યાં જવાનો રસ્તો વિકટ હોવા છતાં, આ ૯ મી જૂનથી નવો રસ્તો શરૂ થવાથી અનેક સહેલાણીઓનું આકર્ષણ બન્યો છે. બીજા નાના નાના ધોધ તો આટલા ઊંચાં શિખરો પર હોય જ. રાતના વખતે રંગબેરંગી તારાજડિત આકાશ જેવું જેમ દેહરાદૂનથી મસૂરી લાગે છે તેમ મસૂરીથી નીચે નજર ફેંકતા દેહરાદૂનનો સપાટ પ્રદેશ ધરતી પર તારા જડ્યા હોય તેવો રમ્ય લાગે છે. પહાડોનું પાણી ઉકાળ્યા વિના હજમ ન થાય એટલું પચવામાં ભારે હોય છે એટલે મસૂરી તો અપવાદ શાનું હોય ! મસૂરીનો વિકાસ થઈ શકે અને વધુ ને વધુ સહેલાણીઓને આકર્ષી શકાય એવું ઉત્તર પ્રદેશની સરકારે અને મસૂરીની નગરપાલિકાએ ખૂબ ગંભીરતાથી વિચારવું જોઈએ. ત્યાંની કેટલીય જગ્યાઓને હજુ સરસ રીતે વિકસાવી શકાય તેમ છે. થોડીક દૃષ્ટિ દોડાવતાં જ આ બધું થઈ શકે તેમ છે. નગરપાલિકાનાં શિસ્ત અને નિયમો ખરેખર બીજી નગરપાલિકાઓ માટે અનુકરણીય છે. પાણી અને વીજળીનો પુરવઠો કુદરતી રીતે જ મળી શકતો હોવાથી એની ત્યાં અછત નથી. અંગ્રેજો સાથેના વ્યવહારથી ટેવાયેલા ત્યાંના વેપારીઓ, દુકાનદારો અને છૂટક વેચાણ કરતા ફેરિયાઓમાં ગજબનો વિવેક છે.

મસૂરીથી ત્રેવીસમી જૂને નીકળ્યાં તે પહેલાં દિલ્હીમાં ધોધમાર વરસાદથી થયેલી ખુવારી છાપામાં વાંચેલી. પણ જેવાં સવારે નવેક વાગ્યે દેહરાદૂન આવ્યાં ને ગરમી તો સહેવાય પણ નહિ તેવી. અમદાવાદની ગરમીમાંથી ગયાં ત્યારે છત્રીસ કલાક સુધીની રેલ સફરની અસહ્ય ગરમી કરતાંય આ ગરમી વધારે અસરકારક લાગી. એનું કારણ તો વીસેક દિવસ મસૂરીની ઠંડક અનુભવેલી તે જ મુખ્ય હશે એમ લાગ્યું. અને રાત્રે દસ વાગ્યે દિલ્હી સ્ટેશને દિલ્હી મેઇલમાં બેઠાં ત્યારે તો પરસેવે રેબઝેબ થઈ ગયાં. સારું થયું કે અમે મસૂરીથી દિલ્હી મેઇલના ત્રીજા વર્ગના સ્લીપર કોચમાં કરાવેલું રીઝર્વેશન દ્વિ-ટાયરો બદલે ત્રણ પાટિયાવાળા સ્લીપર કોચમાં થયેલું. નહિ-તર અમારી વીસેય દિવસની તાજગી ચોવીસ કલાકમાં એ રેલગાડીએ જ ખૂંચવી લીધી હોત.

ધુમ્મસથી ઘડીભરમાં આખું મસૂરી અલોપ થઈ જાય અને વાદળાંઓનો ગડગડાટ તો છેક નજીકથી સાંભળવા-નિહાળવા મળે એ પર્વત-રાણી મસૂરીમાં મહાલવાનો લહાવો મન ઉપરથી કદી ભુલાય-ભૂંસાય તેમ નથી.



ઈશ્વર પેટલીકર

# ચેતનનો ફુવારો

માણસનું મન મોટાં મોટાં પરિવર્તનોમાંથી પસાર થાય છે અને તેની હલચલ કોઈ એર વધી જાય છે. આને લીધે જીવનમાં ઓટ આવી જાય છે. પણ આ ઓટમાંય જ્યારે ચેતનનો ફુવારો ઊડે છે ત્યારે ભરતી આવી ચડે છે...

એક અધ્યાપક અમદાવાદ એમના કામે આવ્યા હતા. અને એ ભેગા ભેગી એમની કૉલેજમાં વ્યાખ્યાન આપવાનું મને આમંત્રણ આપવા રૂબરૂ આવ્યા હતા. અમે પહેલી જ વખત મળતા હતા. સાહિત્યના બંનેના સમાન રસને લીધે ઠીક ઠીક સમય વાતો ચાલી. તે દરમિયાન મારી સાથે આત્મીયતા સધાવાના કારણે એમણે એમની અંગત વાતનો ઉલ્લેખ કરતાં કહ્યું: 'મને ઘણી વખત થતું કે તમને મારી બળતરા લખી જણાવું. પરંતુ મન પાછું પડતું હતું. એક તો એની કોઈ દવા ન હતી. પ્રાણ અને પ્રકૃતિ સાથે જાય. વળી તમે સ્ત્રી જાતિનો જ પક્ષ લેવાના તેય મનમાં વસી ગયું હતું. છતાં આજે રૂબરૂ આવ્યો છું ત્યારે વાત કરું જ એમ થાય છે.'

હું સહેજ મલકીને બોલ્યો: 'તમારા કરતાં બીજા એક ભાઈને મારા અંગે જુદો જ અનુભવ થયો. પતિપત્નીને થતાં ઘર્ષણનું નિવારણ શોધવા એમને થયું કે મારી પાસે આવી બંનેએ એકબીજા અંગેના કચવાટનાં કારણો જણાવવાં અને હું શું માર્ગ બતાવું છું તે જાણી લેવો. પત્નીએ તેનો અસ્વીકાર કરતાં કહ્યું—મારે એમની પાસે નથી આવવું. હું એમનાં લખાણ વાંચું છું. એ પુરુષોનો જ પક્ષ લે છે અને સ્ત્રીઓના જ દોષ જુએ છે!'

અધ્યાપક બંધુ જોરથી હસી પડતાં બોલ્યા: 'આ તો સાવ વિચિત્ર જ કહેવાય. મને તમારાં લખાણો કાયમ સ્ત્રીઓનો પક્ષ કરતાં લાગ્યાં છે અને પુરુષોને જ સુધરવાની એકતરફી સલાહ આપો છો!'

અને અધ્યાપક બંધુ પોતાની વાતનો ઉલ્લેખ કરતાં આગળ બોલ્યા: 'મારું દર્દ તો ક્રોનિક—અસાધ્ય જ માનતો થયો છું. પડ્યું પાનું નિભાવી લેવું રહ્યું તેમ માની લીધું છું. પરંતુ મારું જે દુઃખ છે તે એ કે પ્રેયસી પત્ની બનતાં ધીમે ધીમે પ્રેમવિહીન શાથી બની જતી હશે? એ પ્રેમાળ ન હોત તો એ ખાતું જ માંડી વાળત. પરંતુ એના પ્રેમમાં હું નાહ્યો છું. અમે કૉલેજમાં સાથે હતાં અને ત્રણ વર્ષના પરિચયને અંતે એના માબાપનો વિરોધ હતો છતાં એ છાનીમાની મારી સાથે પરણી હતી. એ જ પ્રેયસી આજે છ વર્ષના લગ્નજીવન પછી અને બે બાળકોની માતા બન્યા પછી એવી બદલાઈ ગઈ છે કે મને પોતાને એના સામે તાકી રહેતાં આશ્ચર્ય થાય છે કે એ આ જ મંજરી હશે કે બ્રહ્માએ એવા જ રૂપ-રંગની બીજી મંજરી ઘડીને બદલી લીધી હશે.'

અધ્યાપક યુવક અત્યારે પણ એવા જ આશ્ચર્યમાં પડી ગયો હોય તેમ ઘડીભર મૂગો થઈને શૂન્યમનસ્ક તાકી જ રહ્યો અને પછી એમાંથી જાગતાં બોલ્યો: 'અમે પરણ્યાં ત્યારે સ્વર્ગને અને અમારે ચાર આંગળ છેટું હતું એવા સુખમાં નહાતાં હતાં. મંજરીનાં માબાપે લગ્ન થયાની ખબર પડતાં, વિરોધને જતો કરીને અમારાં લગ્નને આશીર્વાદ આપ્યા હતા. અમારી સ્થિતિ નરમ હતી છતાં મંજરી એનાં માબાપનો વિરોધ વેઠીને આવી હતી એથી તેને ઓછું ન આવે માટે દીકરીના લગ્ન પ્રસંગે પણ જેવો જમણવાર ન કરીએ તેવો ધામધૂમથી કર્યો હતો. એણે પોતે એનો સંતોષ વ્યક્ત કરતાં કહ્યું હતું કે, સાચે જ તારાં માબાપ ઘણાં ભલાં છે અને આટલા ઉમંગથી જો દરેક ઘરમાં વહુને આવકારવામાં આવતી હોય તો સ્ત્રી જાતિને કંઈ દુઃખ ન રહે. એને સ્થાને આજે છ વર્ષને અંતે જે સ્થિતિ છે તે કોઈ કરુણ લગ્ન કરતાં સારી નથી.' અને એ કરુણતા એની આંખમાં આવીને વસી હોય તેમ અધ્યાપકની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં.





એને હૈયું હાલવવા દેવા હું વચ્ચે ન બોલ્યો એટલે ખિસ્સામાંથી રૂમાલ કાઢી આંખ લૂછી નાખતાં એણે કહ્યું: 'એણે એક વખત આપઘાત કરવાનો પ્રયત્ન કર્યો તેમાંથી બચી ગઈ અને મારી આબરૂ સચવાઈ રહી. પ્રેમલગ્નથી અમે પરણેલાં છીએ એટલે અંતરનું દુ:ખ બીજાને કહેતાં પણ શરમ આવે છે. પરંતુ કોઈ કોઈ વખત નિરાશ થઈ જાઉં છું ત્યારે ઘર છોડીને ચાલી જવાનું મન થઈ આવે છે. મંજરી પ્રત્યે પ્રેમ તો રહ્યો જ નથી, દયા કેટલી રહી છે તેય કહી શકતો નથી, પરંતુ બે બાળકોની માયા અને એને એકલી નિરાધાર છોડી જવામાં કાયરતા માનું છું. માટે રગસિયું ગાડું ખેંચું છું. કૉલેજના થનગનતાં જુવાન યુવકયુવતીઓને જોઉં છું ત્યારે એ દિવસો યાદ આવીને સતાવે છે, અને છ જ વર્ષમાં સ્વર્ગમાંથી ક્યાં નરકમાં જઈને પડ્યો છું તેની પીડા કેમેય શમતી નથી. કોઈ પણ સ્ત્રી, આટલી બધી જડ બની શકતી હશે? મંજરી આવી પ્રત્યાઘાતી શી રીતે બની ગઈ? હું એ બધું વિચારીને થાકી ગયો, પણ એનો ઉપાય જડ્યો નથી અને જડે તો પણ એ દવા એને લાગુ પડે તેની આશા નથી રહી!'

હું: 'જો નિરાશાવાદી જ બની જશો તો પછી તમને કોઈ ઉપાય ઉપર શ્રદ્ધા નહિ રહે.'

'ચોર કોટવાળને દંડે તેવી સ્થિતિ હોય પછી નિરાશા ન વ્યાપે તો શું થાય? હું એનાથી દુ:ખી થઈ રહ્યો છું અને ઉપરથી મને દંડે છે કે તમે મને દુ:ખી કરો છો!'

'પરંતુ તમે જેમ પ્રમાણિક રીતે માનો છો કે એ તમને દુ:ખી કરી રહી છે તેમ એ પણ એટલી જ પ્રમાણિક રીતે માનતી હોય કે તમે એને દુ:ખી કરી રહ્યા છો, એમ કેમ ન બને?'

'જો એ સાચું હોય તો હું તે સ્વીકારવા તૈયાર છું પરંતુ એની તો કમજોર ઔર ગુસ્સા બહોત જેવી સ્થિતિ છે. એની ભૂલ જ ન કાઢી શકાય. ટીકાટીપ્પણ કર્યું કે બસ વિફરી બેસે!'

'એ સ્વભાવનો પરચો લગ્ન પહેલાં થોડોઘણો થયો તો હશે ને?'

'એ તીખા સ્વભાવની છે તેમ લાગેલું પરંતુ એ તીખાશ મોં જ બાળી દેશે તેવો ખ્યાલ નહિ આવેલો. સ્વાદ પૂરતી તીખાશમાં જેમ લહેજત આવે છે તેમ એ તીખી બનતી ત્યારે ગમ્મત પડતી હતી.' એ સ્મરણમાંય આનંદ લેતાં અધ્યાપક યુવકનું મોં મલકી ગયું.

હું: 'એને પણ એ જ રીતે તમારા સ્વભાવ વિષે ફરિયાદ હશે ને?'

અધ્યાપક: 'એને એમ છે કે મારો ટીકાટીપ્પણ કે ટોકવાનો સ્વભાવ ઘણો ખરાબ છે. સાસુ પણ મારા કરતાં સારી હોઈ શકે!'

હું: 'એનો પરચો એને પણ લગ્ન પહેલાં થયો હશે ને!'

અધ્યાપક: 'તે વખતે એ ટીકા એને મીઠી મજાકભરી લાગતી હતી. અને તેના સામો જવાબ આપી આનંદ લૂંટતી હતી. પરંતુ હવે તે એનો જુદો અર્થ કરે છે કે મારામાં ભારોભાર ધણીપણું છે અને તેના તોરમાં હું એને ટોક્યા કરું છું અને ખામી શોધ્યા કરું છું. તેમાંય બાળકો થયા પછી એ સ્થિતિ વધુ પડતી વણસી ગઈ છે.'

'શી રીતે?'

'બીજી બધી વાતો હું ના છૂટકે સહી લેતો હતો, પરંતુ બાળકો પ્રત્યે બેદરકાર રહે તે શી રીતે વેઠી શકાય? એક શિક્ષિત માતા પાસે બાળકોના ઉછેરની બાબતે કેટલી બધી આશા રાખીએ પણ એ અભણ માતા જેટલી કાળજી પણ ન લે ત્યારે દુ:ખ થયા વિના ન રહે અને ગુસ્સામાં ઉપડતા સાદે બોલાઈ જવાય.'

'કેવળ ઉપડતા સાદે કે અપશબ્દ પણ બોલાઈ જાય?'

'અપશબ્દ મારા મોંમાંથી નથી નીકળતો. સંસ્કાર જ એવા પડેલા છે કે હું તે બોલી શકતો નથી. એટલું જ નહિ, પણ કોઈ બોલે તે સાંભળવું પડે તેનીય શરમ



આવે. તેથી બહુ ખિજાઈ ઊઠું ત્યારે 'મૂરખની સરદાર છે.' એ જ મોટામાં મોટું વેણ મોંમાંથી નીકળી જાય છે.'

'કોઈ વખત જ કે વારે વારે ?'

'કોઈ વખત તો ન કહેવાય, વારે વારે પણ નહિ. પરંતુ ઠીક-ઠીક વખત એ વેણ નીકળતું હશે.'

'એનાથી એ ટેવાઈ ગઈ છે કે ઉશ્કેરાય જાય છે ?'

'ગુસ્સો, મેં કહ્યું તેમ એનામાં વધુ પડતો છે એટલે જાણે મેં એને મા-બહેન કે બાપ સમી ગાળ દીધી હોય તેમ એ વેણે ખિજાઈ જાય છે અને તે મને એના મોંમાં ન શોભે તેવા શબ્દો સંભળાવી જાય છે.'

'એથી ઉશ્કેરાઈ જઈને તમે એને મારો ખરા ?'

'એ ત્રણ વખત મારી હતી પરંતુ હવે મારતો નથી.'

'કેમ ?'

'એનો ગમે તેટલો દોષ હોય પણ મારા માટે એવું વર્તન શોભાભર્યું ન જ ગણાય. તેથી હાથ ન ઉપાડવાની મનથી ગાંઠ વાળી છે.'

'તો ઉશ્કેરાય ત્યારે શું કરો છો ?'

'છેવટ ન સહેવાય તો બહાર ચાલ્યો જાઉં છું.'

'એથી એ વધુ ઉશ્કેરાય છે ?'

'કોઈ વખત એમ પણ બને અને બહાર લોક સાંભળે તેમ એ બરાડા પણ પાડી બેસે છે.'

'આ એના વર્તનનું તમે શું કારણ માનો છો ?'

'ઘરના સંસ્કાર જ માનવા રહ્યા. લગ્ન પહેલાં સાથે રહેવાનું બનેલું નહિ એટલે એ પોત પ્રકાશેલું જોવા મળેલું. નવું નવ દહાડા તેમ ઉપલો ઢોળ ઊતરી ગયો અને પિત્તળ ઉઘાડું પડ્યું.'

'સંસ્કાર જ જો માનીએ તો એની બીજી બહેનો પણ એવી જ હોવી જોઈએ. એ કેટલી બહેનો છે ?'

'પણ બીજી બેઉનો સ્વભાવ ઘણો સારો છે.'

'તમને કદાચ દૂરથી સારો લાગતો હોય, પણ એવો સાચેસાચ ન પણ હોય.'

'એવું નથી તેની મેં ખાત્રી કરેલી છે.'

'તો સંસ્કારનો દોષ નથી એ તો સ્વીકારવું જ રહ્યું.'

'એને મોટાઈનું મિથ્યાભિમાન બહુ છે. મારી સાથે પ્રેમને વશ થઈ એ પરણી ખરી, પણ એનું એ મિથ્યાભિમાન પોષાયું નથી. તેનું હવે એ દુઃખ અનુભવે છે. નાતની બહારનો હું હોત તો 'એને બહેનો સાથે સરખામણી કરવાનું ન રહેત, પરંતુ હુંય એ જ નાતનો છું એટલે એનાં માબાપને જે કારણે મારા અંગે વિરોધ હતો, તેય હવે તેને નડે છે. વળી હું શિક્ષક થયો તેય એને ખાસ પસંદ નથી. એના બંને બનેવીઓ કુળવાન છે અને આર્થિક રીતે સદ્ધર છે અને વેપારી છે. હું ઘરનો ગરીબ છું અને ધંધે પણ સમાજ જેને બિચારો ગણે છે તેવો શિક્ષક છું. હું શિક્ષક છું તેવું પોતાના વર વિષે કહેતાં એને શરમ આવે છે !'

હું : 'કદાચ એમ હોય કે તમે શિક્ષક ન હોત તો તમારો સ્વભાવ ટીકા-ટીપ્પણ કરવાનો ન હોત તેમ એ માનતી હોય.'

અધ્યાપક : 'સામાન્ય રીતે બધી બહેનોને સાસરું એક સરખું મળતું હોતું હોતું નથી. તેમાંય વળી એ તો રાજી ખુશીથી પ્રેમને વશ થઈને મારી સાથે પરણી હતી, તેમાં આવા મુદ્દા દુઃખી થવા ઊભા જ થવા ન જોઈએ. રૂઢિથી પરણેલી છોકરીને મનમાં અસંતોષ હોય તો ય નસીબમાં હતું તે મળ્યું તેમ સંતોષ માને છે. એને બદલે પ્રેમથી પરણેલીને સંતોષ તો ક્યાંય રહ્યો, પણ જાણે તેના દુઃખનો પાર ન હોય તેમ એ આપઘાત સુધીની કોશિશ કરે ત્યારે મારા દુઃખની સીમા ન રહે તેનો એને વિચાર જ આવતો નથી. આપઘાત ન કરીને જાણે જીવતી રહી મને વધુ શિક્ષા કરવા માગતી હોય તેમ મારી કોઈ વાત ધ્યાનમાં જ લેતી નથી. મારી વાત ધ્યાનમાં ન લે એનુંય હું દુઃખ ન કરું, પણ એક ગૃહિણી તરીકે ઉમંગથી ઘર સંભાળે, માતા તરીકે બાળકોને વાત્સલ્યપૂર્વક સંસ્કાર આપે અને પત્ની તરીકે મને પ્રેમ નહિ





તો છેવટ ઉમળકો—વિવેકનો ઉમળકો બતાવે એટલી તો આશા રાખું કે નહિ? પરંતુ એ તો એવી જડ બની ગઈ છે અને દિવસે દિવસે વધુ જડ બનતી જાય છે કે જાણે પથ્થર ઉપર પાણી! ઘર મને ખાવા ધાતું હોય તેવું બિહામણું લાગે છે. અને તમારા જેવા સમાજસુધારકો એના ઉકેલ બતાવે છે પણ જડ બનેલી મંજરીમાં ચેતન આવે તેવી શ્રદ્ધા મને રહી નથી!'

આ જાતની ઓછીવત્તી ફરિયાદ આ અધ્યાપક પૂરતી મર્યાદિત નથી. મોટે ભાગે પતિપત્નીને એકબીજા સામે એ રહેતી હોય છે અને તે રૂઢિથી નહિ પણ પ્રેમ-લગ્નથી પરણેલાં વચ્ચે પણ, છતાં કોઈ કોઈ શ્રદ્ધા ગુમાવી બેસે તેથી એનો કોઈ ઉપાય નથી તેમ માની લેવાની જરૂર નથી. લગ્નજીવનમાં સમય વીતતાં જે જડતા જોવા મળે છે તે પ્રકૃતિનો અવગુણ નથી કે સ્વભાવનો ન સુધરી શકે તેવો અવગુણ પણ નથી. એમાંથી નેવુ ટકા તો માનસિક વલણને કારણે આવેલી ઓટ હોય છે. અને તે વલણો સુધારવાથી લુપ્ત થયેલો ચેતનનો ફુવારો ફૂટે છે અને ઓટને સ્થાને ભરતી જોવા મળે છે.



મહારાષ્ટ્રમાં કરાડ નજીક દેશ-મુખવાડી ખાતે કોયના જળ વિદ્યુત અને નહેર યોજના કુદરત ઉપર માનવે મેળવેલો વિજય સાબિત કરે છે. પોફાલી ખાતે ભૂગર્ભમાં વીજળીઘર સંરક્ષણની દૃષ્ટિએ મહત્ત્વનું છે. પહેલા તબક્કે ૧,૨૦,૦૦૦ કિલોવૉટ જેટલી વીજળી પૂરી પાડવાનું શરૂ કરી દીધું છે. વીજળી ઉત્પાદન ઉપરાંત બંધ પાછળ આવેલું ૧૧૫ કિલોમીટર વિસ્તારવાળું શિવાજીસાગર તળાવ સતારા અને સાંગલી જિલ્લાની એક લાખ એકર જમીનને લાભદાયી નીવડશે. ચિત્રમાં કોયના બંધનું વિશાળ ટાવર દેખાય છે.

માંડી એક પારિભાષિક કોષની પણ તૈયારી કરી. પણ ગજ્જરની કીર્તિની ઇર્ષ્યા થવા માંડી. પરિણામે તેમને વડોદરાની નોકરી છોડવી પડી. આમ ગજ્જર ગુજરાતમાં ટેકનિકલ કેળવણી અને શિક્ષણનો પાયો નાખનાર છે.

ગજ્જરસાહેબ વડોદરા છોડી મુંબઈ ગયા. અલબેલી મુંબઈ નગરીમાં ૧૮૯૭માં એક ગંભીર ઘટના બની. કોઈએ મહારાણી વિક્ટોરિયાના બાવલાના મુખને ડામરથી કાળું કરી નાખ્યું. કોઈ રીતે રંગ જાય નહીં. ગજ્જરે આ ડાઘા કાઢવામાં સફળતા પ્રાપ્ત કરી. આ કાર્યે રસાયણશાસ્ત્રી તરીકેની તેમની પ્રતિષ્ઠા વધારી અને દુનિયામાં આપણા દેશનું નામ રોશન કર્યું.

ગજ્જર સાહેબ પ્રથમ વિલ્સન કૉલેજમાં પ્રોફેસર તરીકે રહ્યા અને ત્યાં પોતાની એક ખાનગી પ્રયોગશાળા કાઢી (૧૮૯૯). એ અરસામાં જૂનાં પીળાં પડી ગયેલાં મોતી સાફ કરવાની રીત તેમણે શોધી કાઢી. આ કામમાં તેમને સારી આવક થવા લાગી. મુંબઈના તેમ જ બહારના મોતીના વેપારીઓ તેમને ખૂબ કામ આપવા લાગ્યા. આ બધો પૈસો તેમણે પોતાની પ્રયોગશાળા વિકસાવવા માટે વાપરવા માંડ્યો. ૧૯૦૦માં ગજ્જરસાહેબે ગિરગામમાં ટેકનોકેમિકલ લેબોરેટરી શરૂ કરી તેમાં મુંબઈ યુનિવર્સિટીના એમ. એસસી. અને અનુસ્નાતક વર્ગો ચલાવતા. આમ તે જમાનામાં એમ. એ. અને એમ. એસસી. ના વિદ્યાર્થીઓ ગજ્જરસાહેબની પ્રયોગશાળામાં અભ્યાસ કરી બહાર પડતા. તેમાંથી ૨૫૭ વિદ્યાર્થીઓ આ રીતે બહાર પડ્યા હતા. આમાં આપણા જાણીતા સાહિત્યરસિક વૈજ્ઞાનિક ડૉ. કાન્તિલાલ છગનલાલ પંડ્યા હતા.

આપણા વિજ્ઞાન શિક્ષણ અને સાહિત્યને પોતાની સેવા આપનારા ગુજરાતીઓમાં ગજ્જરસાહેબનું સ્થાન અને વ્યક્તિત્વ અનેરું હતું.

ગજ્જરસાહેબ રસાયણ વિજ્ઞાનના એક પ્રાધ્યાપક તરીકે, વડોદરાના કલાભવનના આદ્ય પ્રણેતા તરીકે, મુંબઈમાં વિજ્ઞાનના શિક્ષણ અને સંશોધનને તથા રાસાયણિક ઉદ્યોગને અસાધારણ વેગ આપનાર તરીકે, મહારાણી વિક્ટોરીઆના મુંબઈના આરસના પૂતળા પરથી ડામરના ડાઘ કાઢી નાખનાર તરીકે, જૂનાં પીળાં પડી ગયેલાં મોતીને ધોઈ તદ્દન નવાં જેવાં બનાવનાર રસાયણવિદ તરીકે, પ્લેગ કોલેરા જેવાં ભયંકર દર્દોની નવી અને અકસીર ઔષધિ બનાવી જનસમાજને આપનાર તરીકે, અસાધારણ પ્રતિભાશાળી વ્યક્તિ તરીકે ગજ્જરસાહેબના કાર્યનું અને સિદ્ધિઓનું પૂરું નિરૂપણ કરવા જઈએ તો એક મોટો ગ્રંથ ભરાય એટલી સામગ્રી મળે. તેવી રીતે જે સહગામી ત્રુટિઓએ અને અનેક દુર્ભાગ્ય–સંયોગોએ ગજ્જર સાહેબનું ઉત્તર જીવન કરુણ, નિષ્ફળ અને દુઃખભર્યું બનાવ્યું અને તેમની તેજસ્વી બુદ્ધિનો લાભ દેશને બહુ ન લેવા દીધો એ વિષે અત્યારે મૌન જ ઉચિત લાગે છે. એમના જીવનની રસાયણ સમી પ્રેરણાઓ તેમજ ગંભીર ચેતવણીઓ અવિદિત રહી નથી.

પ્રોફેસર ગજ્જર પોતે લેખક કે પ્રકાશક ન હોવા છતાં, ગુજરાત અને ગુજરાતીમાં વિજ્ઞાનનું અવતારણ કરવાની સૌથી પહેલી અને તે કાળના પ્રમાણમાં ઘણી હિંમતભરી અભિલાષાઓના, યોજનાઓના તથા પ્રવૃત્તિઓના પણ તે પિતા હતા. છઠ્ઠી ગુજરાત સાહિત્ય પરિષદના વિજ્ઞાન વિભાગના અધ્યક્ષ પ્રો૦ સાંકળચંદ શાહે બહુ યોગ્ય રીતે આ પ્રત્યે આપણું ધ્યાન ખેંચ્યું હતું (જુઓ, વિજ્ઞાન વિભાગના અધ્યક્ષનું ભાષણ, ૧૯૨૦): વિજ્ઞાનની પરિભાષા ગુજરાતી ભાષામાં ઉતારવાનો પહેલો ભગીરથ પ્રયાસ પ્રો૦ ગજ્જરે આરંભ્યો હતો. વડોદરાના કલાભવનમાં એમનો શ્રમ સફળ થયો હતો. ગુજરાતી વિજ્ઞાન સાહિત્યની ઉત્પત્તિનું આ થયું પ્રથમ પ્રકરણ.

આજથી લગભગ પોણી સદી પૂર્વે જ્યારે ગુજરાતી માધ્યમની કલ્પના પણ આપણા કેળવણીકારોને નહોતી ત્યારે ગુજરાતમાં પ્રો૦ ગજ્જરે કેવા પ્રયાસ કર્યા હતા તેના ભાનથી આપણે નમ્ર અને ઉત્સાહી બનવાનું રહે છે. એ આખા કાર્યની મહત્તા વિષે

હવે કોઈને સંશય રહે એમ નથી. ' અધવચ છોડી દીધેલા આ કાર્ય તરફ કદાચિત ગોવર્ધનરામના સમાગમને લીધે ગજ્જરસાહેબનું મન ઘણી વાર પાછું વળતું હતું, ને ' જ્ઞાન મંજૂષા 'ની ઉમળકાભરી વાતો એમના મુખથી સાંભળવામાં પણ આવતી. ' ( મરહુમ ડૉ. કાન્તિલાલ છ. પંડ્યા )

ગુજરાત સાહિત્ય પરિષદની દૃષ્ટિ વિજ્ઞાન સાહિત્ય તરફ બરોબર વળી ત્યારે—પ્રથમ વિજ્ઞાન વિભાગ પરિષદમાં શરૂ કરી તેની પ્રથમ બેઠક મળી ત્યારે તેઓ અત્યંત બિમાર હતા અને ત્રણ માસની અંદર એમણે દેહ છોડયો ( ઈ. સ. ૧૯૨૦, જુલાઈ ૧૬ મી તારીખ ).

બંગાળમાં જે કામ આચાર્ય પ્રફુલચંદ્ર રેએ કર્યું તે કામ ગુજરાતમાં પ્રોફેસર ગજ્જરે કર્યું છે. બંને લગભગ સમકાલીન હતા. પૂર્વ હિંદમાં રે અને પશ્ચિમ હિંદમાં ગજ્જર.

ગજ્જરે રાસાયણિક ઉદ્યોગ માટે ખૂબ પ્રયત્નો કર્યા : બંગાળમાં પણ રેએ એવા જ પ્રયત્નો કર્યા. બંગાળમાં આ ઉદ્યોગ ઊભો કરવામાં રેની મદદ અને પ્રેરણા ખૂબ હતી : એવી જ રીતે ગુજરાતમાં પણ ગજ્જરે આ કાર્યમાં ખૂબ મદદ અને પ્રેરણા આપી. જે કામ રે કલકતામાં સરસ રીતે પાર ઉતારી શક્યા તે કામ પ્રો. ગજ્જર ગુજરાતમાં ને મુંબઈમાં કરવા ચાહતા હતા, છતાં તેમના કાબૂ બહારના સંજોગોને લીધે તેને પૂરેપૂરું પાર ન ઉતારી શક્યા. પણ તેમના પ્રયત્નોની સાક્ષી રૂપે ગુજરાતનો રસાયણ ઉત્પાદન ઉદ્યોગ ફાલ્યો ફૂલ્યો છે.

હિંદે આચાર્ય પ્રફુલ્લ રેની જન્મ શતાબ્દી ગયા વર્ષે ઉજવી : આ વર્ષે એવા જ પ્રતિભાશાળી પ્રોફેસર ગજ્જરની જન્મ શતાબ્દી આપણે ઉજવીએ છીએ એ આપણું બડભાગ્ય છે. હિંદના પુનરૂત્થાનના મહાન કાર્યમાં પ્રોફેસર ગજ્જરનું નામ સુવર્ણ અક્ષરે અંકાયેલું છે.

આપણા વિજ્ઞાનના વિદ્યાર્થીઓને આ પ્રસંગ પ્રેરણા અને ઉત્સાહ આપે અને ગુજરાતી હિંદનું વિજ્ઞાન સમસ્ત જગતને કલ્યાણરૂપ બને.





પૂર્વ કઝાખસ્તાનના કિરોવ સામુહિક ખેતરમાં ગાયોને દોહવા માટેનું એક નવું યંત્ર શોધવામાં આવ્યું છે. ૧૬૭ ગાયોને અગાઉ બાર માણસો દોહી શકતા, અત્યારે આ યંત્રથી એ જ માણસોની મદદથી સીધું ખેતરમાં લઈ જઈને ગાયોને દોહી શકાય છે. ઉપરના ચિત્રમાં આ યંત્ર કામ કરતું દેખાય છે.

ડૉ. ભાનુપ્રસાદ પંડયા

# વનમહોત્સવ

દર વરસે રાષ્ટ્રભરમાં વનમહોત્સવ ઉજવાય છે. વૃક્ષારોપણનો આ મંગળ પ્રસંગ પ્રદેશને સમૃદ્ધ બનાવવા માટે છે. ગુજરાતમાં પણ આ પર્વ હોંશભેર ઉજવાય છે. ખેતીવાડી અને જંગલખાતાના ગુજરાત રાજ્યના ઉપમંત્રીશ્રીએ આ લેખમાં આ વિષે અભ્યાસુ છણાવટ કરી છે...

આપણા દેશમાં પરાપૂર્વ કાલથી વૃક્ષો અને વનસૃષ્ટિને જીવંત તત્ત્વો માનીને તેમની પૂજા થતી આવી છે. વૃક્ષના ઉછેરને પુણ્ય અને વૃક્ષના છેદનને મહાપાપ માનવામાં આવ્યું છે. એટલે આપણે માટે વૃક્ષઉછેર અને વનસ્પતિજતનનું આ પર્વ કંઈ નવું નથી. ઉલટું એક પરંપરાથી આવતા કાર્યનું ફરીથી સ્મરણ છે.

વનમહોત્સવની ઉજવણી પાછળની દૃષ્ટિ સમજવા જેવી છે. વન મહોત્સવ એટલે વનસંપત્તિનાં સંવર્ધન, જતન અને રક્ષણનું પર્વ. આ પર્વ દ્વારા આપણે વનસંપત્તિનો વિકાસ કરી દેશની આબાદી અને પ્રગતિ માટે કાર્ય કરવાનું છે.

ઝીણવટથી એક બીજી દૃષ્ટિએ વિચારીએ તો વન-મહોત્સવની આજે જેટલી જરૂર છે તેટલી ભૂતકાળનાં વર્ષોમાં પણ ન હતી. કારણ કે મોરચે લડતાં સૈન્યોને સુસજ્જ કરવાની અન્ય ઉપયોગી સામગ્રીમાં લાકડું પણ ખૂબ અગત્યનું છે. સંરક્ષણ પ્રયાસોને સફળ બનાવવામાં લાકડું પણ એક આવશ્યક સામગ્રી છે. અને અનેકવિધ ઉપયોગ માટે તે વપરાય છે. યુદ્ધ કાળના સંરક્ષણ પ્રયાસો માટે લાકડાની માંગ વધી પડે છે એવી જ રીતે રેલવે માટે અને બાંધકામ માટે પણ લાકડાંની માંગ વધતી જાય છે.

આ કંઈ માત્ર આ વખતે જ બન્યું છે એવું નથી. ગયા પ્રથમ અને બીજા વિશ્વયુદ્ધનાં વર્ષોમાં પણ આવી જ માંગ હતી. વળી વિજ્ઞાનની પ્રગતિને કારણે પણ લાકડાંનો ઉપયોગ વધ્યો છે. નિષ્ણાતોના મતે પ્રથમ વિશ્વયુદ્ધ પહેલાં લાકડાં અને તેમાંથી પેદા થતી સામગ્રીના ૪૦૦ ઉપયોગ હત જ્યારે યુદ્ધ પછીનાં વર્ષોમાં તેના ૪૦૦૦ ઉપયોગ છે.

આ બધું જોતાં દેશની પ્રગતિ માટે અને દેશની આબાદી માટે અને સંરક્ષણ પ્રયાસોની સહાય માટે વનસમૃદ્ધિ વધારવાની, વધુ વૃક્ષો વાવવાની આજે ઘણી જરૂર છે. દેશની કટોકટી કાળે વૃક્ષ સંપત્તિ વધે અને તે દ્વારા આપણી સંરક્ષણ પ્રવૃત્તિ વધુ ને વધુ કાર્યક્ષમ રહે તેમ આપણે કરવાનું છે.

વનમહોત્સવ આ હકીકત પ્રત્યે આપણને સજાગ બનાવે છે. આ માત્ર દર વર્ષે વર્ષાઋતુના પ્રારંભે ઉજવાતું એક પર્વ કે ઉત્સવ નથી પણ સંરક્ષણ અને સમૃદ્ધિ માટેની એક આવશ્યક સામગ્રીના સંવ-ર્ધન અને જાળવણી માટે દેશના પ્રત્યેક નાગરિકને પોતાનો ફાળો આપવા જાગૃત કરતી એક રચનાત્મક પ્રવૃત્તિ છે. આમ તો આ ઉત્સવ આ દેશના જાહેર જીવનનું એક અગત્યનું અંગ બની ગયો છે અને એ પ્રત્યે બહુજન સમાજનો વધતો પ્રેમ કુદરતની અદ્‌ભુત ભેટ સમાન વૃક્ષો તરફનો આપણો આદર બતાવે છે. આપણી સંસ્કૃતિનું એ સાચું દર્શન છે એટલે બીજા શબ્દોમાં કહીએ તો વનમહોત્સવ એ વૃક્ષોએ માનવસમાજની કરેલી સેવા માટે એના પ્રત્યે કૃતજ્ઞતાની ભાવના દર્શાવવાનું એક પર્વ છે. માનવ જીવન સાથે વૃક્ષો એટલાં તો સંકળાએલાં છે કે વૃક્ષોની ભેટ સમાં ફળ, ફૂલ કે લાકડાં સિવાયની જિંદગી પણ આપણે કદાચ ન કલ્પી શકીએ. લાકડું એ મનુષ્યનું જીવન છે. એમ કહીએ ત્યારે જીવનમાં નાનાં મોટાં કામોમાં વપરાતા લાકડાની અગત્યતા આપણી નજર સમક્ષ ખડી થાય છે. મનુષ્યના જીવ-નમાં આદિ ને અંત સુધી લાકડું મહત્ત્વનો ભાગ ભજવે છે. વૃક્ષો લાકડું પૂરું પાડવા ઉપરાંત બીજી અનેક વૈવિધ્યપૂર્ણ સામગ્રીઓ પણ આપણને આપે છે. એવી એવી થોડી સામગ્રીમાં રેસા અને ગુંદર, રંગ અને કોલસો, ખાદ્ય તથા અખાદ્ય તેલો અને દવાઓ વગેરે ગણાવી શકાય. આગળ કહ્યું તેમ વિજ્ઞાને લાકડું અને તેની સામગ્રીના ચાર હજાર ઉપ-





રાંત ઉપયોગો શોધ્યા છે. અને યુદ્ધકાળમાં જ્યારે મોરચે લડતા સૈનિક કે ઉત્પાદન પ્રયાસોમાં ગુંથાયેલા નાગરિકને તેના કાર્ય માટે કેટલીક સામગ્રીની જરૂર પડે છે ત્યારે વૃક્ષો એક અગત્યનું સાધન બને છે. પણ લાકડું કે એવી વૃક્ષોત્પાદિત સામગ્રી આપવા જેટલું જ વૃક્ષોનું મહત્ત્વ નથી. એની બીજી કલ્યાણ-કારી પ્રવૃત્તિ તો એથી અનેકગણી અગત્યની છે.

આ પૃથ્વીના પટ પર મનુષ્યના અસ્તિત્વ પહેલાંય વૃક્ષોનું અસ્તિત્વ હતું. મનુષ્યનું પૃથ્વી પર આગમન થયું તેનાંય લાખો વર્ષ પહેલાં વૃક્ષોની આ પૃથ્વી પર હયાતી હતી. હવામાનની અસ્થિરતા કાબૂમાં રાખવા, ઢોળાવ પડતા ડુંગરોની માટી જકડી રાખવા, જમીનની ફળદ્રુપતા મોટા જથ્થામાં સંઘરવા તથા પ્રાણીજીવનને ઉપયોગી તત્વો પૂરાં પાડવા જેવી કામ-ગીરી એ પૃથ્વી પરના માનવીના આગમન પહેલાં કરતાં હતાં. વરસાદના વરસવાથી પૃથ્વી પર પડતી જોરદાર જલધારાથી ઘસાઈ જતી માટીને ઘસડાતી અટકાવી વૃક્ષો માટી અને ભેજનો સંગ્રહ કરે છે. જમીન માટે ઉત્તમ ઢાંકણું પૂરું પાડે છે. અને સૂર્યના તાપથી ગરમ બની જતી હવાને વૃક્ષો પોતાની શીતળ-તાથી સમધાત રાખે છે. બીજી રીતે કહીએ તો સર્જન અને વિનાશ એ બંને પરિબળોની વચ્ચેની સમતુલા સાચવવાનું કામ વૃક્ષો—જંગલો કરે છે. જંગલોનાં વૃક્ષોની લીલી ચાદર વાતાવરણ ઠંડું અને ભેજવાળું બનાવી વર્ષાને આકર્ષવાની જ કામગીરી નથી બજાવતી પણ સાથે સાથે વરસતી વાદળીના પાણીને સાચવવાની કામગીરી બજાવી એ પાણીને વહી જતું અટકાવે છે. આ વહેતા પાણી સાથે વહી જતી કાચા સોના જેવી ઉપયોગી અને ફળદ્રુપ માટીને પણ સમુદ્રમાં ઘસડાઈ જતી રોકી જમીનની ફળદ્રુપ-તાને પણ સાચવે છે. વૃક્ષોનું આ મોટું કલ્યાણકાર્ય છે.

ભારત જેવા વિષુવવૃત્ત પાસેના દેશ માટે, ચોમાસાના ચાર મહિના દરમ્યાન આભમાંથી વરસતા પાણીમાંથી કેટલું પાણી જમીનમાં સંગ્રહી શકાય તે પ્રશ્ન ખૂબ અગત્યનો છે. જમીનમાં આવું પાણી સંગ્રહવા માટે વૃક્ષોની ઘટા ઉત્તમ કામગીરી બજાવે છે. વૃક્ષોમાં કહેવાતાં પાંદડાં તથા સડતાં મૂળો જમીનમાં પાણી સંગ્રહ માટે સારામાં સારી છિદ્રોવાળી વાદળી જેવી વ્યવસ્થા પેદા કરે છે. આમાં પાણી સંઘરાય છે. અને તેથી જ ગીચ જંગલ વિસ્તારમાં મોટા પ્રમાણમાં બારમાસી વહેળા જોવા મળે છે. પાણીના બારમાસી વહેળાને વૃક્ષોના મૂળ પાસેથી પાણીનો પુરવઠો મળે છે.

જમીનના ધોવાણને આપણે જમીનના કેન્સર તરીકે ઓળખી શકીએ. જમીનના આ કેન્સરને કાબૂમાં લેવા વૃક્ષો ખૂબ જ અગત્યનો ભાગ ભજવે છે. અન્ય રીતે એમ કહી શકાય કે જમીનને ઘસાઈ જતી અટકાવવાના કાર્યમાં વૃક્ષો આપણાં સાચાં મિત્રો છે. એની સેવા અજોડ છે.

આજે જે જે પ્રદેશમાં મનુષ્યની ભૂલથી જંગલોનો નાશ થયો છે ત્યાં ત્યાં વરસાદનું પાણી જમીનની ફળદ્રુપતા વધારવાનું તો કાર્ય નથી જ કરતું પણ એ જ પાણી જમીન ખરાબ બનાવવામાં અગત્યનો ભાગ ભજવે છે. ક્યારેક એક સામટો અને એક સરખો વરસાદ તૂટી પડે છે ત્યારે તેના વહેતા પાણીથી થતું નુકશાન વધે છે. પરિણામે પૂર આવતાં પાણી ફરી વળે છે. અને જમીનને ભયંકર ન પુરાય તેવું નુકશાન કરે છે. રેલસંકટમાં તારાજીના ઈતિ-હાસ પાછળ વૃક્ષોની ગેરહાજરી પણ એક મોટું કારણ છે.

ભૂતકાળમાં ઘણી મહાન સંસ્કૃતિઓ બહારના હુમ-લાને લીધે નહીં પણ પોતાની ભૂલોને લીધે કાળમાં ગર્ત થઈ છે. બેબીલોન, ઇજિપ્ત, તથા યુફ્રેટનના મગરૂર તથા શક્તિશાળી લોકોએ વૃક્ષોના અવિચારીપણે કરેલા વિનાશને પરિણામે પોતાની સર્વોચ્ચતા ગુમાવી તેનો પ્રત્યક્ષ પદાર્થપાઠ પૂરો પાડ્યો છે. બહારના કોઈ દુશ્મનની ચડાઈથી આ સંસ્કૃતિની સર્વોપરિતા ખંડિત



થઈ નથી. પરંતુ વૃક્ષો તથા જંગલોના અવિચારી વિનાશના પરિણામે જ ખંડિત થઈ છે. વૃક્ષોના નાશના પરિણામે વહેળાના પાણી સુકાયાં તથા ફળદ્રુપ જમીન ધોવાઈ ગઈ, કસ વગરની બની. આ જમીન તે સંસ્કૃતિરક્ષક હતી પણ માનવી વૃક્ષોનો નાશક બન્યો અને જમીન એની ભક્ષક બની. આવો જ બીજો દાખલો અમેરિકાના "ડસ્ટ બાઉલ" નો છે. થોડીક બેદરકારીથી થોડાં ઘણાં વર્ષોના ગાળામાં વૃક્ષોનો વિનાશ થવાથી તેમજ જમીન વ્યવસ્થાની ઉપેક્ષા વૃત્તિને પરિણામે લાખો ચોરસ માઈલ પથરાયેલી ફળદ્રુપ અને ખેડવાણ જમીન રણ જેવી બની ગઈ અને જમીન પર નિરંકુશપણે પવન ફુંકાતાં રણ જેવી સ્થિતિ સર્જાઈ ગઈ. આમ વૃક્ષો સંરક્ષકો છે—માત્ર ધરતીનાં જ નહીં પણ આપણી સંસ્કૃતિનાં સંરક્ષકો છે. સંરક્ષણ સામગ્રીનો પુરવઠો આપનાર સંરક્ષકો છે એ ભૂલવું જોઈએ નહીં. આપણા ગુજરાતમાં પણ આવો ભય ભૂલવા જેવો નથી. જ્યાં વનો નથી ત્યાં દર વર્ષે પૂર દ્વારા કે વંટોળીઆથી થતાં નુકશાનો રાજસ્થાનના અને કચ્છના રણનો આગળ વધતો હુમલો ભાવિના ખરાબ દિવસોની અમંગળ આગાહી કરી જાય છે. અને જો આપણે હજુય જાગૃત થઈ આજનાં વૃક્ષો અને જંગલની નાબૂદીનું અવિચારી કાર્ય નહીં અટકાવીએ કે જમીનના ધોવાણ તરફ લક્ષ નહીં આપીએ તેમ જ છેલ્લાં થોડાં વર્ષો દરમિયાન ધરતીને જે ખૂબ જ નુકશાન થયું છે તે ચાલુ રહેવા દઈશુ તો વિનાશ અને અમંગળ દિવસોને આવતા આપણે રોકી શકવાના નથી. ઇતિહાસનો આ કોલ છે. વિશારદોના અભિપ્રાય પ્રમાણે દેશની કુલ જમીનના ૧/૩ ભાગમાં જંગલો હોવાં જોઈએ. ૧૯૫૨માં આપણા દેશ માટે જંગલ અંગેની જે રાષ્ટ્રિય નીતિ નક્કી થઈ છે, તે અનુસાર ગુજરાતમાં ૩૩ ટકા જમીનમાં જંગલો હોવાં જોઈએ. જ્યારે હાલમાં ફક્ત ૮ ટકા જમીનમાં જ જંગલો છે. અત્યારે આપણા દેશનું સરાસરી પ્રમાણ પણ લગભગ ૨૦ ટકા જેટલું છે. એમાંય આ ૮ ટકા જંગલ વિસ્તારમાં પણ મોટો ભાગ તો કાંટાળા ઝાંખરા અથવા તો હલકી જાતની વનસ્પતિથી છવાએલ નામ પૂરતાં જંગલો છે. વળી જરા ઝીણવટથી વિચારીએ તો ૮ ટકા જંગલો પણ આખા રાજ્યમાં ફેલાયેલાં નથી. તેમાંથી વધતી જતી વસ્તીને પહોંચી વળે એટલું ઈમારતી લક્કડ કે બળતણ પણ આપણને મળી શકે એમ નથી.

આમ વૃક્ષોના ઉપયોગો અને તેની સેવાઓ જોતાં દેશ માટે ને તેમાંય ગુજરાત રાજ્ય માટે વનમહોત્સવ એટલે વૃક્ષોનું સંવર્ધન અને જાળવણી કેટલાં અગત્યનાં છે એ જણાશે. વનમહોત્સવના આ પવિત્ર કાર્યમાં સહુ કોઈ પોતાનો ફાળો આપી શકે તે માટે, નવાં વૃક્ષો વાવે અને ઉછેરે ને તે માટે ગુજરાતની ધરતીને લીલીછમ બનાવવા માટે રાજ્ય તરફથી પણ વ્યવસ્થા થઈ છે.

વનમહોત્સવ પાછળનો મુખ્ય હેતુ તો ગુજરાત રાજ્યની પ્રજાને વૃક્ષોના મહત્વ પ્રત્યે સજાગ કરી સામાન્ય પ્રજાજનને ખાનગી કે જાહેર જમીનમાં વૃક્ષો રોપવા માટે સગવડ કરી આપવાનો છે. જંગલ ખાતા તરફથી તો વૃક્ષારોપણ માટે જરૂરી બી–રોપાં પૂરાં પાડવાં તથા તે અંગેની જરૂરી સલાહ–સૂચના આપવાની કામગીરી ઉપાડવામાં આવી છે. આ વર્ષે પણ જંગલખાતા તરફથી વિવિધ વૃક્ષોનાં ૬।। લાખ કરતાં પણ વધારે રોપાંઓ તથા ૧૫૦૦ કીલોગ્રામ કરતાં પણ વધુ બીજ રાજ્યભરનાં કેન્દ્રોમાં તૈયાર રાખવામાં આવ્યાં છે. આ રોપ તથા બીજનો શક્ય તેટલો વધુ ઉપયોગ કરી વધુ વૃક્ષો ઉછેરવાની સૌને અપીલ છે. ધાર્યા પરિણામ હાંસલ કરવા માટે બીજમાંથી તે ઊગતાં છોડ તથા રોપેલા રોપાનું પૂરતું જતન કરવાનું જરૂરી છે. એની પૂરતી દેખભાળ રાખવાની છે. રોપા કે બીજમાંથી છોડ તૈયાર કરવા જેટલા અગત્યના છે તેટલું જ એ છોડની પૂરતી કાળજી તથા તેને રક્ષણ આપી તેમાંથી વૃક્ષ થાય





તે જોવાનું અગત્યનું છે. બી વાવવાથી કે રોપા રોપવાથી કાર્ય પૂરું નથી થતું પણ શરૂ થાય છે. આપણી રક્ષા કરતાં વૃક્ષો શરૂમાં આપણું રક્ષણ માગે છે તે ભૂલવાનું નથી.

વ્યક્તિગત વૃક્ષારોપણ ઉપરાંત ગ્રામ પંચાયતો, સહકારી મંડળીઓ, નગરપાલિકાઓ, શાળાઓ, કોલેજો વગેરે સંસ્થાઓ પણ આ કાર્યને ફરજ ગણીને ઉપાડી લે તે જરૂરી છે.

વળી વનમહોત્સવની સફળતા માટે ગૃહરક્ષકદળ, બાળ વીરો વગેરે સેવાઓ પણ ખૂબ ઉપયોગી છે. વિકાસ ઘટકોમાં ગ્રામસેવક વગેરે જાતે વૃક્ષારોપણ કરીને પણ આવી પ્રવૃત્તિને યોગ્ય દોરવણી આપી સુંદર વાતાવરણ પેદા કરી શકે.

રસ્તાની બાજુઓએ, ગોચર તથા ગામની બિનઉપયોગી જમીનોમાં નહેરની બાજુઓએ, તળાવને ફરતે, ખેતરના શેઢા ઉપર, મકાનના કંપાઉંડ વગેરે તથા કલ્યાણ કેન્દ્રો, પંચાયત ઘર, દવાખાનાં, ન્યાયાલયો, વિકાસ ઘટક અધિકારી કચેરી, વગેરે મકાનોની ફરતી ખુલ્લી જગ્યાઓમાં પણ વૃક્ષારોપણ થઈ શકે. પોલીસ તથા લશ્કરી દળના કર્મચારીઓ પણ શક્ય હોય ત્યાં વૃક્ષારોપણ કરી આ મહત્વના કાર્યમાં પોતાનો હિસ્સો આપી શકે તેમ છે.

આમ વૃક્ષારોપણ કોઈ વ્યક્તિ કે સંસ્થાનું કાર્ય નથી પણ સમગ્ર સમાજનું અને પ્રત્યેક નાગરિકનું કાર્ય ને ફરજ છે. વનમહોત્સવ કોઈ એક વ્યક્તિ કે સરકારી તંત્રનો કાર્યક્રમ નથી પણ સમસ્ત માનવસમાજનાં કલ્યાણ માટેનું પર્વ છે.

અંતમાં આપણે સહુ વનમહોત્સવના પર્વનું સાચું મહત્વ સમજી, યુગોથી માનવસમાજની નિસ્વાર્થપણે સેવા કરતી વૃક્ષસૃષ્ટિનું જાળવણ અને જતન કરીને તથા વાવીને વિકસાવીએ તો માત્ર કોઈ આંગણું, કોઈ વિસ્તાર કે કોઈ મોટો પ્રદેશ આબાદ કે સૌંદર્યભર્યો બનશે એટલું જ નહીં પણ સમાજ અને સૃષ્ટિના સંરક્ષણના કાર્યને પણ સારો એવો વેગ મળશે. વનમહોત્સવ એના સાચા અર્થમાં લોકોપયોગી પર્વ બનીને તેનાથી સમગ્ર દેશ અને ગુજરાત પણ આબાદ અને સમૃદ્ધ બનશે.





કુદરતી આપત્તિઓનો સામનો કરવા આજનો માનવી કમર કસી રહ્યો છે. એમાં વિજ્ઞાને તેને સહાય કરી છે. એ નવી શોધો કર્યે જ જાય છે. બાજુના ચિત્રમાં દેખાતું મકાન સીધું સાદું મકાન નથી. પણ ધરતીકંપ સામે અડીખમ ઊભું રહે તેવા અડગ પાયાવાળું રશિયામાં બંધાયેલું આ મકાન પહેલવહેલું જ છે.



'સેવકરામ'

# સત્તા સાથે જવાબદારી

પંચાયતીરાજમાં સત્તા સાથે જવાબદારી પણ અદા કરવાની એટલી જ જરૂર છે. એ જવાબદારી સત્તાસ્થાને બેઠા પછી ટકે એ જ જોવાનું છે. અહીં પંચાયતીરાજનાં બન્ને પાસાં જોવા મળે છે જે નવા શરૂ થયેલા વહીવટી તંત્રની નવી તસ્વીર બતાવે છે...

ગુજરાતમાં પંચાયતીરાજ આવી ગયું છે. જિલ્લા પંચાયતો અને તાલુકા પંચાયતો કામ કરતી થઈ ગઈ છે. મને થયું; ચાલ ને જોઉં તો ખરો કે પંચાયતીરાજ કેવું ચાલે છે!

એક તાલુકા પંચાયતની કચેરીમાં ગયો. પ્રમુખશ્રી પરિચિત હતા. તેમણે સહર્ષ આવકાર આપ્યો:

'આવો...આવો સેવકરામ!' ને બાજુની જ ખુરશી આપી નમ્રતાથી પૂછ્યું:

'બોલો સેવકરામ! શું હુકમ છે?'

'હુકમ તો તમારે કરવાના હોય' હસીને મેં પાણી પીતાં પીતાં કહ્યું: 'સત્તાસ્થાને તો તમે બેઠા છો!'

'સત્તા તો ઠીક પણ લોકોનું કામ કરવાની તક મળી છે એમ આ સ્થાનને ગણું છું. બોલો, શું કામગીરી લઈને આવ્યા છો?'

'કામ તો કંઈ લાવ્યો નથી પણ તમારું કામ કેમ ચાલે છે એ જોવા આવ્યો છું.'

'તો...તો ખૂબ જ સમયસર આવ્યા છો. અમે કલાકમાં ગામડે જવા નીકળવાના છીએ. આપ પણ અમારી સાથે જોડાઓ. અમને પણ માર્ગદર્શન મળશે અને આપ જેવા અનુભવીની હુંફ મળશે.'

પ્રમુખ વિવેકી તો હતા જ, પણ એથીયે વિશેષ તો વ્યવહારકુશળ પણ હતા. એમણે આગ્રહ કરીને જીપમાં આગલી સીટમાં એમની પાસે જ બેસાડ્યો. તે રસ્તામાં કહે જતા હતા:

'સેવકરામ! અઠવાડિયામાં આ રીતે બે દિવસનો કાર્યક્રમ રાખું છુ. અગાઉથી જાણ કરી હોય છે, નિશ્ચિત સમય આપ્યો હોય છે એટલે સરપંચ, લોકો, મંત્રી, ગ્રામસેવક વગેરે હાજર રહે છે. લોકોના પ્રશ્નોનો ઉકેલ ત્યાં ને ત્યાં કરી દેવામાં આવે છે. અમે નક્કી કર્યું છે કે બે ત્રણ મહિનામાં જૂનાં કામ પતાવી દેવાં. નવાં કામ અમે ચડાવતા જ નથી. આવેલા કાગળનો જવાબ એને એ દિવસે અપાઈ જાય એવો આગ્રહ રાખ્યો છે. જો તાલુકા કક્ષાએ નિકાલ કરવાનો હોય તો એ પણ તપાસ પછી અઠવાડિયામાં તો થઈ જ જાય છે.'

'તો...તો તુમારી તંત્રનો અંત આવશે ખરો!'

'હા, જો આ પદ્ધતિએ કામ ચાલે તો તુમાર બને જ ક્યાંથી?' હું તો માનું છું કે ગ્રામ કક્ષાએ જે કામ પતતું હોય તે તાલુકા સુધી મોકલવાની પણ જરૂર નથી. ગ્રામપંચાયતે એ પતાવી દેવું જોઈએ. તો કામનો ઝડપી નિકાલ થાય. લોકોને ધક્કા ખાવા ન પડે.'

'લોકો સીમેન્ટ માટે ધક્કા ખાય છે અને છતાં મળતો નથી. પતરાં મળતાં નથી. એનું શું છે?'

'અગાઉ તો જે ચાલતું હોય તે ખરું. એમાં અન્યાય પણ થયો હશે. લાંચ રૂશ્વત પણ અપાતી હશે. પણ અમે તો અરજી પર નંબર નાખી ક્રમવાર ફાઈલ કરીએ છીએ. અમને ક્વોટા મળે એટલે જાત તપાસ કરી માલની ફાળવણી કરીએ છીએ. અલબત, આમાં જેમ અમલદારોએ ધાલમેલ કરી હશે તેમ લોકોએ પણ ભારે ગોલમાલ કરી છે. મારે કૂવો કરવો છે એમ કહી અરજી કરે. માલ મેળવે અને વેચી દે કે ઘરમાં વાપરે. હમણાં સીમેન્ટની તંગી છે એટલે નક્કી કર્યું છે કે પહેલી પસંદગી કૂવાને આપવી. ખેડૂતના ઘરને આપવી અને ગામના સાર્વજનિક ઉપયોગી કામને આપવી. એ માટે જેની અરજી હોય ત્યાં જવું. જાતે તપાસ કરવી. કેટલો સીમેન્ટ જોઈશે તેનો અંદાજ કાઢી ત્યાં ને ત્યાં પરમીટ આપી દઈએ છીએ. આ માટે જુઓ અમારી જીપમાં વિકાસ ઘટક અધિ-

ફરીને લીધા છે, ઓવરસીઅરને લીધા છે અને પંચાયતનું દફતર સંભાળનાર કારકુનને લીધા છે. જે તે કામનો નિકાલ એ ગામમાં જ કરી દેવાનો. એટલે ખોટી માગણીઓ અટકી જશે. વ્યાજબી માગણીવાળા માટે તુરત માલ મળશે અને ક્રમાનુસાર પરમીટો ફાડશે એટલે વહેલી અરજી કરનારને વહેલો માલ મળશે. આમાં ખોટી લાગવગ નહિ ચાલે, લાંચ રૂશ્વત તો ચાલે જ ક્યાંથી? હું પોતે જ નાનામોટી વિગતમાં પ્રત્યક્ષ રસ લઉં છું એટલે હવે કોઈને અન્યાય થાય કે વિલંબ થાય એવું તો નહિ બને. હા, જે લોકો પડાપડી કરીને વહેલી પરમીટ લઈ જતા હતા તેમનો વારો આવે ત્યાં સુધી રાહ જોવી પડશે. લોકોને વિશ્વાસ બેસે તે માટે તો અમે અરજીનો નંબર પણ તેમને આપીએ છીએ જેથી એ પણ જાણી શકે કે હવે તેનો વારો ક્યારે આવશે.'

'કારકુન અને અમલદારોનો કેવો સહકાર મળે છે?'

'પંચાયતીરાજ આવતાં એમની સત્તા પર મોટો કાપ મુકાયો છે એટલે તેમને કઠે તે સ્વાભાવિક છે. પણ જે કામગરા છે, પ્રમાણિક નોકરો છે તેમને તો કંઈ તકલીફ નથી. પણ કેટલાક કામચોર છે. કેટલાક હોતી હૈ, ચલતી હૈ પદ્ધતિએ કામ કરનારા છે. કેટલાકને ધક્કા ખવડાવવાની આદત પડી ગઈ હતી. એ બધાને કઠે છે. પણ નોકરી કરવી હોય તો પ્રમાણિકપણે કામ કરવા ટેવાવું જ પડે. હવે ધીમે ધીમે તેઓ પણ ગોઠવાતા જાય છે.

પણ આ બધામાં મંત્રીઓની શિથિલતા ભારે છે. તલાટીઓ અને મંત્રીઓની જગ્યા એક કરી છે. જૂના ખાઈ બદેલા તલાટીઓને સરપંચના મંત્રી તરીકે કામ કરવાનું ફાવતું નથી, એ સાહેબ મટી સેવક બની શકતા નથી. કેટલાક જે ગામ સુપ્રત થયાં હોય ત્યાં રહેતા નથી. વસુલાતનું કામ તેમનું છે. આપ જોજો...કેટલી બધી વસુલાત ચડી ગઈ છે. ટ્યુબવેલની વસુલાત ત્રણેક લાખ જેટલી બાકી છે. આજ સુધી આ લોકોએ દિલ દઈને કામ કર્યું નથી. એમને તાકીદ આપી છે કે તેમણે પોતાના હેડક્વાર્ટરના ગામે જ રહેવું. રજા વગર બીજે જવું નહિ.'

'ગ્રામસેવકોની કામગીરી કેવી છે?'

'એ લોકો પણ ખોટાં પત્રકો ભરી જેમ ફાવે તેમ કરતા હતા. તેમની પાસે વ્યવસ્થિત કામ લેવાતું નથી. હમણાં ખેતી ઉત્પાદન અંગે સુધરેલું બિયારણ આપવા માટેની યાદી તૈયાર કરવાનું કામ સુપ્રત કર્યું છે. ગામેગામ ઉત્સાહી ખેડૂતો લીલા પડવાસનું ખાતર કરે એ માટેની ઝુંબેશ ઉપાડે છે.'

આ બધી વાતો સાંભળી હરખાતો જતો હતો. પંચાયતીરાજમાં આ પ્રમાણે કામ ચાલે તો...તો લોકોનાં કામ કેટલાં ઝડપી થાય. વિલંબ નીકળી જાય. લાંચરૂશ્વત નાબૂદ થાય. લોકોને ન્યાય મળે. આટલું થાય તોયે ઘણું થયું ગણાય.

પણ બધે જ આવું ચાલે છે એમ નથી. જ્યાં આ પ્રમુખ જેવા ઉત્સાહી ખંતીલા અને સૂઝવાળા પ્રમુખો છે ત્યાં વહીવટી તંત્રમાં પલટો આવ્યો છે. સેવકગણમાં ચાનક આવી છે. પણ જે પ્રમુખો કેવળ સત્તાનો દેખાડો કરવા બેઠા છે તેઓ તો કાગળ પર સહીઓ જ કરે છે. તેમને કંઈ કામ હોય એવું લાગતું પણ નથી. તે તો પ્રવાસે નીકળે છે તોયે હારતોરા પહેરવા અને વાહવાહ કહેવડાવા. પણ લોકોને એકઠા કરી તેમની સુતેલી શક્તિ જગાડી તેમને કામ કરતા કરવાનું કામ તો બહુ ઓછું થાય છે.

એક પ્રમુખશ્રીને તેમના ગામના લોકોએ માનપત્ર આપ્યું. એ સમારંભ અંદરખાનેથી એમણે જ ગોઠવ્યો હતો. તે પ્રસંગે તેમણે સાડાત્રણસો જેટલા માણસોને જમાડ્યા હતા. લોકો પર એની કેવી વિપરિત અસર પડે! એવા પ્રમુખો ગામડે નીકળે છે તોયે 'રાવણું' કરવા. ત્યાં નવાં કામ ભાગ્યે જ થશે. જેમ ચાલતું હતું તે ચાલ્યે જશે. પોતાની સત્તા વધારશે. કેટલાક તો અત્યારથી જ આગામી ધારાસભાની ચૂંટણી માટેની તૈયારીઓ કરી રહ્યા છે. પણ આવા ખંતીલા, કાર્ય-



કરો પ્રમુખોને મળું છું ત્યારે અંતર હરખાય છે. અહીં જ પંચાયતીરાજનું સાચું દર્શન થાય છે.

એક ગામમાં ગયા. ગામ વચ્ચે મોદ પથરાવી. ગામલોકોને એકઠા કર્યા. વિકાસ ઘટક આવ્યું, તેનું આ છેલ્લું વર્ષ હતું છતાં ગામનું એકે કામ થયું નહોતું. પ્રમુખશ્રીએ લોકોને ગામફાળો કરી ગામની શાળાનું કામ શરૂ કરવાની વાત કરી. તેમણે મને પણ ગામલોકોને સમજાવવા કહ્યું. મેં પંચાયતીરાજનો ખ્યાલ આપી વિકાસનાં કામ ગામે પોતે જ કરવાનાં છે તેનો વિગતે ખ્યાલ આપ્યો.

ગામમાં રબારી અને ઠાકોરની વસ્તી હતી. ગામફાળાના કારણે જ શાળાનું કામ થતું નહોતું. ગામમાં પીવાના પાણીની પણ ભારે આપદા હતી. અમે ગયા ત્યારે લોકો તળાવમાં વેરડી કરી પાણી ભરતા હતા. કૂવાનાં પાણી સૂકાઈ ગયાં હતાં. બીજા કૂવા ખારા પાણીના હતા. લોકો થોડોક ફાળો કરે તો વિકાસ ઘટક બાકીની મદદ કરે ને! લોકોયે કેવા છે!

અહીંના રબારી ભાઈઓ ખેતીવાડી કરે છે. એકંદરે સુખી છે. ગામની સીમમાં બે ટ્યુબવેલ છે. એથી પીતની ખેતી પણ કરે છે. પણ ગામમાં પાંચ હજારનું મહેસુલ બાકી હતું. દસ હજારની તગાવી અને પાણીના પૈસા બાકી હતા. પૈસા ખેંચાતા હતા. પણ વસૂલ થતા નહોતા. તલાટીએ કહ્યું કે નોટીસો આપી છે છતાં આ લોકો દાદ આપતા નથી.

'તો હરાજી કરાવો. આ કામ સરપંચે કરવું પડશે. વસૂલ કર્યા શિવાય તો ચાલવાનું નથી. હવે વસૂલાતનું કામ ગ્રામપંચાયતને સુપ્રત થયું છે. એટલે તમારે તકેદારી રાખવાની છે. એમાં તમે આળસ કરશો તે નહિ ચાલે. તમે નહિ કરો તો વિકાસ ઘટક અધિકારી આવી હરાજી કરાવશે અને કોઈ રાખનાર નહિ મળે તો મંત્રી જમીન રાખી ગોચર તરીકે મૂકી દેશે. વસુલાત બાબતમાં તો હવે ઢીલ કરે નહિ ચાલે. આ આપણી જ જવાબદારી છે અને આપણે જ અદા કરવાની છે.'

જે ગામમાં સરપંચો જાગૃત નથી કે વિકાસનાં કાર્યો માટે આગ્રહી નથી કે જ્યાં ગામમાં કુસંપ હોય છે અને લોકફાળો થતો નથી ત્યાં આવાં કામ થતાં નથી. વસુલાતનું પણ એવું જ છે. સરપંચ કોઈને દબાવીને કહી શકતા નથી. તો હરાજી તો ક્યાંથી કરાવે! એટલે વસૂલાત ચડયે જાય છે. ગ્રામપંચાયત જવાબદારી અદા ન કરે તો એ પણ કેમ ચાલે?

ત્યાં ને ત્યાં લોકફાળા માટે ગામની બાંધકામ સમિતિ કરવામાં આવી. આ સમિતિ ફાળો કરે અને બાંધકામ પણ કરાવે. લોકફાળા માટે ગામલોકોએ ત્યાં ને ત્યાં ફાળો નોંધાવ્યો. જે બાકી હતા તેમનો ઊઘરાવવાની જવાબદારી સમિતિએ લીધી. ઓવરસીઅરે આવી જગ્યાનું માપ આપી દેવાની તારીખ પણ નક્કી થઈ. ચોમાસા પહેલાં પાયા પૂરવાની જવાબદારી માથે લીધી.

બીજે ગામ વળી નવું જ દર્શન થયું.

એ ગામના સરપંચ સામે ગામનો ભારે કચવાટ હતો. સભા વચ્ચે જ સામસામે આક્ષેપો થવા માંડયા. ખૂબી એ હતી કે સરપંચ બ્રાહ્મણ હતા. ગામમાં બ્રાહ્મણનું એક માત્ર તેમનું જ ઘર હતું. ગામમાં બે પાર્ટીઓ હતી. એક કહે તને સરપંચ ન થવા દઉં. બીજો કહે તને ન થવા દઉં. અને એક પાર્ટીએ આ બ્રાહ્મણને પોતાના પક્ષનો ટેકો આપી સરપંચ બનાવ્યો. પણ જેની પાછળ ગામનું પીઠબળ ન હોય કે વિશ્વાસ ન હોય ને સરપંચ ગામનું કયું કામ કરી શકવાનો હતો!

સામસામે આક્ષેપો થવા લાગ્યા. કેટલાક ઊભા થઈ સરપંચ સામે આંગળી કરી કહે; 'એ લાંચિયો છે. એણે સરકારી જમીન પચાવી પાડી છે. સરકારી જમીનમાં ઘર કર્યું છે.'

'તમે લોકો ગુંડા છો. તમારાં કાળાં કામ તો પંચાયતના ચોપડે ચઢેલાં છે.'

'તું ગુંડો...'

'તું ગુંડો...'





'બસ...બસ...આ શું માંડયું છે' આ સાંભળ્યું જતું ન હોય તેમ એકલા ઊભા થઈ મેં ચીસ પાડી. 'બોલવામાં કંઈક તો સંયમ રાખો! ગામ વચ્ચે સભાના રૂપમાં બેઠા છો. થોડીક તો મર્યાદા રાખો! નાનાં છોકરાંની પેઠે શું ગાળાગાળી કરો છો?'

પ્રમુખે તેમની ડાયરી દેખાડી મને કહ્યું:

'ગામમાં બે પાર્ટીઓ છે. એ કારણે શાળાની જગ્યા પસંદ થઈ શકતી નથી. જગ્યા પસંદ થતી નથી એથી ફાળો થતો નથી. તગાવી અને ટ્યુબવેલના પૈસા પણ ઉઘરાતા નથી. સરપંચનું આ લોકો ગણકારતા નથી. કેવળ એક મતની અને તેયે પોતાના મતના બહુમતિથી એ સરપંચ તરીકે ટકી શક્યો છે પણ એવાં ગામને પારાવાર નુકશાન થાય છે.'

આવું ઘણાં ગામડાંમાં બન્યું છે. બે પાર્ટી ઝઘડે છે ત્યાં બહુમતિ કોમ બાજુએ રહી જાય છે અને ઇતર કે લઘુમતિ કોમમાંથી કોઈક સરપંચ તરીકે આવે છે. એ સરપંચ બને છે એટલું જ. ગામમાં તો ઝઘડા ચાલ્યે જ જાય છે. પછી તો પોતાનું સ્થાન ટકાવવા સરપંચ ઝઘડા પંપાળ્યે જાય છે. પંચાયત તરફથી સામાવાળાને કનડે છે. સીધી સાદી માગણીયે નામંજૂર કરે છે. સામસામે અરજીઓ થાય છે. આમાં સામાન્ય માનવીનો મરો થાય છે. ક્યાંક કૂવો થતો નથી તો ક્યાંક શાળા થતી નથી.

આ ગામની શાળાના માસ્તર પણ સભામાં હાજર હતા. એમણે કહ્યું:

'સેવકરામ! કૃપા કરી આપ ગામની શાળા હાલ જ્યાં બેસે છે એ જગ્યા જોશો તો ખ્યાલ આવશે કે અમે કેવી રીતે ભણાવીએ છીએ. મહાદેવના જિર્ણ ઢાળિયામાં વચ્ચે માટીની નાની વંડી કરી, બે ખંડ કરી અમે વર્ગ બેસાડીએ છીએ. ચાલુ સાલે છઠ્ઠું ધોરણ કાઢવું છે. કેવી રીતે કરીશું? બાળકોને ક્યાં બેસાડવાં?'

ત્યાં તો લોકોમાંથીયે કેટલાક બોલી ઊઠ્યા:

'સાહેબ, તમે આવ્યા છો તો નિશાળનું નક્કી કરીને જજો. આ તો પાડા પાડા લડે અને ઝાડનો ઘાણ નીકળે એવું થયું છે. આમના ઝઘડામાં ગામનાં છોકરાં રઝળી જાય છે.'

લોકોના કચવાટનો પાર નહોતો. પણ બે પાર્ટીઓના કારણે આગેવાનો સર્વાનુમતે પાસ નહોતા કરી શકતા. તાલુકા પંચાયતના કાબેલ પ્રમુખ ઊભા થયા:

'ભાઈઓ! ગામનો ઝઘડો તમારે ચાલુ રાખવો હોય તો ચાલુ રાખજો. પણ હમણાં ગામની શાળા થાય ત્યાં સુધી બધા એક થઈ કામ કરો. ગામનાં બાળકોના હિત ખાતર પણ તમારો ઝઘડો શાળામાં આડે લાવશો નહિ. બોલો તમારે શાળા કરવી છે કે નહિ? ન કરવી હોય તો એનો ઠરાવ કરી આપો. તમારી શાળા સામે વિકાસના જે પૈસા મૂક્યા છે તે બીજા કોઈને કૂવો કરાવવા આપી દઈએ. વિકાસનું આ છેલ્લું વર્ષ છે. કામ ન કરો એ ન ચાલે, કામ ન કરે તેની મદદ જશે. ગામફાળા વગર કોઈ પણ કામ થવાનું નથી. તમારે ગામમાં શાળા જોઈતી હોય તો ગામફાળો કરી બેંકમાં જમે કરાવી મને પંચાયતની ચોપડી દેખાડો. શાળા કરવાની જવાબદારી મારી.'

'પણ સાહેબ! શાળાની જગ્યા તો નક્કી કરો.'

ને જગ્યાની વાત આવી ત્યાં હોબાળો થયો. એટલે પ્રમુખે કહ્યું:

'એમ કરો, તમે જેટલી હોય તેટલી જગ્યા દેખાડો. પછી શાળાની દૃષ્ટિએ જે જગ્યા ઉપયોગી હશે, કામની હશે, છોકરાંને અનુકૂળ હશે, ગામના હિતમાં હશે તે જગ્યા સેવકરામ પસંદ કરશે. સેવકરામ નિર્ણય આપે એ તો સૌને કબૂલ મંજૂર છે ને!

'હા...હા...અમને કબૂલ મંજૂર છે.' આખું ગામ બોલી ઊઠ્યું.

પણ એ કબૂલ કરનારાઓ મારો હાથ પકડી ખેંચવા લાગ્યા.

'આ જગ્યા સારી છે, ના આ જગ્યા સારી છે. આ લેઓ લઈ લ્યો તો ગામની ગાયો ક્યાં જશે?



માટે શાળા ગામથી દૂર કરો. દૂર કરીએ તો છોકરાં હેરાન થાય. ચોમાસામાં પાણી ભરાય છે એનો વિચાર કર્યો !'

છેવટે પેલી ટેબાવાળી, ગામની નજીકની જગ્યા પસંદ થઈ. ગામની બાંધકામ સમિતિ રચી. ત્યાં ને ત્યાં શક્ય તેટલું ઉઘરાણું શરૂ કર્યું. પંચને બાકીનું ઉઘરાણું કરવાનું કામ સુપ્રત થયું.

ત્યારે મને પણ થયું : 'આનું નામ પંચાયતરાજ ! જેમાં ગામના ઝઘડા શમે. ગામનાં કામ થાય. ગામનાં કામ ગામલોકો પોતે જ કરે.'

આ સમિતિમાં બંને પક્ષના લોકોને મૂકવામાં આવ્યા છે. સાથે કામ કરશે એટલે અંતર કપાશે. ગેરસમજ ઓછી થશે. ગામનો ઝઘડો કાઢવાનો આ જ સાચો માર્ગ છે.

એ ગામની બીજી ઘણી મોટી ફરીઆદો પતાવી અમારી જીપ આગળ ચાલી. જેમની અરજીઓના નિકાલ નહોતા થયા તેની નોંધ થઈ ગઈ. જેમના ખુલાસા ત્યાં થઈ શકે તેમ હતા તે થઈ ગયા.

આ ગામમાં વળી નવી વાત જાણી.

'તમારા ગામમાં ટ્યુબવેલના પૈસા બે વર્ષથી ભરાયા નથી. ગામની સાત હજારની ઉઘરાણી બાકી છે. બોલો ક્યારે પૈસા આપો છો ?' પ્રમુખશ્રીએ ગામલોકો આગળ ધા નાખી.

'સાહેબ ! કઈ કમાણીમાંથી પૈસા આપીએ. કૂવાનું પાણી ખારૂં થઈ ગયું છે. બે વર્ષથી તો કૂવાનું પાણી લેવાતું નથી. એ પાણીના કારણે આમારી તબીઅતો પણ બગડી છે.'

'બે વર્ષથી પાણી લેવાતું નથી ? તો કૂવો બંધ છે ?'

'ના કૂવા પર મશીન છે. ઓપરેટર પણ છે.'

'ઓપરેટર છે ?'

'હા...એ બે વર્ષથી ખાટલો ઢાળી લીમડી નીચે લહેર કરે છે. સરકાર પડે પડે પગાર આપ્યે જાય છે.'

આ પણ નવાઈ કહેવાય ને ! પાણી અપાતું નથી. કૂવો નકામો થયો છે. તો પછી બે વર્ષથી શાનો પગાર અપાય છે ? આ વિભાગમાં ટ્યુબવેલ પાછળ વર્ષે પંદરથી સોળ લાખની ખોટ જાય છે. તે આમાં જ ખર્ચે જતી હશે ને ? હવે તો ટ્યુબવેલનું સંચાલન પણ પંચાયત કરવાની છે. તાલુકાના પ્રમુખે એનું કામ હાથમાં લીધું છે. વધારાનો નકામો સ્ટાફ ઓછો કરી કામ લેવાશે તો ખોટ નહિવત્ બની રહેશે.

આ ગામ ઉત્સાહી હતું. વિકાસનાં કામ થઈ ગયાં હતાં. પણ વસુલાત નહોતી થઈ. કોઈકે ગામમાં એવી વાત વહેતી મૂકી હતી કે કૂવાનું પાણી ખારૂં થયું છે એટલે સરકાર વેરો માફ કરશે. પણ લોકો પૈસા શાના ભરે ! પણ પંચાયતના રાજમાં તો ગામના લોકોએ જ વહીવટ સંભાળવાનો હોઈ સત્તા સાથે જવાબદારીઓ પણ અદા કરવાની હોય છે. જમીનવેરો કે તગાવી કે ટ્યુબવેલનો વેરો પંચાયત ન ઉઘરાવે તો કોણ ઉઘરાવે ! આ પ્રમુખની પેઠે બીજે પણ ગામેગામ ફરી લોકોને જવાબદારીનું ભાન કરાવતા હોય તો સારું.





ચાના બગીચાઓમાંથી લીલી ચા વાઢવા માટેનાં આ યંત્રો છે. જ્યોર્જિયનોએ બનાવેલાં બાર યંત્રો પૈકીનાં આ યંત્રો ચાના બગીચાઓમાં ચા વાઢવાનું કામ કરી રહેલાં નજરે ચડે છે.





ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

# શરીરનો છેડો પગ

માનવદેહમાં અનેક અવયવો જેમ તેમનું આગવું મહત્ત્વ ધરાવે છે તેમ પગ પણ અનેક વિશિષ્ટતાભર્યું એક અંગ છે. તે અંગની ખાસિયત અને વિશિષ્ટતા જાણતા દાક્તર-લેખક ઊર્મિનાં વાચકો માટે આ લેખમાં તેમની અભ્યાસુ દૃષ્ટિથી સમજાવે છે....

પગ એ શરીરનો છેડો માત્ર નથી પણ એક અવયવ છે. એવું અવયવ કે જે આખા શરીરનું વજન ઉપાડી શકે છે. વળી તે કમાનની રચનાવાળું હોઈ એવી તો સ્થિતિસ્થાપકતા ધરાવે છે કે ચાલતાં નથી વાગતા ધક્કા કે આંચકા અને હલનચલનમાં ઘણી સરળતા રહે છે. પગમાં શરીરનું વજન ઊંચકવા ટેકાની સ્થિરતા છે તો વળી સાથમાં હાડકાંની કમાનની સ્થિતિસ્થાપકતાની અદ્ભુત કરામત પણ છે.

સામાન્ય રીતે થાપાની નીચેના બધા ભાગને આપણે પગ તરીકે ઓળખીએ છીએ પણ શરીર વિજ્ઞાનમાં તો આના ત્રણ ભાગ પાડી જુદા જુદા નામે ઓળખવામાં આવે છે. થાપાની નીચેથી તે ઢીંચણ સુધીનો ભાગ જાંઘ, ત્યાંથી તે ઘુંટણ સુધીનો ભાગ પગનો નાળો કે પીંડી અને તે પછીનો ચાલવાની ક્રિયામાં ઉપયોગી નીવડતો ભાગ પગ કહેવાય છે.



શરીર નુ વજન સરખી રીતે વહેંચાય છે



ઊભી કમાનમાં શરીરનુ વજન
એક સરખું વહેંચાતુ નથી

પગ ઘણા ભાગોનો બનેલો છે આ કારણે તો તે સ્થિતિસ્થાપક છે. જાણો છો ખરા કે આખા શરીરના ચોથા ભાગનાં હાડકાં બન્ને પગમાં આવેલાં છે! દરેક પગમાં છવ્વીસ હાડકાં આવેલાં છે, જે અટપટી રીતે તેત્રીસ સાંધાઓમાં જોડાયેલાં અને સંધિબંધનોથી સખત રીતે એક બીજા સાથે બંધાયેલાં છે. આમાં મોટામાં મોટું હાડકું પાનીનું છે, જે જમીન ઉપર મક્કમતાથી મુકાય છે. એની આગળનાં નાનાં છ હાડકાં કમાનરૂપમાં ગોઠવાયેલાં છે. આમની આગળ પાંચ લાંબાં હાડકાં આવેલાં છે જેના આગલા છેડા પગની ગાદી બનાવે છે. પાનીનાં હાડકાં અને પગની ગાદી શરીરનું અને તેના ઉપરનું વજન ઉપાડે છે, જ્યારે પાંચે આંગળીઓ ખાસ કરીને અંગૂઠો ચાલવા કે દોડવા માટે ગાદીની ગરજ સારે છે. વજન ઉપાડવાના કામ માટે સરજાયેલી રચનાને સ્થિતિસ્થાપક કમાન હોય એ સ્થાપત્યની દૃષ્ટિએ શ્રેષ્ઠ ગણાતી હોવાનું સૌનું જાણીતું છે.

પગમાં બે કમાનો આવેલી છે. એક તો પાનીથી તે આંગળાં સુધીની ઊભી અને બીજી પાની આગળની આડી. બંને કમાનો પગની શક્તિશાળી માંસપેશીઓનાં સંધિબંધનોથી આધારિત છે. કમાનો સહેલાઈથી હલન-ચલનશીલ છે. કમાનો ના હોત તો કમાનો વગરની ગાડીમાં મુસાફરી કરવા જેવું બેચેનીભર્યું આપણું ચાલવાનું થાત. સારી કમાનવાળા પગનાં પગલાંની છાપમાં પાની આંગળાં અને આમને જોડતી પગની બહારની બાજુની ધાર પડે છે. બહારની બાજુવાળી ધાર જેટલી જાડી કે પહોળી પડે તે પ્રમાણમાં પગ નિર્બળ કે ચપટ હોઈ શકે છે.

ચાલતી વખતે શરીરનું વજન પાની દ્વારા જમીનને

અથડાઈ જલ્દીથી પગની બહારની બાજુએથી, વજનની બદલીના આધારબિંદુરૂપ પગનાં લાંબા હાડકાંના આગલા છેડાઓ ઉપર થઈ અંગૂઠામાં જાય છે. આ કારણે આપણને ગતિ પ્રાપ્ત થાય છે. ઊભા રહેવામાં પગો ઉપર વજનના ભારનું સતત દબાણ રહે છે જ્યારે ચાલવામાં વજન એકથી બીજા પગ ઉપર બદલાયા કરે છે. આ બદલાની વચમાં સેકન્ડની ક્ષણોમાં આરામ પણ મળે છે. આ કારણે ચાલવા કરતાં ઊભા રહેવામાં વધારે થાક લાગે છે.

માનવી એ કુદરતનું બાળ છે. એ જ્યાં સુધી ઉઘાડા પગે ફરતો રહ્યા ત્યાં સુધી એને પગનું કોઈ દુઃખ વળગ્યું ન હતું. કારણ કે ધરતીના ખરબચડાપણા અને સ્થિતિસ્થાપકતાને લીધે પગને ડગલે ને પગલે નવા વળાંકો અને ખેંચ ધારણ કરવાં પડતાં હતાં. આ સ્થિતિમાં કમાનોની માંસપેશીઓ અને સંધિબંધનો સહિત આખો પગ ક્રિયાશીલ બનતો હોવાથી તેના બધા ભાગોને સારી કસરત પડતી હતી. પણ હવે તો આપણાં ઘર અને શેરીઓની સુંવાળી અને સખત ભોમ ઉપર પગના થોડા ભાગો અથડાવાથી વારંવાર ઉત્તેજના અને ખેંચ અનુભવે છે. પરિણામે પગ વિશિષ્ટ રીતે ચાલવા ટેવાય છે. તે તાણભરી ખેંચની સ્થિતિમાં રહે છે. તાણભરી સ્થિતિને લીધે પગનું પોષણ બગડે છે, પેશીઓ થાકે છે. નિર્બળ બને છે પગની કમાન શરીરનું વજન ઊંચકવા અશક્ત બનતાં ઢળી પડે છે. પરિણામે નિર્બળ કે ચપટ પગની સ્થિતિ આવી પડે છે.

ભીનાં પગલાંની છાપ જોવાથી પગની સ્થિતિની જાણ થાય છે. ઊભી કમાનનો અંદરનો ભાગ જમીનના સંપર્કમાં આવતો ના હોવાથી પગલાં કાજુબિયાના ઘાટનાં પડે છે. આ પગલાં સપ્રમાણ છે. નિર્બળ કે ચપટ પગમાં આખું તળિયું જમીનને અડકતું હોવાથી પગલાંનો ઘાટ જોડાની સકતળી જેવો પડે છે. ઊભી કમાન ઢળી પડવાથી પગ ચપટ બને છે. ઘણાને કમાન અંદરના ભાગથી ઘણી ઊંચી તો કેટલાકને ઘણી નીચી પણ હોય છે પણ જ્યારે તે ઢળી પડે ત્યારે પગ ચપટ બને છે. પગ ચપટ બનવાનું એક કારણ શરીરનો બાંધો છે. કોક વ્યક્તિઓમાં અશક્તિના કારણે કરોડ વાંકી વળે છે તેમ તેમના પગની કમાન પણ ઢળે છે. વળી લાંબો વખત ઊભા રહેનારા ધંધાદારીઓના પગ ચપટ થવાની સંભાવના રહે છે. જિંદગીની ખોટી રસમો કે ચાલવાની ખોટી ટેવને લીધે પણ પગ ચપટ થાય છે. બાકી મજબૂત માંસપેશીઓથી ધારણ પામેલો મજબૂત પગ વપરાશથી વધારે મજબૂત બને છે.

પગને ઘણો બોજ ઉઠાવવાનો છે. આખા શરીરનું વજન ઉપાડતાં નાનાં હાડકાં એવાં તો ચપોચપ આવેલાં છે કે તેમની વચમાં ગાદીઓ ના ગોઠવાઈ હોત તો ઘસારાની ઈજા થયા વિના ન રહેત. કુદરતે ગોઠવેલી આ ગાદીઓ ચીકણા પ્રવાહી ભરેલી નાની કોથળીઓ છે, જે બરસા કહેવાય છે. પાનીની આગળ આવેલાં દરેક હાડકાં વચ્ચે એક એક અને પાનીમાં તો અનેક બરસાઓ આવેલી છે. આ બરસામાં જ્યારે સોજો આવે છે ત્યારે કમજોરી અને વેદના થઈ આવે છે. પગ વેદનાભર્યો બને છે.

ઘણા માણસોના પગ કળતર અને વેદનાભર્યા બને છે. પુખ્તવય થતામાં તો ઘણાને કણી અંગૂઠાના સાંધા ઉપર રસોળી, માંસાકુર વગેરે થઈ આવે છે. કણી એ તો સતત થતા દબાણની સામે કુદરતી અનિષ્ટ પ્રકારનું રક્ષણ છે. માનશો ખરા કે આ બધાનું કારણ જોડાં છે? પગના હાડકાંને વિકાસ પામતાં દસ વર્ષ થાય છે અને પાનીને સંપૂર્ણ બનતાં વીસ વર્ષ થાય છે, આમ હોવાથી ૭થી દસ વર્ષની ઉપરનાં બાળકોને દર ત્રણ મહિને, દસથી પંદર વર્ષ સુધીના કિશોરોને દર ચાર મહિને અને પંદરથી વીસ વર્ષના કુમારોને દર છ મહિને જોડા બદલવા જોઈએ. આવો ખરચો આપણા કેટલા જણા કરી શકીએ એમ છીએ? વિકાસ પામતા પગને જોઈતા મોટા જોડા કેટલા લોકો પહેરે છે?





ઈશ્વરભાઈ પટેલ

# કાયાપલટ [૨]

લડાઈ પછી પ્રજાની તારાજીમાંથી ઊભાં થવાની જે મથામણ ... જોઈએ તેને આબાદ રીતે શૈક્ષણિક દૃષ્ટિએ રજૂ કરતી આ કથા ગયા અંકના અનુસંધાનમાં આગળ વધીને પૂરી થાય છે. કેળવણીમાં રસ ધરાવતા હરકેઈને આ કથા નવી દૃષ્ટિ સંપડાવે છે....

એક વખત તો એનું આ વાયુ સાંજના સાડા પાંચથી મધરાત સુધી ચાલ્યું ને એ બધો વખત એ ઘર બહાર રસ્તા પર બરાડતો રહ્યો. આખરે એક સમજુ પડોશીએ રોઝને ટેલિફોન કર્યો કે પોતે પોતાના છોકરાને ઉઠાડી એન્ડ્રીને ટેલિવિઝન જોવા બોલાવી મંગાવે છે. પછી તમે આવીને એને લઈ જજો.

નવાઈની વાત એ રહી કે ઘરનાં સૌનો સામનો કરતો એન્ડ્રી ટોમની વિનંતી થતાં જ બોલી ઊઠયો, 'શ્રીમતી રોઝ ના કહે તો મારાથી ન અવાય.' ટોળીએ જણાવ્યું કે એમણે વા પાડી છે ત્યારે જ એ ગયો. આમ એના ઉન્માદમાં રોઝની આમન્યા રાખતાં એ શીખવા લાગ્યો હતો.

પડોશી એને ઘેર મૂકી ગયા પણ એને દાદર પર પકડી લઈ જતાં એમનો જીવ ચાલ્યો નહીં, એમણે પાછળથી જણાવ્યું કે બિચારાની ડોક એટલી પાતળી છે કે મને લાગ્યું કે હું જોર કરીશ તો કદાચ મરડાઈ જશે.

એનાં આ ઉન્માદ અંગે ઈન્ચા ટીન્ચીને વારંવાર ખીજવતી, 'તમે જાણો છો કે આપણા ઘરમાં બે છોકરા છે ને તેય જોડકું. ટીન્ચી તો સારો છે પણ પેલો કાર્લી ભારે ગરબડીઓ છે. ટીન્ચી, કાર્લીને કહે કે એ જતો રહે! આપણે એની કંઈ જરૂર નથી.'

અર્ધો હસતાં ને અર્ધો ચીડાઈને એ જવાબ વાળતો: 'હું કંઈ જોડકું નથી, કોઈ કાર્લી મારામાં નથી!' છતાં કદીક કદીક જ્યારે ઉન્માદનું વળું આવવાની તૈયારી હોય ત્યારે ઈન્ચા આવી મજાક કરે તો પેલું

---

બાળકો અને કુમારોના જોડા ચપોચપ નહીં પણ એટલા મોટા જોઈએ કે અંગૂઠાની પાર અડધો ઈંચ જગ્યા ખૂલતી રહેવી જોઈએ. બાળકોને ધરતી ઉપર ખુલ્લા પગે ફરવાની ટેવ પાડવાની છે. રમત વખતે જ કેનવાસના બુટ ઉપયોગી છે બાકી ચામડાના જોડા પહેરવા. જોડા એવા સારા જોઈએ કે પગ તેમાં રમતા રહે. બાકી ખામીભર્યા જોડાને લીધે મોટા ભાગની પગની પીડાઓ થઈ આવે છે. હા, પગની પીડા થવાનું એક કારણ પગનું પહેલું ટૂંકું હાડકું છે. ટૂંકું હોવાથી તે જમીનને અડી શકતું નહીં હોવાથી શરીરનું વજન બીજા હાડકાને વહોરવું પડે છે.

ચહેરાની જેટલી વિવિધતા અને વ્યક્તિત્વ પગનાં છે. પગનાં તળીયાં જોઈ વ્યક્તિના આરોગ્ય અને વ્યક્તિત્વની ઓળખ થઈ શકે છે. નિરામય સ્થિતિમાં વ્યક્તિના શરીરનું વજન પગલાંમાં સરખી રીતે વહેંચાઈને પડેલું જોવામાં આવે છે. જાપાનાની શિઝુઓકા યુનિવર્સિટીના એક વિદ્વાનનું કથન છે કે 'તળિયાં ચહેરા જેવાં છે. તેમના ઘાટ અને કદની વિવિધતા એટલી બધી છે કે કોઈ બે પગલાં ભાગ્યે જ એક સરખાં હોય છે.' હાથનાં આંગળાંની છાપમાં જેમ વિવિધતા છે તેમ પગનાં તળિયામાં બહુવિધતા રહેલી છે.

પગ એ શરીરનો છેડો માત્ર નથી પણ સમગ્ર શરીરનું વ્યક્તિત્વ ધારણ કરતું અવયવ છે. આ કારણે જ વડીલોને પગે પડવાથી માંડી મહાન અને પવિત્ર પુરુષોના ચરણકમળની રજ માથે ચડાવવાની અને પૂજાની વિધિઓ સ્વીકારવામાં આવી હશે ને?





ગાંડપણ અટકી જતું.

સમય વીતતો ગયો તેમ તેમ ટીન્ચી વધુ ડાહ્યો ને મળતાવડો થતો ગયો છતાં વહેવારે કાલીં દેખા દેતો. રોઝે માનસશાસ્ત્રીની સલાહ લીધી તો એમણે જણાવ્યું કે આવું વાયુ ચઢે ત્યારે એના પર પાણી છાંટવું. ફરી એને ઉન્માદ આવ્યો અને એ બૂમો પાડવા ને બચકાં ભરવા લાગ્યો ત્યારે સૂવાનો વખત થયો હતો. ટ્રોટની રૂમમાં એ હતો અને એણે સૂચવ્યું કે પાણી અજમાવી જોઈએ; બે ગેલન ઠંડુ પાણી એના પર રેડયું એટલે એની બૂમો અટકી પણ જરા શ્વાસ ખાઈ, પાસુ ફેરવી પુનઃ બૂમ પાડી એટલે બીજા બે ગેલનથી એને તરબોળ કર્યો ત્યારે ત્રણ ભાષાના સંમિશ્રણથી સૌને ગાળો દેતો દેતો એ પોઢી ગયો. ઠીક થતા ટ્રાણો મારતો હોય તેમ એણે કહ્યું, 'મારી સાંકેતિક ટૂંકી ભાષામાં તમારા વિશે હું શું કહું છું તે તમે સમજતાં નથી.'

પાણી-ઈલાજ આ લોકોએ ફરી અજમાવ્યો નહીં.

આમ એ સુધરતો જતો હતો ત્યાં એક દિવસ એણે હદ કરી નાખી. રોઝને લાગ્યું કે આ છોકરાનું આખું લાગણી તંત્ર છિન્નભિન્ન થઈ ગયું ને કોઈ માનસ-ચિકિત્સક પાસે એને મોકલવો જોઈએ. પેલા કલ્યાણ ખાતાને એણે લખ્યું એટલે એને અસ્થિર બાળકોના એક છાત્રવાસમાં મોકલવાનું પેલા લોકોએ ગોઠવ્યું. આ વાતની ખબર પડી એટલે ઈન્ચા બોલી, 'માતાજી, માતાજી, આવું કશું ન કરશો, એને મોકલી દેશો નહીં. એને એક ઓર તક આપો. ઉન્માદાવસ્થાને બાદ કરીએ તો એ છોકરો એકંદરે સારો છે.' ઈચાની વાત સ્વીકારાઈ અને ટીન્ચી રોઝને ત્યાં રહ્યો. એ લોકો એને ખરેખર ચાહતાં અને માનતાં કે એના આ હચીમચી ઊઠેલા વ્યક્તિત્વની ભીતરમાં એક ઉમદા આત્મા છુપાએલ પડયો છે, એટલે એ પણ ખાત્રી થઈ ચૂકી હતી કે એનો આ ઉન્માદયુક્ત ભભૂકાટ તત્કાલજીવી હતો. એ આપોઆપ આવિષ્કૃત બની શમી જાય ત્યાં સુધી ધીરજ ટકે તો એ કાયમને માટે સરખો બની જાય.

આસ્તે આસ્તે એના ભભૂકાટનો સમય ગાળો વધતો ચાલ્યો. કદીક કદીક તો આખું સપ્તાહ શાંતિમાં વીતતું. ઉપરાંત પ્રગતિની એક બીજી નિશાનીય દૃષ્ટિગોચર થતી હતી. એના લાગણી ઉશ્કેરાટો બે વાતથી હળવા બનતા.

આ લોકોએ એને એક સુંદર સફેદ સસલું પાળી આપ્યું હતું. જ્યારે જગત આખું એને ધૂંધળું ને ઉકળાટ પેદા કરનારું લાગે ત્યારે એ આ સસલા જોડે પોતાની આગવા ભાષમાં અનંત વાતો કરતો ને જીવને ઠારતો, એનું બીજું સાંત્વન સાધન હતું એક સિપાઈની ઢીંગલી. ટીન્ચી અગીઆર વરસનો હતો છતાં આ ઢીંગલીને પડખે રાખી સૂઈ જતો અને પોતાની સઘળી વિટંબણાઓની વાત એને કરતો. મોટે ભાગે એને જ બાથમાં લઈ એ ઊંઘી જતો. બીજી રીતેય આ ઢીંગલી બહુ સહાયરૂપ થઈ. ઉન્માદદશામાં પોતાની નાનકડી બંદૂક પકડી, કોઈકને મારવાની ધમકી એ આપતો ત્યારે આ સિપાઈ ઢીંગલી ધરીએ તો એ અદલા બદલી કરી દેતો ને જોખમનું મૂળ દૂર થતું.

એવામાં રોઝને હાથ એક નવી કરામત આવી. ઉનાળાના એક ગરમ દિવસે ઈન્ચાએ ટીન્ચીને એના ગંદા પગ ધોઈ પથારીમાં પડવા કહ્યું એટલે ટીન્ચીનો પારો ભારે ઊંચો ચઢી ગયો અને એક ઝંઝાવાત વ્યાપ્યો. રોઝને શુંય થઈ આવ્યું તે એમ ગરમ થઈ ગઈ અને હાથમાં ઝાડુ લઈ એને ઝૂડી નાખ્યો. ટીન્ચી આ ભાષા બરાબર પામી ગયો, એની ચીસો અટકી ગઈ, પગ ધોઈ આવ્યો અને શાંતિથી પથારીમાં એણે લંબાવ્યું.

રોઝની આ દવા પર વારી જતાં ઈન્ચાએ કહ્યું, 'બા, તેં તો ભારે કરી. તારા ઝાડુથી એનો ઉન્માદઝંડ તેં તો વાળી કાઢયો. તું તો ખરેખર ભૂવા જેવી છે!'

'જેમ હશે તેમ, પણ, એના પર જાદુ થયો નથી લાગતો?' રોઝે જણાવ્યું. અને એની વાત પણ





સાચી હતી. ત્યારથી ટીન્ચી સ્થિર ગતિએ પ્રગતિ પંથ પર ચઢ્યો, જો કે હજુ એ પૂરેપૂરો સ્વસ્થ નહોતો થયો. સાચી વાત એ હતી કે આ બાળક બગડી બેસે ત્યારે એને સમજાવવાનો પ્રયત્ન કરવો એ વૃથા બબડાટ સમ હતો તમારે એને ચામડી આપે એવું કશુંક કરવું પડે. મારની આ વાત કદાચ ગળે ન ઊતરે પણ આપણે એ ધ્યાનમાં રાખવું. ઘટે કે એ એવી દુનિયામાં ઊછર્યો હતો કે એક બાળક તરીકે એ જરા બબડાટ કરે એટલે એને સીધો મેથીપાક મળતો. એટલે એની માનસિક દશા એવી બની ચૂકી હતી કે એને મારો નહીં ત્યાં સુધી એને ખાત્રી જ થતી નહીં કે તમે કહો છો તે સાચેસાચ તમો કરવા માગો છો.

એ ઉનાળો ટીન્ચીએ કદીક માર ખાધો હશે છતાં એણે ખૂબ મઝા પણ ભોગવી હતી, અને એમ જ એણે પ્રેમવર્ષાય અનુભવી. એ તરતાં હોડી હંકારતાં શીખી ગયો. એને બીજાં બાળકો દોસ્તો થયાં અને સૌ ભેગાં થઈ ભારે ધિંગામસ્તીયુક્ત ખેલ ખેલતાં. સાંજે એ પથારી ભેગો થતો ત્યારે સામાન્ય રીતે થાકેલો ને છતાં સુખી હોતો.

એક રાત્રે, ખૂબ ખૂબ રમી એ થાકી ગયો હતો અને પથારીમાં પડ્યો હતો ત્યારે રોઝે એને દૂધનો પ્યાલો ને મુરબ્બાવાળી સેન્ડવીચ ધર્યાં. અર્ધી સેન્ડવીચ હાથમાં પકડી એ બોલવા લાગ્યો : 'આ બધું કેવું મઝાનું છે. બોમ્બમારો થયો એટલે લેટવિયા છોડી અમે જર્મની તરફ પ્રયાણ કર્યું ત્યારે રસ્તામાં દિવસો સુધી, ઘણા દિવસો સુધી અમને માત્ર આ અડધા બ્રેડનો ટુકડા જેટલી બ્રેડ ખાવા મળતી. મુરબ્બોય નહીં ને માખણેય નહીં. અમને ખૂબ ભૂખ લાગે ને અમે રડીએ. અમારી સાથે એક આવડું નાનું સરખું બાળક હતું ( બે હાથ કરી એણે બતાવ્યું ) એને પાણીમાં પલાળીને આપીએ તોય એ બ્રેડ ચાવી શકે નહીં. ભૂખે બિચારું રડ્યા જ કરતું ને એમ રડતાં રડતાં એ રામશરણ થયું. હજુય એનો મૃતચહેરો મારી આંખ આગળ ખડો થતાં હું આંખ મીચી જાઉં છું ( તરત જ એની આંખમાંથી શ્રાવણ ભાદરવો વરસવા લાગ્યો ). ... બધાં-બધાં છોકરાં કેટલાય દિવસ સુધી કેટલાંય ભૂખ્યાં રહ્યાં ને અહીં તમે મને ચાર દિવસ ચાલે એટલી બ્રેડ આપો છો અને વળી મુરબ્બો ને દૂધ ને તેય ત્રણ વખતના ભોજન ઉપરાંત. અમેરિકા માયાળુ દેશ છે. તમેય ખૂબ ખૂબ કરુણાવાળાં છો.'

એનું આ સૌથી લાંબુ વક્તવ્ય ને અમેરિકા અંગેની એની આ સૌ પ્રથમ પ્રસન્નોક્તિ પણ એની સ્થિતિ બકરું કાઢતાં ઊંટ પેસે એવી થઈ. યુદ્ધ સમયની સ્મૃતિઓએ એના મનનો એવો કબજો લીધો કે એ રમતમાં હોય ત્યાં પેલા મૃતદેહની છબીઓ કલ્પનામાં સરે અને એની ભયંકરતાએ એ સૂનમૂન થઈ જાય. આંખ મીંચતાં તો એ ગભરાવવા લાગ્યો કારણ આંખ મીંચતાં સ્મૃતિગર્ભમાંથી પાર વગરનાં ભયંકર દશ્યો ખડાં થઈ જતાં. એ દિવસોમાં રોઝ એના ખાટલા પર બેસી, એનો હાથ પોતાના હાથમાં પકડી, હાલરડાં ગાઈ એને સૂવાડી દેતી.

રાત્રે તો વારેવારે એ ઝબકી ઊઠતો. ગગનમાં કડાકાનો ગગડાટ થાય એટલે એ 'બોમ્બર, બોમ્બર' કરતો ચીસો પાડી ઊઠે ને રોઝની રૂમમાં દોડી જાય. આસ્તે આસ્તે કરીને આ લોકોએ એના મનમાંથી મેઘગર્જનાની ભીતિ તો નિર્મૂળ કરી પણ બોમ્બરનો ભય કાઢતાં તો ખાસ્સો સમય ગાળો વીત્યો. એ ત્યાં હોય ને આકાશમાં વિમાનનો ઊડવાનો અવાજ આવે એટલે એ સીધો કોઈ છોડ કે ઝાંખરા નીચે ચત્તોપાટ સૂઈ જાય ને માથું પકડી પડી રહે. આ બધા ભીતિવમળોમાંથી ટીન્ચીને બચાવનાર કોઈ વાત હોય તે તેની ધર્મની આસ્થા.

ટીન્ચીની સૌથી મૂલ્યવાન કોઈ ચીજ હોય તો લાકડાની એક નાની માતા મેરી ને બાળ ભગવાન ઈસુની મૂર્તિ. રોઝને ત્યાં આવી સામાન છોડતાં, સૌ પ્રથમ એને એણે કાઢી ને પોતાની પથારીના માથા પર એને ટીંગાવી દીધી. દરરાત્રિ આ મૂર્તિ સમક્ષ ખડા રહી પાકી આસ્થા સહ એ પ્રાર્થનામગ્ન બનતો. એમ જ બાઈબ-

'બલની ચિત્રાવલિનું રોઝનું મોટું પુસ્તક એ વારંવાર સશ્રદ્ધા ઉથલાવતો.

એક વખત રોઝે એને પૂછ્યું: 'આ ચિત્રો અંગેની કથાઓ હું તને કહું ?'

પોતાની પથારી બતાવી, એણે જણાવ્યું, 'તમે બેસી જાવ, હું તમને એ બધી વાર્તાઓ કહીશ.'

એક પછી એક પાન ઉથલાવી એ ચિત્રોને ઝીણવટથી નીરખે અને દરેક આનુસંગિક વાર્તા રોઝને કહે. યુદ્ધછાવણીમાંથી આવેલા બાળક પાસે આવી અપેક્ષા રોઝે રાખેલી નહીં. આ બધાં અનાથ બાળકોને પાદરીઓ સંચાલિત અનાથાશ્રમોમાં રાખેલા એટલે એમને ધાર્મિક શ્રદ્ધા ને આસ્થાનો પાકો પાયો પ્રાપ્ત થયેલો.

આમ એકબાજુ ધાર્મિક આસ્થા ને બીજી બાજુ ઝાડુમારની બીક—એ ઉભય ઉપાયે કરીને ઉન્માદ સંખ્યા નોંધાપાત્ર રીતે ઘટવા લાગી. એક વખતે તો ત્રણ અઠવાડિયાં શાંતિમાં વીત્યાં ત્યારે ઘરના સૌને આનંદાશ્ચર્ય થયું. એવામાં મે પહેલીના દિવસે એનો ઉન્માદ ઉત્કૃષ્ટ કક્ષાએ પહોંચ્યો ને પાછળથી જણાયું તેમ એ એનો અંતિમ ઉન્માદ પણ નીવડ્યો.

છોકરાં બધાં દરિયે નહાવા ને રમવા ગયેલાં ને એકલી ઘરમાં બધું ઠીકઠાક કરવા લાગી હતી ત્યાં ફોનની ઘંટડી રણકી ઊઠી. બીજે છેડેથી ઈન્યા બોલી રહી હતી: 'ટીન્ચાના મિજાજનો કંઈ પાર નથી રહ્યો. મારા આખા હાથને એણે બચકાટી નાખ્યો છે અને આગની ચેતવણી આપતું ભૂંગળું બજે તેવી બૂમો પાડતા એને ડેવીડ સાથે મેં ઘેર મોકલ્યો છે.'

'પણ આ સળગ્યું શેમાંથી ?' 'અરે એને દરિયામાં ઝંપલાવવું હતું તે મેં એને રોક્યો. આજે દરિયો મહા તોફાની છે અને પાણીનાં પૂર સામે ઝઝૂમવાની એમની તાકાત નથી.'

છોકરાઓ આવ્યા એટલે રોઝે પૂછ્યું 'બોલ, ટીન્ચી તારે શું કહેવાનું છે ? ઈન્યા કહે છે કે સમુદ્ર આજે મહા તોફાની છે એ સારી તરનારી છે.'

બડાશ હાંકતાં એણે જણાવ્યું, 'પાણી મારાં કરતાં વધારે તોફાની નથી ને હું ઈન્યા કરતાં વધારે બળવાન છું. અરે હું તો દરિયા કરતાંય વધારે તાકાતવાન છું.'

'હા હા અને મારા કરતાંય વધારે મજબૂત ને ?' રોઝે લલકાર્યું.'

રોઝ નાનપણમાં એના મોટા ભાઈ પાસેથી જુજુત્સુ શીખેલી એટલે જેવો એણે આ પડકાર ફેંક્યો તેવો જ જુજુત્સુનો દાવ અજમાવી એણે ટીન્ચીને ધૂળ ભેગો કરી દીધો. આ પેચમાં એ એવો તો પડ્યો કે ક્યાંય સુધી ભોંયતળિયા પર ઘસડાયો અને દિવાલ સાથે અફળાયો.

થોડો વખત એમ જ પડી રહી એણે રોઝને પૂછ્યું, 'તમે આ શી રીતે કર્યું ?'

'એ તો મારી આગવી કરામત છે. તને હજુ લાગે છે ને કે તું મારા કરતાં જોરાવર છે ?'

એ ઊભો થયો અને બોલ્યો, 'ના, ના, હું તમારા જેવો તાકાતવાળો નથી પણ દરિયા કરતાં તો વધારે બળવાન છું જ.'

'મારે એ નક્કી કરવું પડશે.' રોઝે જણાવ્યું.

એને ગાડીમાં ગોઠવી રોઝ સમુદ્ર કિનારે પહોંચી. દરિયાનાં મોજાં પર નજર નાખી તો એ ભયંકર હતાં. પરિસ્થિતિ પામી જઈ ટીન્ચીએ કહ્યું: 'હવે હું અંદર ડગ નહિ દઉં. એ તો વધારે તોફાની થયો છે.'

એને બોચી ને લંગોટથી પકડી રોઝે જણાવ્યું: 'તારે જવું જ પડશે.' પોતાના બૂટ ખંખેરી કાઢી ભર પોશાકે રોઝે એના સહિત દરિયામાં ઝંપલાવ્યું. મોટા મોટા મોજા એના શરીરે અફળાયાં એટલે એ ચીસો પાડવા લાગ્યો. મોટા પાયા પરની પેલા ચિકિત્સકે સૂચવેલી જળ ચિકિત્સાનો અખતરો ચાલ્યો. મોજાંનો ઘૂઘવાટ પણ ભયંકર હતો છતાં એ હાંફતા ને ગભરાતા બળવાખોરને રોઝે ઊછળતા પાણીમાં ખેંચ્યો. એ બન્નેના વળાવિયા તરીકે ડેવીડ થોડે દૂર તરતો હતો. છેવટે મોજાંનું સાન્નિધ્ય કમી થયું એવા પાણી પ્રદેશમાં પહોંચી રોઝે એન્ડ્રીને કહ્યું 'જા, હવે તર, તું તો ભારે મજબૂત છે ને !'





દયામણું મોં કરી વિનવણી કરતાં એણે જણાવ્યું, 'મને બહાર લઈ જાવ, મને બહાર લઈ જાવ, હું મરી જઈશ. હું સમુદ્ર જેટલો બળવાન નથી. અરે! મને બહાર કાઢો, બહાર કાઢો, જલદી, જલ–દી.'

એની હડપચી પાણી બહાર કાઢતાં રોઝે પૂછ્યું, 'બોલ, ઈંચાને કહીશ કે એ ખરી હતી અને તું ખોટો હતો અને એને બચકા ભર્યાં બદલ એની માફી માગીશ ખરો?'

'હા, હું બધું જ કરીશ.'

'ચાલ, સારુ ત્યારે,' એમ કહી એને બાવડાથી પકડી તરતાં તરતાં રોઝ એને બહાર લઈ આવી.

સાગરતટ પર એ પહોંચ્યાં એટલે ઇંચા એમને લેવા સામી આવી એટલે ટીન્ચીએ સામે જઈ કહ્યું: 'તમે ખરાં ને હું ખોટો હતો. દરિયો ખૂબ તોફાની હતો. ને હું તરી શકત નહીં. હું દરિયા જેટલો જોરાવર નથી. તમારી સાથે આવો ખરાબ વર્તાવ કરવા બદલ હું સાચે જ દિલગીર છું.' એમ કહી ઈન્યાના જે હાથને એણે બચકાટી નાખ્યો હતો તેને ચૂમીઓથી નવરાવી દીધો. જીવનમાં પહેલી વખત એણે ભૂલની કબૂલાત કરી અને માફી માગી. ઉત્થાનના પંથે આ મોટું કદમ ભરાયું.

પછી એ રોઝ તરફ વળ્યો અને એને સમજાયું કે સપોશાક દરિયામાં ઝંપલાવવાથી રોઝની દશા કેવી લથડબથડ શી હતી. પોતાનો હાથ લંબાવી રોઝના ભીના પોશાકને થાબડતાં થાબડતાં એ બોલ્યો: 'તમને પલાળ્યા બદલ હું ખૂબ દિલગીર છું પણ હું શીખું છું, હું શીખતો થયો છું.'

એની આવી સમજને કારણે એને શીખવવાનું સીધાં ચઢાણ જેવું હોય છતાં એમાં રોઝ વગેરેને આનંદ આવતો. એ વરસના વેકેશનમાં જ્યારે દરિયા કિનારે આનંદ માણવા એ ગયાં ત્યારે સ્નાન કરતાં દરિયા આખા પર નજર નાખતાં, એ ટટાર ખભે અને સીધી છાતીએ ઊભો રહેતો. એના લાગણીતંત્રના સરખાપણા સાથે એનું શરીર પણ સ્વસ્થ અને સીધું બનતું હતું.

રજા પૂરી થતાં શાળા ઊઘડી ત્યારે ટીન્ચીને રોઝની ખાનગી શાળામાંથી ઉઠાડી લઈ ઘર પડોશની એક સરકારી શાળામાં દાખલ કર્યો. હેતુ એમ હતો કે પડોશમાં એને મિત્રો થાય તો આજુબાજુનું બધું એને પોતીકું લાગે. ઉપરાંત રોઝ જે શાળામાં કામ કરતી હતી તેમાં જ એને રાખવામાં, કાયમ એને વળગેલો રાખવાની વાત હતી. અળગો થાય તોય એ શાંતિ ટકાવે તે જરૂરી હતું. છતાં એના પર દેખભાળ રાખી શકાય તે માટે રોઝે પોતાની શાળામાં અઠવાડિયામાં ત્રણ જ દિવસ જવાનું રાખ્યું.

પાંચમા ધોરણમાં એને દાખલ કરવામાં આવ્યો એટલે એને ન તો ઉંમરના હિસાબે આગળ લાગે કે ન તો પાછળ લાગે. એણે વર્ષારંભ ભારે ઉત્સાહપૂર્વક કર્યો. ઘેર આવી એ કહેવા લાગ્યો: 'અમે રજાઓ કેમ ગાળી તે બધું લખવાનું છે.'

એણે એની ભાંગીતૂટી અંગ્રેજીમાં લખેલું વાંચી બતાવ્યું, 'આ ઉનાળામાં હું તરતાં શીખ્યો અને ઉપરાંત વોલીબોલ ને બીજી રમતો,' પોતાના આ લેખન પર વારી જતો એ બોલ્યો, 'કેમ, મેં બહુ સરસ લખ્યું છે ને?'

'હા, હા, બહુ સરસ,' કહી બધાંએ તાલીઓ પાડી.

ટીન્ચીનું ગાડું આ શાળામાં બરાબર ચાલતું હતું એવામાં એક દિવસ એક લેટેવિયન બાઈ શાળાની મુલાકાતે આવી. તે વખતે એવું ઠર્યું કે એ મહેમાન અને ટીન્ચી લેટવિયન ભાષામાં વાતચીત કરે જેથી બાળકોને પરદેશી ભાષા સાંભળવાનો મોકો મળે. ટીન્ચી ઉમંગભેર ઊભો થયો અને નમન કરી વર્ગ સન્મુખ ખડો થયો. પણ એમાં જ એક ભારે ગોટાળો પેદા થયો. પેલાં બન્ને એક બીજાનું બોલેલું અક્ષરેય સમજી શક્યા નહીં અને પેલી મહેમાન બાઈએ અંગ્રેજીમાં અભિપ્રાય વ્યક્ત કર્યો, 'આ છોકરાને લેટેવિયન આવડતું જ નથી.'

ટીન્ચી માટે આ અસહ્ય હતું. આજ સુધી એણે બડાશ હાંકી હતી કે પોતાને લેટેવિયન, જર્મન અને



રશિયન ત્રણેય ભાષાઓ આવડે છે અને આ તો આખા વર્ગ સમક્ષ ચાટ પડવા જેવું થયું. અશ્રુથી ઉભરાતી આંખ સહિત એ બરાડી ઊઠ્યો, 'મને મારી ભાષા આવડે છે. તમને કશું આવડતું નથી.' આમ બોલી ડુસકાં ભરતો ને આશ્વાસન શોધતો એ ઘર ભણી દોડી ગયો.

વળતી સવારે એનો મિજાજ ફાટી ગયો. એની શિક્ષિકાએ એને રોજિંદું કામ કરવા જણાવ્યું ત્યાં તો એ ઘૂરક્યો : 'મારી બલા કરે છે.' બહુ ધીમેથી પણ મક્કમ સ્વરે એણે કહ્યું, 'તારે કરવું પડશે.'

'એટલે તમે શું કહેવા માગો છો ? મને કાઢી મૂકશો એમ ને ?'

બપોર ચઢતા અગાઉ રોઝને શાળામાંથી તેડું આવ્યું. એ પહોંચ્યા ત્યારે તો એ ઘૂરકતો હતો : 'હાં, મારું ડોકું કાપી કાઢવા તમે આવ્યાં ખરું ને ? તમારું ચાલે તે કરો, મને ઝડુથી ઝાપટો, મને કંઈ તમા નથી.'

ઘેર પહોંચ્યા એટલે એને મારવાને બદલે રોઝે એને ચૂંબન લીધું, પેલી સિપાઇ ઢીંગલી આપી અને ખાવા ધર્યું સુરબ્બો, સેન્ડવીચ અને દૂધ! એનો ઉકળાટ શમી ગયો અને એ વિલાપ કરવા લાગ્યો, 'હું કેમ આવો બગડી બેસતો હોઈશ!'

આ બનાવ પછી અંગ્રેજીમાં એ ભારે પાછળ પડી ગયો અને એની વર્તણૂકમાં પણ એવો જ બગાડ પેઠો. જ્યારે જ્યારે એનું લાગણીતંત્ર ખરાબે ચઢતું ત્યારે ત્યારે એની અંગ્રેજી પરની પકડ સાવ ઢીલી થઈ જતી અને એક વાક્ય બોલતાંય એને ફાંફાં પડતાં. આ લાગણીહિલોળા પ્રસંગે એક બીજી વાત પણ બનતી. એ એક ઉપર એક એમ ત્રણ અન્ડરવેર ચઢાવતો. સૌ નિરાશ્રિતો માટે આ સામાન્ય નિયમ જેવું બની બેઠું હતુ. યુરોપની ઠંડીમાં આ વાત ઠીક લાગે પણ અમેરિકાની પ્રમાણમાં હુંફાળી હવામાં તો આ હાસ્યાસ્પદ લાગે. છતાં કાચબાને એનું કોચલું ત્યજવા સમજાવી શકીએ તો એન્દ્રીને અન્ડરવેરની સંખ્યા કમ કરવામાં સમજાવી શકાય. પણ જેમ જેમ ટીન્ચીને ચેન પડવા માંડ્યું તેમ તેમ એ એક એક અન્ડરવેર ઓછું કરતો ગયો છતાં પાછી જ્યારે જ્યારે અસ્થિરતાની લાગણી એના મનમાં પ્રવેશી જાય ત્યારે ત્યારે પાછો ત્રણે ત્રણ અન્ડરવેર ચઢાવી દે. એની આ ટેવ એની માનસ-ક્રિયાનો પડછાયો પાડતી હોવાથી ઈન્ચા તો એના અન્ડરવેરને 'માનસશાસ્ત્રીય અન્ડરવેર' તરીકે ઓળખવા લાગી.

આ આખા સમયગાળા દરમિયાન એના અભ્યાસની ગતિ સાવ મંદ રહી. ન તો એ ઘેર વાંચે કે ન તો રોઝને શિખવવા દે. વર્ગમાં તો એને ગ્રંથિ બંધાઈ કે એ બીજાના કરતાં અભ્યાસમાં પછાત છે એટલે એ સૌથી કોઈક રીતે પોતે ચઢિયાતો છે એ પુરવાર કરવા વર્તણૂકમાં એ ધાંધલિયો રહ્યો. કોઈક ને કોઈક સાથે એ રોજ લડે.

એની આ રોજની તકરારો નહીં આદરવા રોઝ એને શિખામણ આપે પણ એ વ્યર્થ ગયું એટલે એક દિવસ એણે કહ્યું, 'તું રોજ લડે છે એ તો ઠીક છે પણ એકાદ દિવસ તો તું લડે ને જીતે તો ઠીક છે.'

બસ થઈ રહ્યું. વળતે દિવસે એણે તો પોતાની જર્મન છુરીથી સજ્જ થઈ જાહેરાત કરી : 'આજ હું પેલા છોકરાને પૂરો કરી દઈશ.'

રોઝ તો ગભરાઈ ગઈ. મહા પ્રયત્ને એણે એને સમજાવી છૂરી છોડાવી ને વચન લીધું કે પેલા છોકરાને એ મારશે નહીં. ટીન્ચીની એક વાત સારૂ હતી. એ વચન આપે એટલે પાળે જ. તમે એટલી ખાત્રી રાખી શકો જ. તે દિવસે એણે પેલા છોકરા જોડે જરા સરખીય તકરાર ન કરી પણ બીજા એક છોકરા સાથે એ લડી આવ્યો.

રોઝે એને જરા સમજાવ્યો એટલે થોડોક સમય એણે યુદ્ધવિરામ આપ્યો પણ એની વર્ગવર્તણૂક વણસતી ચાલી. ઈલાજ તરીકે રોઝે સૂચવ્યું કે વર્ગશિક્ષકે





દરરોજ એના રોજિંદા વર્ગવર્તનનો અહેવાલ એની સાથે ઘેર મોકલવો. આ પદ્ધતિની ધારી અસર થઈ ને સારા અહેવાલો સાથે વર્ગમાંથી પાછા ફરવામાં એણે અનોખો ગર્વ ને મગરૂબી માણવા માંડ્યાં પરિણામે સમયના વીતવા સાથે એની વર્તણૂંકની સારપનો આંક ઊંચો ચડવા લાગ્યો.

આ સમય દરમિયાન ટીંચીને ઘરકામમાં ખાસ કરીને એનાં સાધન વપરાય તેવી પ્રવૃત્તિમાં સવિશેષ રસ પડવા માંડ્યો. પોતાને મળતી ખિસ્સાખર્ચીમાંથી પૈસા બચાવી એણે વાંસલો, કરસી, કરવતી વગેરે ખરીદ્યાં. આ સૌને સાચવવામાં ને સહીસલામત રીતે મૂકવામાં, એ નજરાણા જેટલી કાળજી રાખવા લાગ્યો. અરે! રોઝના પતિનાં કરાવેલાં ઓજારો, માળિયામાંથી ઉતારી એણે સાફ સૂથરાં બનાવ્યાં અને સાથે રોઝને કહેવા લાગ્યો: 'તમારા પિતાનાં (!) ઓજારોની હું કાળજી લઈશ' (એના અંગ્રેજી શબ્દકોશમાં 'પતિ' શબ્દની ગેરહાજરી હતી એટલે રોઝના પતિને એ કાયમ એનો 'પિતા' કહેતો). આખા ઘરમાં જે કંઈ તૂટેલું ફૂટેલું હતું તે બધું એણે સમારી કાઢ્યું. દાદરના કઠોરાથી માંડી, બારીઓના હૂકા એણે સરખા કરી દીધા, અને વર્ષોથી દરવાજા આગળનો કોલબેલ ચાલતો નહોતો એને રણકતો કરી દીધો. રોઝે એને પૂછ્યું કે આ બધું એ કોની પાસેથી શીખ્યો તો એણે જવાબ વાળ્યો, 'હું જોઉં છું—નીરખું છું, વિચારું છું ને કરું છું.'

આ ઘર એને વધુ ગમતું થયું એનું એક કારણ એની ખોટખાંપણ હતું, જેમ જેમ એ એને સમારતો ગયો તેમ તેમ એના પ્રત્યેની એની મમતા વૃદ્ધિંગત થતી ચાલી. ત્યાં વળી રોઝ એને કશું કામ બતાવે નહીં. એટલે એને કામ કરવાની ચેળ વધતી રહે. પરિણામે ભંડારિયું ને માળિયું ધોવાનું, મોટર ઓરડીના છાપરાને સમારવાનું—બધું એ કરતો થયો, એટલું જ નહીં ઘર આખાનો કચરો ઉપાડી, નાખી આવવાની જવાબદારી એણે પોતાના શિર પર લીધી. બીજું કોઈ એને હાથ લગાડવા જાય ત્યાં જ એ બોલી ઊઠે, 'રહેવા દો, એ તો હું કરી દઈશ.'

એક કામ એ કદી કરે નહીં કે કરવા રાજી પણ નહીં, તે કામ બૂટને પોલિશ કરવાનું. તમે એને ગમે તે સમજાવો પણ એ એને ગળે જ ન ઊતરે. કદીક બહુ લડો તો કચવાતે મને ગણગણતો એ જરાતરા હાથ લગાડે. મોટે ભાગે તો એનું આ કામ ડેવીડ સંભાળતો. પરિણામે કદીક કદીક રોઝનાં રાત્રે ઘરમાંથી એ ડેવીડને સંબોધતો, 'ડેવીડ, આ બૂટને પોલિશ કરી દેજે.'

આવી ફરમાયશ થાય ત્યારે મીઠાશમાં ડેવીડ પ્રત્યુત્તર વાળતો, 'સારું, શહેનશાહજી.'

ઘણા મિત્રો રોઝને સલાહ આપતાં કે તમે એને જરા ઠીક ચાહશો એટલે એ સરખો થઈ જશે. દરઅસલ વાત એમ હતી કે રોઝ ને એનાં બાળકો તો એને ચાહતાં અને એટલે જ નભાવતાં. પણ એના દિલમાં આ સૌ પ્રત્યે પ્રેમ સરવાણી ફૂટે ત્યારે આ કોયડાનો ઉકેલ આવે. હવે ટીન્ચોને ઘરનાં સૌ પ્રત્યે આત્મીયભાવ, પ્રેમભાવ જન્મવા માંડ્યો, ઘર પણ એને પોતાનું-પોતીકું લાગવા માંડ્યું અને એમ એની સ્થિરતા—માનસિક અને લાગણી વિષયક—જન્મવા માંડી.

રોઝ માટેની એની ચાહનાનો પડઘો પડતો, રોઝની સહીસલામતી ને સ્વાસ્થ્ય માટેની ટીન્ચોની ચિંતામાં. એક સપ્તાહના અંત ભાગે શરદીથી પીડાતી રોઝ પથારીવશ રહી ત્યારે દી આખો એ એના ખાટલા પાસે ખડો રહ્યો ને પોતે જ બનાવેલું ભોજન ને નાસ્તો ને બધું ધરતો રહ્યો. રોઝે એનો આભાર માન્યો તો એની બિનજરૂરતનો ઉલ્લેખ કરતાં એણે જણાવ્યું: 'તમારા પિતા (પતિ) ગુજરી ગયા છે એટલે હું તમારી દેખભાળ રાખીશ.'

એનો સ્વભાવ આગળ પડતો હતો. રોઝને ઘર તરફ આવતાં જોતાં જ એ દોડી જાય, એને આવકારે અને કદીક રોઝને કંઈક મૂંઝવણ છે એમ જુએ તો તરત

કહે, 'તમારે જોઈતું હશે તે હું લઈ આવીશ.'
આ બધામાં એના સહાનુભૂતિયુક્ત સ્વભાવનાં દર્શન કદી થયાં નહોતાં એટલે એનામાં એ લક્ષણ છે કે નહીં તેજ સમજાતું નહોતું, પણ એક દિવસ મધ્ય રાત્રિએ એ ચોર પગલે રોઝની ઓરડીમાં ઘૂસ્યો.. એના અણસારાથી જાગી ગયેલી રોઝને કાને ઘણા લોકોએ એને આપેલી ચેતવણીના ભણકારા વાગ્યા,. 'જોજે, જોતી રહેજે, કદીક આ છૂરી તને જ રાતમાં ન ભોંકી દે.' રોઝ જાગતી નિશ્ચેષ્ટ પડી રહી એ જોવા કે આ છોકરો કરે છે શું!
ઊંચે પગલે એ એની પથારી નજદીક પહોંચ્યો એટલે રોઝે પૂછ્યું, 'ટીન્ચી, શું કરે છે?' એણે એના હાથમાંની એક ચીજ આગળ કરી. એ હતો એક કામળો. ઝટ દઈ કામળાને પહોળો કરી રોઝને ઓઢાડી દીધો ને બોલ્યો: 'ખૂબ ઠંડી છે એટલે આ ગરમ ને હુંફાળો કામળો ઓઢાડું છું'
રોજિંદી ચીજવસ્તુ કે ગોઠવણના કામમાં જરા સરખોય ફેરફાર થાય તો એ ઉપરતળે થઈ જતો. એક દિવસ ઈચાએ ટેલિવિઝન સેટ ખરીદવાનું ઠરાવ્યું ને એને ગોઠવવા, ટીન્ચીના આવતા અગાઉ, એની ઓરડીનું રાચરચીલું આઘુંપાછું કરવું પડ્યું. એણે તો પલટાયેલ ક્રમ જોઈ એક એવી દર્દભરી પોક મૂકી કે 'જો મારું ઘર અસ્તવ્યસ્ત કરી નાખ્યું છે, મને તો ખબરેય નથી.' અને સેટ ગોઠવવાની આખી વાત ચોવીસ કલાક પડતી મૂકવી પડી
પછી આ લોકોએ પોતાની મૂંઝવણ હોય તેમ જાહેર કર્યું કે ટેલિવિઝન સેટ ગોઠવવો છે પણ વાયરીંગ કોઈને આવડતું નથી. એટલે એ એકદમ કૂદી પડ્યો, 'હું એ બધું ગોઠવી દઈશ.' એનું ઘર બગડી ગયું તેની પંચાત હવે રહી નહીં ને ટેલિવિઝન ચાલુ થઈ ગયું એટલું જ નહીં એ જ એનો સૌથી મોટો ને કાયમી ભક્ત બન્યો.
રોઝ ને ઘરની મંડળીને બીક હતી કે ટેલિવિઝન પર ધમધમાટીભર્યાં કે એવાં કરુણ દશ્ય આવશે તો ટીન્ચીનું તંત્ર બગડી ઊઠશે, એટલે જરા સરખો જોરદાર અવાજ કે એવું થાય તો રોઝ વિરોધ કરે એટલે એ કહેવા લાગ્યો, 'બહેન, હું જાણું છું કે આ તો બધી બનાવટ છે. કોઈ માણસ સાચેસાચ મરતું નથી આમાં.'
પણ એક દિવસ કોરિયન યુદ્ધનાં કેટલાંક દશ્યો ટેલિવિઝન પર આવ્યાં એણે એની મીંદડી વેરણ કરી દીધી. મોડી રાત્રે બીકથી રૂની પૂણી જેવો થયેલો એ રોઝના ખાટલા પર આવી બેઠો ને કહેવા લાગ્યો, 'યુદ્ધ એ ઘણી ખરાબ બિના છે. તમને તો ખબર નહીં કે એ કેવું ભયંકર છે. આજસુધી તો મને લાગતું કે એ અમેરિકામાં આવવાનું નથી...' આમ બોલતાં બોલતાં એ આખો ને આખો ખાટલા પર ઉછળ્યો અને ચલાવ્યું—'યુદ્ધ જો અમેરિકામાં આવી પહોંચશે તો આ બ્રેડ કાપવાની છરી લઈ આમ મારા હૃદય સોંસરવી ખોસી દઈશ. મારે બીજું યુદ્ધ જોવું નથી એ મારો પાકો નિશ્ચય છે.'
બાર વરસના એક છોકરાના મોંમાંથી જ્યારે આ નિર્ણયાત્મક વાક્ય નીકળ્યું ત્યારે તો જાણે એ કોઈ પીઢ આદમી હોય તેમ લાગ્યું.
રશિયન સમાચારે તો એનું મન એવી ક્ષુબ્ધતા અનુભવતું કે એને સ્વસ્થ કરવા કાયમ પ્રાર્થનાનો આશરો લેવો પડતો. એની કાષ્ટમૂર્તિ નજદીક એ ને રોઝ—બન્ને ઊભાં રહી પ્રાર્થના કરવા લાગી જતાં...શરૂઆતમાં તો એ લૅટવિયન ભાષામાં જ ભજન ગાતો પણ ધીરે ધીરે એણે અંગ્રેજી પ્રાર્થનાય પકડી લીધી. પછી તો રોઝ એને એપિસ્કોપલ ચર્ચમાં લઈ ગઈ ને ત્યાંના ભજનમંડળમાં એને પ્રાર્થનાગાન માટે, છોકરો હોવા છતાં, અપવાદરૂપે દાખલ કર્યો.
એની સાહજિક વૃત્તિઓને યોગ્ય માર્ગે વાળવા, રોઝને લાગ્યું કે એને બોય સ્કાઉટમાં દાખલ કરવો જોઈએ. અને સાચેસાચ એ પ્રવૃત્તિઓએ એને ખૂબ સંતોષ બક્ષ્યો. એ પ્રવૃત્તિના અંગ તરીકે જ્યારે એને કેમ્પ માટે જવાનું થયું ત્યારે એના પગ ગળવા લાગ્યા.

'જમીન પર સૂવું પડશે ને ત્યાં ફરતા સાપ મને ગળી જશે ' એ બીકે એ પાછો પડતો હતો. છતાં એ ભયની સાવચેતીરૂપે એણે એ અન્ડરવેર લગાવ્યાં અને બહાર નીકળી, કઠેરાના સળિયાને થાબડી, કવિત્વયુક્ત બાનીમાં બોલ્યો, ' હે ઘર, મારા વહાલા વહાલા વહાલા ઘર, આવજે. તું મારું સાચું જ ઘર છે. હું પાછો આવું ત્યાં સુધી અહીં જ રહેવા યત્ન કરજે. તું તો ઘણું હૂંફાળું ઘર છે. '

' હૂંફાળું ઘર એટલે કેવું ઘર ? ' રોઝે પૂછ્યું. જરા ગુસ્સે થઈ એ બોલ્યો, ' તમને કેમ આ શબ્દમાં સમજણ પડતી નથી ? હૂંફાળું ઘર એટલે એવું ઘર જ્યાં ઘરવાળી માયાળુ હોય અને જ્યાં તમને સહી-સલામતી લાગે. '

રોઝના ઘર માટે આ કંઈ નાનીસૂની કદરદાની નહોતી.

એના ઉન્માદને દીપાવે એટલો લાંબો ગાળો વીત્યો હતો કે એ ફરી દેખાય એવી દહેશત રોઝના મનમાં રહ્યા કરતી હતી અને બન્યું પણ એમ જ. ડિસેમ્બર માસના એક દિવસે ઈંચીએ એને બૂટ પોલિશ કરવા કહ્યું એટલે એ ગર્જી ઊઠ્યો, ' મારે નથી કરવું, હું નહીં કરવાનો. '

આ સાંભળતાં જ રોઝનો પિત્તો ઉછળ્યો અને એ ગર્જી ઊઠી, ' આ હા, તું નહીં કરે એમ ને ? સારું, ત્યારે જો મારેય તને એક વાત કહેવાની છે. નાતાલ નજદીક આવી રહી છે. અને તું ને તારાં ' નહીં કરું ' વડે મારે મારી નાતાલ બગાડવી નથી. આ નહીં કરું ને તે નહીં કરું ? હવે એક વધુ વખત તું કહે કે આ નહીં કરું એટલે તને ને તારા ' નહીં કરું ' ને આ ઘર બહાર કાઢી, હું જરા શાંતિ અનુભવીશ. '

રોઝના ભારે અચંબા વચ્ચે એણે જોયું કે ટીન્ચી તો ખડખડાટ હસવા લાગી ગયો છે ને બોલે છે, ' નહીં કરું, હા, હા, નહીં કરું. કેવું મઝાનું છે આ નહીં કરું ! ' અને એ કામળામાં આળોટતો આળોટતો ને હવામાં પગ ઉછાળતો ઉછાળતો, એક ભારે હાસ્યમોજમાં ઊતરી પડ્યો.

એનું ' નહીં કરું ' કાયમ માટે આ હાસ્યદરિયામાં ડૂબી ગયું.

ટીન્ચીએ આમ ઘરની એની વર્તણૂકમાં નોંધપાત્ર પ્રગતિ દાખવી છતાં વર્ગમાંનું એનું આખું વરસ નાની મોટી તકરારો ને લડવાડોમાં જ વીત્યું. એના પ્રતિસ્પર્ધી છોકરાના એક બાપે તો એવું સૂચવ્યું કે એને બૉક્સીંગ( મલ્લયુદ્ધ )ની રાષ્ટ્રીય સ્પર્ધામાં સામેલ કરી દેવો ઘટે. આ છોકરાની એક રીતે કરુણ દશા હતી. બીજા છોકરા તો એકબીજાને ડરાવતા હોય તો છેવટે એમ પણ કહેતા કે ' મારું કુરકુરિયું તારાને મારશે કે મારા મોટાભાઈ આવશે ને તારાં હાડકાં ખોખરાં કરશે.' આ બિચારાને નહોતું કૂતરું કે નહોતો મોટોભાઈ. ડેવીડને એ મોટોભાઈ કહી શકે પણ તેય નૌકાખાતામાં દૂર દૂર જતો રહ્યો હતો. છેવટે એક છોકરો એની છાતી પર ચઢી બેઠો ત્યારે એણે સહજભાવે કહ્યું : ' તું મારે ઘેર તો આવજે. મારાં બહેન એમની સાવરણીથી તને ઝાટકી ન નાખે તો. અરે ! જોજે ને તને ઊંચકીને બારી બહાર ફેંકી દેશે ને તું રામશરણ થઈશ ! '

૧૯૫૧ની વસંતમાં રોઝને થયું કે આને કોઈ માનસ-ચિકિત્સકને બતાવીએ પણ એ એની સંમતિ સાથે કરવું એને ઠીક લાગ્યું. એ લાગ પણ એક દિવસ પ્રાપ્ત થયો. શાળામાંથી એક દિવસ એ આવ્યો ત્યારે એનું આખું શરીર કાદવથી ખરડાઈ ગયેલું હતું ને ઉપરાંત એ રડતો હતો. પ્રસંગ જોઈ રોઝે એને પૂછ્યું, ' ભાઈ, તું આટલું બધું લડે છે શા માટે ! '

વિલાપયુક્ત વાણીમાં એણે જણાવ્યું, ' બહેન, મનેય એની ખબર નથી. મારા પર એવું ગાંડપણ સવાર થાય છે કે મારું માથું ભમી જાય છે ને મને લાગે છે કે જાણે મારું ખાવેલું બધું બહાર ન નીકળી આવતું હોય ! '

' જો ત્યારે. તને શરદી થઈ ત્યારે હું તને એક ડાક્ટર પાસે લઈ ગઈ ને એણે શરદી મટાડી. તારા

આ ગાંડપણ માટે આપણે તને એના ડૉક્ટર પાસે લઈ જઈએ તો !'

'હા, હા, જરૂર. મને એ ગાંડપણ મટાડનાર ડૉક્ટર પાસે લઈ જાઓ. જલદી જલદીથી.'

માનસચિકિત્સકે અલ્પ સમયમાં નિશ્ચિત કરી બતાવ્યું કે એનો આ ઉન્માદ, યુદ્ધ અનુભવોથી વિદીર્ણ થયેલ એના લાગણીતંત્રનો પડઘો હતો. ચિકિત્સકે એને પોતાની ઑફિસમાં એકલો બેસાડી, સવાલ જવાબ દ્વારા એના મનનો આખો ઉભરો ઠાલવી શકાય તેવી ચિકિત્સા કરી. એક સપ્તાહને અંતે એના મનમાં સ્થિરતા વરતાવા લાગી. તરત જ એ કૅમ્પમાં ગયો. ત્યાં કોઈની સાથે ન તો એ લડ્યો કે ન તો એને ઉન્માદ આવ્યો એનું બીજું દેખીતું પરિણામ એ આવ્યું કે એણે પેલી સિપાઈ ઢીંગલીને પોતાની સેવામાંથી રૂખસદ આપી દીધી.

પાંચમા ને છઠ્ઠા ધોરણમાં એણે બહુ વાંચ્યુંય નહીં ને વાંચવા યત્ન પણ કર્યો નહીં. પણ ગણિતમાં એ પાવરધો રહ્યો. ભૂગોળમાં એને રસ જામવા માંડ્યો. ફૂટબોલ ખેલાડી તરીકે વિદ્યાર્થીઓમાં એ પંકાયો અને હવે તો ખેલાડીના સૌ ગુણ પણ એનામાં વિકસ્યા હતા. છઠ્ઠા ધોરણને અંતેના એના શાળા અહેવાલમાં જણાવાયું હતું, 'સમૂહ જીવનનો આદર્શ બન્યો છે અને સુધરવા માટેની નોંધપાત્ર તૈયારી દાખવે છે.'

એક જ વાતમાં એ હજુય અકડાટ દાખવતો હતો ને તે હતી બુટપોલિશની વાત. એનો વિચાર સરખોય કરવા એ રાજી નહોતો ને ઘરનાં બધાં પણ એને એ ચીંધતાં નહીં. સાતમા ધોરણમાં પ્રવેશ સાથે જ એની ગાડીને બાર વેગ મળ્યો. સમાજવિદ્યામાં તે વરસે લટેવિયાથી શરૂઆત થઈ અને આખા વર્ગમાં એ એકલો જ શ્રદ્ધા ને પ્રમાણુસહ એ દેશની માહિતી આપવા લાગ્યો. એની ભાંગીતૂટી માતૃભાષામાં એણે રોફભેર રાષ્ટ્રગીત ગાવા માંડ્યું. એમાં ભૂલ થાય તો ય ગગડાવ્યે રાખે ને વર્ગ આખા પર હાસ્યછોળ ઊડે તેમાં એ પોતેય જોડાય.

બાલ્ટિક રાજ્યોની વાત આવી ત્યારે તો એ ભારે ઉત્સાહભેર એની વાતોમાં ડૂબી ગયો. આ સમય દરમિયાન એની યુદ્ધસ્મૃતિઓ આપોઆપ લુપ્ત થવા લાગી. એટલી હદ સુધી કે વર્ગમાં એમ નક્કી થયું કે દરેક જણે એક સાચી વાત કહેવી ત્યારે એ મૂંઝાવા લાગ્યો ને રોઝ આગળ એ મૂંઝવણ એણે ઠાલવી.

'પેલા રશિયન સિપાઈઓએ તમારી પાસેના રાષ્ટ્રધ્વજોની હોળી કરાવી તે સમયે તેં એક રાષ્ટ્રધ્વજ શરત ચૂકવી સહી–સલામત રાખેલો તે વાત કહેજે ને !'

'તમે આ કેવી વાત કહો છો ? મને તો આ રશિયન સિપાઈઓની એક જ વાતનું સ્મરણ છે. એ લોકોએ અમને મધ ખવડાવેલું. ને કેવું મીઠું એ મધ હતું ?'

'અરે, ટીન્ચી, તું આ કેમ ભૂલી ગયો ? કેટલા વખત તેં અમને કહેલું કે તમે છોકરાં લટેવિયન ધ્વજ ફરકાવતાં, દેશ બહાર નીકળતાં હતાં ત્યાં રશિયનોએ તમને એક હોળી પાસે કૂચ કરાવી, તમારા ધ્વજ આગમાં ફેંકાવ્યા અને તમે સૌ ખૂબ રડ્યા. તમને એમની લાંબી છરીઓની ખૂબ બીક લાગી પણ તેં તારો ધ્વજ સંતાડ્યો...'

'હા, હા, ગણિતશાસ્ત્રની નોંધપોથીમાં, ખરું ને ! હવે એ યાદ આવ્યું ને એ ધ્વજ હું અમેરિકા લાવ્યો. પેલા બોલ્શેવિકોને મેં કેવી છક્કડ ખવડાવી !'

આ વાત એણે વર્ગને કહી એનું એક બીજું સુખદ પરિણામ એ આવ્યું કે વર્ગના છોકરા એને 'રશિયન છોકરો', 'નાનો સ્ટેલિન', 'મોસ્કો પાછો જા', એમ કહી પજવતા તે અટકી ગયા ને સૌ રશિયન સિપાઈઓને થાપ આપ્યા બદલ એનાં વખાણ કરવા લાગ્યા.

ત્યાર પછી તો સ્કેન્ડીનેવિયા, જર્મની એ બધા દેશોની ભૂગોળનું ભણતર આવ્યું ને એમાંય એ આગળ રહ્યો. વર્ગમાં પહેલો નંબર આવવાથી એના

અહમને નવો સંતોષ પ્રાપ્ત થયો ને એમાંથી એ નંબર ટકાવી રાખવાની ને એમ કરવા ઘેર ને શાળામાં નિયમિત ઘરપાઠ કરવાની એને આદત પડી. હવે ઘેર પણ વાંચવા માટે ટોકવાની જરૂર ન રહી.

દરમિયાન ટીન્ચીની સહીસલામતીની ભાવના પણ અણધારી એક પ્રસંગને કારણે વિકસી ગઈ. રોઝની બહેને પોતાનાં જોડિયાં બાળકોની જન્મગાંઠ નિમિત્તે ભોજન યોજ્યું હતું. એ ભોજન માત્ર કુટુંબ પૂરતું મર્યાદિત છે એમ એણે કહેલું એટલે ટીન્ચીએ રોઝને પૂછ્યું, 'તો તો હું અહીં આવી શકું ને!'

'પણ તુંય કુટુંબનો જ સભ્ય છે ને!' રોઝે મક્કમતાથી જણાવ્યું, 'તારે આવવાનું જ છે. એ લોકોય તારી અપેક્ષા રાખે છે.'

'આ શું?' એણે આશ્ચર્ય ઉદ્ગાર કાઢ્યો. 'તમે ખરી વાત કહો છો? હું ખરેખર કુટુંબીજન છું?' એમ કરતાં કરતાં એ આનંદથી કૂદવા નાચવા લાગ્યો અને કહેવા લાગ્યો, 'મને કાયમ એક ભાઈની ઝંખના રહી છે હવે મને એ ભાઈ મળ્યા. કેવું સરસ! તમને શું લાગે છે?'

'૫૩ના શિયાળામાં બીજું સત્ર શરૂ થયું ત્યારે તો એ એવો રાગે પડી ગયો કે અભ્યાસમાંય એને કશી સહાયની જરૂર ન રહી. એવો સવાલ કદી અજાણી રીતેય પેદા થાય તો એ તરત બોલી ઊઠતો: 'હવે તો મને મારું ઘર પ્રાપ્ત થયું છે ને કુટુંબેય મળ્યું છે. એટલે હું સુખી સુખી થઈ ગયો છું. હવે તો હું અંગ્રેજીય વાંચવાનો ને બીજા પાઠેય કરવાનો.' પરિણામ એ આવ્યું કે એ આગલો નંબર રાખવા લાગ્યો ને લગાતાર પહેલો નંબર આવવા બદલ એનું નામ શાળાના અહેવાલમાં સમાન જાહેર થયું. એણે એનામાં એક નવું ચેતન જન્માવ્યું.

એની આ પ્રવૃત્તિઓના પરિવારરૂપ એને મેદાન સંચવણી અધિકારીની ફરજ સોંપાઈ. મેદાનમાંથી કોઈ નેય સાયકલ લઈ પસાર ન થવા દે. એની આ સત્તાવાહી રીતભાતથી, એક આગેવાન વિદ્યાર્થી સાથે એ ટકરાયો. ને તકરાર આચાર્ય સુધી ગઈ. આચાર્યે એની ફરજ માટે ટેકો આપ્યો ને પેલા વિદ્યાર્થીને ઠપકો, છતાં સૂચવ્યું કે ટીન્ચીએ નિયમના પાલનમાં સત્તા કરતાં સમજાવટ ને નરમાશનો વધુ ઉપયોગ કરવો ઘટે.

હજુ એનામાં છુપાયેલો 'કાલી' કદીક કદીક દેખા દેતો અને 'આવડત' આવતાં હજુ વાર લાગે તેમ હતી. પછીના સપ્ટેમ્બરમાં જ્યારે એણે પુનઃ આ કામ સોંપાયું ત્યારે એની નિર્ણયશક્તિ ઠીક પરિપકવ થઈ હતી. એના બાહ્ય ચિહ્ન રૂપે એનો અધિકાર સૂચક બિલ્લો બહાર, સૌ જુએ તેમ ચોંટાડવાને બદલે એ ગજવામાં અટી કરી રાખી મૂકતો.

'૫૨ની વસંત ઋતુમાં સ્કાઉટોને ખબર અપાઈ કે એમણે '૫૩ની સ્કાઉટ જમ્બોરીમાં કેલિફોર્નિયા જવાનું છે. કેમ્પીંગમાં, ચારિત્રમાં ને વર્તણૂકમાં ટીન્ચીના ગુણ એટલા ઊંચા હતા કે એની પસંદગી તો સૌ પ્રથમ થઈ. એનું ફોર્મ ભરતાં રોઝે કહ્યું, 'મારી ઇચ્છા છે કે તું જાય. એ નિમિત્તે જોઈ શકશે કે અમેરિકા કેવો સુંદર દેશ છે! આ પર્યટન પછી તને ખાત્રી થશે કે અમેરિકા સારું ને સહીસલામત સ્થાન પણ છે અને અમેરિકન નાગરિક બનવાનું તને આપોઆપ મન થશે.'

આ બધું કંઈ એને ગળે ઊતર્યું નહીં પણ ભાડાના ૩૫૦ ડૉલર કમાવા જરૂરી મહેનત કરવા એ તૈયાર જ હતો. એ આખો ઉનાળો એણે લોકોની લૉન કાપી, અને શિયાળો આવ્યો ત્યારે રસ્તા પરનો બરફ હટાવવાની કામગીરી એણે સંભાળી. સૌથી પહેલાં એ ઘર આગળનો રસ્તો સાફ કરતો. રોઝ એ માટે એને પૈસા ધરતી તો એ કહેતો, 'ના, ના. કશુંય લેવાય નહીં. તમારા પિતા (પતિ) ગુજરી ગયા છે એટલે તમારા રસ્તાની સંભાળ મારે લેવાની.'

ઊપડવાનો દિવસ આવ્યો એટલે રોઝને બોલાવી એણે કહ્યું, 'હું પેલો મહાન બંધ જોવા જવાનો નથી.'

'કેમ!'

'એ તો બહુ ભયાનક છે. હું પેસિફિકમાં તરવાનો નથી.



વામાં આવી છે અને આ પદ્ધતિ વિદ્યાપીઠો ઉદ્યોગ દ્વારા ચલાવાતી સંસ્થાઓના નિયમિત અભ્યાસક્રમમાં સાંકળી લેવામાં આવી છે, આ અભ્યાસક્રમ શીખવાથી કોઈ પણ માણસ લખવાની, ચીતરવાની અને રમવાની પ્રવૃત્તિની જેમજ રચનાત્મકપણે વિચારવાનું પણ શીખી શકે છે.

અમેરિકાની એક ઉત્પાદક કંપનીએ તેના ઇજનેરો માટે બે વર્ષનો ખાસ અભ્યાસક્રમ યોજ્યો હતો અને તેમાં એમ જણાયું હતું કે આ અભ્યાસક્રમમાં ભાગ લેનાર ૩૭૫ ઇજનેરોએ અમુક ખાસ સમયમાં, સમાન શિક્ષણ ધરાવતાં પરંતુ આવા અભ્યાસક્રમમાં ભાગ લીધો ન હોય તેવા ઈજનેરો કરતાં, વધુ પેટંટો કઢાવ્યા હતા. આપણાં દેશમાં આવા અભ્યાસક્રમ યોગ્ય સમયે દાખલ કરવાનું વિચારાશે.

શોધકોને સહાય કરવાની બીજી રીતો પણ છે આપણે તેમને દુનિયાના બીજા દેશોની શોધો તથા શોધકોને લગતી માહિતી એકત્ર કરવાની પદ્ધતિ પૂરી પાડવી જોઈએ. બીજા દેશોના વિકાસના તબક્કામાં રહેલી શોધો વિશે તત્કાલીન માહિતી મળે એ ઘણું અગત્યનું છે કારણ કે મહત્ત્વની નવી શોધો માટે વૈવિધ્યયુક્ત ક્ષેત્રોમાંથી હકીકતો એકત્રિત કરવાની હોય છે અને બિલકુલ નવી જ રીતે રજૂ કરવાની હોય છે આનો અર્થ એ થયો કે ટેકનિકલ સંદર્ભ સાહિત્ય મળી રહે એ માટે શોધખોળો વિષેનાં પુસ્તકોનું એક પુસ્તકાલય હોવું જોઈએ.

કોઈ પણ વિચારને વ્યવહાર સ્વરૂપમાં કેટલીક મુશ્કેલી પડે છે. સામાન્ય વ્યક્તિને પોતાના વિચારનો પ્રયોગ કરવા માટે બધી સવલતો મળતી નથી. આ હેતુ માટે ચોક્કસ આકૃતિઓ બનાવવા માટેની સગવડની જરૂર રહે છે. કેટલક કિસ્સાઓમાં ચોક્કસ આકૃતિઓની જરૂર ન પડે કારણ કે કાચા ચિત્રલેખન પરથી ત્રિપરિમાણવાળા નમૂના—કૃતિઓ બનાવી શકાય છે.

દેશમાં રચનાત્મક અને શોધક વૃત્તિ કેળવવાના હેતુથી ભારત સરકારે ૧૯૫૯માં સંશોધન પ્રોત્સાહન મંડળની સ્થાપના કરી છે. આ મંડળ, શોધકો, પોતાના વિચારોનાં મોડેલ તથા પ્રોટોટાઈપ નમૂના વડે પ્રયોગ કરી શકે કે માટે તેમને નાણાંકીય તથા ટેકનિકલ સહાય કરે છે. પેટંટ કઢાવવામાં પણ મંડળે મદદ કરી છે.

વળી યુવાન શોધકોને પારિતોષિકો આપીને મંડળ ઉત્તેજન આપે છે. પારિતોષિકો માટે તાજેતરમાં ૩૧૪ અરજીઓ મળી હતી જે પૈકીની ૩૧ મંજૂર કરવામાં આવી હતી. ઈનામ વિજેતા શોધોમાં સંરક્ષણ અને હવામાનની આગાહીમાં વાપરી શકાય તેવું અઝીમથ-કેલ્કયુલેટર, પ્રાદેશિક ભાષાઓના ટાઈપરાઈટર માટે અક્ષરોનું પ્રમાણિત બોર્ડ અને બીજાં કેટલાંક સાધનોનો સમાવેશ થાય છે.

કૃષિ અને અન્ન ઉત્પાદન, કાપડ, મકાનબાંધકામ, વગેરે ક્ષેત્રોમાં પણ શોધો થઈ છે.

આ સંબંધમાં, દિલ્હીના ૧૫ વર્ષની ઉમ્મરના નાના નિશાળીયાને ઉલ્લેખ કરવા યોગ્ય છે. કોઈપણ સરકીટ સાથે જોડી શકાય તેવા બે એલાર્મ ઘડિયાળોનો ઉપયોગ કરીને સમય બતાવે તેવું વીજળીથી ચાલતું ઘડિયાળ શોધી કાઢવા માટે તેને ઈનામ આપવામાં આવ્યું હતું. શોધક મનોવૃત્તિ ધરાવતા યુવાનો માટે આ એક ઉદાહરણરૂપ છે.

મંડળના પહેલાંજ વર્ષમાં ૯૦ શોધકોને રૂ. ૧,૧૫૦૦૦ની રકમ આપવામાં આવી છે. મંડળની વીસ મહિનાની કાર્યવાહી દરમ્યાન જણાયું છે કે દેશમાં સારી એવી સર્જન શક્તિ રહેલી છે. પરંતુ આવી શક્તિ ધરાવનારાઓમાંના ઘણા, વિજ્ઞાન અને ટેકનોલોજીનાં સિદ્ધાંતોના પાયાના જ્ઞાનના અભાવને કારણે સફળ થતા નથી.

કેટલીકવાર, શકય પ્રક્રિયા, સાધન કે યંત્રની બાબતમાં નવીનતાનો દાવો ધરાવતા કેટલાક કિસ્સાઓ કાલ્પનિક અને અવ્યવહારુ જણાયા છે. અને તેથી નાણાંકીય અને ટેકનિકલ સહાય માટેના વિનંતિઓને સફળતાપૂર્વક ચકાસવી પડે છે. આમ થવાને કારણે ઢીલ જરૂર થાય છે. પરંતુ ભૂસામાંથી અનાજ જુદું પાડવાનો આ એક જ રસ્તો છે.

આપણા દેશમાં વિજ્ઞાન અને ટેકનોલોજીનો વિકાસ થવાથી શોધક શક્તિના વિકાસની મોટી તક સાંપડશે, આ વિકાસમાં સંશોધન પ્રોત્સાહન મંડળે અગત્યનો ભાગ ભજવવો જોઈએ.

★





**પ્રેમચંદજી**

# માનવતા મરી નથી

ઉપકારનો બદલો અપકારથી વાળનાર તો દુનિયામાં ઠેર ઠેર નજરે ચડે છે. ઉપકારનો બદલો ઉપકારથી વાળનાર પણ કોઈક હોય છે. પણ અપકારનો બદલો ઉપકારથી વાળનાર માનવી પણ આ જ દુનિયામાં હોય છે એ આ નાની વાર્તા કહે છે. ગુજરાતીમાં ઉતારનાર છે શ્રી. હરિશ્ચન્દ્ર...

રવિવારે સાંજનો સમય હતો. ડૉક્ટર ક્લબમાં જવાની તૈયારીમાં હતા. ત્યાં એક વૃદ્ધે ડોકિયું કર્યું.

'સાહેબ મારો છોકરો મરણ પથારીએ...'

'કાલે સવારે આવજે.'

'સાહેબ, છ તો ગયા. આ છેલ્લોય જશે. કૃપા કરો...'

ડૉક્ટર સાંભળ્યું ન સાંભળ્યું કરીને મોટરમાં બેસી ગયા, અને વૃદ્ધ નિરાશ વદને પાછો ફર્યો. માણસની કઠોરતાએ તેના હૃદય પર મર્મભેદી આઘાત કર્યો. તે જ રાત્રે એનો સાત વર્ષનો છોકરો બાળલીલા સમાપ્ત કરી આ સંસારમાંથી વિદાય થયો.

થોડાં વર્ષો વીત્યાં આ વાતને. ડૉક્ટર ખૂબ યશ કમાયા. એકના એક છોકરાને ખૂબ ભણાવ્યો. એકનો એક લાડકો છોકરો, રૂપાળો ને રંગીલો, પર્યટનનો શોખીન. નામ હતું ગૌરાંગ.

એક દિવસ મિત્રો સાથે સહેલગાહે ગયો હતો, ગૌરાંગના પગ નીચે કાંઈક દબાયું, જોયું તો કાળો નાગ! ઘેર લાવ્યા ત્યારે તો જોઈને ડૉક્ટર બેબાકળા બની રડી ઊઠ્યા. હવે કાંઈ નહીં વળે. ઘણું મોડું થઈ ગયું.

મંત્રનો જાણકાર આવ્યો, પણ ગૌરાંગની પ્રતિક્ષણ બગડતી જતી સ્થિતિ જોઈને મંત્ર ભણવાની તેની હિંમત ન ચાલી. ડૉક્ટરે હાથ ધોઈ નાખ્યા. એ જ લીલુંછમ મેદાન, એ જ ચાંદની. એ જ રાચરચીલું. પણ ઘડી પહેલાં જ્યાં હાસ્યના ફુવારા ઊડતા હતા ત્યાં હવે કરુણ ક્રંદન સંભળાતાં હતાં.

શહેરને છેડે નાની ઝૂંપડીમાં એક બુઢ્ઢો ને બુઢ્ઢી તાપી રહ્યાં હતાં. એટલામાં બારણે ટકોરા પડ્યા. 'ભગત જાગો છો કે? ડૉક્ટરના છોકરાને સાપ કરડ્યો છે.'

'કોને? ડૉક્ટરના છોકરાને? એ જ ડૉક્ટર કે જે છાવણીના બંગલામાં રહે છે?' ભગતે એક સામટું પૂછી નાખ્યું.

'હા, હા, એ જ. જાઓ છો? ભલાઈનું કામ થશે.'

ભગતે કઠોર ભાવે માથું ધુણાવ્યું: 'જાય છે મારી બલારાત! હવે એને ખબર પડશે કે બેટા મર્યાનું દુઃખ કેવું હોય.'

બુઢ્ઢી બબડી, 'આટલી રાતે કડકડતી ઠંડીમાં કોણ જાય?'

'અરે, બપોર હોત ને મોટર લેવા આવી હોત તોયે ન જાત. આપણા મંગળનું મુખ હજીયે મારી આંખ સામે તરવરે છે. હવે તો એને દાઝ્યા પર ડામ જ દઈશ કેમ સાહેબ, છોકરાનું દુઃખ કેવું પડે છે? દુનિયા મને ભલે નિર્દયી કહે.'

ભગત માટે કોઈને સાપ કરડ્યાની ખબર સાંભળતાં ન જવાનો આટલી જિંદગીમાં આ પહેલો જ પ્રસંગ હતો. અમાસની અંધારી રાત હોય કે ચૈત્ર–વૈશાખનો ધોમ ધખતો બપોર હોય કે શ્રાવણ–ભાદરવાની રેલો આવી હોય તોયે એ જવાનો જ. પણ આજે એ એક ડગલું ભરવા ય તૈયાર ન હતો.

ખાટલામાં પડ્યાં પડ્યાં તેણે ક્યાંય સુધી પાસાં ઘસ્યાં, પણ ઊંઘ ન આવે. એણે બારણું ખોલ્યું.

'ક્યાં જાઓ છો?' બુઢ્ઢી બોલી.

'ક્યાંય નહિ. આ તો જરા જોતો હતો કે રાત કેટલી બાકી છે. ઊંઘ નથી આવતી.'

'ક્યાંથી આવે? તમારું મન તો છે પેલા ડૉક્ટરને ત્યાં પણ ગયા છો તો જોજો.'

'ના રે, હું ગાંગલો નથી કે કાંટાના બદલામાં ફૂલ આપું.'

પણ કોણ જાણે કેમ તેનું હૃદય માનતું ન હતું. પળનો વિલંબ પાલવે તેમ નહોતો. એણે ધીમેથી



બારણું ખોલ્યું. રસ્તે જતા ચોકીદારને પૂછ્યું, કેટલા વાગ્યા? 'એક વાગ્યો છે ભગત! પેલા ડૉકટરનો છોકરો મરણ પથારીએ છે. સાંભળ્યું છે કે બચાવનારને દસ હજાર રૂપિયા આપશે.' ભગત બબડ્યા, દસ લાખ કાં નથી આપતા?

ચોકીદાર ચાલ્યો. પાછળ ભગત ઘસડાયા. નશાબાજ માણસના હાથનાં તેનો દેહ નથી રહેતો એવી તેમની અત્યારે હાલત હતી.

અડધે પહોંચ્યા પછી ભગત થંભ્યા. 'આ કડકડતી ઠંડીમાં મારે મરવાની શી જરૂર? આરામથી ઊંઘો કાં નહીં? ઊંઘ નહોતી આવતી તો બે-ચાર ભજન ગાઈ લેવા'તાં. આ વ્યર્થ દોડાદોડી શાને? દુનિયામાં એવા તો કેટલાય મરે...ના...ના...જઈશ તો ખરો જોઈશ કે મોટા લોકો પણ નાનાની જેમ જ રડે કૂટે છે કે?'

અને તે આગળ વધ્યો. રસ્તે બે જણ વાતો કરતા જતા હતા: 'ડૉકટરનું ઘર તે સાવ ઉજ્જડ થઈ ગયું, જુવાનજોધ છોકરો જોત-જોતામાં મૃત્યુના મોંમાં ધકેલાઈ ગયો.' ભગતની ચાલ વધુ ઝડપી બની. થોડી વારમાં તો તે મુઠ્ઠી વાળીને દોડવા જ માંડ્યો. આટલી ઉંમરમાં તે ક્યારેય આટલું નહોતો દોડ્યો. હાંફતો હાંફતો ડૉકટરને ઘેર પહોંચ્યો. બે મિનિટ સુધી શૂન્યમનસ્ક ભાવે છોકરા તરફ જોયા કર્યું. પછી કહે, ઝટપટ પાણી ભરી લાવો. કોણ જાણે કેટલાય ઘડા તેણે છોકરાને માથે રેડ્યા, મંત્ર ભણ્યા, જડીબુટ્ટી સુંઘાડી ને ઉષાના આગમનની સાથે ગૌરાંગે આળસ મરડ્યું.

સ્મશાન જાણે ફરી સ્વર્ગમાં ફેરવાઈ ગયું. ડૉકટર તો આનંદના અતિરેકમાં કશું બોલીચાલીયે ન શક્યા. વાતને વાયરો લઈ ગયો: 'ડૉકટરના છોકરાને ભગતે બચાવ્યો.'

બધા ભગતને ખોળતા હતા. પણ એ તો ગાયબ! આવ્યા હતા તેનાથીયે વધુ ઝડપથી એણે દોડવા માંડ્યું હતું. બુઢ્ઢી જાગે તે પહેલાં તેને તો પથારીમાં પહોંચી જવું હતું!

['ભૂમિપુત્ર'માંથી સાભાર]

☆





તેનામાં આવા સદ્ગુણો કંઈ અચાનક આવી પડ્યા નહોતા પરંતુ તેના ઉછેર દરમ્યાન ધીમે ધીમે વિકાસ પામ્યા હતા.

તેની માતા ચેલેના ફ્યોદોરોવ્ના પાસેથી તેને ખંતીલો, આનંદી સ્વભાવ વારસામાં મળ્યો હતો. ગમે તેટલી મુશ્કેલીઓ આવે પણ કકળાટ કર્યા વિના તેનો સામનો કેવી રીતે થાય તેનો પ્રત્યક્ષ દાખલો પુત્રીને માતાના જીવનમાંથી જોવા મળ્યો હતો. તેનો વિદ્યાપ્રેમ અને નવું નવું શીખવાની ધગશ એ તેના સ્વભાવની વિશેષતા હતી.

ત્રણ બાળકોને ઉછેરવાની જવાબદારી લેવી એ કોઈપણ વિધવા સ્ત્રી માટે સહેલી વાત નથી. વાલ્યાની માતા માટે તો આ વાત વિશેષ અઘરી હતી, કારણ કે નાનપણમાં તેને ભણવાની કે કોઈ કસબ–હુન્નર શીખવાની તક મળી ન હતી.

વાલ્યા પોતાની શાળામાં ઘણું ઘણું શીખી હતી. દરેક સોવિયેત બાળકને માટે ભવિષ્યમાં કેટલી બધી તકો મળી શકે છે તેનો ખ્યાલ આવ્યો હતો પરંતુ તેના ચારિત્ર્યના ઘડતરમાં નિર્ણયાત્મક ભાગ ભજવનાર તો કદાચ તેના ક્રાન્સની પેરેકોપ મિલમાં કામ કરતા કામદાર સાથીઓ જ હતા. પેઢી દર પેઢીથી કાપડ ઉદ્યોગમાં કામ કરતા આ કામદારો પોતાની બિરાદરીમાં આવી મળતા યુવાન સાથીઓની ખાસ કાળજી રાખતા.

વાલ્યા જે બરછટ કાપડના શાળખાતામાં જોડાઈ હતી ત્યાંના કામદારોએ તેને એ કામ ઝડપથી શીખી લેવામાં મદદ કરી, જ્યારે તે યુવક સંઘની મંત્રી તરીકે ચૂંટાઈ ત્યારે તે જવાબદારી અદા કરવામાં તેના મોટા સાથીઓએ સહાય આપી. કામનો કંઈ પાર ન હતો. નવી નવી ઇમારતો ચણવાની હોય કે નવા યુવક શિબિરો યોજવાના હોય, મિલનું ક્રીડાંગણ સમારવાનું હોય કે તેની કલબને સુશોભિત કરવાની હોય, યુવાન કાર્યકરો તેમાં ભાગ લેવા ખડે પગે હાજર હોય જ. શહેરમાં સૌથી મહત્ત્વનું કામ તેલની રિફાઈનરી ઊભી કરવાનું છે એવી જાહેરાત થઈ કે તરત જ આ યુવાનો ત્યાં પણ પહોંચી ગયા હતા.

વેલેન્તિના આવા યુવાનોના સહવાસમાં ઉછરી છે. સન ૧૯૬૨ના માર્ચ માસમાં તે અંતરીક્ષના વિમાની દળમાં જોડાઈ.



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**પોર્ટ્સ ઓફ ગુજરાત** : સતકર્તાર બત્રા. પાનાં ૧૭૬. રૂ. ૨૦/—. કંડલા કોમર્શિયલ, આદિપુર. કંડલા. **પંચાખ્યાન બાલાવબોધ** : યશોધીર. સંપા૦ ભોગીલાલ સાંડેસરા : સોમાભાઈ પારેખ. પાનાં ૩૬૮ રૂ. ૧૮/૬૦.—મ૦ સ૦ વિશ્વવિદ્યાલય, વડોદરા. **ઊરુભંગ** : રામાનારાયણ વિ. પાઠક. પાનાં ૩૧. ન. પૈ. —/૫૦. **જુઈ અને કેતકી** : વિજયરાય ક૦ વૈદ્ય. પાનાં ૨૪૦. રૂ. ૫/— — બન્નેના પ્રકા૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. **મહેરામણનાં મોતી** : નિરંજનાબહેન કલાર્થી. પાનાં ૪૮. ન.પૈ. —/૪૦. **સુવર્ણદાન** : ગાંધીજી. પાનાં ૩૧ —બન્નેના પ્રકા૦ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, ૧૪. **ચીની સામ્યવાદ** : નગીનદાસ સંઘવી. પાનાં ૨૪. ન. પૈ.—/૫૦. **આપણી જેલો** : કમલા માંકેકર. પાનાં ૩૨. ન. પૈ.—/૫૦. **જાપાન આવું છે** : દિનકર મહાત્મે. પાનાં ૩૨. ન. પૈ. —/૫૦. **ચરબી કેમ ઘટાડશો ?** : મહેરવાન ભમગરા. પાનાં. ૩૨. ન. પૈ. —/૫૦. **જગતનાં ઉત્તમ પુસ્તકો** : જ્ઞાનેશ્વર નાડકર્ણી. પાનાં ૩૨. ન.પૈ. —/૫૦. —પાંચેયના પ્રકા૦ પરિચય ટ્રસ્ટ, મુંબઈ, ૧.



# અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ
# ગ્રંથસમીક્ષા

**માણસનાં મન :**

[લે. ગુલાબદાસ બ્રોકર; પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ. મૂલ્ય રૂ. ૩/૫૦]

શ્રી. ગુલાબદાસ બ્રોકરનો નવો વાર્તાસંગ્રહ 'માણસનાં મન' લેખકની વાર્તાકાર તરીકેની સિદ્ધિઓ કરતાં વિશેષ તો નબળાઈઓ છતી કરતી વાર્તાઓ લઈને પ્રગટ થયો છે, જોકે વિષયવૈવિધ્યની દૃષ્ટિએ આપણે ત્યાં ઓછા ખેડાયેલા એવા પ્રદેશમાં આમાંની કેટલીક વાર્તાઓ વાચકને લઈ જાય છે, એ નોંધપાત્ર ગણાય. 'બે મિલનોની એક કહાણી' નું પાત્ર અવિનાશ એક જગાએ કહે છે : 'માનવજીવનનાં બધાંયે પાસાંઓને સમજવા મથતું મારું મન... વાતોને... આસાનીથી ઝીલી લે.' વાર્તાકાર બ્રોકરનું મન પણ માનવજીવનનાં વિવિધ પાસાંઓને સમજવા મથે છે અને એમાંયે ખાસ તો માણસનાં મનને માણસનું મન વિવિધ પરિસ્થિતિમાં કેવી કેવી રીતે આશ્ચર્યજનક વર્તન કરી બેસતું હોય છે તે જોવાનું અને નિરૂપવાનું શ્રી. બ્રોકરને ગમ્યું છે.

વાર્તાસંગ્રહ જેના નામથી નામાભિધાન પામ્યો છે તે સંગ્રહની પહેલી વાર્તા 'માણસનાં મન' માં એક નાની સરખી વાત કેવો અસામાન્ય વળાંક લઈ લે છે તેનું નિરૂપણ છે. નાની સરખી વાતે લીધેલો વળાંક અણધાર્યા પરિણામ તરફ લઈ જઈ લેખકને સાહસનું આહ્‌વાન આપે એવી ક્ષમતા અહીં છે. એનો વાર્તાકલાની દૃષ્ટિએ લેખક કેવો ઉપયોગ કરી શકે છે તેના પર એની સફળતાનો આધાર રહે છે. વાર્તામાં સર્જાયેલી પરિસ્થિતિમાં વાર્તાનાયિકા રશ્મિ એના પતિ તુષારથી દૂર ને દૂર સરતી જાય છે. તુષાર અને દામ્પત્યજીવન વિશેના પોતાના ખયાલોની ભ્રામકતા એ અનુભવે છે અને પરિણામે જીવનનો અંત લાવી દેવાના નિર્ણય પર આવે છે. પણ અહીં એકાએક પલટો આવે છે. અરજણ નામનો નોકર રશ્મિના દુઃખે દુઃખી થઈ રહ્યો હતો એ જ્યારે એણે જાણ્યું ત્યારે તેની હતાશા ઓછી થઈ ગઈ; અને એ વિચારી રહી, "આ અભણ અજ્ઞાન છોકરામાં કેટલી બધી લાગણી હતી, કેટલી ભક્તિ? એને ભણાવ્યો હોય, થોડું જ્ઞાન આપ્યું હોય તો એમાંથી એક સરસ માણસ પોતે પ્રગટાવી ન શકે, આ તુષાર જેવા હૃદયહીન માણસની જડતા સામે પોતાના જાનનું બલિદાન દઈ દેવા કરતાં?" અહીં કૃત્રિમતા છતી થાય છે. વાર્તાએ લીધેલા વળાંકને રશ્મિના આવા નિર્ણય દ્વારા બીજો વળાંક આપી લેખકે વાર્તાનો વળ ઉકેલી નાખવા જેવું કર્યું છે. અણજાણ પરિણામ તરફ ધસી જતી ઘટનાને લેખક અહીં ભાવનાની પાળ ઊભી કરીને રોકી લે છે. પરિસ્થિતિમાંથી માર્ગ કાઢતાં લેખકને ફાવ્યું નથી એટલે ભાવનાની આંગળી પકડી લીધી છે; અને પરિણામે સારી વાર્તા બનવાની શક્યતાવાળા વસ્તુને વેડફી નાખ્યું છે.

પોતાને અભિમત ભાવનાની આજુબાજુ પ્રસંગોનું ખોખું ઊભું કરી વાર્તા રચવાના પ્રયાસની કૃત્રિમતા 'સત્યનો પંથ' નામની વાર્તામાં છતી થાય છે. સત્યના ક્ષુરધાર પંથે જવામાં પ્રેમનુંય બલિદાન દઈ દેવાની સ્થિતિ ઊભી થાય, એક મૂલ્યની પ્રાપ્તિ માટે બીજું મૂલ્ય જતું પણ કરવું પડે, એવું બતાવી લેખક વાર્તાને અંતે સંસ્કૃત ભાવનાસૂત્રનો વાવટો ફરકાવે છે.

'વેદના,' 'બાળક,' 'એ યાદ,' 'કાગડો અને



કિરીટ,' 'હું તો બહાર બેઠો છું' અને 'જાદુ' નામની વાર્તાઓ એક યા બીજા પ્રકારે બાળકમનની લાગણીઓને નિરૂપે છે. શ્રી. બ્રોકરની આ વાર્તાઓનાં બાળપાત્રો મોટેભાગે ભોળાં અને સાચકલાં છે. એમના એવા સ્વભાવને કારણે એમનાં જીવનમાં અનુભવાતી કરુણતા વિશેષ ધારદાર બની રહે છે. 'વેદના' વાર્તાની સ્વાતિ પરીક્ષાના ભાર તળે અને 'બાળક' વાર્તાની નવલ માતાના દાબથી કચડાય છે. 'શારીરિક અને સ્મરણશક્તિના વિકાસમાં કોઈ અગમ્ય કારણોને અંગે પાછળ પડી ગયેલી' સ્વાતિ વાચકની સહાનુભૂતિ મેળવી લે તેવું પાત્ર છે. 'બાળક' વાર્તાની નવલ રવીન્દ્રનાથના કોઈ ચંચલ બાળપાત્રની યાદ આપી જાય તેવી છે. જો કે "ને સરપ કરડી ગયો છે તો મરી જવાનું જ છે તો શા માટે રમી કરીને ન મરી જવું" એવો પ્રગલ્ભ નિર્ણય વધારે પડતી લાગણીશીલતા નિરૂપે છે. બાળકોના મનોભાવોની વાર્તાઓ લખવી એ અઘરી વસ્તુ છે. શ્રી. બ્રોકરે આ સંગ્રહમાં એ વિષયની વાર્તાઓ આપી છે તેમાં 'હું તો બહાર બેઠો છું' જેવી હળવી કલમે લખાયેલી અજ્ઞાનના ભોગ બનાવાયેલા બાળકની રમૂજી વાર્તા સૌથી જુદી તરી આવે એવી છે. 'કાગડો અને કિરીટ' માં બાળકની કુતૂહલવૃત્તિનું યાદ રહી જાય તેવું આલેખન છે. 'જાદુ' વાર્તામાં અમુક પરિસ્થિતિમાં મુકાયેલા બાળક મન ઉપર બીજી પરિસ્થિતિ કેવો તો જાદુ કરી જાય છે તેનું નિરૂપણ છે. 'એ યાદ' વાર્તા સામાન્ય પ્રસંગને સુંદર રીતે નિરૂપે છે પણ એ સામાન્ય પ્રસંગોમાં રહેલી અસામાન્યતાને પકડી શકતી નથી. જીવનનું રહસ્ય સામાન્ય પ્રસંગોમાં પણ વણાયેલું તો હોય જ છે. વાર્તાકલાની નજર અસામાન્ય પ્રસંગો પર જ રહે એવું તો ભાગ્યે જ કોઈ કહે. પણ વાર્તાકલા એટલી તો જરૂર અપેક્ષા રાખે કે વાર્તાકાર સામાન્ય પ્રસંગમાં કે પરિસ્થિતિમાં રહેલી અસામાન્યતા પકડી પાડે જ્યારે નિરૂપણમાં એ જ તત્ત્વ હાથતાળી દઈને છટકી જતું હોય છે ત્યારે કોઈ ને કોઈ અભિમત ભાવનાનો આશ્રય લેવાનું મન થઈ જતું હોય છે; અને એવું બને ત્યારે વાર્તા કૃત્રિમતાનો ભોગ બનતી હોય છે.

'બે મિલનોની એક કહાણી' માં જીવન પ્રત્યેનાં બે વિભિન્ન વલણો એક બીજાની પડછે નિરૂપાયાં છે. એક બાજુ છે આદર્શ, ભાવનામયતા અને જીવન પ્રત્યેનો ગંભીર વિચાર તો બીજી બાજુ છે પ્રતારણા અને ક્ષુલ્લકતા. આદર્શ પ્રતારણાનો ભોગ બનતો હોય છે, તેની લાલબત્તી ધરતી આ વાર્તા આજનાં યુવકયુવતીઓનાં માનસનો પણ ઠીકઠીક પરિચય કરાવી જાય છે. પ્રતારણાનો આઘાત કૌમુદીને "મારે તો સંન્યાસિની થવું છે" એવા વિચાર તરફ પ્રેરે છે ત્યાં ઉદાત્તતા અને કરુણતા બંનેય સાથે પ્રગટ થાય છે. 'આ તે કેવી દુનિયા છે?' માં આજની દુનિયામાં બાહ્ય વર્તનથી કેવા ઉતાવળિયા નિર્ણયો બંધાતા હોય છે તેનો ચિતાર છે. બે પાત્રો પાસે વાર્તા કહેવડાવી પરિસ્થિતિને સ્ફુટ બનાવવાની જાણીતી વાર્તાકલાનો આ બે વાર્તાઓમાં લેખકે આશ્રય લીધો છે.

'હવે હું આત્મકથા લખીશ' માં એક લેખકના પ્રતારણાના અનુભવને વ્યક્ત કરાયો છે. એનું આલેખન નિરર્થક લંબાણવાળું અને પાંખું બની ગયું છે. વધારે પડતો વિસ્તાર એ શ્રી. બ્રોકરની વાર્તાકલાની એક મોટી મર્યાદા છે. સાદીસીધી કથનશૈલીનો અતિયોગ પણ વાર્તાઓના પોતને ઘટ્ટ ન બનવા દેવામાં જવાબદાર છે.

'નિર્દય' અને 'મોતના ધામમાં' બહારથી એક ભાતનાં અને અંદરથી બીજી જ ભાતનાં પાત્રોને કેન્દ્રોમાં રાખી લખાયેલી વાર્તાઓ છે. જગતમાં કુટિલતાની અનિવાર્યતા માનતા અને સ્વીકારતા જનુકાકા જિંદગીની અંતિમ ક્ષણોમાં પણ પોતાનો રંગ બદલી શક્યા નહીં એ માનવજીવનની ઘેરી કરુણતા 'મોતના ધામમાં' વ્યક્ત થઈ છે. નિર્દયતાનો ભોગ બનેલી દુર્ગાબાઈ પણ નિર્દયતાને છોડી શકતી





નથી એ પણ માનવજીવનની એક વિલક્ષણ નબળાઈ જ છે.

'દિલના રંગ' છેતરપીંડી સામેની નારીની પ્રેમની લાગણીનું મોપાસાંના કોઈ પાત્રની યાદ આપી જાય એવું આલેખન થયું છે, તો 'ગંગા' માં નીચલા થરની નારીના કરુણ જીવનનું લાગણીરંગ્યું ઉદાત્ત પાત્ર રજૂ થયું છે. આપણા નવલિકાસાહિત્યમાં શ્રી. ઠાકરનું અર્પણ વિશિષ્ટ અને પાયાનું છે, પણ તે માત્ર ઐતિહાસિક મૂલ્યનું જ ન બની રહે એટલા માટે આપણે કહીએ કે અમે તો તમારી પાસેથી 'નવો દાવ—નવી ગિલ્લી' ની અપેક્ષા રાખીએ.

**સુદર્શન અને પ્રિયંવદા :**

[ સંપા. ડૉ. ધીરુભાઈ ઠાકર, પ્રાપ્તિસ્થાન; ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરસ્તો, અમદાવાદ. મૂલ્ય રૂ. ૩/૫૦ ]

પોતાનો નોખો અવાજ રજૂ કરવા અને એ અવાજ પાછળની વિચારભૂમિની નક્કરતાની પ્રતીતિ કરાવા ગુજરાતના સાક્ષરોએ અને લોકહિતૈષી ચિંતકોએ એક યા બીજા સમયે પત્રકારત્વને પોતાની ગંભીર પ્રવૃત્તિ લેખે સ્વીકારેલું છે. નર્મદ અને નવલરામ, મણિલાલ અને રમણભાઈ, આનંદશંકર અને ગાંધીજીની પત્રકારપ્રવૃત્તિ આપણા સાંસ્કૃતિક ઉત્થાનનું એક ઊજળું પ્રકરણ છે. એને અંગે થયેલી સાહિત્યસેવા અને સંસ્કારસેવા બહુમૂલ્ય નીવડી છે.

ઈ. સ. ૧૮૮૫થી ૧૮૯૮ સુધીનાં તેર વર્ષ, જેમાં પહેલાં પાંચ વર્ષ 'પ્રિયંવદા' અને પછીનાં આઠ વર્ષ 'સુદર્શન'ના તંત્રી તરીકે મણિલાલે કરેલું કાર્ય આપણા સાક્ષરી પત્રકારત્વની ઉચ્ચ ભૂમિકાના નિદર્શનરૂપ રહ્યું છે. એ માસિકોમાં પ્રગટ થયેલાં મોટાભાગનાં લખાણો ઐતિહાસિક તેમજ ચિરકાલીન મૂલ્યવાળાં હોઈ અભ્યાસીઓને માટે એમનું આકર્ષણ હંમેશનું રહે એ સમજી શકાય તેવી વાત છે. એ સામગ્રીનો પરિચય કરાવી, અભ્યાસીઓને એના પ્રત્યે અભિમુખ કરવાના ઉદ્દેશથી આ પુસ્તક તૈયાર કરાયું છે. સંપાદક મણિલાલના જીવન અને જીવનકાર્યના અભ્યાસી હોઈ એમને હાથે થયેલું આ કાર્ય પણ એ દિશામાં એક મહત્ત્વનો ઉમેરો કરે છે.

ગ્રંથના પહેલા ભાગ 'વર્ષારંભે'માં મણિલાલે પ્રત્યેક વર્ષના પ્રારંભે લખેલી તંત્રીનોંધોનો સમાવેશ કરવામાં આવ્યો છે. 'પ્રિયંવદા'ના આરંભ પાછળ પોતાનો કયો ઉદ્દેશ હતો તે શરૂઆતમાં જ મણિલાલે વાચકોને જણાવી દીધો છે. સર્વ આશ્રમોનો પાયો ગૃહસ્થાશ્રમ છે. એ ન્હાનાલાલ વાક્યની યાદ આપે એવો વિચાર પ્રગટ કરી, ગૃહની લક્ષ્મીરૂપ નારીના પ્રશ્નો સમજવામાં અને સમજાવવામાં 'મુખ્ય પ્રયત્ન' કરવાનો 'પ્રિયંવદા' પોતાનો ધર્મ માનશે એમ જણાવી, સાથે સાથે 'વારંવાર પ્રિયંવદા સંસારનીત, ધર્મનીતિ જાતે વ્યવહારજ્ઞાનના ઉપદેશ કરતાં રાજકીય પ્રકરણ તેમજ સાહિત્યવિષય ઉપર પણ પૂર્ણ રીતે લક્ષ આપશે' એવો માનસનકશો પણ તંત્રીએ પ્રગટ કરી દીધેલો છે. જો કે 'રાજકીય પ્રકરણ' ઉપરનાં લખાણો 'પ્રિયંવદા'ના અંકોમાં જોવા મળતાં નથી. એ વિષય 'સુદર્શન'માં ઉમેરાય છે. 'પ્રિયંવદા'માં તો ખાસ કરીને 'વિલાયતની મદ'ને કારણે પોતાની ઉચ્ચ પદવીએથી ભ્રષ્ટ થયેલી નારીની પુનઃપ્રતિષ્ઠા કરવાનો મણિલાલનો બૌદ્ધિક પુરુષાર્થ સવિશેષ ધ્યાન ખેંચે છે. આત્મનિર્ભરતા અને શ્રદ્ધાથી 'પ્રિયંવદા' પોતાની 'સખીઓ'ને કહે છે : 'મારાં વચન અને મારો બોધ—આ દુષ્ટ મદનો ઉતાર છે એટલું જ નહિ, પણ—તમને મહાસુખરૂપ સ્થાને લેઈ જનાર છે, એમ નિશ્ચય માનજો. જેમને શાસ્ત્ર ઉપર, ધર્મ ઉપર, કે કોઈ બુદ્ધિયુક્ત વાત ઉપર વિશ્વાસ હશે, તેમને તો મારું બોલવું આ સર્વથી વિરુદ્ધ નથી, એમ કોઈક પ્રસંગે મારો વધારે અનુભવ થએથી સિદ્ધ સમજાશે.' આ વાણીમાં રહેલું સત્ય કાળની કસોટીએ ચડીને સિદ્ધ થયેલું આપણે જોયું છે. સંસારસુધારાને મણિલાલના કાર્યે ધર્મનો પાયો આપી નક્કર ભૂમિકા પર મૂકી આપ્યો. ધર્મની પાયારૂપ

જરૂરીયાત મણિલાલને શરૂઆતથી જ જણાઈ હતી. 'પ્રિયંવદા.' એટલે જ તો બહુ સ્પષ્ટ શબ્દોમાં ત્રીજા વર્ષના આરંભે જાહેર કરી દે છે : 'ધર્મ એ મારું પ્રથમ ને મુખ્ય કામ.'

'પ્રિયંવદા'નું કાર્યક્ષેત્ર સાંકડું રહ્યું હતું તેથી યોગ્ય સમયસૂચકતા વાપરી મણિલાલે 'પ્રિયંવદા'નું 'સુદર્શન'માં રૂપાન્તર કરી નાખ્યું હતું. 'સુદર્શન'માં ઉદ્દેશનું રૂપ બદલાયું, આત્મા તો એનો એ જ રહ્યો. એમાં 'સ્ત્રીઓને જ નહિ પણ સર્વને અને તેમાં પણ વિચારશીલ વર્ગને વધારે ઉપયોગી થાય તેવા વિષયો' તાત્ત્વિક ગાંભીર્ય અને ક્યારેક બૌદ્ધિક ઉગ્રતાથી ચર્ચાયા. પહેલાં ધર્મ, સંસાર અને સાહિત્ય એ ત્રણ વિષયો પર ધ્યાન દેવાતું; હવે રાજકારણ પણ એમાં ભળ્યું.

તંત્રીના કર્તવ્ય પ્રત્યે મણિલાલ બહુ સભાન રહ્યા છે. લોકરુચિને ઘડવાનું કામ એમણે લોકધર્મી શિક્ષકના અભિનિવેશથી કર્યું છે. વાચકવર્ગની વિવેકશક્તિ પર લેખન–પ્રકાશન પ્રવૃત્તિની દિશા નક્કી થવાનો સારો એવો આધાર રહેતો હોય છે. ગુજરાતમાં મણિલાલને તે કાળે મોટા ભાગનાં પુસ્તકો અને પત્રો 'ચીંથરે હાલ' જણાયાં હતાં એને અંગે પરિણામરૂપે એમણે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું હતું : '...સારા ગ્રંથો માર્યા જાય છે. ને તેથી જ સારા લેખકો મૌન પકડી બેસી રહે છે.' સાચો તંત્રી સારા લેખકોને લખતા કરે, એ લખાણ દ્વારા વાચકોની રુચિને પરિષ્કારે, એ રીતે લેખક–વાચક વચ્ચે સેતુબંધરૂપ બની રહે અને જમાના પર પોતાના કાર્યની મુદ્રા ઉપસાવી આપે એવા ધ્યેયલક્ષી પ્રયાસના સીમાચિહ્નરૂપ મણિલાલનું પત્રકારત્વ માત્ર આદર્શરૂપ જ નથી, પ્રેરણારૂપ પણ છે. કલાપી અને બોટાદકર જેવા કવિઓને સૌ પ્રથમ પ્રકાશમાં લાવવાનું શ્રેય મણિલાલને છે.

ગુજરાતમાં પ્રસિદ્ધ થતાં પુસ્તકોનું અવલોકન 'ગૂજરાત શાળાપત્ર'માં નવલરામ કરતા હતા. એમના અવસાન પછી એ કાર્ય લગભગ અટક્યું હતું, જેની ખોટ 'પ્રિયંવદા' અને ખાસ તો 'સુદર્શને' પૂરી હતી. મણિલાલે લગભગ બસો સિત્તેર પુસ્તકો અવલોકયાં હતાં, જેમાં 'ઇન્દ્રજીત વધ', 'સરસ્વતીચંદ્ર ભા. ૧', 'અમરુશતક' અને 'ગીત ગોવિંદ'ના કે. હ. ધ્રુવના અનુવાદો અને કાન્તકૃત 'શિક્ષણનો ઇતિહાસ'નાં અવલોકનો મણિલાલની સમીક્ષક શક્તિનાં પરિચાયક બની રહે તેવાં છે. બળવંતરાયે મણિલાલના ગ્રંથાવલોકન કાર્યને ઉચિત અંજલિ આપી છે : 'સવાતેર વર્ષ સુધી લાગટ વણેલા પટમાં એક જ છિદ્ર છે. એક અવલોકનમાં જ મણિલાલ એક પગ દૂધમાં અને એક પગ દહીંમાં રાખવા ગયા છે. અને એ અતિ વિરલ બનાવ પણ કૃતિ તુચ્છ—કર્તા પૂજ્ય, એવા દ્વૈધીભાવને લઈને બન્યો છે...સવાતેર વર્ષના વણાટમાં એક છિદ્ર પડ્યું એમ કેટલા વણકરોને માટે કહી શકાશે વારુ ?' અવલોકનકાર મણિલાલમાં સત્યદર્શી નિર્ભીકતા હતી, વિષયનું ઊંડું જ્ઞાન હતું અને 'સાહિત્યપોષક ઉદારતા' હતી.

પત્રનું ધોરણ નીચું ન ઊતરે એટલા માટે ક્યારેક તો એના તંત્રીએ જ આખો અંક પોતાનાં લખાણોથી ભરવાની તૈયારી રાખવી પડતી હોય છે. 'પ્રિયંવદા'ના નવેમ્બર અને ડિસેમ્બર ૧૮૮૮ના અને જુલાઈ ૧૮૮૯ના અંકો એ જ રીતે પ્રગટ થયા હતા. આવા નિષ્ઠાવાન અને સ્તુતિનિંદાને તો ખોટાં ત્રાજવાં ગણનાર તંત્રીના હાથે પોતાના પ્રણયસંવેદનનાં કાવ્યોમાંથી આધ્યાત્મિક અર્થ ખેંચી કાઢતી નોંધો લખાઈ અને પ્રસિદ્ધિ પામી એ ઘટનાનો બચાવ ન જ કરી શકાય. કલાપી જેવાનાં કેટલાંક કાવ્યોમાં આવી પ્રવૃત્તિએ સર્જેલા વાતાવરણની એક યા બીજા પ્રકારે પડેલી અસર અભ્યાસીઓ જોઈ શકે તેમ છે. વળી એક પક્ષની વિચારસરણીની ઉગ્ર વકીલાત પણ મણિલાલથી નથી થઈ તેમ નથી. પણ આવી મર્યાદાઓ તો તંત્રીની સિદ્ધિઓ જોતાં ન–જેવી જ દેખાય છે.

પુસ્તકનો બીજો ભાગ 'પ્રિયંવદા' અને 'સુદર્શન'માં પ્રગટ થયેલા લેખોની સૂચિનો છે, જ્યારે ત્રીજા ભાગમાં સંપાદકે એ સૂચિ અંગે 'અંગુલિનિર્દેશ'





કર્યો છે. એ જમાનામાં તંત્રીઓ અન્ય લેખકોનું લખાણ 'મળેલું' એવા ઉલ્લેખથી પ્રગટ કરતા. આને કારણે કેટલાય લેખો અને કાવ્યોનું કર્તૃત્વ નક્કી કરવાનું કામ સંશોધનને માટે રહે છે. જ્યાં શક્ય છે ત્યાં સંપાદકે કર્તાનું નામ સૂચવ્યું છે. જો કે એને માટે વિસ્તૃત પુરાવા આપવાનું ટૂંકી નોંધોમાં મોટે ભાગે બની શક્યું નથી. 'ચારિત્ર ગ્રંથોની જરૂર અને તેના અભાવનાં કારણ', 'બ્રહ્મકેનોપનિષદ', 'સપ્તપર્ણ મનુષ્ય', 'પદાર્થ વિજ્ઞાન' જેવા વિદ્વત્તાપૂર્ણ લેખોનું પણ કર્તૃત્વ શંકાસ્પદ જ રહ્યું છે. ૧૮૯૫ના ઑગસ્ટના 'સુદર્શન'માં પ્રગટ થયેલી એક અન્યોક્તિ વિશે સંપાદક લખે છે: 'પાંથ અને હંસના સંવાદરૂપે પૃથ્વી છંદમાં મૂકેલી નીચેની સુંદર અન્યોક્તિ કદાચ કાન્તની હશે.' કાન્તના કર્તૃત્વ માટે થોડાંક કારણો આપ્યાં હોત તો સારું થાત. બાકી એની રચના જોતાં એનું કર્તૃત્વ કાન્તનું હોય એમ માની શકાતું નથી. લઘુગુરુની છૂટ, 'સહ વિહંગની એ પદા' અને 'હંસને ધૈર્ય ધારવા' જેવા પંક્તિખંડો તેમ જ 'આથમે' 'સરે' જેવી જોડણી—આ બધું કાન્તનું હોઈ શકે?

ગુજરાતીમાં તો આ જાતનું પુસ્તક કદાચ આ પહેલવહેલું છે. 'આત્મધર્મી પત્રકાર' નામનો પુસ્તકની શરૂઆતમાં અભ્યાસી પ્રવેશક મૂકીને અભ્યાસીઓને પ્રેરક નીવડે એવી સામગ્રી સંપાદકે પૂરી પાડી છે.

**એક સાંજની મુલાકાત:**

[લે. ચંદ્રકાન્ત બક્ષી. પ્રકાશક: સ્વાતિ પ્રકાશન, મુંબઈ. મૂલ્ય રૂ. ૪/૫૦.]

શ્રી. બક્ષીનો પ્રથમ વાર્તાસંગ્રહ 'પ્યાર' બહાર પડયો ત્યારે વાંચતાં એવી છાપ પડેલી કે લેખક પાસે તાજગીભરી ભાષા છે, વાર્તા માટે પરિસ્થિતિને ઝડપી લેવાની દૃષ્ટિ છે, પણ વર્તમાનમાં ચાલતી વાર્તા જ્યારે પગથિયાં ઊતરી ભૂતકાળમાં સરે છે ત્યારે વાર્તાનું વણાટ તરડાઈ જાય છે, વર્તમાન અને ભૂતના બે ભાગોમાં વાર્તા જાણે કે ચીરાઈ જાય છે. પણ એમના બીજા સંગ્રહની વાર્તાઓ 'પ્યાર'ની વાર્તાઓ કરતાં એક ડગલું આગળ જાય છે. વાર્તાકસબનું થોડુંક વૈવિધ્ય પણ આ સંગ્રહની વાર્તાઓમાં જોવા મળે છે. 'પાણિપતનું ચોથું યુદ્ધ' અને 'તમે આવશો?' જેવી વાર્તાઓ વર્તમાન એકધારા યાંત્રિક જીવન અને જીવનારની નિઃસહાય દશાનું આલેખન કરતી એકધારી ચાલી જતી શૈલીમાં લખાયેલી છે; જ્યારે 'બાર વર્ષ', 'ત્રીસ સાલ બાદ', અને 'રજ્જોનો પતિ' જેવી વાર્તાઓ મન્ટોની વાર્તાસૃષ્ટિની આબોહવાની યાદ આપી જાય છે.

માત્ર ભાવના, જો એની પાછળ અનુભૂતિનું બળ ન હોય તો, કલાકૃતિના સર્જન માટે અનુપયોગી નીવડે. 'સકીનાની કબર' શુદ્ધ પ્રણયની માત્ર ભાવનાને આલેખવા જતાં ફિસ્સી બની ગઈ છે. અનુભૂતિ પણ વિશિષ્ટતાનો આગ્રહ રાખે છે, નહિતર એ શુષ્ક પ્રસંગાલેખનમાં સરી પડે. 'ઠંડું પાણી' અને 'નાસ્તિક' વાર્તાઓ કદાચ આ કારણે જ નબળી બની છે. વાર્તામાં માહિતી અને દલીલપરમ્પરા આવી શકે પણ એ બધું વાર્તાને ઉપકારક નીવડે એ રીતે આવવું જોઈએ. 'ઠંડું પાણી'માં પંચવર્ષીય યોજના અંગેની અંગ્રેજ દમ્પતી સાથેની વાતો શુષ્કતાના સીમાડા સુધી લંબાવાઈ છે. પંચવર્ષીય યોજનાની વાતો અને ઠંડા પાણીની જરૂર એ બન્નેનું નિરૂપણ યોગ્ય સમતુલા જાળવી રાખતું નથી.

શ્રી. બક્ષીએ વાર્તાઓમાં ક્યારેક અતિ પ્રાકૃત તત્ત્વોનો પણ ઉપયોગ કર્યો છે. 'હનીમૂન' અને 'ડૉક્ટરની પત્ની' એનાં ઉદાહરણો છે. 'હનીમૂન'માં અલકા અને પ્રકાશને દિલ્હી સ્ટેશને ઊતરતાં ગાડીના ડબ્બામાં ફર્સ્ટ એઈડના સામાનવાળી લાલ ક્રોસ ધારણ કરેલી બેગ જોવા મળી. સાથે સાથે એક ચિઠ્ઠી પણ. એમાં લખ્યું હતું: 'અલકા–પ્રકાશને લગ્ન પ્રસંગે સપ્રેમ ભેટ—મહેન્દ્ર વિક્રમ શાહ. એમ. બી. બી. એસ.' અલકાનો જૂનો પ્રેમી મહેન્દ્ર જેનું અવસાન થયું હતું તેનું પ્રેત આ મૂકી ગયું! અહીં વાર્તા નબળી પડી ગઈ છે. પહાડપુરના ગેસ્ટ હાઉસમાં રાતે મળેલો 'નાનો મજબૂત માણસ' કોઈ અજાણ્યો મુસાફર

હોય અને એણે પ્રવાસમાં સાથે રાખેલો ફર્સ્ટ એઈડનો સામાન ઓચિંતો કામ આવે એમ બનવું વધુ સાહજિક છે. એની ત્રણ આંગળીઓ અલકાને એના જૂના પ્રેમીની યાદ આપે અને એ આ અજાણ્યા માણસને એનું ભૂત માની બેસે અને માનસિક સ્વસ્થતા ખોઈ બેસે એ અસંભવિત નથી. પણ લેખકને તો અંતમાં આંચકો આપવો છે. એટલે ચિઠ્ઠી અને બેગની ગોઠવણ એમણે કરી આપી. લેખકની પોતાની ઇચ્છા આમ સર્જન પર સવાર થઈ ગઈ છે. અને પરિણામે વાર્તા કથળી ગઈ છે.

'હવા—જૂની અને નવી' અને 'કાળો માણસ' જેવી વાર્તાઓમાં કટાક્ષનો મરોડ નોંધપાત્ર બન્યો છે. 'એક સાંજની મુલાકાત'માં અંતે આવતો પલટો એ માત્ર બાહ્ય પલટો ન રહેતાં મનોવૈજ્ઞાનિક અભિગમનોય સુંદર નમૂનો બની રહે છે. શ્રી બક્ષીની કેટલીક વાર્તાઓમાં આવતો પલટો કે આંચકો વીજળીનો ઝબકાર જેમ આકાશનાં ઊંડાણ બતાવી આપે તેમ એકાદ ઝબકારો કરીને ક્યારેક પાત્રના માનસનું ઊંડાણ તો ક્યારેક પરિસ્થિતિનું પોલાણ તો ક્યારેક બે માનવીઓનાં મનની સમજ વચ્ચે રહેલી ઊંડી કરુણતા પણ બતાવી આપે છે. 'હેન્ડ્ઝ અપ', 'બાર વર્ષે', 'મેડલ', 'એક તાવીજની કિંમત' જેવી વાર્તાઓ આના નમૂનારૂપે જોઈ શકાય તેમ છે.

શ્રી. બક્ષીની ભાષામાં તાજગી છે, મનઃસ્થિતિને વર્ણવવાની ફાવટ છે, કટાક્ષને ક્યારેક મર્માળો તો ક્યારેક ધારદાર બનાવીને મૂકવાની આવડત છે અને કરુણતામાંથી નીપજતા દર્દને રજૂ કરવાનું તાટસ્થ્ય પણ છે. છતાંયે ભાષામાં કેટલાક અનિર્વાહ્ય શબ્દપ્રયોગો પરત્વે ધ્યાન અપાવું જોઈતું હતું. 'મોઢું ખૂબ ઘસ્યું. પરિષ્કાર કર્યું.' (પૃ. ૧૧૬) જેવા શબ્દપ્રયોગો અને છાપભૂલો ટાળી શકાયાં હોત તો સારું થાત.

☆

## ઊર્મિ-નવરચનાનાં ગ્રાહકો-વાચકોને

અનિવાર્ય સંજોગોને લીધે 'ઊર્મિ-નવરચના'નો જુલાઈ માસનો અંક સમયસર પ્રગટ થઈ શકે તેમ ન હોવાથી જુલાઈ-ઑગસ્ટનો આ સંયુક્ત અંક પણ કદમાં નાનો અને ખૂબ મોડો પ્રગટ થાય છે તે માટે, તેમ જ જુલાઈ અને ઑગસ્ટ અંક ન મળ્યાની અનેક ફરિયાદોનો વ્યક્તિગત જવાબ ન આપી શકવા માટે ક્ષમા ચાહીએ છીએ. સપ્ટેમ્બર માસનો અંક તો સપ્ટેમ્બરના પહેલા અઠવાડિયા સુધીમાં રવાના થઈ જશે. આ અંકમાં ઓછાં આપેલાં પાનાંનો બદલો ઑક્ટોબર માસના દિવાળી અંકને વધુ દળદાર બનાવીને વાળી આપીશું. આટલાં વરસોમાં 'ઊર્મિ-નવરચના'ને પહેલી જ વાર સંજોગોને વશ થવું પડ્યું છે. આભાર.

લિ.

વ્યવસ્થાપક : 'ઊર્મિ-નવરચના'





પુસ્તકાલયોનાં નવાં બજેટોમાં સમાવી શકાય તેવાં સંસ્કારી

# ‘ભારતી’ પ્રકાશનો

### શ્રી. ધૂમકેતુકૃત

| | | |
|---|---|---|
| બોધકથાઓ ૧–૨ | | ૨–૦૦ |
| જ્ઞાનદીપ | | ૧–૦૦ |
| જ્ઞાનકુંજ | | ૧–૦૦ |

### ઈશ્વર પેટલીકરકૃત

| | | |
|---|---|---|
| ગૃહસંસાર | | ૨–૦૦ |
| પેટલીકરની શ્રેષ્ઠ વાર્તાઓ | | ૫–૦૦ |
| આભના ટેકા | | ૧–૦૦ |
| મહાગુજરાતનાં નીરક્ષીર | ,, ,, | ૦–૭૫ |
| ગ્રામ સમાજમાળા (૪ ભાગમાં) | | ૨–૦૦ |

### શ્રી. પન્નાલાલ પટેલકૃત

| | | |
|---|---|---|
| નવું લોહી | | ૬–૨૫ |
| પાછલે બારણે | | ૩–૨૫ |
| વળામણાં | | ૨–૫૦ |
| વિશ્વાસનું વાવેતર | | ૦–૭૫ |
| જીવો દાંડ | | ૨–૫૦ |
| સાચાં સમણાં | | ૩–૫૦ |
| મેઘો ગામેતી | | ૧–૨૫ |
| કડદો | | ૧–૫૦ |
| ભળેલા જીવ (ત્રિઅંકી) | | ૨–૦૦ |

### ચુનીલાલ વ. શાહકૃત

| | | |
|---|---|---|
| અણોજો | | ૧–૦૦ |
| ભોળો ખેડૂત | | ૧–૦૦ |
| ધરતીને ખોળે | | ૦–૮૦ |
| સોનાની કટારી | | ૧–૦૦ |
| અવંતીનાથ | | ૫–૫૦ |
| સિંધ, તારાં શૌર્યનાં સંભારણાં | | ૪–૦૦ |
| મૂળરાજ સોલંકી | | ૬–૫૦ |

### શ્રી. સાને ગુરુજીકૃત

| | | |
|---|---|---|
| શ્યામ (ખંડ ૧–૨) | અનુ૦ જયન્ત પરમાર | ૮–૭૫ |
| પાનખર અને વસંત | ,, | ૫–૭૫ |
| પુનર્જન્મ | ,, | ૨ ૦૦ |
| સંધ્યા | ,, | ૬–૨૫ |
| સોન્યા મારુતિ ? | ,, | ૩–૨૫ |
| કરુણાદેવી | ,, | ૧–૨૫ |
| મેના | અનુ૦ તનમનીશંકર શિવ | ૩–૦૦ |

| | | |
|---|---|---|
| રોગ અને આસનો ભૂ૦ મો૦ દવે | શં. મો. દવે | ૪–૦૦ |
| કબજિયાત કેમ મટાડશો ? | ,, | ૪–૦૦ |
| ક્ષય અને દમમાં નૈ. ઉપચાર | ,, | ૩–૦૦ |
| દવાનો છેલ્લો ઘૂંટડો | ,, | ૨–૫૦ |
| હઠીલાં દર્દોમાં કુ. ઉપચાર | ,, | ૨–૫૦ |

### શ્રી. ઝવેરચંદ મેઘાણીકૃત

| | | |
|---|---|---|
| સંસાર | | ૧–૨૫ |
| રેલગાડીની સૃષ્ટિ | | ૧–૨૫ |
| સંત દેવીદાસ | | ૧–૨૫ |
| કેસૂડાંનાં ફૂલ | પીતાંબર પટેલ | ૧–૨૫ |
| પીતાંબર પટેલની શ્રેષ્ઠ વાર્તાઓ | ,, ,, | ૫–૦૦ |
| ગામડાની કેડીએ | ,, ,, | ૧–૨૫ |
| નૂતન ભારતનાં તીરથ | ,, ,, | ૩–૦૦ |
| નવો અવતાર | ,, ,, | ૦–૭૫ |
| વીર પસલી | ,, ,, | ૦–૭૫ |
| સર્વોદયપાત્ર | ,, ,, | ૦–૭૫ |
| આંબાના રોપ | ચુનીલાલ મડિયા | ૧–૦૦ |
| શરણાઈના સૂર | ,, ,, | ૪–૦૦ |

### શ્રી. ડાહ્યાભાઈ પટેલકૃત

| | | |
|---|---|---|
| નવાં કલેવર ધરો હંસલા | | ૫–૨૫ |
| દિલાવરી | | ૨–૨૫ |
| અમર પ્રેમી | | ૩–૭૫ |
| પુનર્મિલન | | ૪–૭૫ |
| આમ્રમંજરી | | ૩–૭૫ |
| શર્મિષ્ઠા | | ૪–૫૦ |
| કલાવતી | | ૩–૦૦ |
| આગમન | | ૪–૦૦ |
| પદ્માવતી | | ૪–૦૦ |
| અંકુર | | ૪–૦૦ |
| ગગનને ગોખે | વર્મા : પરમાર | ૩–૦૦ |
| શેખચલ્લી | ,, ,, | ૧–૨૫ |
| પક્ષી પરિચયગ્રંથાવલિ (૧થી૬) | ,, ,, | ૩–૭૫ |
| ભવાટવિમાં ભૂલાં પડ્યાં | પ્ર. બ્રહ્મભટ્ટ | ૪–૭૫ |
| તૃષા અને તૃપ્તિ | ,, ,, | ૬–૦૦ |
| મીઠી વીરડી (ભાગ ૧–૨) | દેવશંકર મહેતા | ૧૨–૨૫ |
| ધરતીની આરતી | ,, | ૮–૭૫ |
| ધરતીનું ધીર | ,, | ૬–૦૦ |

**ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ** ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ : ગાંધીરોડ અમદાવાદ, ૧

મુ.ઠું • દીપક પ્રિન્ટરી અમદાવાદ

દર વરસે દિવાળી અંકોમાં
વાચકો–વિવેચકોની દૃષ્ટિએ આગલી હરોળમાં
સ્થાન પામતો દિવાળી અંક એટલે



તંત્રી: ઈશ્વરલાલ મો. દવે | સંપાદક: જયન્ત પરમાર

નવરચના

ચોત્રીસ વર્ષથી ગુજરાતી–ભાષી જનતામાં સ્થાન પામેલું આ શિષ્ટ માસિક આ વખતે પણ નવા નોખા સ્વરૂપે દિવાળી ટાંકણે તૈયાર થઇને ઊભું રહેવા સજાવટ કરી રહ્યું છે.



દળદાર દિવાળી અંક છૂટક કિંમતે મેળવવો મોંઘો પડે એ સમજાય તેવી વાત છે એટલે આ અમૂલ્ય ગ્રંથ જેવો સાચવી રાખવા જેવો અંક મેળવવા વાર્ષિક ગ્રાહક બની જાવ એ જ સાચો ઉકેલ છે. આપ ગ્રાહક હો તો આપના સંબંધીઓને એ માટે વિનવો. ઑકટોબરથી નવા ગ્રાહક થનારને પણ આ વર્ષનો દિવાળી અંક મળશે.

**વાર્ષિક લવાજમ : રૂ. ૭/૫૦ વિદેશમાં શિ. ૧૫**

જાહેર ખબરના ભાવતાલ અને જગ્યા અગાઉથી નક્કી કરાવી લેવા માટેનું, લવાજમ મોકલવા તેમ જ બીજી બધી માહિતી માટેનું સરનામું :—

**ઊર્મિ–નવરચના કાર્યાલય**

ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ • ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ • ગાંધીરોડ • અમદાવાદ, ૧

અંક ૯ : સપ્ટેમ્બર '૬૩
સળંગ અંક ૪૦૨
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૩૪
'નવરચના' : વર્ષ ૨૮
સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ



૧૪૨૯૩

## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫.)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી.થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી
* ગ્રાહકોએ દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેર ખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :—

'ઊર્મિ—નવરચના'
ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિ.,
ગાંધીરોડ : ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલે માલિક : ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ વતી ગાંધીરોડ, ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર.



☐ . . . . . . . . . ☐ભલી ખતરનાકી

ભોળાભલા દેખાતાં અને પોતાની જાતને પણ એવાં જ કહેવડાવવાનો આગ્રહ રાખતાં માણસો કેટલાંક બધાં ખતરનાક હોય છે એ તો અનુભવે જ સમજાય. માણસ પાસેથી આપણે હમેશાં શુભની જ અપેક્ષા રાખીએ. અશુભ આચરનારાં તરફ પણ આપણે હમદર્દ બનીએ;—માણસનું, સારા માણસનું આ લક્ષણ હોય છે અને હોવું જ જોઈએ. માનવમાં માનવને શ્રદ્ધા અને વિશ્વાસ રહે એ પણ એટલું જ જરૂરી છે. પણ આ બધું માણસ પાસેથી ખૂંચવી લેનાર પણ માણસ જ હોય છે. માણસ ઉપરથી શ્રદ્ધા અને વિશ્વાસ ઊઠી જાય એવું માણસ જ કરે છે. અને તે પણ એવાં માણસો કે જે પોતાના ભોળપણનાં બણગાં ફૂંકતાં હોય, પોતાની ભલાઈના ગુણગાન ગાતાં થાકતાં ન હોય.

દરેક માણસમાં દુર્ગુણની સાથે ગુણ હોવાના જ. ગમે તેવા લબાડ માણસમાંથી પણ ભોળપણનો કે ભલાઈનો અંશ જડી જ આવે. પણ સદંશ કરતાં વધારે ઝડપથી માણસ અસદ્ અંશને પકડી લે છે. સારાં માણસોમાં પણ અસદ્ અંશ એટલું બધું જોર કરતો હોય છે કે એ તકની રાહ જોઈને જ બેઠો હોય છે. ભલાઈના અને ભોળપણનાં બણગાં ન ફૂંકનાર ભલાભોળાં માણસો જ આ તકને પાસે ઢૂંકવા જ દેતાં નથી. બાકી પોતે જે નથી એની વાતો કરતાં થાકતાં ન હોય તેમનામાં આવી તક, આવી નબળાઈ સતત પ્રવેશી જવા ખડે પગે ઊભી જ હોય છે.

બુદ્ધિનો અંશ પણ એમનામાં આવી ઘડીએ નથી રહેતો. આવી તક ઝડપી લેવા રાહ જોઈને બેઠેલો અસદ્ અંશ આવાં માનવીનો પૂરેપૂરો કબજો લઈ લે છે. અને એ જ વખતે ભલાઈ અને ભોળપણ ખતરનાકીમાં ફેરવાઈ જાય છે. આ ખતરનાકી પોતાની નહિ પણ બીજાની થઈ પડે છે. પોતાને ખતરનાક નીવડે તેવો અસદ્ અંશ માણસમાં પ્રવેશે તો જરૂર એ એની ભલાઈ ન છોડે, એનું ભોળપણ પણ એને ન છોડે. પણ એ તો અસદ્ અંશની ખૂબી છે ને!

માણસને કુદરતે વિચારશીલ પ્રાણી બનાવીને જાણે હાથ ધોઈ નાખ્યા હોય તેમ આવાં બધાં અનિષ્ટો અને દુરાચરણો એ હંમેશ આચરે છે અને માનવતાને નેવે મૂકે છે!

★




## સમૃદ્ધિમાં પ્રતિકારશક્તિ ના હોય

આ દેશનું શાસન રચનાત્મક વૃત્તિમાં ઢળતું જાય છે. ઉત્પાદનનાં લક્ષ્યાંકો નક્કી કરવા એ આતુર રહે છે. નવાઈ નથી કે એની નીતિરીતિમાં એ પરિસ્થિતિને વળગી રહે, રુઢિચુસ્ત બને. એનાથી ક્રાન્તિકારી ફેરફારો થઈ શકવાના નથી. જે કોઈ મહત્વના ફેરફારો કરવા જ પડે તે પણ પરિસ્થિતિને ટકાવી રાખવા પૂરતા જ થવાના. નેહરુએ કબૂલ કરી લીધુ છે કે જે તખ્તો ગોઠવાયો છે તેને હલાવવો નથી.

કોન્ગ્રેસે એની પ્રતિકારશક્તિ ગુમાવી છે. એથી જ્યારે ને ત્યારે એને અપરાધીની જેમ પોતાના બચાવ અર્થે દોડધામ કરવી પડે છે. યુનોમાં પાકિસ્તાન અપરાધી હોવા છતાં બચાવની દોડધામ ભારતને કરવી પડી. ચીન સાથે એવી જ થાપ ખાધી. નેપાળ–લંકામાં વિનાકારણ વગોવાયા, અને દેશમાં વારંવાર નમતુ જોખવું પડયું છે, હડતાળે હડતાળે હાર ખાધી છે. બચાવ કરતા રહેવાથી બાજી કોઈ જીતી શકતુ નથી. જીત માટે ઝૂએશ જોઈએ છે.

જેની પાસે સમૃદ્ધિ કે સમૃદ્ધિ ઉપરનો કાબૂ મળે છે તે જોખમોથી દૂર ભાગે છે, સમાધાનો ખોળે છે, સુખ ને ભોગ ચાલુ રહેતાં હોય તો તેની કિંમત ચૂકવવા તૈયાર રહે છે. એવે વખતે પોતાના દોષ દેખાય તો પણ એના ઈલાજ કરવા જેટલી શક્તિ રહેતી નથી. આદર્શો, મહત્વાકાંક્ષા, સ્વપ્નાં, ઝૂએશ—એની અભિરુચિ ઘસાતી જાય છે, ને કોન્ગ્રેસના એ હાલ થયા છે.

એથી દેશની કટોકટીનો નિકાલ આવવાનો નથી. કંટ્રોલની માફક એ પણ કાઢવી કપરી છે. ચીન હોય કે ના હોય, આપણી કટોકટી છૂટવાની નથી. બલ્કે, એ તીવ્ર થવાની છે.

## હોદ્દાત્યાગ—મન વિનાનું કર્મ

ઘણા લાંબા સમય પછી તો યે કોંગ્રેસે પ્રધાનપદ કરતાં પક્ષની તજવીજ ઉપર ભાર મૂક્યો છે. આ વાત એમણે જોઈ તે પહેલાં બીજા ઘણાઓએ જોઈ હતી. આપણે પણ આશા રાખી હતી કે મોરારજી પક્ષને વ્યવસ્થિત કરવા બહાર આવે તો સારું. હવે જે વાર્યા નહીં આવ્યા તે હાર્યા આવશે.

પણ એમ આવીને શું ફેર પડવાનો. निग्रहः किं करिष्यति । જે દેખાદેખીથી બહાર આવે છે પણ મનથી તો શાસન સાથે જોડાયેલા રહે છે એમનું બહાર આવવું ફોગટ છે. એમ તો કોન્ગ્રેસમાં કેટલીય સારી બાબતો છે. પરંતુ એનો પ્રચારસૂત્ર તરીકે ઉપયોગ ગમવા માંડયો એટલે એનો મર્મ ભૂલાવા માંડ્યો. કોન્ગ્રેસને આજે લગન નથી. ઉપજાવેલા પુણ્યની મુડી વાપરી નાખવી છે. નવું પુણ્ય ઉમેરવું નથી. પ્રજાને જે કસોટીમાંથી પાર ઉતારવી છે તેમાં પોતે પ્રેક્ષક તરીકે અથવા સરકસના હાથી ઘોડાની જેમ જ રહેવું છે. એ કામને પાર પાડવાની રીત નથી. પ્રધાનપદ છોડીને પાંચ પંદર જણ બહાર નીકળશે એ પક્ષને વ્યવસ્થિત રાખવાના બહાને અત્યંત જોહુકમી લાવશે. એ રેસના ઘોડા વાહનગાડીયે ખેંચી શકવાના નથી. એ તો ખટપટો કરતા રહેવાના. છોટુભાઈ પુરાણી કહેતા કે મુંબાઈ રહી ગયેલુ બૈરું બીજા કોઈ ગામે રહેવા માટે નાલાયક ઠરે છે કેમકે એનો વ્યાયામ છૂટી જાય છે. એમ કોન્ગ્રેસના આગેવાનો પૂંજીપતિઓ પાસેની હવા ચાખ્યા પછી સેવા કરી શકે એ ના મનાય એવી વાત છે. એકવાર ગાદી તો પછી સદા ગાદી એવા મહંત જેવો એમનો ઘાટ છે. બહાર આવીને એ જૂથ જમાવવાના, ચેલા મૂંડવાના.





પંચાયતીરાજ સ્થાપીને કૉન્ગ્રેસે એમની મોટી સંખ્યાને કમાણી કરી આપી છે. એમાં હવે નવા ને સાથાભારે પંચાતીઓ ઉમેરાશે એટલે એમના માટે વાડીબંગલા, નોકરચાકર, મોટરગાડીઓ, વીજળી, ટેલિફોન, રેલ્વેનાં રિઝર્વેશન, ખાસ દાક્તરો, અને પ્રધાનોની ગેરજની જાતી—એવું ઘણું ઉમેરાવાનું. આ ખીલે બંધાયેલાં ઢોર નથી એટલે એમનાં ચરિયાણાં મોટાં જોઈશે. સો ચૂવા મારીને એક બિલ્લી હજ કરવા ગઈ હતી એની કોઈ કે ગપ ચલાવી હતી. એની નમાજો કેવી હતી એ આપણે હવે નજરે જોવાના દિવસ આવ્યા છે.

## સંઘવીઓને દીક્ષા આપો

આ નહીં ને તે નહીં એમ કહ્યે ના ચાલે. શું કરવું જોઈએ તેનો વિચાર પણ આપણે કરવો જોઈએ.

કૉન્ગ્રેસ એમના આગેવાનોને સીમા ઉલ્લંઘનની દીક્ષા આપે. જેનામાં એમને વિશ્વાસ બેસે તેને એમના સંઘનો સંઘવી ઠરાવે. બ્રાહ્મણો જેમ દર વર્ષે જનોઈ ઉતારીને નવું પહેરે છે એમ એમના સંસ્કાર દર વર્ષે તાજા કરે. એથી પ્રજા એમને ઓળખશે કે કોના જોરે આ સંઘ ચાલવાનો છે. એ સંઘવીઓ પણ પોતાનાં કર્મ-ધર્મની મર્યાદાઓ સમજી લે પછી જ એમાં પ્રવેશ વેળા પોતાની માયા ઓછી—નહિવત્ કરી નાખે તો જ એ પોતાનો વિકાસ કરી શકે અને દેશનું હિત જાળવી શકે. એણે પરિવારને સાથે રાખવો હોય તો એની કમાણી સંઘવીઓને શોભે એવી મધ્યમસરની રહેવી જોઈએ. એમનાં પત્ની, પુત્ર, જમાઈ, દીકરી, સાળા ને બહેન બનેવી—એ સહુ એમની છાયામાંથી મુક્ત થવાં જોઈએ. એમાંથી જે કોઈ ઉપલા માળે ગોઠવાઈ ગયાં છે એમણે આપમેળે નીચલા માળે ઊતરવું જોઈએ. એને હયાત પિતાનું તર્પણ કહો કે આત્મસમર્પણ કહો. સંઘવીએ પહેલો ઉદ્ધાર તો સ્વગૃહનો કરવાનો છે, એમનું પ્રેય છોડાવી શ્રેયના સંગાથી કરવાનાં છે.

એ પછી સંઘવીએ રાજ્યલાભ ઉપરની મર્યાદા સ્વીકારવી જોઈએ. આટલે સુધી અને એથી આગળ નહીં—આવી હદના આવવી મુશ્કેલ છે. તેથી વિવિધ પ્રકારના લાભો જતા કરી મુકરર રકમમાંથી પોતાની રહેણીકરણી ચલાવવી જોઈએ. એમાં જે દંભ કે અભિમાન કરશે તે ઉઘાડો પડશે. આ સંઘવીઓ પક્ષના ઉચ્ચ હોદ્દા ઉપર હોય કે કાર્યકર તરીકે સેવા આપતા હોય, એમણે આ દેશના મધ્યમ વર્ગના ગૃહસ્થ જીવનને અપનાવવું જોઈશે, એવું ભોજન, એવું વાહન, એવી ચાકરી, એવાં કપડાં, એવી વાણી, એવા ટાણાં અને ગાણાં એને ગમવાં જોઈશે. એ સમૂહના પ્રતિનિધિરૂપે રહેતો હોવો જોઈએ. એની યાત્રાઓ પણ અધિકાર વડે પ્રાપ્ત થયેલી સગવડોથી ભરપૂર ના હોઈ શકે, યાદ હોય તો રાજેન્દ્રપ્રસાદ કુંભનું ગંગાસ્નાન કરવા ગયા ત્યારે પણ રાજછત્ર ધરાવીને જળમાં પગ મૂક્યો હતો અને એની ફિલ્મ ઉતરાવી હતી. આ સંઘવીઓ પહેલાં સામાન્ય જનો બને ને પછી નમૂનેદાર આગેવાનો તરીકે વર્તે. હડતાળોમાં સફાઈ-કુંડીઓ કાઢે, હુલ્લડોમાં શાંતિ સ્થાપવા ફરે ને નિર્ભયતા લાવે, અને જ્યાં જ્યાં ગેરરીતિઓ દેખાતી હોય કે નિયમો તૂટતા હોય ત્યાં બંધનાં એ કાણાં પૂરવા જાત ધરીને બેસી જાય.

આ સંઘવીઓને રૂઆબ ઓછો પડશે તો તેથી ગભરાવાનું કોઈ કારણ નથી. એમની પ્રતિષ્ઠા જરૂર વધશે. એ જ માર્ગે ભારતીય પરંપરા જળવાતી રહેશે. આ સંઘવીઓ ચૂંટણીમાં ઊભા રહે કે ના રહે, હોદ્દો સંભાળે કે ના સંભાળે, ગામમાં હોય કે રાજધાનીમાં હોય એમની પદ્ધતિમાં ફેર નહીં પડે. સંઘવીઓ વડે સંઘ ઓળખાય ને શોભે તો કૉન્ગ્રેસ જીવે.

ને નહીં તો એ ભલે વિસર્જન થાય, ને નવો કુનેહ-બાજોનો સંઘ સ્થાપી લે. બંને થોડું એમનું જીવન રાખી શકે એ દિવસો હવે પૂરા થયા છે.

## વિરોધપક્ષની પાયાની કચાશ

લોકશાહીમાં બીજી પાંખ છે—વિરોધપક્ષની. એક પાંખ સંભાળે તો બીજો પક્ષ શાસન-શુદ્ધિ તપાસતો રહે. એક પક્ષના અમલથી પ્રજા થાકે તો બીજા પક્ષને અજમાવી જુવે. એમાંથી મર્યાદા સર્જે, અનિયંત્રણના ટળે, મુરીફાઈથી પ્રવૃત્તિ કાયમ રહે.



દુર્ભાગ્યે આપણો મુખ્ય પક્ષ જ વ્યવસ્થિત નથી ત્યાં વિરોધપક્ષની શી આશા હોય! આઝાદીનાં પંદર વર્ષ પછીયે વિરોધપક્ષોમાં સારી પ્રથાઓ પ્રતિષ્ઠિત થઈ નથી. હેતુઓ માંદલા રહ્યા છે ને વારંવાર અંટેવાળીમાં આવે છે. પ્રવૃત્તિઓ તકવાદી ને તકલાદી રહી છે. સભ્યપદ વેશ્યાવાડા જેવું ફાવે તે ઘૂસે તેવું છે. આજની મામુલી જીત મેળવવા વિરોધ પક્ષો એમની ઘણી મૂડી નેવે મૂકી આવે છે. અને પછી પેલી જીત પણ એમનાથી રીસાઈ ને સામા પક્ષે ભળી જાય છે.

હિન્દુસ્તાનના વિરોધપક્ષને કોન્ગ્રેસની નિર્બળતા ઉપર જીવવું છે. ભૂલી જાય છે કે મુડદાલ માંસ મળે તો પણ એનાથી એમનો દેહ પુષ્ટ થવાનો નથી, બહુ તો પેટ ભરી શકશે. એમનો સિક્કો તો નહીં રણકે. પ્રજા એમનો વિશ્વાસ નહીં જ કરે. કદાચ કોઈવાર સત્તા મેળવી જશે તો પણ એ પચશે નહીં.

બીજાં પંદર વર્ષ સુધી ભારતમાં વિરોધપક્ષનું જોર જામે એવું જણાતું નથી કેમકે વિરોધપક્ષે એવો પ્રયત્ન હજી શરૂ જ કર્યો નથી. એમના પક્ષની હાલત—હેતુઓના અભાવની, સિદ્ધાંતની ઢીલની, સભ્યપદનાં પોલાણની, સભ્ય બદરકા વેપારની અને કોન્ગ્રેસને હરાવવા ખાતર હરાવવાની ઉતાવળની—એવી હાલત જોતાં વિરોધપક્ષ વિશે કશી આશા રહેતી નથી. જ્યાં રાજાજી જેવા પુરુષ નાની નાની જીત માટે હવાતિયાં કરતા થયા ત્યાં બીજા તે વળી કેવી શિસ્ત ને કઈ પ્રેરણા આપી શકવાના હતા!

## લશ્કરી યુદ્ધ ને વિચારસંઘર્ષ

આપણે ચીનનો એક હુમલો જોઈ એકવાર થથરી ગયા છીએ. ચીનની જેમ પાકિસ્તાન પણ બીજો હુમલો કરે તો શી નવાઈ. નાગાને વળી નીચોવવાનું [illegible]! પણ એ હુમલાઓની શક્યતા તપાસવી કે એનો સામનો કરવાની તૈયારી કરવી જોઈએ તેને બદલે હજુ આપણે ત્યાં અહિંસાનું પીંજણ ચાલે છે એ ખરેખર દુઃખદ છે.

હજુ એક પ્રચાર એવો ચાલે છે કે ચીનનો મુકાબલો શસ્ત્રોથી નહીં-પરંતુ વિચારશુદ્ધિથી થઈ શકશે! એમાં ગર્ભિત અર્થ એ રહ્યો છે કે ચીનનો વિચાર આપણાથી ચઢિયાતો છે, આવતી કાલને ઓળખનારો છે. આવી માન્યતા હોવી તે વિચાર દારિદ્ર કે બીજું કાંઈ!

જે કોઈ માલિકીનું વિસર્જન ઇચ્છતા હોય તેમણે ચીનના વિચારની સહાય લેવાની મુદ્દલે જરૂર નથી. સ્વેચ્છાનું વિસર્જન અને બળજબરીથી ઝૂંટવી લેવામાં આભજમીનનો ફેર છે. એકમાં મન છે, સત્વાનુકંપા છે, સર્વભૂતહિતરતા એવી વૃત્તિ છે. બીજામાં અમુક ચંડાળ ચોકડીની મનસ્વી લૂંટ છે, અનેક ઉત્તમ મૂલ્યોનો ભંગાર છે. એના હાથમાં ગયા પછી ભાગ્યે જ કોઈ છૂટી શકે છે. એ વિચાર ને એ નીતિથી આપણે ચેતવું જોઈએ જરૂર, પણ એમાંથી પ્રેરણા લઈ આપણા વિચાર એટલી હદે ફેરવવા કે લશ્કરી સંરક્ષણ શિથિલ બનાવવું તે તો અક્ષમ્ય દેશદ્રોહની તોલે હશે, લશ્કરનાં એ અનિષ્ટ ઘણાં હશે. પણ હિટલરની સામે પહેલાં તો લશ્કર જ ટક્યાં. જાપાનના લશ્કરવાદ સામે પણ લશ્કર જ ટક્યાં. ન્યુમોનીઆમાં વૈદો પોતે પણ પેનીસીલીનનાં ઈંજેક્શન લેવા દાક્તરને તેડી લાવે છે. જ્યારે લશ્કરની પાછળ પ્રજાની સંસ્કૃતિ મરી પરવારેલી હોય છે ત્યારે જ એ બેફામ બને છે. પાકિસ્તાનની એ જ હાલત છે. આપણું રાજતંત્ર કથળી ગયેલું હશે ત્યારે અહીંનું સરખું લશ્કર પણ આપણો પરાભવ કરશે એથી લશ્કર જ તજી દેવું એ તે કેવી વાત!

## હડતાળનો વકરાવેલો ચેપી રોગ

મુંબાઈમાં વીસમી ઑગસ્ટે મોટી હડતાળ પડી એની સફળતા જોઈ ઘણા માણસોએ પોતે વિજય મેળવ્યો હોય એમ હર્ષ કર્યો. જોયું નહીં કે એક હડતાળે મોંઘવારીને વધુ મોંઘી કરી છે. પોતે જ ચૂંટેલી રાજસત્તાને કફોડી સ્થિતિમાં મૂકી છે. એનાથી અને એ પછી જે બીજું નુકશાન થયું તેનો બોજ પ્રજાએ જ વેઠવાનો છે. એ ફિકર કરવાને બદલે ઘણા માણસો હસ્યા ને એકમેકને તાળીઓ દીધી

આમ શી રીતે બન્યું?

શાસકો પ્રજાથી નિરાળા પડી ગયા છે, એકલા મુંબાઈની વાત નથી પણ ઠેર ઠેર એમ બન્યું છે. એમને હરાવીને

[ અનુસંધાન માટે જુઓ પાનું ૪૮ ]

ધૂમકેતુ

# ત્રણ માર્ગે જીવનઘડતર

આપણા જીવનના ઘડતરમાં જે જે તત્ત્વો જરૂરી છે તેને જાણવાં અને જીવનમાં ઉતારવાં જોઈએ. આપણા પીઢ વિચારક–સાહિત્યકાર અહીં જે નક્કર વિચારસરણી રજૂ કરે છે તે વાચકોને જરૂર પ્રેરક નીવડશે.....

ત્રણ પ્રકારની મૈત્રી એવી છે, જે આપણા વિકાસ અર્થે જરૂરી છે; અને ત્રણ પ્રકારના મિત્રો એવા છે, જે આપણે માટે અહિતકર છે.

કયા ત્રણ પ્રકારોની આ વાત છે? પ્રમાણિક સીધા માણસની મૈત્રી, સચ્ચાઈ જેનામાં છે તેની મૈત્રી. અને અવલોકન–અનુભવની મુડી જેના પાસે છે તેની મૈત્રી. આ ત્રણ પ્રકારની મૈત્રી આપણને હિતકર છે.

પણ કેટલાક કેવળ દેખાવ કરે તેવા હોય છે. કેટલાક વધારે પડતા કોમળ હોય છે. તો કેટલાકની જીભમાં જ મૈત્રી રહે છે—એ ત્રણે પ્રકારના મિત્રોને છોડી દેવા એમાં આપણો વિકાસ રહ્યો છે.

કારણ કે જીવનનો વિકાસ—એ માણસોના અરસપરસના પરિચયમાંથી પણ ઉદ્ભવે છે. એમાં વિવેક રાખવો જોઈએ.

એ જ પ્રમાણે આપણા રસ–આનંદના વિષયો—એમાં પણ આપણે જાતનિરીક્ષણ કરીને આનંદની કક્ષા નક્કી કરવી જોઈએ. કેવળ સસ્તાં પ્રહસનોમાં આનંદ લેવા માટે આપણે દોડીએ, તેથી આપણે સંસ્કરી બની જતા નથી.

સંગીતમાં અને ઉત્સાહભર્યા યોગ્યના સન્માન-મેળામાં ભાગ લેવો એ આપણી શકિતનો સારો એવો વિકાસ સાધનારી વસ્તુ છે. બીજાનાં ગુણદર્શન એ પણ આપણા માટે જરૂરી ભૂમિકા ઊભી કરનાર વસ્તુ છે. અને યોગ્ય વિવેકી મિત્રોની સંગત એ પણ આપણા જ વિકાસ-ઘડતરની ક્રિયા છે.

પણ ઉડાઉ મોજ એ આનંદ નથી. કે કેવળ ગપ્પાં મારતાં બેસીએ એ પણ આનંદ નથી. ખૂબ ખર્ચાળ ભોજન સમારંભ એ પણ જીવનનો આનંદ નથી. અને છતાં ખૂબી એ છે કે માણસો આવા સામાજિક સમારંભોને ઉત્સાહ અને આનંદ ગણે છે.

એનું કારણ એટલું જ છે કે આનંદ લેનારી એમની રસવૃત્તિ—એનો જરાપણ વિકાસ એમણે સાધ્યો નથી.

અને તેથી થકવી દેનારી દરેક સામાજિક ઉત્સાહ ઉલ્લાસની શંભુટોળીમાં એ બધા આનંદ શોધે છે. ને જે મેળવે છે તે થોડીક ક્ષણોની ઠઠ્ઠા મશ્કરી જ હોય છે.

એ જ પ્રમાણે આપણી વાણીમાં પણ ત્રણ પ્રકારના દોષ રહ્યા છે. અને ત્રણ પ્રકારના ગુણ પણ રહ્યા છે.

ત્રણ પ્રકારના વાણીના દોષ કયા? માણસ ઘણી વખત બોલવાની ખાતર બોલી નાખે છે. આ વાણીનો મહાન દોષ છે. આ ધૃષ્ટતા, મૂર્ખાઈની બહેન છે.

એ જ પ્રમાણે જ્યારે બોલવું ઘટે, ને જે બોલવું ઘટે, તે માણસ બોલી શકતો નથી, ત્યારે એ એક પ્રકારની એની એવી વિક્રિયા છે કે એ કાંઈક ને કાંઈક જાણે સંઘરી રાખવા માગતો હોય—બીજાથી છૂપાવવા માગતો હોય. એ નિર્બળતાનું ચિહ્ન છે. એ અનુદારતા છે.

અને એ જ પ્રમાણે જ્યારે આસપાસ ઊભેલ માણસોનો કોઈ ખ્યાલ રાખ્યા વિના માણસ



ત્રણ માર્ગે જીવ

બોલવા માંડે છે ત્યારે એ એક પ્રકારની દૃષ્ટિવિહીનતા છે. ઘણા ખરા સારા વક્તાઓ પણ આમાંથી એક કે બીજો દોષ કરી બેસે છે. માટે પોતે બોલવું કે બોલ્યા પછી, પોતાના જ બોલની પોતે સમીક્ષા કરવી—એ વાણીની શુદ્ધિ માટે જરૂરી ક્રિયા છે. વૈજ્ઞાનિકોની સભામાં ગ્રામઉદ્યોગની વાત કરવા બેસવું એના જેવું જ ઘણાખરા વક્તાઓ કરે છે.

એ જ પ્રમાણે આપણા શરીર માટે પણ આપણે ત્રણ દૃષ્ટિએ વિચાર કરવો ઘટે છે.

જ્યારે હજી ઊગતી જુવાની હોય ત્યારે શરીરને આકર્ષે છે ભોગલાલસા. એની સામે રક્ષણ મેળવવા માટે જાગ્રત રહેવું જરૂરી હોય છે. એક જ બેદરકારીભરેલી નજર કે શબ્દ આપણને કોઈ એવી ઊંડી ખાણમાં ધકકેલી દે છે કે એમાંથી જીવનભર પછી ઊંચે અવાતું નથી. એ જ પ્રમાણે શરીરમાં જ્યારે બળ હોય, શકિત હોય ત્યારે કજીયાખોરીમાં પડનારા શબ્દો આપણે કાઢી ન બેસીએ એ જાળવવું જરૂરી હોય છે.

અને એવી જ રીતે જ્યારે વૃદ્ધાવસ્થા આવે ત્યારે પોતાના આરામ માટે માણસ વધુ પડતો આગ્રહ ન સેવે એ સંભાળવાનું હોય છે. પોતે બીજાની સગવડતા અગવડતા જોયા વિના, પોતાને માટે જ બધા જીવે એવો સ્વાર્થી થઈ ન જાય એ એ સમયે જોવાનું રહે છે.

કોન્ફ્યુશ્યસે આપેલી મન વાણી અને શરીર—એ ત્રણેની આ ત્રણ વસ્તુઓ સમજવા જેવી છે. માણસ નિત્ય જીવમાંથી જ જો પોતાનું જીવનઘડતર મેળવતો રહે, તો કથા વાર્તા, તાબોટા, ભજનિકો, અને અર્થહીન યજ્ઞ યજ્ઞાદિમાં એના ઘોડા મટી જાય. પણ નિત્ય જીવનને ગાળવાની કોઈ સાચી રીત એ મેળવતો નથી કે કેળવતો નથી. અને જીવનની બધી જ કરુણતા જન્મે છે ત્યાંથી.



'સુધાંશુ'

## વાણી પહોંચાડો વ્યોમ

વાણી પહોંચાડો વ્યોમ
હરિવર ! હવામાં શબ્દહોમ;
વાણી પહોંચાડો વ્યોમ !

સાગરની ગાગર ગગને પહોંચી
વાદળ શું વાતો કરે ભોમ;
વાણી પહોંચાડો વ્યોમ !

વીજની જ્વાલા બ્રહ્માંડ પહોંચી
જેના દીવેદીવે કિરણનાં જોમ;
વાણી પહોંચાડો વ્યોમ; !

આરતની આતશ આપ જોવાને
જલી રહી ખનખન ધોમ;
વાણી પહોંચાડો વ્યોમ !

શિવોઽહમ્ મારો સામે જલે,
એની સ્વાહામાં કરું યાહોમ;
વાણી પહોંચાડો વ્યોમ !







દ॰ બા॰ કાલેલકર

# શિખરોનું ધ્યાન

જેમનું જીવન પ્રવાસોમાં જ વીત્યું છે એવા કાકાસાહેબ પ્રવાસ-વર્ણનનું એક વધુ કુદરત-કાવ્ય રજૂ કરે છે. હિંદી 'મંગલ પ્રભાત'-માંથી અનુવાદ કરીને મૂકેલો આ લેખ આપણને નિસર્ગને ખોળે ખેલવા અને તેમાં રાચવાનું નિમંત્રણ આપશે.....

જાપાનના યોશિવારાના સર્વોદય આશ્રમમાં બેસીને જાપાનના ભાગ્ય-પ્રતીક જેવા ફૂજીયામા પર્વતનું દર્શન કરી રહ્યો હતો. પહેલી વાર જાપાન ગયો ત્યારે ફૂજીયામાના દર્શન થયા જ નહોતાં. બીજી વાર ગયો ત્યારે શિખર ઉપર બરફનું નામનિશાન નહોતું અને હવા પણ સારી નહોતી. થોડાક દિવસો પછી જ્યારે વિમાનમાર્ગે જઈ રહ્યો હતો ત્યારે ફૂજીયામાના દ્રોણની કિનારી ઊંચાઈએથી બરોબર જોઈ શક્યો એનો સંતોષ હતો. કોઈપણ પર્વતના શિખર ઉપર જ્યારે દ્રોણ થાય છે ત્યારે એનું સૌન્દર્ય અનોખું હોય છે. અને જ્યારે દ્રોણની કિનારી ઊંચી-નીચી હોય છે ત્યારે તો એવું જ લાગે છે કે જાણે કુદરતના કિલ્લાની આ કાંગરી ખાસ બનાવવામાં આવી છે. વિમાન જ્યારે પર્વતના શિખર કરતાંય ઊંચે જાય છે ત્યારે પર્વત સામે માથું ઊંચું કરીને નથી જોવું પડતું. ધરતી પર ઊભા રહીને માથું ઊંચું કરીને પર્વત-શિખર જોઈએ છીએ ત્યારે આપણે ભક્તિનમ્ર બની જઈએ છીએ અને વિમાનમાંથી નીચે નજર કરતાં પહાડી દ્રોણનું મોં જોતાં આપણે ગર્વ અનુભવીએ છીએ એ કેવી વિચિત્રતા!

આ વખતે નિરાશ ન થવું પડ્યું. હિમમુગટધારી ફૂજીયામાના દર્શન ન થયાં તો ય શું? ફૂજીયામાના મોંનાં દર્શન તો થયાં એવા સંતોષ સાથે ભારત પાછો ફર્યો. ત્રીજી વાર જાપાન ગયો ત્યારે ફૂજીયામાનાં દર્શન બધાં મળીને ત્રણ વાર થયાં.

ફૂજીયામાનું વર્ણન એક યુરોપિયન ભક્તે કરેલું વાંચવા મળ્યું. ખરેખર એ ભક્ત હતો. ફક્ત ફૂજીયામાના દર્શનના આનંદમાં મસ્ત રહીને તેણે એ દેશમાં કેટલાંય વરસો ગાળ્યાં હતાં. જેમ માતા પોતાના બાળકનાં સ્વભાવ અને ટેવો જાણે છે અને પ્રેમથી તેનું વર્ણન કરતાં થાકતી નથી એમ આ યુરોપીય ધ્યાનીએ ફૂજીયામાનાં વિવિધ દર્શનોનું ભક્તિપૂર્વકનું ઊલટભર્યું વર્ણન કર્યું છે. એ દર્શનસ્તોત્રમાં છેલ્લે તે કહે છે કે ચોખ્ખી હવામાં જ્યારે ફૂજીયામાનું શિખર સૂર્યકિરણોથી ચળકે છે ત્યારે તો ફૂજીયામા કોઈ સમ્રાટ જેવો દેખાય છે. પણ એને હું સર્વશ્રેષ્ઠ દર્શન નહિ કહું. ફૂજીયામાની સાચી ખૂબી તો ત્યારે જોવા મળે છે કે જ્યારે વીખરાયેલાં વાદળાંઓથી વીંટળાયેલા શિખરનું ક્યારેક ખંડિત તો ક્યારેક અસ્પષ્ટ દર્શન થાય છે. પણ સાચું કહું તો મને તો ફૂજીયામાના દર્શનનો પરમાનંદ ત્યારે મળે છે જ્યારે ધુમ્મસથી ફૂજીયામાની રૂપરેખાનો આભાસ પણ ન દેખાય. અને અનેક વાર હૃદયમાં સમાવેલા ફૂજીયામાના દર્શન હું મારી કલ્પનાને જોરે, ઘેરાયેલાં વાદળોને વીંધીને કરું છું—આ તો સમાધિ સુખ જેવું જ ઉન્માદક છતાં શાંતિદાયક હોય છે.

એ યુરોપિયન ભક્તના શબ્દો તો ક્યાંથી યાદ રહી શકે! મેં તો એના હૃદયને સાક્ષી રાખીને એનું કથન મારા જ શબ્દોમાં અહીં આપ્યું છે. મારી વાણીમાં ભારતીય વૃત્તિ જ વ્યક્ત થઈ શકે છે.

એ ભક્તની વાત હું બરોબર સમજી શક્યો હતો. કારણ કે આપણે ત્યાં પાર્થિવ મૂર્તિની પૂજા પછી માનસપૂજા કેટલી ઉત્કટ થઈ શકે છે એનાં વર્ણનો ભક્તોએ આપ્યાં છે. (એક ભક્તે ચાળીસ વર્ષ સુધી મૂર્તિની પૂજા કરી હતી. પછી એ ફક્ત ધ્યાનથી ઇષ્ટ-દેવની માનસપૂજા કરવા લાગ્યો. મનની માનેલી મૂર્તિ, પૂજાસામગ્રીય મનની માનેલી અને દર્શનનું સુખ પણ આંતરિક. આવી પૂજા કરતાં એક દિવસ એ ભક્ત મનના માનેલા સુવર્ણપાત્રમાં કાલ્પનિક ખીર પીરસતો રહ્યો હતો. ખીર ગરમ હતી એટલે પાત્ર હાથમાંથી પડી ગયું અને ખીર ભક્તના ખોળામાં ઢોળાઈ ગઈ. ગભરાવાથી એ ધ્યાનભંગ થઈ ગયો. આંખો ઉઘાડીને



જુએ છે તો ખરેખર એના ધોતિયા પર ખીર ઢોળાઈ હતી. માનસપૂજાની આ સિદ્ધિ હતી.)

કૃષ્ણયામાના પશ્ચિમી ભક્તને ઇષ્ટદેવનાં દર્શન સતત થતાં હતાં. જેટલો મોટો અંતરાય એટલી જ વિશેષ દર્શનની ઉજ્જ્વળતા અને પારમાર્થિકતા.

*

ઘણા દિવસો પછી હિમાલયની ગોદમાં થોડો સમય વીતાવવા માટે મસૂરીમાં રહ્યો. પહેલો દિવસ તો ગોઠવાતાં જ લાગ્યો અને ઉત્તર તરફ પહાડની શોભામાંય કંઈ વિશેષતા નહોતી. એક પછી એક એવી પહાડની ત્રણ હરોળ ઊભી હતી. સૌથી પાછળની હરોળની કિનારી ઉપર થોડો થોડો બરફ દેખાતો હતો. ક્યાંક ક્યાંક બરફની ધારાઓ પહાડની તળેટી સુધી પહોંચીજતી હતી. હિમાલયના અસંખ્ય પહાડોનાં અગણિત દૃશ્યો જેણે જુવાનીના દિવસોમાં જોયાં છે અને છેલ્લાં દશ વર્ષમાં જાપાનથી માંડીને સ્વિટ્ઝર્લૅન્ડના આલ્પ્સ સુધી અને આફ્રિકાના કિલિમાંજારોથી માંડીને રીયુનિયનનાં ખંડ–ખંડ શિખરો જોયાં છે એને માટે સામેનું દૃશ્ય જરાય અદ્ભુત નહોતું. પણ હિમાલય તો આપણી વંશપરંપરાગત સંસ્કૃતિનું ભક્તિધામ! અહીંના હિમ-ધવલ શિખરોમાં મહાશ્વેતા અને કાદંબરી જેવી ગંધર્વકન્યાઓ રહે છે. મારીચિ જેવા ઋષિઓના આશ્રમને આશ્રય મળે છે. અને બધાના ધ્યાનના કેન્દ્ર સમા શ્રી કૈલાસનાથ અહીં વાસ કરે છે. હિમાલયનું યત્કિંચિત દર્શન પણ ભારતીય સંસ્કૃતિમાં લેટેલા હૃદયમાં સાત્વિક ભાવ જગાડે છે.

બીજો દિવસ પણ એવો જ ગયો. મેં કહ્યું : यद् अल्पं अपि तद् बहु—જો થોડું દેખાય તો ય ઘણું છે.

પણ હિમાલયના ઘરમાં કંજૂસાઈ ને આશરો ક્યારે મળ્યો છે? આજે ત્રણ દિવસ થયા, સવારે, બપોરે અને સાંજે હિમાલયનું શિખર બોલાવી બોલાવીને કહે છે—

> पश्य मे वत्स रूपाणि शतशोऽथ सहस्रशः ।
> नानाविधानि दिव्यानि नानावर्णाकृतिनी च ॥

ના, અહીં અનેક વર્ણ નથી, ફક્ત બે જ વર્ણ છે—ધોળો અને આસમાની. પોતાની નોખનોખી શોભા એક પછી એક પ્રગટ કરતા રહે છે.

પરોઢિયે ઊઠીને પ્રાર્થના પહેલાંનું દર્શન જ્યારે કરું છું ત્યારે નિર્મળ ભૂરા આકાશ નીચે આકાશના પડદા ઉપર એના કરતાં કંઈક વધુ ભૂરા પણ નજીકના લીલા પહાડ કરતાં ઘેરા પર્વતોની એક હાર દેખાય છે. સંગીત કે ધરતી-કંપના આલેખની રેખ જેમ ઉપર નીચે, ઉપર નીચે દોડી જાય છે અને પોતાના ગૂઢ ભાવોને વાંચવાની તાલાવેલી જગાડે છે એવો જ આ હિમાલયીન પહાડ જાણે પોતાના મંત્રોના આલેખ વાંચવા આપણને આમંત્રણ આપે છે. પુરાણા કાળની વિસરાયેલી શરશીર્ષ લિપિ પણ જો માણસ વાંચી શક્યો અને સમ્રાટ અશોકના શિલાલેખ પણ જો લિપિસંશોધકો વાંચી શક્યા છે તો શિખરોની સર્વોચ્ચ લિપિનું રહસ્ય કોઈક દિવસ તો આપણી સામે પ્રગટ થશે જ. ત્યાં સુધી આ પ્રાચીન અને પુરાતન લિપિ સામે ફક્ત કુતૂહલની નજરે જ જોવું પડશે.

હિમાલયનાં કેટલાંક શિખરો પ્રાગ ઐતિહાસિકકાળમાં જ્વાળામુખી હશે. આજે એનાં ફક્ત દ્રોણ જ રહી ગયાં છે. પુરાણોમાં જેને ખાસ દ્રોણગિરિ કહ્યો છે એ પહાડ કયો એની મને હજુ સુધી ખબર નથી. પણ જેના મસ્તક પર અખંડ અથવા ખંડિત દ્રોણ છે એવા પહાડ હિમાલયમાં ઠેકઠેકાણે છે. ત્રિશૂલ તો એવો જ છે. અને સિક્કિમમાં જોયેલો પંચહિમાકર કાંચનજંગા પણ એક ખંડિત દ્રોણ જ છે.

જ્યારે જુવાની હતી, પગમાં અને બદનમાં જોમ હતું ત્યારે હિમાલયનાં શિખરોમાં ખૂબ ઘૂમ્યો છું અને પૂર્વના નીલગિરિથી માંડીને હિંદુકુશ સુધી આખા હિમાલયની પદયાત્રા કરવાના સંકલ્પો પણ સેવ્યા હતા. હવે એ શક્ય નથી. હવે તો વિદેહ થઈ ને અથવા કેવળ સૂક્ષ્મ લિંગદેહ મારફત ગંધર્વોની જેમ હિમાલયમાં ઘૂમવાની ઇચ્છા થાય છે. માનસસરોવર અને રાવણહ્રદ એ બે સરોવરો અને આ બન્નેના સંત્રી કૈલાસ પર્વત હિમાલય પર્યટણનું કેન્દ્ર છે. અનેક નદીઓ અને સંસ્કૃતિઓનું આ ઉગમસ્થાન છે. અને આખો હિમાલય ભારતના ભાગ્યનું સર્વશ્રેષ્ઠ પ્રતીક છે. શું આપણા બધા પૂર્વજો કૈલાસવાસી થઈને હિમાલયની સાધના પૂરી નહિ કરે?

★

ઈશ્વર પેટલીકર

# ચેલેન્જનો જવાબ

ભારત દેશ આજે છેલ્લા એક વરસથી કટોકટીની પરિસ્થિતિમાંથી પસાર થઇ રહ્યો છે ત્યારે એ પરિસ્થિતિમાં મૂકનાર ચીનનો પણ ખ્યાલ કરી લેવા જરૂરી છે. આ લેખ એવી નક્કર માહિતીથી ભરપૂર બન્યો હોઈ પ્રાસંગિક મહત્ત્વનો ગણાશે.....

મુંબઈથી એક સ્નેહીએ, ચીનમાં કુટુંબજીવન ઉપર કાયદાથી કેવાં બંધન છે, તે તરફ મારું ધ્યાન દોરવા તા. ૧૧મી ફેબ્રુઆરીના 'ઇન્ડિયન એકસપ્રેસ'નું કટીંગ મોકલી આપ્યું છે. તેમાં કામદાર વરસમાં એક વખત ચાલુ પગારે ઘેર જવાની રજા મેળવવા ક્યારે હકદાર ગણાય તેનો ઉલ્લેખ છે.

એમાં ત્રણ શરતો મુખ્ય છે. (૧) એણે એ આખા વરસ દરમિયાન નિયમિત કામદાર તરીકે કામ કર્યું હોવું જોઈએ. (૨) તે એનાં માબાપ સાથે રહેતો હોવો ન જોઈએ, અગર એની પત્ની સાથે રહેતો હોવો ન જોઈએ. (૩) અને વરસ દરમિયાન જાહેર તહેવારોમાં એ કુટુંબમાં જઈને રજા ગાળી આવ્યો ન હોવો જોઈએ. મતલબ કે, ઘેર જવાની રજા કામદાર કુટુંબ સાથે રહેતો ન હોય તો જ એ મેળવવા હકદાર બને છે. પતિપત્ની બંને જુદી જુદી જગાએ કામદાર હોય તો એમાંથી એક જણને ઘેર જવાની રજા મળી હોય તો બીજાને તેવી રજા મળી શકે નહિ. ઉત્પાદનને કેન્દ્રને સ્થાને મૂકીને જ બધા નિયમો થાય છે અને વ્યકિતગત જીવન કે કુટુંબજીવનને ઓછું મહત્ત્વ અપાય છે તેમ આ ઉપરથી જોઈ શકાય છે. સામ્યવાદી દુનિયા સિવાયની સ્વતંત્ર દુનિયામાં આવાં બંધનો હોતાં નથી અને વ્યકિતસ્વાતંત્ર્યને એમાં પૂરતો અવકાશ હોય છે, તેથી પશ્ચિમના રાજકારણીઓ એવા અનુમાન ઉપર આવે છે કે સામ્યવાદી ચીનની સરકાર સામે પ્રજાનો બળવો થશે. આપણે પણ એ અનુમાન તરફ દોરાઈએ તો નવાઈ નહિ. પરંતુ ચીને આપણી સામે પડકાર ફેંક્યો છે ત્યારે એના વિષે વધુમાં વધુ માહિતી મેળવવાની જિજ્ઞાસા રાખીએ તે સારું છે, પરંતુ એ માહિતી એકતરફી કે આપણા પોતાના ગજે માપેલી ન હોવી જોઈએ તેની પણ આપણે તકેદારી રાખવી જોઈએ.

આ દૃષ્ટિએ જર્મન એન્જિનિયર શ્રી. એડોલ્ફ ઈવાલ્ડ ફ્રીસનો 'લાલ ચીન' નામનો અમેરિકન સામયિક 'એટલાસ'માં પ્રગટ થયેલ જાતઅનુભવ ઉપરથી લખાયેલો લેખ ચીનની બંને બાજુઓ ઉપર સારો પ્રકાશ પાડે છે. આ એન્જિનિયર ચીન સામ્યવાદી થયું તે પહેલાં '૪૮માં પ્રથમ ત્યાં હતા. ત્રણ વર્ષ પહેલાં બીજી વખત ૭ મહિના રહી આવ્યા છે. '૬૧ના અંતમાં ત્રીજી વખત જઈને એમણે, ચીન, મંચુરિયા, નોર્થ કોરિયા, નોર્થ વીએટનામનો પ્રવાસ કરેલો છે અને તેમણે જાતઅનુભવ ઉપરથી અનુમાન તારવ્યાં છે. એમને અનુભવ મેળવવાનું સીધું સાધન એ મળ્યું હતું કે, પશ્ચિમ જર્મનીના ભારે ઉદ્યોગખાતાએ કમ્યુનિસ્ટ ચીનને એ ઉદ્યોગો વિકસાવવામાં મદદ કરી છે. અને તે આધારે એ પશ્ચિમના જે રાજકારણીઓ ચીનની પ્રજામાં અસંતોષ વ્યાપતાં બળવો થશે તેમ આશા સેવે છે, તે ફળવાની નથી તેમ માને છે.

સામ્યવાદી જીવનરીતિ અંગે એ એન્જિનિયર લખે છેઃ—વ્યકિત માટે નક્કી કરેલું ખોરાકનું રેશન સોંઘું હોય છે. પરંતુ જેને રેશન કરતાં વધુ ખોરાક જોઈએ તેણે મોંઘા ભાવે બજારમાંથી ખરીદવાનું રહે છે. ખોરાકનું પ્રમાણ મજૂરીના પ્રકાર ઉપરથી નક્કી થયેલું હોય છે. દાખલા તરીકે, ભારે મજૂરી કરતો કામદાર મહિનાના ૧૮ કિલો ચોખા મેળવે, એથી ઓછા શ્રમનું કામ કરનાર ૧૪ કિલો અને બૌદ્ધિક કામ કરનાર ૧૩ કિલો. ખોરાકના ભાવ નીચા છે, કપડાંના એથી ઊંચા છે. ભારે મજૂરી કરતા કામદારને રાજ્ય ભૂરો પોષાક અને રાખોડી રંગનો ગરમ પોષાક આપે છે. શહેર અને ગામડાનાં કોમ્યુનમાં ભિન્નતા હોય છે. ખેતી ઉપરનો ખેડૂત કામદાર સ્વાવલંબી હોય છે. તે પોતાની વધારાની પેદાશ રાજ્યને વેચી શકે છે અને ઔદ્યોગિક સામાન ખરીદી શકે છે. ગ્રામ કોમ્યુનનું યુનીટ ૪૦



હજારની વસતીનું હોય છે. આના ડિરેક્ટર તરીકે મુખ્યત્વે જવાન પુરુષ કે સ્ત્રીને મૂકવામાં આવે છે, જેથી તેને નવી પદ્ધતિ વિષે વધુ શ્રદ્ધા અને ઉમંગ હોય અને વૃદ્ધની માફક જૂની રીતરસમ પ્રત્યે પક્ષપાત ન હોય.

આ યોજનાઓ લશ્કરી ઢબે મુકાયેલી હોય છે. ઉત્પાદન ધારેલા આંકે ન પહોંચે તેવું લાગે તો ચાનક આપે, આંચકા આપે તેવા 'શૉક' બ્રિગેડ મૂકવામાં આવે છે. લશ્કરી કવાયત દ્વારા શિસ્ત ખીલવવામાં આવે છે. સ્ત્રી ઉપર ઘરની જે જવાબદારીઓ મુકાતી આવી છે તે બાલમંદિર, હૉસ્પિટલો, ઘરડાંનાં ઘર, કેન્ટીન દ્વારા વિભાજીત કરી નાખવામાં આવી છે, જેથી સ્ત્રી ઘરના કામકાજમાંથી ફાજલ પડી ઉત્પાદનના ક્ષેત્રમાં લાગી શકે. ખેતી શાખાના કોમ્યુન સભ્યને ઘરભાડું કે ખોરાકની કિંમત આપવાની હોતી નથી. ઉપરાંત માસિક ૨ થી ૪ ડૉલર સુધી ખિસ્સાખર્ચ મળે છે. નિશ્ચિત આંક કરતાં વધુ ઉત્પાદન કરે તો એને બોનસ આપવામાં આવે છે. તે રકમમાંથી એ સાયકલ, રેડીઓ જેવી ચીજો વસાવી શકે છે. એટલું ચોક્કસ છે કે સામ્યવાદી સરકાર પહેલાં જનસમૂહનું જે જીવનધોરણ હતું તે ઊંચું આવ્યું છે. ચીનમાં આરોગ્યસુધારને લીધે વસતી દર વર્ષે ૨ ટકા પ્રમાણે વધે છે. એ સાથે બે પંચવર્ષીય યોજનાની ગતિ જોતાં ઉત્પાદન વસતી કરતાં ઝડપે વધે છે.

ચીને ઘઉં અને આટો કેનેડા, ઓસ્ટ્રેલિયા અને પશ્ચિમ જર્મનીમાંથી આયાત કર્યો તેથી એમ અનુમાન થાય છે કે એ કાળનો સામનો કરી રહ્યું છે. પરંતુ તે સાથે પાક નિષ્ફળ જાય તો ખોટ પૂરવા તેનો અમુક હિસ્સો વપરાય તે ગણતરી રખાય છે અને એણે પોતાની પેદાશનો ઉત્તમ પાક સોયાબીન અને ચોખાની નિકાસ કરી છે. એ મોંઘો પાક વેચીને સસ્તો પાક લાવવા પાછળ બીજા માલની આયાત કરવાની ગણતરી છે.

આમ સામ્યવાદી જીવનરીતિના ખ્વાબના ખ્યાલ સાથે એ એન્જિનિયર ચીને આર્થિક રીતે સાધેલી પ્રગતિનું પાસું બતાવે છે. '૪૯માં સામ્યવાદી સરકાર આવતાં તરત ૧૨ ટકા ખાનગી ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કર્યું અને '૫૫ સુધીમાં ૭૫ ટકા સુધી ખાનગી ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ થયું હતું તે સાથે રાજ્ય પોતે ઉત્પાદનમાં અને દેશ-પરદેશના વેપારમાં પડ્યું હતું. અને તેમાં પ્રગતિ સાધવા સરકારે પાંચ દિશામાં સાફસૂફી શરૂ કરી— ખાનગી ક્ષેત્રે લાંચરુશ્વત આપવી, ઠગાઈ, છેતરપિંડી, કરચોરી, સરકારી માલમિલકતની ઉઠાંતરી અને રાજ્યને નબળું પાડનાર સ્થાપિત હિતોને નાબૂદ કરવાનું કામકાજ. એ જ રીતે સરકારી તંત્રની સાફસૂફીમાં લાંચરુશ્વત લેવી, તુમારશાહી, બગાડ નાબૂદીનું કામકાજ ચાલુ થયું હતું. પરિણામે, ચીની લોકોને સામ્યવાદી હેતુઓ બર લાવવાની મુરાદ વિષે રાજકર્તાઓ પ્રત્યે અંદેશો રહ્યો નથી.

ચીનમાં સામંતશાહી સરકારી તંત્રને ઉથલાવવા કેવળ કચડાયેલા લોકોએ બળવો કર્યો નથી, પરંતુ જેની પાસે સમાજવાદ તરફ પ્રજાને દોરવાની તીક્ષ્ણ ઇચ્છા-શક્તિ છે તેવા બુદ્ધિશાળી વર્ગની નેતાગીરી નીચે રાજ્યપલટો થયેલો છે. '૪૯થી '૫૬ના ગાળામાં સામ્યવાદી વિચારસરણી પ્રમાણેની સરકારની રાજ્યનીતિનો ઘાટ નિશ્ચિત થઈ ગયો છે. અને તેને અમલમાં મૂકવા રાજકીય રીતે અને ટેકનિકલ રીતે નિષ્ણાત આગેવાનોને તેની લગામ સોંપવામાં આવી છે. વીજળી લોખંડ અને ઔદ્યોગિક મશીનરીને મુખ્ય મહત્ત્વ આપવામાં આવ્યું છે. '૫૭માં કોલસાનું ઉત્પાદન બમણું કરવામાં આવ્યું હતું. એશિયામાં એ સૌથી વધારે છે. વળી કોલસો, તેલ અને વીજળી ત્રણગણી પેદા કરી છે, પાંચગણું લોખંડનું ઉત્પાદન થયું છે, જેથી જાપાન જો આ વરસે ઝડપ ન વધારે તો ચીન એશિયામાં પહેલું આવીને ઊભું રહે.

આ ભારે ઝડપી પ્રગતિ કરવા માટે '૪૯થી '૫૬ના સાત વર્ષમાં પ્રજાને અસાધારણ ભોગ જીવનધોરણની બાબતમાં આપવો પડ્યો છે— '૩૫ સુધી રશિયનોને આપવો પડ્યો હતો તે કરતાં વધારે. સામ્યવાદી ક્રાન્તિની છાપ—અસર વ્યક્તિગત ચીના ઉપર શું પડી છે? જે સામંતશાહી વહીવટમાં

કેવળ મજૂર હતા તે રાજકીય રીતે જાગ્રત બન્યા છે અને ટેકનિકલ તાલીમ પામેલા નાગરિક બની રહ્યા છે અને પોતાનો દેશ ઝડપથી જગતસત્તા બની રહ્યો છે તેની લાગણી–ગૌરવ અનુભવે છે.

ચીનાઓએ એમની સામતશાહી જૂની દુનિયાને તોડીફોડી નાખી છે અને સામ્યવાદી વણઝાર આગેકૂચ કરી રહી છે. વ્યક્તિગત લાભને બદલે સમુદના લાભને, દેશના લાભને અગ્રપદ આપવાની લાગણી વધતી જાય છે. ભાવનાથી કે સરવાળે એમાં આખા સમાજને લાભ છે. સામ્યવાદી સરકારમાં ઢીલાશ નથી કે નબળાઈ નથી. લાંચરૂશ્વત નથી એટલું જ નહિ પણ લશ્કર પણ પ્રજાને રંજાડે નહિ તેવું પ્રત્યક્ષ લોકોને જોવા મળ્યું છે, શાંઘહાઈમાં સામ્યવાદી ક્રાન્તિ પછી લશ્કર પ્રવેશ્યું ત્યારે એણે પોતાના મુકામ માટે નાગરિકોના રહેઠાણનાં ઘરોનો કબજો ન લીધો પણ ફુટપાથ ઉપર એ સૂઈ રહ્યું હતું.

યુરોપના દેશો સાથે સરખામણી કરીને ચીનને મૂલવવામાં આવશે તો એનું માપ ખોટું નીકળશે. એને મૂલવવું હોય તો એની પૂર્વભૂમિકા નજર સમક્ષ રાખવી જોઈએ. કમ્યુનિસ્ટ તંત્ર આવતા પહેલાં ચીન લગભગ ખેતીપ્રધાન દેશ હતો. છતાં અનાજની તંગી રહેતી, અનાજ પરદેશથી લાવવું પડતું અને દુકાળ ચાલુ રહેતા. દસ વર્ષથી એણે ઉદ્યોગો શરૂ કર્યા છે. અને આજે ચીની વ્યક્તિ રાજકીય અને ટેકનિકલ રીતે સૈનિક છે અને તે ભોગ આપવા તત્પર છે. એને શ્રદ્ધા છે કે દેશ એક પેઢીમાં કે બીજી પેઢીમાં વધુ સમૃદ્ધ થવાનો છે. એશિયાની મહાસત્તા આટલા ટૂંકા ગાળામાં એ બન્યો છે અને જગતના રાજકારણ ઉપર અસર પાડી છે.

ચીનમાં સામ્યવાદી કડક નિયંત્રણ સમાજજીવન અને વ્યક્તિગત જીવન ઉપર છે તે હકીકત હોવા છતાં એ પ્રજા દેશની પ્રગતિને લીધે ગૌરવ અનુભવે છે, તેવો મત આ બિનસામ્યવાદી એન્જિનિયરે આલેખ્યો છે, છતાં એમાં પણ ભૂલ હોવાનું સ્વીકારીને આપણે ચાલીએ, તો પણ એક વસ્તુ ધ્યાનમાં લેવાની જરૂર છે કે, ચીન સામે ભારતને લાંબા ગાળાના વિચારસરણીના યુદ્ધમાં ઝૂઝવાનું આવ્યું છે ત્યારે એની તાકાતનો આપણે ઓછો અંદાજ ન માંડીએ. એને પહોંચી વળવા આપણે હોય તેથી થોડો વધુ અંદાજ મૂકવો જોઈએ અને તે પ્રમાણેની તાકાત આપણા દેશ પેદા કરવી જોઈએ. ચીને ઉત્પાદનક્ષેત્રે ફરજિયાત પદ્ધતિએ જે સિદ્ધિ હાસલ કરી છે, તે આપણે મરજીયાત–લોકશાહી રીતે હાસલ કરીને એની ચેલેન્જનો જવાબ આપવો પડશે. આપણી નજર એની નબળાઈઓ કે ખામીઓ શોધવા પૂરતી રાચવી ન જોઈએ, પણ તેની સિદ્ધિઓને લક્ષમાં લઈએ દિશામાં પુરુષાર્થ લગાડવો જોઈએ.

★

'મિત્રા'

## અધિક શું ?

જો મરી જતાં પહેલાં
તુજ જીવનને હું યે,
પ્રફૂલ્લતાથી ભરી શકું !

જો જલી જતાં પહેલાંય
શમા સમાન બની જીવનમાં
પ્રકાશ હું તને દઈ રહું !

ભલે ક્ષણિક જીવન જીવી
પણ તને પ્રેમથી જીવાડી
વાટ કપરીયે સુઝાડી દઉં !

તો કહે હૃદયથી મને
શું નહીં તહીં જ વસેલું
સાર્ણકય મુજ જીવનતણું ?
ને જો તુંયે મનમાં
ઝંખતો એમ જ હોય તો
અધિક શું ઝંખું એથી ?

★



શિવકુમાર જોષી

# અભિસાર

કવિતા અને સાહિત્ય-કળાના નાદમાં એક ઉછરતો યુવાન એ નાદને જીવનમાં પણ કેટલી સહજતાથી વણી લે છે એને જાણીતા વાર્તાકાર આ વાર્તા દ્વારા રજૂ કરે છે. વાચકોનાં હૃદયતલને સ્પર્શી જાય તેવી હૃદયંગમ આ વાર્તા વાંચીને એનો રસાસ્વાદ ચખાય......

વિભાકરને પેલી સંધ્યા યાદ આવી ગઈ. પહેલીવાર એણે ચૈત્ર ઊતરના અને વૈશાખ બેસતાં આવું તોફાની વાવાઝોડું અને વરસાદનું તાંડવ જોયું હતું એ સંધ્યા.

ગુજરાતમાં તો ચૈત્ર, વૈશાખ, જેઠનો તાપ એટલે સૂકો-લુખ્ખો તાપ! બપોરે લૂ વાતી અને આંખો બળતી. પગનાં તળીયાં ચંપાઈ જતાં. સવાર હજી પડું પડું થાય ત્યાં સૂર્ય ઝળાંઝળાં જલતો તે છેક રાતના આઠ ને કોઈવાર તો દસ દસ વાગ્યા સુધી ગરમ પવન વાતો. જ્યારે આ પૂર્વ પ્રદેશમાં બપોરને તપવું હોય તેટલું તપે, બાફ પણ અસહ્ય લાગે, પરંતુ સાંજના ત્રણ-ચાર વાગતાં ક્યાંથીયે જાણે ઠંડો વાયરો શરૂ થાય. જોત જોતામાં ઉત્તર-પશ્ચિમ આકાશનો રંગ બદલાય ને મોટે ભાગે સાંજે કાળાં ઘનવાદળ ઊમટી આવે. પછી વાયરો ને હેલી!

વિભાકરનો એ સાંજે પહેલો એવો અનુભવ હતો. ચિમનમામાના જૂના જમાનાના ફ્લૅટની બાલ્કનીમાં ઊભો ઊભો એ સાંજની ઠંડક માણતો.

નીચેના શ્રી. દત્ત મો'શયના ફ્લૅટની બાલ્કનીમાં રેવતી ઊભી હતી. ચિમનબાબુને ત્યાં નવા નવા આવેલા એમના ભાણેજની સામે એણે થોડી ક્ષણો જોઈ લીધું પછી નજર સેરવી લીધી. દર મિનિટે, બે મિનિટે એ વર્તનનું એ પુનરાવર્તન કરતી હતી.

વિભાકરની વધુ પડતી લાંબી બાબરી પવનમાં ઊડતી હતી. કશુંક સાવ નવું સવું મુગ્ધ બનીને એ માણતો ઊભો છે, એમ એને દેખાયું. બહુ નહિ ઊંચો, બહુ નહિ નીચો, વર્ણે પાતળો, બેફીકરો, જુવાનીના હજી બે ચાર પગથીઆં ચઢીને પછીના પગથીએ પગ મૂકવો કે નહિ એની ગડમથલમાં પડ્યો હોય એવા વિભાકરને એ જોઈ રહી.

અંદરથી મંગળામામીએ બૂમ મારી,

'અરે ઓ વિભાકર, ત્યાં ઊભો ઊભો શું કરે છે?'–

વિભાકરે જવાબ ન આપ્યો. મામીની બૂમ જાણે એને કાને પડી જ ન હતી. મામી બહાર બાલ્કનીમાં આવ્યાં. એણે ખભે હાથ મૂકીને ધ્યાનમાંથી લગભગ જગાડ્યો, 'અરે એ ગાંડીયા, આ છજાનું બારણું ખુલ્લું રાખીને ઊભો છે પણ ઘરમાં બધી ધૂળ ધૂળ થઈ જશે ....લે અંદર ચાલ.'

'પણ મામી, જુઓ ને, અહીં ઊભાં ઊભા કેવું સરસ લાગે છે! સામે આ તમારી કમલ તળાવડી–તમે શું નામ કહ્યું હતું?'

'પદ્દપુકુર! બંગાળી લોકો 'પદ્મ' ને બદલે 'પદ્દ' ઉચ્ચાર કરે છે.'

'અરે રામ! પદ્દપુકુર! ભલે ને ત્યાં કમલ ન ઊગતાં હોય, એનો કિનારો વાંકો ચૂંકો પણ નથી. છતાં અહીં ઊભીને જોતાં આ પવનમાં હિલોળાં લેતાં એનાં પાણી! આ શિરીષના ઝાડની ઘેરી લીલી છટા, વચમાં ક્યાંક ક્યાંક અસ્તવ્યસ્ત બીજાં ફૂલરોપ ઊગી ગયા છે અને તોફાની પવનમાં બધું કેવું ડોલે છે! બસ જાણે જોયાં કરું.'

'અરે પલળી જઈશ હોં......કંઈ માંદો પડીશ તો સવિતાબે'નને જવાબ આપવો મને ભારે પડશે' મંગળાબહેને ફરીથી એને અંદર આવવા સૂચવ્યું.

મામી-ભાણેજનો આ સંવાદ રેવતી સાંભળતી હતી. મંગળાબહેનનાં અલકા અને અપરેશની સાથે હળતાં મળતાં ઠીક ઠીક ગુજરાતી એ સમજી શકતી હતી. એણે નીચેથી ટહુકો કર્યો:

'કાકીમા, તોમાર એઈ ભાગ્નેય જેનો કોબિ બોલે મોને હોય...' (તમારો આ ભાણેજ જાણે કવિ હોય એવું લાગે છે!)

પહેલીવાર વિભાકરનું એ તરફ ધ્યાન ગયું. રેવતી સામે એ જોઈ રહ્યો. એક ક્ષણ...પછી તો ક્ષણોનો કોઈ હિસાબ ન રહ્યો. બેશરમ લાગે એ રીતે એ જોઈ જ રહ્યો.

'એય વિભાકર, એમ બંગાળી છોકરીઓ સામે એકીટશે જોયા ન કરીએ......જો તો એ કેવી અંદર નાસી ગઈ! લે હવે......'

'એણે શું કહ્યું મામી ?......ભાગ્નેય ને કે બિ એવું બધું એ શું બોલી ગઈ?'

મંગળાબહેને અર્થ સમજાવ્યો.

વિભાકરના મુખ ઉપર સ્મિત ફેલાવ્યું. મંગળાબહેનને એ કહેવા માગતો હતો, 'હા મામી, મારે કવિ જ બનવું હતું. વસંત અને વર્ષાના ગીત ગાવાં હતાં......પણ તેને બદલે સ્વેચ્છાપૂર્વક પંદરસો માઈલનો પ્રવાસ ખેડી આ અજાણ્યા પ્રદેશમાં ચા કે હેશીઅનની દલાલી શીખવા આવ્યો છું.'

'હસે છે શું?'— એને અંદર ખેંચી લાવી મંગળાબહેને વળી પૂછ્યું.

'મામી એક વાત પૂછું?......ચિમનમામાને બંગાળી લખતાં વાંચતાં આવડે કે? ક્યારેય એમણે રવીન્દ્રનાથનું કશું વાંચ્યું હશે?'

'લે હવે......સવારથી તે મોડી રાત સુધી એ બિચારાને ધંધામાંથી ફુરસદ થોડી મળે છે? સવારથી ભાવતાલના ટેલીફોન આવવા માંડે તે રાતે જ મુઆ દલાલો જંપવા દે છે......'

વાત આગળ ન વધી. બહાર વાવાઝોડું વધુ ને વધુ રૌદ્ર બનતું હતું. વિભાકરને વળી પેલો પોતાનો પ્રશ્ન યાદ આવ્યો. એણે ફરીથી મંગળાબહેનને પૂછ્યું: 'સાચે સાચ પેલી બંગાળી છોકરી તમને મારે માટે એવું બધું પૂછતી હતી?'

'પાછો એનાં પ્રેમમાં ન પડી જઈશ...' મંગળામામી હસ્યાં. એમનું હાસ્ય લુચ્ચું નહોતું, છતાં એમાં સાવ મશ્કરી પણ નહોતી.

એ હાસ્યમાં જે અર્થ સમાયો હતો તે અર્થ વર્ષો પછી વિભાકરને સમજાવાનો હતો.

એ હાસ્યમાં સાવધાનીનો સૂર હતો, ચેતવણીનો અસાવધ રણકો હતો.

વિભાકરને સૌ પહેલાં રેવતીએ જ કહ્યું, 'વિભુદા, અમે આ તોફાની પવનને કાલવૈશાખી કહીએ છીએ ...રવિબાબુએ અને બંગાળના કેટલાયે કવિઓએ આ ઝાડવાદળનાં, આ તોફાની વાયરાનાં, પેલી જાડી જાડી વર્ષાધારાનાં ગીત ગાયાં છે...તમારા ગુજરાતમાં વર્ષાનું ગાણું કોઈ કવિએ ગાયું નથી?'...

વિભાકરને કહેવું હતું. મેહુલીઆની રમઝટ તો ગુજરાતી કવિઓએ પણ પોત-પોતાની રીતે હજારો વાર ગાઈ છે, પરંતુ એ કવિઓએ વર્ષાનાં ગીત ગાયાં હોય કે નહિ, વિભાકરને ગાવાનાં ખૂબ કોડ છે ...કોને ખબર આ ગુજરાતી છોકરડો ગુજરાતની વસંત અને બંગાળની કાળ વૈશાખીનાં પણ ગીત ગાશે......

પરંતુ એ માત્ર રેવતીની આંખો સામે જોઈ રહ્યો મોટી મોટી કાળી આંખો...પાતળી ભ્રમરનો વળાંક! કીકીઓ એક ખૂણેથી બીજે ખૂણે દોડાદોડ કરે, 'રેવતી તું કેવી ચંચળ છે!' એમ કહેવાનું મન થાય તે રીતે.

રેવતી કોલેજમાં ભણતી હતી. આશુતોષ કોલેજમાં. રોજ સવારે ૭ વાગ્યામાં તો નાહી-ધોઈને એ નીકળી પડતી. વિભાકર ખાસ એને કોલેજમાં જવા માટે જતી જોવા બાલ્કનીમાં આવીને ઊભો રહેતો. ભીના વાળનો છૂટો ચોટલો, ઊંધે છેડે પહેરેલી હાથવણાટની સુતરાઉ સાડી, એના પાતળાં અંગો ઉપર રેવતી જે રીતે એ વીંટાળતી એમાં પણ વિભાકરને કાવ્ય દેખાતું અને એની ચાલ! મોહિની સ્વરૂપ આ યુવતી હતી એમ વિભાકરને સમજાવા લાગ્યું.

મંગળામામીની સાવચેતી છતાં એ રેવતીના પ્રેમમાં પડ્યો હતો. એ યુવતીમાં એને શરદબાબુનું કોઈ પાત્ર સજીવ થતું દેખાતું હતું. મોટેભાગે પરિણીતાની પેલી લલિતા જ. આવી જ નિર્દોષ, ભોળકણી, મીઠી અને પાણીના રેલાની જેમ સરી જતી ચાલવાળી અથવા તો દેવદાસની પારૂ. લાડ કરે ને ઝઘડે. પ્રેમ કરે છતાં દેખાવા ન દે...

'પારૂ, પાર્વતી!' વિભાકરને રડી રડીને એ પાત્ર



હમણાંથી રોજ યાદ આવતું. રેવતીમાં દિનપ્રતિદિન એને પાર્વતીનાં રૂપ, સૌંદર્ય, એનો અભિમાની મિજાજ, વહાલ વરસાવતી નજર ઊપસતાં લાગ્યા.

ધંધામાં એ ધ્યાન પરોવવા મથતો હતો. ચિમનમામાની કપરી શિસ્ત અને ધંધાની આડી અવળી કુનેહ એને આત્મસાત કરવાની હતી. બી. એ. સુધીનો સાહિત્ય ને ફિલસૂફીનો અભ્યાસ ધંધાના રોજબરોજના વ્યવહારમાં ક્યાંયે કામમાં નહોતો લાગતો. ચિમનમામા કહેતા : 'જો વિભાકર, (એવું બોલતાં એ પોતાના ચશ્મા ઉતારી લેતા, અને પોતાની ઝીણી આંખોનો શક્ય એટલો વિસ્તાર વધારીને એની સામે વીંધી નાખે એવી દૃષ્ટિથી જોતા) તારા એ સાહિત્યનાં થોથાં ને મેગેઝીન્સ ને સિનેમાની વાતો કરવા રહીશ તો ધંધામાં તારો ગજ નહિ ખાય, આ તો હરીફાઈ છે. જે જાગે તે જીતે... અને કાળજીપૂર્વકની મહેનત...બધી જ હોશિયારી અહીં ખરચવાની છે...'

ઘેર વિધવા મા અને બે બહેનોનો ભાર એને ઉપાડવાનો હતો. બી. એ. થયા પછી ચાળીસના પગારની શાળાની નોકરી ને બે ચાર ટ્યુશનોનો ઢસરડો, ક્યાંતો કોઈ સ્પીનીંગ વિવિંગ મીલમાં કારકુની અથવા શેઠીયાઓને ખુશ રાખતાં રાખતાં પેટીયું પૂરવાનો, કાપડ કે મીલ-સ્ટોરનો ગુલામીનો ધંધો કોઈની પેઢીમાં બેસતાં બેસતાં શીખવાનો. આ બધા વિકલ્પોમાંથી એણે કલકત્તા ચિમનમામાની પેઢીમાં જોડાવાનું સ્વીકાર્યું.

'જો વિભુ, ચિમનમામાનો અપરેશ તો હજી નાનો છે, એમની ધીકતી પેઢીમાં તું એમને ખપમાં આવીશ તો વરસ બે વરસમાં અઢીસો ત્રણસો કમાતો થઈ જઈશ અને મામા તો ઉદાર છે, જતે દહાડે તને બે આની ભાગ પણ નાખી આપે...'

માને લાગ્યું કે એની દલીલથી દોરાઈને વિભાકરે કલકત્તા જવાનું પસંદ કર્યું. પરંતુ વિભાકર! એને તો શાંતિનિકેતન જઈને રવીન્દ્ર સાહિત્યનો અભ્યાસ કે નંદબાબુના હાથ નીચે ચિત્રકળાની તાલીમ લેવાનું જે સ્વપ્ન માત્ર સ્વપ્ન જ રહ્યું હતું તે સાકાર થતું દેખાયું. એણે તુરત હા પાડી.

પણ કલકત્તા એ શાંતિનિકેતન નહોતું. કલાઈવ રોની સાંકડી ઑફિસો અને બડા બજારની ગંદી ગલીઓમાં રવીન્દ્ર સાહિત્ય ખોવાઈ ગયું હતું. નંદબાબુની ચિત્રકળાને કલકત્તાએ ક્યારેય પ્રેરણા આપી ન હતી, એ બધું એને મોડે મોડે સમજાયું.

૭ આઠ મહિનામાં તો એ ત્રાસી ગયો. અમદાવાદની પોળો માટે, એના ઍલિસ બ્રિજ—અને વરસમાં દસ મહિના સૂકી રહેતી સાબરમતી માટે એનું મન તલસાટ અનુભવતું હતું. કેટલીયેવાર એમણે છાનામાના હાવરાથી ટ્રેઈન પકડીને અમદાવાદ ભેગા થઈ જવાનું મન થતું. એવી યોજનાઓ ઘડાતી, ભંગાતી, વળી રચાતી.

પણ એ દિવસોમાં સવિતાની ઓશિયાળી દૃષ્ટિ, નાની બહેનની નિર્દોષ આશાઓ ('વિભાકરભાઈ તો છે ને...મને વિલાયત ભણવા મોકલશે—નાની સુલતા સ્વપ્નો રચતી હતી, કે એ સુલતાની ભાવના હતી?) એની સામે બંધન બનીને આડી આવતી.

અંતે એવામાં જ રેવતી એનાં જીવનમાં પ્રવેશી—એનો કેશકલાપ, એની થનગનતી ચાલ, એની ચંચળ દૃષ્ટિ અને કવિ અને કવિતા માટે સદાયે આદર સેવતા મન સાથે. કલકત્તા વિભાકરને ગમવા માંડ્યું. એની ગંદકી, રોગચાળો, અરાજકતા, સંકુચિતતા, એનું એનું રૂઢ માનસ એક પછી એક એની નજરમાંથી ખસી જવા માંડ્યું. એ બધાને છાવરી દેતી રેવતીની આભા એને માટે અદમ્ય આકર્ષણ બની ગઈ.

*

એ વાતને પંદર વર્ષનાં વહાણાં વાયાં. ને ફરીથી વૈશાખ! ઉત્તર પશ્ચિમમાં વાદળાં ઘેરાતાં હતાં. એ જ બાલ્કનીમાં વિભાકર ઊભો હતો. ચિમનમામાની પેઢીનો આઠ આની ભાગીદાર. સૂકો દેહ થોડો ભરાયો હતો. વયના હિસાબે ઘણા વહેલાં એના લમણાં પાસે છૂટાછવાયા ધોળા વાળ હવે દેખાતા હતા. કપાળને બે ખૂણે ભૂંશિરો ઊડી જવા માંડી હતી એની નજર દત્તમાંશયની બાલ્કનીમાં પડી. નજર ખાલી હતી. બાલ્કની ખાલી હતી. ત્યાં રેવતી વર્ષો થયા હવે ઊભી રહેતી ન હતી.

રેવતી? હજી વિભાકરને રેવતી યાદ આવતી હતી?

*

તે સાંજે બંને રવીન્દ્રનાથ વાંચતા બેઠાં હતાં. પેલું કયું કાવ્ય? અભિસાર!

નગરીર નદી ચલે અભિસારે
જીવનમદે મત્તા,
અંગે આંચલ સુનીલબરણ,
રૂણુઝુનુ રવે બાજે આભરણ.
સંન્યાસી–ગાયે પડિતે ચરણ
થામિલા વાસવદત્તા.

વાસવદત્તા ઊભી રહી. કોઈ ભિક્ષુકને એના ચરણ અડકી ગયા હતા.

દીપ ધરીને જોયું તો ગૌરકાન્તિ કોઈ અજાણ્યો પુરુષ. હસતું સૌમ્ય મુખડું, કરુણાસભર નયન, શુભ્ર લલાટ!

'ક્ષમા કરો મોર કુમાર કિશોર,
દયા કરો જદિ ગૃહે ચલો મોર...

આ તો કઠોર ધરણી છે, તમારી શય્યા અહીં ના હોય......'

સંન્યાસીએ આમંત્રણનો જવાબ વાળ્યો, 'મારો સમય હજી પાક્યો નથી, વાસવદત્તા......આપોઆપ જ્યારે મારો સમય આવશે ત્યારે તારે કુંજદ્વારે જરૂર જરૂર આવીશ......'

કેવી માધુરી પીરસતાં પીરસતાં રેવતી એ કાવ્ય વાંચી સંભળાવતી હતી!

એ અને એવા કેટલાયે દિવસો વીત્યા. મહિના સરી ગયા અને વર્ષો પણ. રેવતી ગ્રેજ્યુએટ થઈ. વિભાકર રાહ જોતો પણ હવે એ ભાગ્યે મળતી.

બાણીપદ દત્ત મા'શય અને પ્રતિમાદેવીની નજર હવે ચોકીયાત બની ગઈ હતી. મંગળામામીની ચેતવણીની વિભાકર ઉપર અસર નહોતી. એને શ્રદ્ધા હતી કે રેવતી છેવટે તો......

*

'એની હું ક્યાં ના પાડું છું વિભુદા......'

'તો મને નું વારંવાર દાદા દાદા શા માટે કહે છે રેવું?'

'એ સિવાય મારે માટે કોઈ રસ્તો નથી.'

'તો પેલી મિલનમાધુરી, પેલાં ગીત, એક સાથે જીવનને રંગરાતું કરવાના મનોરથો, એ બધું ફોગટ રેવતી?'

'મને કશું સમજાતું નથી, મારી...હિંમત નથી વિભુદા'

'પણ મારી હિંમત છે ને રેવું...તારાં સગાંવહાલાંનો વાંધો હોય તો આ શહેરમાંથી ક્યાંક દૂર દૂર પૃથ્વીને કોઈ પણ છેડે...?'

'ના, એવું ન બોલશો. બાબા અને માને આઘાત પહોંચે એવું મારાથી ક્યારેય નહિ બને.'

'એ તો સૃજનજૂની તકલીફની વાત થઈ રેવતી. વર્ષોથી તારી આજુબાજુ મેં મારાં સ્વપ્નો રચ્યાં છે, એનું શું?'

પણ સાચે સાચ રેવતીમાં હિંમત નહોતી.

વાતવાતમાં પ્યાર થઈ ગયો હતો. પણ એ સ્વીકારી લેવાની કે એને આગળ વધારવાની એની પાસે શક્તિ નહોતી.

*

'એક વાત કરવા આવી છું વિભુદા...' લગભગ રાતના અગિયાર વાગ્યા હતા. ચિમનમામા, મંગળામામી અને બાળકો ઉનાળાની રજાઓમાં દાર્જીલીંગ ગયાં હતાં. જમી પરવારીને સોફા ઉપર આડો પડી વિભાકર કશું વાંચતો પડ્યો હતો. રેડિયો ઉપર અલીઅકબર સરોદ ઉપર પીલૂ ઘૂંટતા હતા...

એ રાગ એની બાધણી વિભાકર માટે હાલરડું બની ગયાં. વિભાકરની આંખો મિંચાઈ ગઈ. વાંચવા લીધેલી ચોપડી પણ ભોંય ઉપર અધખૂલી આડી પડી હતી. રેડિયો ઘરરર ઘરરર બોલતો હતો.

ધીમે પગલે રેવતીએ ઓરડામાં પ્રવેશ કર્યો. રેડિયો સ્વીચ ઑફ કર્યો. ભોંય આડું પડેલું પુસ્તક ઉપાડ્યું. ગીત વિતાન! અને પેલું કયું ગીત?

'અલકે કુસુમ ના દિયો
શુધુ શિથિલ કબરી બાંધિયો.

વિભાકરનું મનગમતું ગીત. એ કેટલીયે વાર ગણગણતો!

'કેવા ખોટા ઉચ્ચાર કરો છો વિભુદા!'



'મારા અંતરનો ઉદ્ગાર સાચો હોય તો ઉચ્ચાર ભલે ને ખોટા હોય !......'

'મારા સામે શું જોયા કરો છો?'

'તું પણ તારા આ કેશમાં કુસુમગુચ્છ ખોસીને ન આવીશ, આવો શિથિલ અંબોડો મને બહુ ગમે છે રેવતી...'

'બસ બસ હવે.'

'કાજલવિહીન સજલનયને હૃદયદ્વારે ધા દિધો, રેવતી! શા માટે મારા હૈયાને દ્વારે તેં ટકોરા માર્યા રેવતી?'

અને કેવું કેવું એ બોલતો? પણ વધુ વિચારોમાં ન અટવાતાં એણે કોમળતાથી એના કપાળ ઉપર ઝૂલતી બાબરી સમારી 'વિભુદા, ઓ વિભુદા...... હું રેવતી' કોમળ સ્પર્શથીય વધુ સુકુમાર હૈયેથી જાગતા લાગણીરસ્યા ઉદ્ગારો રખે ને બોલકણા બની જાય એવી તકેદારી સાથે એ એને જગાડતી હતી.

વિભાકર જાગ્યો. જાણે હજી એ સ્વપ્નમાં હતો. લગભગ મધરાતે રેવતી! એની રૂપખંડિતા રેવતી એની સામે? આવા એકાંતમાં? આજ શું એનો અભિસાર!

એણે બે હાથ વિસ્તારીને રેવતીને પોતાની પાસે ખેંચી. પ્રેમને એ જે રીતે સમજતો હતો તેમાં બીજા કશા વિધિનિષેધ નહોતાં.

'ના વિભુદા ના......' રેવતીનો અવાજ ગુંગળાતો હતો. એનો કોઈ અવાજ ન નીકળે તેવી રીત વિભાકરે યોજી.

ક્ષણોની સંલગ્નતા પછી રેવતી એની પકડમાંથી છૂટી થઈ.

'હું આટલા માટે તમારી પાસે નો'તી આવી.'

વિભાકરે એને પૂછ્યું નહિ કે તે શા માટે આવી હતી. એની અતૃપ્ત ઝંખના એની દૃષ્ટિમાં હજી તરવરતી હતી. રેવતીને એ પોતાની સમીપ ખેંચી લેવા ચાહતો હતો ને છતાં તે નિષ્ક્રિય બનીને માત્ર એની બ્હાવરી નજર સામે ક્ષણો સુધી જોઈ રહી.

'મારી એક વિનંતી...' (વિનંતી શબ્દ બોલતાં તો રેવતીના અંગોપાંગ જાણે એકશબ્દે એ વિનંતી સૂચવતાં હતા!)

'શું છે રેવતી?'

'મને...મને ક્ષમા કરશો?'

'કરી.'

'સાચ્ચે જ? અંતરથી?'

'અત્યારની મારી માનસિક સ્થિતિમાં માત્ર સમરકંદ બુખારા નહિ, સારીયે જહાંની સલ્તનત હું તને આપી દેવા તૈયાર છું. રેવતી, બોલ; માગ તે આપું.'

'મારે દુનિયાનું રાજ્ય નથી જોઈતું વિભુ'—

'વિભુદાને બદલે વિભુ?! સરસ.'

'આજથી મને વચન આપો કે........ ...

'શું?'

'તમે...તમે માત્ર મારા દાદા બનીને રહો...એ ભીખ માગવા આવી હતી...વિભુદા.'

આ રેવતીનો અભિસાર!

રેવતી બોલ્યે જતી હતી: 'સગાઈ નક્કી થઈ ગઈ છે, લગ્નની તિથિ મુકરર થઈ છે. ઘરેણાં, ગાંઠાં, કાપડ ચોપડ બધું ખરીદાઈ ગયું છે...કોઈ ઉપાય નથી... બાપની આબરૂ, માની અભિલાષાઓ...ગુજરાતી સાથે બંગાળી ભદ્ર સમાજની દીકરીનું લગ્ન! સ્વ'નાતીત...

*

વિભાકર માટે બધું સ્વપ્નાતીત બની ગયું, રંગેચંગે રેવતીનાં લગ્ન પતી ગયાં. લાલ સાડીમાં વિંટળાયેલી, સોનાના ઘરેણાંથી લદાયેલી રેવતી શ્રીમન પૂર્ણેન્દુ પ્રકાશ ચટોપાધ્યાય બેરિસ્ટર સાથે પરણીને સાસરે ગઈ.

પૂર્ણેન્દુ નામ સાર્થ હતું. ઊંચો દેહ, ટટાર સીનો, ગોરો વાન, રીમલેસ ચશ્મા સોંસરવી દેખાતી બુદ્ધિની ચમક પ્રગટ કરતી આંખો...રેવતીનો શો વાંક! વિભાકર આપી આપીને બહુ તો પ્રેમ આપી શકત. જ્યારે પૂર્ણેન્દુ? પ્રતિષ્ઠા, સલામતી અને પ્રેમ પણ.........

*

ક્યારેક ક્યારેક પિયર આવતી ત્યારે રેવતી વિભાકરને મળવાનું ટાળતી, જાણે પોતે ગુનેગાર હોય એમ વર્તવાનું એને શરૂઆતમાં મન થતું પણ પછી તે નવું જીવન એને કોઠે પડી ગયું. બેરિસ્ટર પૂર્ણેન્દુ ચટોપાધ્યાયે એના રૂપને અંજલિ આપી, એને બિરદાવ્યું. પત્ની

તરીકે એને જીવનમાં આપવા જેવું બધું આપ્યું. ખૂટતી કવિતા કે અંતરમાંથી જાગતા પ્રેમોદ્દગારોની ખોટ ન વર્તાય—ન સમજાય—એવી પૂર્ણેન્દુએ પ્યારની બિછાત કરી હતી.........

રેવતી પોતે મૂર્ખ બની છે એવું ભાન તો એને વર્ષો પછી આવ્યું. ત્રીજી પ્રસૂતિ પછી એની તબિયત કથળી. ઓસરતાં યૌવન સાથે શરૂઆતમાં ધીરે ધીરે રૂપ ઓસર્યું. પછી પગથિયાં ઝડપથી ઊતરી ગયું. બત્રીસમે વર્ષે તો રેવતી સાવ જુદી લાગવા માંડી.

પૂર્ણેન્દુ બેરિસ્ટર હજી રીમલેસ ચશ્મા પહેરતા. એમની બુદ્ધિની ચમકવાળી દૃષ્ટિમાં બીજા રૂપની શોધ શરૂ થતી. વિના આયાસે શોધ જુદી જુદી રીતે પૂરી થતી છતાં રેવતી જ એમની અર્ધાંગના હતી. પત્ની તરીકેનું સન્માન, પ્રતિષ્ઠા અકબંધ હતાં.

એ દિવસોમાં રેવતી પદ્દપુકુર અવારનવાર આવતી. પિતાનાં મૃત્યુ પછી ખખડી ગયેલી વૃદ્ધ માની સેવા ચાકરી કરવા દિવસો સુધી પિયર રહેતી.

...ક્યારેક એ પણ બાલકનીમાં ઊભી રહેતી, પણ ઉપરની બાલકનીનું બારણું ખૂલ્યાનો અવાજ સાંભળતાં વાર ત્રાસિત હરિણીની જેમ એ ઘરમાં દોડી જતી. જતાં જતાં માથા ઉપર સાડીનો છેડો ઢંકાઈ જતો, સેંથા ઉપરનું સિંદુર અકબંધ છે ને, એની ખાત્રી કરતી હોય તેમ ત્યાં આંગળી ફરી જતી......

*

તે રાતે કાળ–વૈશાખીએ જાણે માઝા મૂકી. ચિમનમામા અને મંગળામામી વધુ સગવડવાળા લેઈક એવન્યુ ઉપરના નવા ફ્લેટમાં ચાલ્યાં ગયાં હતાં. અલકા અને અપરેશ કૉલેજમાંથી પાર ઊતર્યાં હતાં. ચિમનમામાના વાંચવાના ચશ્માનો નંબર વધતો હતો. એ રામાયણ વાંચતા,—બજારોના ભાવનું છાપાનું પાનું ઉથલાવી લીધા પછી. રસોઈઓ રસોઈ કરતો એટલે મંગળામામી વધુ સમય પાઠપૂજામાં ગાળતાં.

જૂના પદ્દપુકુરના ફ્લેટમાં વિભાકર એકલો રહેતો. રેવતીને પરણીને સાસરે જતી જોઈ હતી તે દિવસે દેવદાસે અનુભવેલી વ્યથા એણે પણ અનુભવી હતી. છતાં દેવદાસને પગલે ચાલવાની અંતરની દીનતા કે મનની નિર્બળતા એને પાલવે તેમ ન હતાં.

કાળવૈશાખીનું નર્તન જોતો એ બાલકનીમાં ઊભો હતો. એ ભૈરવગાનના હુંકાર તળે દત્તમાશયના ફ્લૅટમાંથી વારંવાર જાગતી વેદનાની વ્યથાભરી વાણી એને કાને પડતી નહોતી. વરસાદ વધુ જોરથી પડવાનો શરૂ થતાં વિભાકર બેસવાના ખંડમાં ચાલ્યો ગયો.

રાત આગળ વધી. રેડીઓ ચાલુ કરીને રોજની ટેવ પ્રમાણે એ સોફા ઉપર આડો પડ્યો બહાર પવનનું તોફાન અને વૃષ્ટિની ઝડીઓ વધુ ને વધુ કારમી બન્યે જતી હતી. કોઈ ધીરા અવાજે એના બેઠકખંડને બારણે આવીને કંઈ બોલતું હતું :

'દાદા ઠાકૂર...દાદા ઠાકૂર...દિદિમણિ આપના કે ડાક છે ( દાદા...ઓ દાદા...બે'ન તમને બોલાવે છે ).'

જુએ તો દત્તમહાશયની નોકરબાઈ કદંબ માથું નીચું કરીને ઊભી હતી. થોડી પ્રશ્નોત્તરી પછી એને સમજાયું કે રેવતી એને બોલાવતી હતી. રેવતી માંદી હતી, થોડા દિવસથી માની સારવાર માટે આવેલી રેવતી પોતે જ માંદી પડી ગઈ હતી.

'પણ આટલી રાતે?' આવો પ્રશ્ન જાગ્યા છતાં વિભાકર નીચે ઊતર્યો. દત્ત કુટુંબની જહોજલાલીનો ભૂતકાળ પ્રગટ કરતું વિક્ટોરિયા જમાનાનું રાચરચીલું પાર કરીને રેવતી સૂતી હતી તે ઓરડામાં વિભાકર ગયો.

ઝાંખો દીવો બળતો હતો. પલંગ ઉપર રૂગ્ણ રેવતી સૂતી હતી. નષ્ટ યૌવન, ફિક્કું શરીર, છતાં પેલી આંખોમાં અણનમ તેજ હતું. વિભાકરને જોતાં એ બેઠી થઈ.

'વિભુદા......'

'શું છે રેવતી?'

'આજે પણ એક વિનંતિ કરવી હતી એટલે બોલાવ્યા.'

'સારું કર્યું' વિભાકરના અવાજમાં અકારણ ટાઢક આવી ગઈ.

'હું જાતે જ આવત......પણ......'

'તબિયત બરાબર નથી, નહિ? તારે વધારે સંભાળ



ન રાખવી જોઈએ? ચેટર્જીમા'શયનું મારે ધ્યાન દેવું પડશે......'

'ચેટર્જીમા'શય!' રેવતી ફિક્કું હસી.

બંને ક્ષણો સુધી ચૂપ રહ્યાં. કદંબને કશું કામ સોંપીને રેવતીએ વિદાય કરી.

એ એકાંત વસમું હતું બંને માટે. મૌનને કારણે તે બિહામણું બનતું હતું. છતાં બેમાંથી એક પણ એ મૌનનો પડદો ચીરવા જાણે માગતાં નહોતાં.

રેવતીને સંકોચ થતો હતો? વિભાકરના મનમાં હઠ હતી? કદાચ.

છેવટે રેવતીએ હાથ ઊંચો કર્યો, વિભાકરના પંજામાં પોતાની પાતળી આંગળીઓને રમવા દીધી

'હું કહેતી 'તી વિભુદા...' બોલતાં વળી એ અટકી પડી, એની નજર બારીના કાચ ઉપર અથડાતી વરસાદની ઝડીઓ તરફ હતી.

'શું લેવું?'

ફરીથી ભીખ માગવી છે, આપશો? હું માગું તે આપશો? સમરકંદ, બુખારા કે આલમની સલ્તનત નથી જોઈતી......' બોલતાં બોલતાં એ હસી લેવા માગતી હતી છતાં શબ્દો જાણે આંસુ બનીને ટપકતા હતા.

'તેં માગ્યું ને મેં ન આપ્યું એવું ક્યારેય બન્યું છે ગાંડી?'

'સાચે જ?'

'બોલ રેવતી, હું તો સાવ રંક છું, મારી માત્ર એક સમૃદ્ધિ છે તે તું જાણે છે...'

'એને ભરોસે તો માગવાની હિંમત કરું છું...યાદ છે તે દિવસે તમારી પાસે મધરાતે આવી હતી...અને યાદ છે પેલું કાવ્ય?'

'પહેલી વાત બરાબર યાદ છે, તેને હું તારો અભિસાર સમજી બેઠો હતો. પણ કાવ્ય કયું?'

'અભિસારે.'

'કયું?'

'વર્ષ ત્યારે થયું નો'તું શેષ—'



'મીનપિયાસી'

## ડૂબવા દે

તારાં સખી નિર્મળ રમ્ય નેને,
બોલ્યા વિના કૈં ડૂબવા જ દે ને.

અગાધ એ અંતરના નિધિનો,
હું તારવીને અહીં તાગ લાવું;

ને કાં બની સાવ સમાધિમસ્ત,
ભલે પડે ત્યાં જ સમાઈ જાવું.



બની દરૂવાલા

## વજન—વક્કર

ધરતી પર રહી વજન ગુમાવ્યું
કોઈ બિચારા બદનામે,
અવકાશે કો વજનવિહોણો
જગવ્યાપી આદર પામે!
અમે વજન—વક્કર સાચવતા રહ્યા
ત્રિશંકુ સમ લટકી,
કદમ રહ્યા ના ધરતી પર,
ના ગગન રહ્યું દૃષ્ટિ સામે.



ટી. એફ. જેમ્સ

# જ્યોતિષવિદ્યા

માણસ એક યા બીજી રીતે ભવિષ્યમાં માને જ છે. વિશ્વને ખૂણે ખૂણે પ્રવેશી ચૂકેલી જ્યોતિષવિદ્યા વિષે એક અમેરિકન વિચારક-લેખક જે મંતવ્યો ધરાવે છે તે આ અનુવાદમાંથી નીતરે છે. જ્યોતિષમાં ન માનનારને પણ વાંચવા પ્રેરે....

આજે પણ ઘણા બુદ્ધિજીવી લોકો પોતે જ્યોતિષશાસ્ત્રમાં માને છે એમ કબૂલ કરતાં અચકાય છે. ટાલવાળા, ભૂરી લાંબી મૂછોવાળા પ્રખ્યાત ભવિષ્યવેત્તા ઝેલાર આછા સ્મિત સાથે કહે છે, હું ધારતો નથી કે જે લોકો જ્યોતિષ પર શ્રદ્ધા રાખે છે તેને તમે બુધિશાળી કહો. આમ છતાં આ લોકો આ માટે બે હજાર રૂપિયા મને આપવા તૈયાર છે. આજે પણ અમેરિકામાં વ્યવસાય પર જીવન ગુજારનાર લગભગ ૫૦૦૦ જેટલા ભવિષ્યવેત્તાઓ છે; અને તેમની ફી બે હજાર રૂપિયાથી બાવીસ હજાર સુધીની છે. આમ છતાં લોકો હોંશથી આવડી મોટી રકમ ચૂકવી જાય છે. કેટલાય કરોડ લોકો એવા પણ છે જેઓ ગ્રહો પર વધુ આધાર રાખતા હોય છે, અને સવારના ઊઠતાંની સાથે મોઢું દાંત સાફ કરવાથી માંડીને લગ્ન સુધીનાં તમામ કાર્યો ગ્રહોના કહેવા પ્રમાણે કરતાં હોય છે.

અમેરિકામાં વોલસ્ટ્રીટમાં આજે પણ હજારો ભવિષ્યવેત્તાના કથન પર સટ્ટો ખેલે છે. હોલીવુડમાં જ્યોતિષશાસ્ત્રી કેરોલ રાઈટ પ્રખ્યાત છે. આ ભવિષ્યવેત્તા હમેશાં અસંખ્ય પ્રખ્યાત વ્યક્તિઓથી ઘેરાયેલો જ રહે છે; અને જાત જાતની સલાહ લેવા આવે છે. આમાંના કેટલાક તો એવા છે કે કંઈ પણ કરાર કરતાં પહેલાં કેરોલ રાઈટનો સંપર્ક સાધે છે અને કેરોલ રાઈટ ભવિષ્યમાં કશા જ અનિચ્છનીય બનાવની આગાહી ન કરે તો જ કરાર પર સહી કરે છે અને તે કહે તે તારીખથી કામનો પ્રારંભ કરે છે. આ વિશેનો એક બનાવ ખરેખર જાણવા જેવો છે. મારલેન ડીટ્રીચને શ્રી. રાઈટે એક દિવસ ચલચિત્રના સેટ પર કામ કરવા નહિ જવા માટે ચેતવણી આપી હતી. આમ છતાં સેટ પર ગઈ હતી અને ત્યાં અચાનક પડી જવાથી તેના પગને સખત ઈજા થઈ હતી. ત્યારથી આ અભિનેત્રી રાઈટની દરેક સલાહ પ્રમાણે જ ચાલે છે.

આવા ભવિષ્યવેત્તાઓનું જોર ફક્ત અમેરિકામાં જ છે જેવું નથી. લંડનમાં પણ એક જેવું નામ ધારણ કરતી કારીના થીઓડોસીયસ બ્રિટિશ સ્ટોક એક્સ્ચેન્જના આંકડા બહાર પાડી ધૂમ કમાણી કરે છે; ઈટાલીમાં થોડા સમય પૂર્વે વેટીકને બહાર પાડ્યું હતું કે વધારે પડતો જ્યોતિષશાસ્ત્રની આગાહી પર આધાર રાખવો એ ખરેખર ભયંકર છે.

ભારતમાં પણ આજે વડાપ્રધાન શ્રી નેહરુની કેબિનેટમાં જ્યોતિષશાસ્ત્ર પર આધાર રાખનારનો ૪/૫ ભાગ છે. વળી પરણાવવા લાયક પુત્રી માટે જો પડોશમાં રહેતો કોઈ યુવાન નજરે ચડી જાય તો સહેજ પણ સમય ગુમાવ્યા વિના પુત્રીનાં વડીલો લગ્નની દરખાસ્ત સાથે છોકરીની કુંડળી મોકલતાનું ભૂલતાં નથી.

ગ્રહો અને જ્યોતિષશાસ્ત્રને કાંઈ સંબંધ છે કે ગ્રહો માનવીના જીવન પર અસર પહોંચાડતા હોય છે?—આ વિશે કશો જ બુદ્ધિપૂર્વકનો નિર્ણય લેતાં પહેલાં આપણે કેટલીક ચોક્કસ વસ્તુની માહિતી જાણી લેવી આવશ્યક છે.

આ માટે પ્રથમ તો જે લોકોએ આ શાસ્ત્રનો પદ્ધતિસરનો અભ્યાસ કર્યો છે તેને અને બીજું જે લોકોએ આ વિષય પર પ્રખ્યાત પુસ્તકો લખ્યાં છે તે બે વચ્ચે વિશાળ અંતર રહેલું છે તે જાણવું જોઈએ. ઉપરાંત ભવિષ્યકથનમાં બે રીત છે. એક રીતે તે ભવિષ્યના બનાવોની આગાહી કરે છે જેને આપણે ભવિષ્ય ભાખે છે એ રીતે કહીએ છીએ. બીજી રીતે આ શાસ્ત્ર માનવીમાં રહેલી શક્તિ અને નબળાઈઓનો ખ્યાલ આપે છે.

પ્રસિદ્ધ ભવિષ્યવેત્તા ઝેલાર દર વર્ષે આ વ્યવસાય દ્વારા રૂ. ૬૫૦,૦૦૦ મેળવે છે. તેમના જણાવ્યા અનુસાર ભવિષ્યકથનમાં પણ અમુક મર્યાદા તો રહેલી છે જ.

આ ઝેલાર પહેલાં કાપડનો વેપારી હતો અને



નામ હતું બ્રુસ કિંગ. ઝોલારના જણાવ્યા અનુસાર તેણે ભાખેલાં એકાદ બે કથન જૂઠાં પડ્યાં હતાં. ૧૯૬૧માં ઝોલારે વિલીબ્રાન્ટ પશ્ચિમ જર્મની લઈ લેશે, ફ્રાંકો સ્પેનિશ રીજીમની હાર થશે, સામ્યવાદી ચીન હાઈડ્રોજન બોંબનો ધડાકો કરશે—વગેરે બનાવોની આગાહી કરી હતી. પરંતુ આમાંનું કશું જ બન્યું નહોતું. ઝોલાર કહે છે કે આ કથન ખોટાં પડવાની પાછળ ખોટી ઉતાવળ રહેલી છે. પરંતુ ૧૯૬૦માં ઝોલારે કહ્યું હતું કે આઈઝેન હુવર રશિયાની મુલાકાત નહીં લ્યે—અને બન્યું પણ એમ જ. અચાનક યુ-૨નો પ્રશ્ન ઉપસ્થિત થયો અને આઈકની યાત્રા અટકી પડી. વળી ગયા વર્ષે તેણે સ્ટૉક માર્કેટની પડતીની આગાહી કરી હતી.

૧૯૬૨ના ફેબ્રુઆરી માસમાં દુનિયાના લગભગ તમામ ભવિષ્યવેત્તાઓએ, ખાસ કરીને ભારતના જ્યોતિષીઓએ આઠ ગ્રહોના એકત્ર થવા સામે જાતજાતની આગાહીઓ કરી લોકોમાં ભય પ્રસરાવ્યો હતો. આ ત્રણ દિવસો દરમિયાન ભારતભરમાં એક પણ લગ્નનો પ્રસંગ ઉજવવામાં આવ્યો નહોતો કે એક પણ માંગલિક પ્રસંગ આરોપાયો નહોતો. સિક્કીમના મહારાજાએ પોતાના કુંવરનો ન્યૂ યૉર્ક ખાતે લગ્નસમારંભ રદ કર્યો હતો. અમેરિકાના ખગોળશાસ્ત્રીઓ—તારાઓના અભ્યાસીઓ અરિઝોના પર્વત પર ચાલ્યા ગયા હતા. આ પર્વત કદાચ સર્વનાશમાંથી જાણે કે બચવાનો હોય!

પરંતુ ફેબ્રુઆરી માસ કોઈપણ જાતની આફત વગર જેવો ને તેવો પસાર થયો. આમ છતાં આ વિદ્યા લોકોમાં વધુને વધુ લોકપ્રિય થતી ચાલી છે. આજે તો લોકો માટે ભવિષ્યકથન અંગત બની ગયું છે. લોકો પ્રેમમાં કે લગ્નમાં પણ માર્ગદર્શન મેળવે છે. જે લોકો ખરેખર ભવિષ્ય જાણવા માગતા હોય તે લોકોને ઝોલાર કહે છે : જે લોકો બેસીને શાંતિથી વિચાર કરે છે તેમને માટે ખરેખર આ વસ્તુ ઉપયોગી નીવડશે.'

શ્રી. મેસનના કહેવા મુજબ 'કોઈપણ માનસશાસ્ત્રી વ્યક્તિના ખરેખર જન્મ સમય પરથી દોરવામાં આવેલી કુંડળી પરથી જે ભવિષ્ય અંગે કથન કરવામાં આવે છે તેના વિષે ઈન્કાર કરી શકતો નથી.'

મેસન માને છે કે 'ગ્રહો ફક્ત માનવીની વર્તણુંક પર અસર કરતા હોય છે. જો કે વારસો, બાળપણના અનુભવો વગેરે આમાં અગત્યનો ભાગ ભજવે છે, આમ છતાં ગ્રહોની અસર માનવીનાં શરીર અને મન પર ચોક્કસ રીતે થાય છે જ.'

આ બાબતો પર ભાર મૂકતાં મેસન જણાવે છે કે સ્ત્રી કે પુરુષ પોતાના વ્યક્તિત્વને પીછાણીને જરૂરિયાત પ્રમાણે ઘડે એ ઘણું જ અગત્યનું છે.

મેસનના આ વિધાનને ટેકો આપતી કેટલીય વાર્તાઓ જ્યોતિષશાસ્ત્રનાં પુસ્તકોમાં મોજૂદ છે.

ઈવાન્ગીલીન આદમ્સની વાત ખરેખર જાણવા જેવી છે. આ સ્ત્રીએ ૧૯૯૯માં અમેરિકામાં ન્યૂ યૉર્ક ખાતે આવીને જ્યોતિષશાસ્ત્રનો વ્યવસાય શરૂ કર્યો હતો, અને ટૂંક સમયમાં જ તેણે આ ક્ષેત્રમાં ઘણી જ નામના મેળવી હતી પરંતુ ૧૯૧૪માં એક ભાખેલું કથન ખોટું પડવા-બદલ ન્યૂ યૉર્કના કાયદા અનુસાર તેને એક ગ્રાહકે કોર્ટમાં ન્યાય માટે ઘસડી હતી. કોર્ટમાં આદમ્સે ન્યાયાધીશની કુંડળી દોરી સચોટ ભવિષ્ય કહેતાં ન્યાયાધીશે ચુકાદો આપતાં લખ્યું હતું કે, મેસનના જણાવ્યા અનુસાર કુંડળી દોરવામાં વધુમાં વધુ મિનિટનો સમય પૂરતો છે. પરંતુ તેના પરથી ભવિષ્યકથન કહેતા કલાકોના કલાકો લાગી જાય છે: અને આમાં જ જ્યોતિષશાસ્ત્રીઓની બુદ્ધિ અને જ્ઞાનની ચકાસણી થાય છે.

ભવિષ્યશાસ્ત્રીઓના કહેવા મુજબ તો જ્યોતિષશાસ્ત્ર લોકોને શાંતિ આપનારું અને ચિંતામુક્ત કરનારું શાસ્ત્ર છે.

મીસ હેલન પાલ એક દાખલો ટાંકતા કહે છે કે એક વખત એક નાસી ગયેલા પુત્રની માતા તેની પાસે આવી હતી. પુત્રના નાસી જવાથી માતાને ચકરીનું દર્દ લાગુ પડ્યું હતું. નાસી ગયેલા છોકરાની કુંડળીનો અભ્યાસ કરતાં મીસ પૌલે તેને જણાવ્યું હતું કે તેનો પુત્ર સાઉથ વેસ્ટ બાજુ નાસી ગયો હતો અને ત્યાં તે પોતાના ભરણ પોષણ પૂરતું કમાતો હતો. પરંતુ જૂનની તા. ૧૦થી તા.૨૦સુધીમાં તેનો પુત્ર અકસ્માતથી

ધવાશે અને પૈસા પણ તેની પાસે નહિ હોય તેવા સમાચાર મળશે.

બરાબર જૂનની ૧૫મી તારીખે માતાને તાર મળ્યો હતો જેમાં લખ્યું હતું કે, તેનો પુત્ર ટેક્સાસમાં હતો અને ત્યાં મશીનરીની દુકાનમાં નોકરી કરતો હતો અને ઘવાયો હતો. વળી ઘરે પાછા ફરવા માટે તેને નાણાંની જરૂર હતી.

ગ્રહોની અસર પૃથ્વી અને માનવી પર થાય છે તેવી કોઈ સાબિતી મળે છે ખરી?—આનો જવાબ 'હા'માં છે. આમ છતાં કોઈ પણ આ બાબતની સાબિતી આપી શકે તેમ નથી. પેન્સીલેન્વીઆ વિશ્વવિદ્યાલયના ડૉ. લીઓનાર્ડ જે. રેવીટઝેએ પ્રયોગો બાદ જાહેર કર્યું છે કે માનવી અને પક્ષીઓ પર ચંદ્રની અસર શારીરિક રીતે પડે છે. વળી મનુષ્યના સ્વભાવ પર પણ અસર પડે છે તેમ પણ તેમણે જણાવ્યું હતું.

જર્મનીની મ્યુનિક યુનિવર્સિટીના ભૂપૃષ્ઠશાસ્ત્રી ડૉ. રૂડોલ્ફ થોમસે એક મોટા ભાગના ધરતીકંપનું કારણ ગ્રહોની અસરનું જણાવ્યું હતું.

૧૯૨૩નો મોટો ધરતીકંપ, ૧૯૫૦ના આસામના ધરતીકંપ વિશે જ્યોતિષીઓએ આગાહી પણ કરી હતી. આમ છતાં આર. સી. એ. હવામાન ખાતાના એક કર્મચારી જહોન એચ. નેલ્સનને રેડીઓ મોજાં જ્યાં પસાર થતાં હતાં તેનો અભ્યાસ કરવાનું કહેવામાં આવ્યું હતું. ૧૯૫૨માં તેણે જણાવ્યું હતું કે ૬૫ % બધું બરાબર હતું પરંતુ રેડીઓમાં ઘરઘરાટી ખૂબ જ પેદા થતી હતી આથી આ રેડિયો સ્ટેશનના વ્યાપારિક સંબંધોમાં સહેજ ઢીલાશ આવી હતી. આખરે નેલ્સને જણાવ્યું હતું કે રેડીઓમોજામાં જે ઘરઘરાટી પેદા થતી હતી તેનું કારણ સૂર્યમાંના ડાઘ હતા.

બે વર્ષના સંશોધન બાદ તેણે સૂર્યના ડાઘા અને ગ્રહોની સ્થિતિ વિશે તમામ જાણી લીધું. ત્યારબાદ તેને પ્રગટ થતાં આશ્ચર્ય વચ્ચે માલૂમ પડ્યું હતું કે તેના કેટલાંક વિધાનો જ્યોતિષશાસ્ત્રના આધાર પર કરેલાં વિધાનો સાથે ઘણાં મળતાં હતાં.

ઘણાં માનસશાસ્ત્રીઓએ અને શરીરશાસ્ત્રીઓએ છેલ્લાં કેટલાંક વર્ષોમાં આ વિદ્યા પર પ્રયોગો કર્યા છે. ડૉ. સી. જી. જંગ પોતાના દરેક દર્દીઓની કુંડળીનો અભ્યાસ કરીને જ સારવાર કરતા.

મેસનના એક શિષ્યે લખ્યું છે કે 'જ્યારે કામદારો અને વ્યવસ્થાપકો વચ્ચે ઝઘડો ઉપસ્થિત થાય છે ત્યારે મને બોલાવવામાં આવે છે, અને તેના આ શાસ્ત્ર પર આધાર રાખી ઉકેલ લાવવા કહે છે ત્યારે હું ખરેખર મુશ્કેલીમાં મુકાઈ જાઉં છું. આમ છતાં આ વિદ્યા લોકોને પ્રચંડ રીતે મદદકર્તા છે એ હકીકત છે.'

આમ છતાં કેટલાક અટપટા પ્રશ્નો જ્યોતિષશાસ્ત્રીઓને મુંઝવી દે છે. દાખલા તરીકે પ્લુટો નામના ગ્રહના અસ્તિત્વનો સ્વીકાર ૧૯૩૦માં થયો હતો. તેથી શું આ પહેલાં તેની અસર બીજા ગ્રહોની હોય છે તેમ હતી ખરી? આ પ્રશ્ન ઘણો જ મુસ્કેલ કહી શકાય.

ઝોલાર આ અંગે કહે છે કે પ્લુટો ખૂબ જ દૂર હોવાથી માનવી પર કશી જ અસર કરતો નથી. વળી એક જ સ્થળે, એક જ સમયે ઉત્પન્ન થયેલાં જોડકાં શા માટે જુદા જુદા ગુણો અને અસરો દર્શાવે છે? તેઓની કુંડળી શું એક જ ન હોઈ શકે? દક્ષિણ ગોળાર્ધમાં જ્યાં તદ્દન જુદું રાશિમંડળ છે ત્યાં કેવી રીતે ગણતરી કરવામાં આવે છે?

ઝોલ્ટાન એચ. મેસન આ સઘળા પ્રશ્નોનું નિરાકરણ કરતાં કહે છે, 'બીજા અભ્યાસક્રમો જેવાં કે દાક્તરી અભ્યાસક્રમ, વિનયન અભ્યાસક્રમ, સાયન્સ અભ્યાસક્રમ વગેરેની જેમ આ શાસ્ત્રના સંશોધન પાછળ નાણાં ખર્ચવામાં આવે, ફંડ કરવામાં આવે કે વિશ્વ વિદ્યાલયોમાં એક અભ્યાસક્રમની રીતે દાખલ કરવામાં આવે તો જ ઉકેલ આવી શકે.'

મેસનના કહ્યા મુજબ આ બધું થવાને હજુ સમય લાગશે. આજે તો જ્યોતિષવિદ્યાનો મુખ્ય પ્રશ્ન તો એ છે કે ફક્ત નાણાં કમાવાના આશયથી આ વ્યવસાય સ્વીકારનારા છે, જેઓ આ શાસ્ત્ર વિશે કશો જ ઊંડો અભ્યાસ ધરાવતા નથી અને જેઓ નાણાં ખાતર જૂઠી



'સેવકરામ'

# ગામડાનું પ્રાથમિક શિક્ષણ

પ્રાથમિક શિક્ષણ આજે ફરજિયાત થયું છે છતાં એ કેટલું બધું કથળે છે તેનો ચીતાર ગામડું તો આપે જ છે, શહેરોમાંય એ જ દશા છે. પંચાયતીરાજ આવ્યા પછી પણ શિક્ષણવિહીનતા......

'સેવકરામ! ગામડામાં પંચાયતી રાજ તો આવ્યું. પણ રગડા ઝઘડા તો ઓછા ન થયા.'

'કેમ શું થયું? હવે તો પંચાયતની સાથે ન્યાય પંચાયતો પણ કામ કરતી થશે.'

'ન્યાય પંચાયત આવે કે ન આવે, ગામડામાંથી ઝઘડા ઓછા થાય એવું મને લાગતું નથી. જેને ઝઘડવું છે, કોર્ટ કચેરીમાં જવું છે એને શું? અમારા ગામમાં તો એવું બન્યું છે.'

'કેવું બન્યું છે?'

'એક જમીન દબાણનો ઝઘડો છે. ત્રણેક વર્ષથી કોર્ટમાં ઝઘડો ચાલ્યા કરે છે. વકીલો મુદતો પડાવ્યા કરે છે. લોકો ધક્કા ખાય છે. પૈસાનું પાણી થાય છે અને ચોમાસામાં પાણી ભરાય છે ત્યારે મારામારી થાય છે.'

કહી એ ભાઈએ તેમના ગામના ઝઘડાની વાત કરી. એક જણે ઘર બંધાવ્યું ત્યારે પાણી જવાનો રસ્તો બંધ કરી દીધો. ચોમાસાનું પાણી વાસમાં ભરાઈ રહે. પાણી ભરાય એટલે ઝઘડા થાય. પેલા લોકો રસ્તો નીચે ઉતારી, ખોદી પાણી બહાર કાઢે. તેમના ઘર આગળ પાણી જતું હતું તે રોકે. તેમની તકરાર એ હતી કે પહેલાં જ્યાંથી પાણી જતું હતું ત્યાંથી જેણે પાણીનો રસ્તો રોક્યો છે એ ખુલ્લો કરે. જમીન દબાવનાર કહે કે એ તો મારી જમીન હતી. એમાં હું ઘર બાંધું એમાં કોઈને શું?

તે એ જમીન સરકારી જમીન કે માલિકીની જમીન...એની તકરાર કોર્ટમાં ગઈ. બને પક્ષો જાત જાતના નકશા રજૂ કરે. કોઈ કહે આગળ નવેળી હતી એ વાત સાચી. પણ એ સરકારી નહોતી. તો બીજા કહે, એ સરકારી જ જગ્યા હતી અને આ લોકોએ ખોટી રીતે દબાવી છે. જેમના ઘરે આગળ પાણી ભરાતું હતું એમનો રોષ ઉભરાઈ આવતો હતો. એક તો સરકારી જગ્યા રોકે છે અને ઉપરથી કનડગત કરે છે. સૌને કોર્ટ કચેરીમાં ઘસડે છે.

આ ઝઘડો ઠીક ઠીક લંબાયેલો. એક ચોમાસામાં તો મારામારી પણ થયેલી. સામસામા મારામારીના કેસ થયેલા. આ બાજુથી સાત જણની સાક્ષી લીધેલી તો સામે પક્ષે અગીઆર જણાની સારી ચાલચલગતની સાક્ષી લીધેલી. કોર્ટના ધક્કા. ખેડૂત તે ખેતી કરે કે કોર્ટ કચેરીના ધક્કા ખાય! લોકો ત્રાસી ગયા હતા. પણ શું કરે? આ ઝઘડાનો અંત તો આવવો જોઈએ ને?

આ તો પૂ. રવિશંકર મહારાજ કહે છે તેમ કોર્ટના કામમાં તો પગનો છૂટો, હાથનો પહોંચેલો હોય તે પહોંચી શકે. અને કેસ ચાલતો હોય ત્યાં સુધી તો આંખો પણ લડે. એની અસર સ્ત્રીઓ પર અને બાળકો પર પડવા માંડી. ક્યારેક તો એ વાત પર ગામકૂવા પર સ્ત્રીઓ ઝઘડી પડતી. હવે તો આ નવેળાનો સવાલ વટનો પ્રશ્ન બની ગયો હતો. એક પક્ષ કહે: ગમે તેમ થાય, ખેતર વેચાય કે પાયમાલ થઈએ પણ નવેળી પડાવીને જ રહીએ. જગ્યા દબાવી છે તે ખુલ્લી કરે, એમાં કંઈ ન્યાલ કરે છે.

---

આગાહીઓ પણ કરે છે તેમને અને જેઓ ખરેખર આ વિદ્યામાં પારંગત છે અને જેમણે મુખ્યત્વે આ વિદ્યાને વ્યવસાય તરીકે અપનાવી છે તેમને અલગ પાડવાનો છે. જ્યાં સુધી આ ન બને ત્યાં સુધી આ વિદ્યામાં માનનારાઓ અને સંશય ધરાવનારાઓ વચ્ચે આ વિષય પર ગજગ્રાહ ચાલ્યા જ કરશે.







તે સામેવાળો ખુંખારીને કહેતો હતો :
'આ કમાઈએ છીએ તે શા કામનું? પાંચ હજાર પડી ગયા હતા એમ સમજીશું. પણ ઘર કંઈ તોડવા બંધાવ્યું નથી.' બે પક્ષો જક્કે ચડયા હોય ત્યાં ક્યાંથી સમાધાન થાય?

છતાં ગામના ડાહ્યા માણસો વચ્ચે પડયા. ઝઘડો લવાદ પર છોડવાનું નક્કી કર્યું. લવાદોએ બંને પક્ષને સાંભળ્યા. પક્ષોના ટેકેદારોને સાંભળ્યા, અને ચુકાદો આપ્યો.

પણ જેણે જમીન દબાવી હતી તેને એમ લાગ્યું કે આ તો એકપક્ષી ન્યાય થયો છે. આમાં લવાદ તટસ્થ રહ્યા નથી. બસ, પાછી વાત વણસી. લવાદે તો સ્પષ્ટ જણાવ્યું હતું કે બંને પક્ષે સામસામેના કેસ પાછા ખેંચવા, પણ એકે કેસ પાછો ખેંચ્યો નહિ. પાછા કેસ કોર્ટમાં ચાલુ થયા. પાછા એ જ રગડા ઝઘડા. એના સંધાનમાં જ આ ભાઈ કહી રહ્યા હતા :
'સેવકરામ! ગામડાના લોકો ઝઘડાની બાબતમાં કોઈનું માને એમ લાગતું નથી એ લોકો વાતવાતમાં નાની વસ્તુને વટનો સવાલ બનાવી દે છે. પછી તો આર્થિક રીતે પાયમાલ થવાનું પસંદ કરશે પણ પતાવટ નહિ કરે.'
આ ભાઈની વાત પણ સાચી છે. ગામડાનું આ માનસ છે. એથી તો કોર્ટ કચેરીમાં કેટલો બધો સમય અને ધનનો વ્યય થાય છે. પણ કોણ માને!
આ ભાઈ કહી રહ્યા હતા :
'સેવકરામ! આમાં તો હું મારા ગામની પાયમાલી જોઈ રહ્યો છું. તમે આવીને એમને સમજાવો. લવાદનો નિર્ણય સ્વીકારે તો શાંતિ થાય. નહિ તો આ માર્ગે તો ગરીબ ખેડૂતના પૈસાનું પાણી થશે. ગામમાં ઝઘડો રહેશે અને એમની આંખો લડતી રહેશે. પરિણામે ગામમાં એકે વિકાસનું કામ નહિ થાય.
ગામેગામ આવા ઝઘડાને વટનો આંબળો ચડયો છે. એમને કેવી રીતે સમજાવવા? પંચાયતીરાજમાં સમાધાનપંચની જગ્યા છે. આવા ઝઘડાનું સમાધાન થઈ જાય તો કેવું સારું!

અગાઉ ગામના ઝઘડા ગામમાં જ પતતા. ગામનું પંચ ગમે તેવા ઝઘડા પતાવી દેતું. પણ હવે તો સૌ વાતવાતમાં કોર્ટનાં પગથિયાં ચડે છે. એ લોક સમાધાનની વાત કાને ધરશે ખરા?
ગામડામાં જે બે પૈસે સુખી છે એ વર્ગ પોતાનો કક્કો ખરો કરાવવા મથે છે. એ માટે ખટપટ કરે છે. લાગવગ લગાડે છે. લાંચરુશ્વત આપે છે. એ વર્ગ કોનું માને? ગામડાની પંચાયત સામે આ સ્થાપિત હિતો અથડાઈ રહ્યાં છે. જ્યારે જનતાની જાગૃતિ સક્રિય બની આવાં વિઘાતક બળોનો સામનો કરશે, ઝગડાનો અંત સમાધાન પંચ દ્વારા લાવવાની પ્રણાલિકા પાડશે ત્યારે જ અસલી પંચના પેઠે ગામના ઝઘડા ગામમાં જ પતશે.
પણ એ દિવસ આવશે, જરૂર આવશે, કારણ કે સામાન્ય માનવીને કોર્ટનો ન્યાય મોંઘો પડે છે અને વિલંબથી થાકી જાય છે.

*

ચોમાસુ બેસી ગયું હતું.
શરૂઆતમાં તો વર્ષાએ ઠીક ઠીક અટકચાળા કરેલા. રિસાળ સ્ત્રીની પેઠ આવું...નહિ આવું કરી ખેડૂતોને ચિંતામાં મૂકી દીધેલા. પછી તો એક રાતનો એવો પડ્યો, એવો પડ્યો કે ચોમેર જળબંબાકાર થઈ ગયું. ખેતરોમાં પણ પાણી ભરાઈ ગયાં. ત્યાં રસ્તો તો ધોવાઈ જ જાય ને?
આ બાજુ હજી પાકા રસ્તા થયા નથી એટલે ચોમાસુ આવતાં એસ. ટી. બંધ થઈ જાય છે. એટલે આ વિસ્તારના લોકોએ ચોમાસામાં તાલુકાના ગામે જવું હોય કે સ્ટેશને જવું હોય તો ભારે આપદા પડે છે.
મારે કામ પ્રસંગે એક ગામ જવાનું થયું. પાણી ડહોળતા ડહોળતા જવાનું હતું એટલે ના છૂટકે જ, જરૂરી કામ હોય તો જ નીકળવાનું રાખ્યું છે. એક સ્નેહી બિમાર હતા. તેમનો પત્ર હતો કે એકવાર આવીને મળી જાઓ તો સારું ઉંમર થઈ હતી. આમે નરમ તો રહેતા જ હતા. પણ મહિના માસથી તો એ પથારીવશ હતા. ઘરનાં પણ સૌ માનતાં હતાં કે આ છેલ્લી માંદગી છે. એટલે ન જાઉં તો પણ ખોટું.



વરસાદ બંધ રહ્યો. કોરું કાઢયું એટલે ગયો. ગામની ગુજરાતી શાળાના ઉત્સાહી શિક્ષકે જાણ્યું કે હું ગામમાં આવ્યો છું એટલે તે તેડવા આવ્યા:

'સેવકરામ! આપ અહીં પધાર્યા છો તો અમારા ગામનાં બાળકોને લાભ આપો.'

એ આગ્રહ કરીને તેડી ગયા.

શાળામાં ૭ ધોરણ હતાં. આવતી સાલે સાતમું કાઢવાનું વિચાર્યું છે પણ માત્ર ત્રણ જ શિક્ષકો હતા. ચોથા શિક્ષકની માગણી કરેલી છે પણ મળ્યા નથી. પણ મારું સ્વાગત તો બીજી વાતથી થયું. શાળામાં તે દિવસે બસો પાંત્રીસની હાજરી હતી. તેમાં માત્ર સત્તાવન છોકરીઓ હતી. તેમાંયે ધોરણ પાંચ અને છમાં તો એકે નહોતી. તેમ ગામની વસ્તીના પ્રમાણમાં તો શાળામાં સાડાત્રણસોથી વધારે હાજરી રહેવી જોઈતી હતી. શિક્ષકભાઈ ને પૂછ્યું તો જણાવ્યું:

'શું કરીએ! અમે ભણવા જેવડાં બાળકોની યાદી કરી સરપંચને આપીએ છીએ. પ્રાથમિક શિક્ષણનો ફરજિયાત કાયદો અમલમાં છે. પણ કોણ બજાવે છે! ઠાકરડાવાસમાંથી અને રબારીમાંથી છોકરાં આવતાં નથી. છોકરીઓને તો વળી કોઈ મોકલતું જ નથી. આટલી સંખ્યા પણ કેટલા પ્રયત્ને સાચવી રાખી છે.'

ગામડાની પ્રાથમિક શાળાઓની ક્યારેક આકસ્મિક મુલાકાતો લઉં છું ત્યારે તરેહવારના અનુભવો થાય છે. સરકારે પ્રાથમિક શિક્ષણ ફરજિયાત કર્યું છે. પણ વિદ્યાર્થીઓની ફરજિયાત ભરતી થતી નથી. એ બાબતમાં આગેવાનો અને ગ્રામ પંચાયત પણ ઉદાસીન છે. ખરું જોતાં તો પંચાયતીરાજમાં ફરજિયાત ભરતી કરવાનું કામ સરપંચે અને ગામની શિક્ષણ સમિતિએ કરવાનું છે. પણ એ પરત્વે લક્ષ અપાતું નથી. પરિણામે રબારીભાઈઓના ગામોમાં તો માંડ એક વર્ગ જેટલી જ સંખ્યા થાય છે. એ લોકને કહીએ છીએ તો કહે છે:

'સેવકરામ! અમારાં છોકરાં તે ઢોરમાં જાય?' કે ભણવા જાય?

'પણ ભણ્યા સિવાય કંઈ ચાલશે? ભણશે તો આગળ વધશે. બીજા વ્યવસાયમાં જશે. તમારા ધંધામાં હવે ગરીબાઈ સિવાય શું રહ્યું છે? જમીન વધવાની નથી. આવક વધતી નથી. ખર્ચને પહોંચી શકતા નથી. તો હવે છોકરાઓને બહાર કાઢો. ભણશે તો બહાર જશે. બહારથી કમાણી લઈ આવશે. હવે સામાજિક પરિવર્તન લાવ્યા સિવાય ચાલવાનું નથી. અને તે ભણતરથી જ થઈ શકશે.'

પણ કોણ સાંભળે?

એવો જ અનુભવ એક ઠાકોરભાઈના ગામમાં થયેલો. શાળામાં પૂરતી સંખ્યા રહેતી નહોતી. ત્યાં કોઈ છોકરીઓને તો ભણાવતા જ નહોતા. શાળાના શિક્ષકભાઈએ કહેલું:

'સેવકરામ! એકવાર આવી આ લોકોને સમજાવો ને!'

અને રાતના મેં સભા કરેલી. લોકોને કેળવણીની આવશ્યકતા સમજાવેલી. શીદને બાપના અજ્ઞાનતાના કૂવામાં ડૂબકીઓ મારો છો? તમારાં બાળકોને ભણાવો! ખેડૂતના છોકરા ભણી ડૉક્ટર કે ઇજનેર થયા છે તો તમારા કેમ ન થાય! તમારા છોકરાઓ ભણશે તો નોકરીએ લાગશે. ગામમાં રહી શું કરશે! ઘરઆંગણે આવી સવલત મળી છે તો શીદને લાભ લેતા નથી!'

છોકરીઓને ભણાવવાની વાત કરી એટલે એ લોકો જ બોલી ઊઠયા;

'સેવકરામ! અમારી છોડીઓ છોકરા ભેગું ના ભણે!'

'તો છોકરીઓની જુદી શાળા કરાવીએ. તમને અહીં મોકલવામાં વાંધો હોય તો તમે જ ગામમાં કોઈક અનુકૂળ જગ્યા પસંદ કરી આપો. તમને શિક્ષિકાબહેન અપાવીએ. પછી તો ભણવા મૂકશો ને!'

'સેવકરામ...એ બધી વાત પડતી મૂકો કૂવાનું કંઈ કરો ને! છોકરીઓને ભણીને ક્યાં હાટ માંડવાં છે?'

'હાટ નથી માંડવાં પણ જીવવું તો છે ને!

છોકરીઓ ભણીને શિક્ષિકા બનશે. બીજું કંઈ નહિ તો દરેકે લખી વાંચી શકે એટલું તો ભણવું જોઈએ કે નહિ?'

અમારા લોકને લખીવાંચીને પણ શું કરવાનું? એ

તો મજૂરી કરે કે વાંચવા બેસે! સેવકરામ! આવ્યા છો તો ભઈસા'બ આ કૂવાનું કંઈ હલાવતા જાઓ.' એ લોકોએ મારી પેલી ભણાવવાની વાત કાને ન ધરી. મેં ફરજિયાત શિક્ષણની યાદ આપી. પણ તેમને ફરજિયાતની ક્યાં પડી હતી?

પણ હવે ગ્રામપંચાયતોએ ફરજિયાત શિક્ષણનો અમલ કર્યા સિવાય ચાલવાનું નથી.

જ્યાં શાળા છે, બાળકો પણ પૂરતી સંખ્યામાં છે, ત્યાં પૂરતા શિક્ષકો નથી. એટલે વળી જાગૃત ગ્રામજનો ફરિયાદ કરે છે :

'સરકાર ફરજિયાત શિક્ષણ આપે છે. પણ પૂરતા શિક્ષકો આપતા નથી એનું શું? ૭ ધોરણમાં ત્રણ શિક્ષકો હોય...ભણાવવામાં શો ભલીવાર આવે! એમાં બે તો બિનતાલિમી છે.'

શિક્ષણનું સ્તર નીચે ગયું છે. શિક્ષકો બરોબર ભણાવતા નથી એ ફરિયાદની યાદ શિક્ષકોને આપીએ છીએ ત્યારે કહે છે :

'આમાં શિક્ષકો પણ શું કરે? સરકારે પાળીપદ્ધતિ કરી પાયો જ કાચો રાખ્યો છે. પહેલાંનો બાળવર્ગ હતો તે કાઢી નાખ્યો. હવે પહેલું બીજું ધોરણ પાળી પદ્ધતિમાં મૂકી દીધું. એથી શિક્ષણ કથળે તે સ્વાભાવિક છે.'

આ પાળી પાદ્ધતિની વાત ગંભીરતાથી વિચારવા જેવી છે. સરકાર પૂરતા શિક્ષકો આપી શકતી નથી. એટલું ખર્ચ તે ઉપાડી શકતી નથી. છતાં પ્રાથમિક શિક્ષણ ફરજિયાત છે એ પણ ભારે તાજજુબી જ કહેવાય ને!

શિક્ષકો બરાબર ભણાવતા નથી એવી ફરીઆદ સામે શિક્ષકસંઘો બોલી ઊઠે છે :

શિક્ષકોને ભારે અન્યાય થઈ રહ્યો છે. એસ. એસ. સી. થઈ શિક્ષક થાય તો તેને ઓછો ગ્રેડ મળે અને તે જો કારકુન થાય તો વધુ ગ્રેડ મળે. બોલો આ ક્યાંનો ન્યાય? શિક્ષકોનો ગ્રેડ સુધારવો જોઈએ.'

આજે શિક્ષક ભૂખ્યો છે. તેને પેટનું પૂરું થતું નથી. સરકાર પગાર વધારી શકે એમ નથી. પરિણામે ઉત્સાહી, તેજસ્વી શિક્ષકો આ ક્ષેત્રમાં આવતા નથી. ને આવ્યા હોય છે તેયે જાય છે. અને શિક્ષકો મળે છે ત્યારે શિક્ષણની કે બીજી કંઈ વિચારણા કરવાને બદલે બસ ગ્રેડની જ વાતો કર્યા કરે છે. શિક્ષકોનું લક્ષ પગારમાં કેન્દ્રિત થયું છે પરિણામે પ્રાથમિક શિક્ષણ પ્રત્યે જે લક્ષ અપાવું જોઈએ તે અપાતું નથી. જો પ્રાથમિક શિક્ષણ ફરજિયાત હોય અને તેને સફળ બનાવવું હોય તો સરકારે પૂરતા શિક્ષકો આપવા જોઈએ. શિક્ષણ સારું અપાય તેનોયે ખ્યાલ કરવો જોઈએ અને ગ્રામપંચાયતોએ પણ ફરજિયાત શિક્ષણનો અમલ બરાબર થાય તે માટે સક્રિય સહકાર આપવો જોઈએ.



મોસ્કોના બાંધકામ કરનારાઓએ એક પ્રિફેબ ટાઈપનું ૬૦ ફ્લેટનું આલીશાન મકાન માત્ર પાંચ દિવસમાં ઊભું કરી બાંધકામનો વિશ્વવિક્રમ સર્જ્યો છે. પહેલેથી તૈયાર કરેલ ભાગોમાંથી મકાન બાંધવાની પદ્ધતિના ઇતિહાસમાં આટલી ઝડપે મકાન બીજા કોઈ દેશમાં બંધાયું નથી.



પહેલેથી તૈયાર કરેલા આખા ને આખા ફ્લેટો અને ઓરડાઓને કારખાનામાંથી ખાસ ટ્રેઈલરો પર બાંધકામને સ્થળે લાવવામાં આવ્યા હતા અને રાક્ષસી ક્રેનોની મદદથી તેમને યોગ્ય જગ્યાએ ગોઠવી ઈમારત ઊભી કરવામાં આવી હતી.



જૂનો ગોળ સક્રિય રીતે લોહી સુધારનાર છે તેમજ સામાન્ય પણે રૂઝ—રાહત આપનાર છે. તદુપરાંત, ખાસ કરીને લકવા, પોલિયો, તેમજ પાચનક્રિયા અને મૂત્રતંત્રના રોગો જેવા રોગો સામે વપરાતા સંયોજનોનાં રોગનિવારણ મૂલ્યોમાં ગણનાપાત્ર રીતે ઉમેરો કરે છે. અગાઉના સમયમાં લાહોરના એક વૈદે આવા ગોળ વડે ટૉનિક દવા તૈયાર કરીને રાજા મહારાજાઓ પાસેથી હજારો રૂપિયા મેળવ્યા હતા. આવો ગોળ ખરેખર એક શ્રેષ્ઠ પ્રકારનું ટૉનિક છે.



પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# કુત્કી કુટુંબ [૨]

જૂન માસના અંકમાં શરૂ થયેલ નવા પંખીનો પરિચય આપતી લેખમાળાનો આ બીજો મણકો એ પરિવારને વધુ સમજવા પ્રેરે છે. પ્રાણીઓ અને પંખીઓ વિષે ગુજરાતીમાં અને તેમાંય - 'ઉર્મિનવરચના'માં આ અભ્યાસુ લેખકની સામગ્રીનો બધાં આગ્રહ રાખે છે...

### રણકુત્કી

આ ચકલી કરતાં નાના કદની રણકુત્કીની પીઠ રેતીયા કથ્થાઇ રંગની, પેટાળ ઝાંખું ધોળું તથા કડ અને પૂંછડીનો રંગ વધારે રતાશવાળો દેખાય છે.

તેનું પ્રજનન પૂર્વ ઈરાન અને મધ્ય પૂર્વમાં થાય છે. બાકી તેની સર્વ ખાસિયત તેના કુટુંબને મળતી આવે છે અને કચ્છમાં તેને શ્રી સલીમઅલીએ નોંધ્યું છે. મેં કોઈ વખત જોયું નથી.

રણકુત્કીને અંગ્રેજીમાં The Desert Wardler અને Slylva Nana (Hempric & earenberg ) એ એનું નામ છે.

### કાંટાવાળી ખડ-કુત્કી

આ કુત્કી તો ચકલી કરતાં નાના કદની અને તેનાં નેણુ બહુ ઝાંખા રંગનાં રહે છે. કથ્થાઇ પીઠ અને તેમાં પહોળી કાળી લીટીઓ આવે છે. દાઢી, ગળું અને પેટ ધોળાં અને પેટાળ પીળાશપડતું કથ્થાઈ. પૂંછડીમાં પટ્ટીઓ આવે છે અને રાખોડી કથ્થાઈ રગે હોય છે ઉપરાંત છેડે રતાશ પડતા કથ્થાઈ રંગની ટપકી પૂંછડીને છેડે આવે છે અને કાળો રંગ પણ જણાય છે. આંખો કથ્થાઈ. તેની ચાંચ પ્રજનન સમયે તદ્દન કાળી થઈ જાય છે પણ તે સિવાયના સમયે તે શીંગડીઆ કથ્થાઈ રંગની હોય છે. તેનો વસવાટ વીડ અને પાણીકાંઠા ઉપર છે. અને ત્યાં તે જીવાતનો આહાર કાં તો ભોંય ઉપરથી કે તેની નજીકથી પકડીને કરે છે, જ્યાં વસે છે ત્યાં ભારતમાં તે જણાય છે આપણે ત્યાં ગુજરાતમાં થાય છે. તેનો માળો વડોદરામાં એક વખત બેથામ નામના અંગ્રેજને મળ્યો હતો. તે સપ્ટેમ્બર માસ હતો અને તે લાંબા ઘાસમાં બહુ ઢીલો બનાવેલો હતો. તેને ઉપરથી માળી લીધો હતો અને તે બહુ સારી રીતે સંતાડ્યો હતો. તેમાં ત્રણથી પાંચ રતાશ પડતા ટપકાંવાળાં ઇંડાં હતાં.

કાંટાવાળી ખડ કુત્કીને અંગ્રેજીમાં The Bristled Grass–Warbler કહેવાય છે. અને Chaetornisstriatus (Jerdon) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

### લીલો કીટ્ કીટ્

આગળ જોઈ ગયા તે કુત્કીના કદનો લીલો કીટ્ કીટ્ રંગે પીઠ ઉપર ઝાંખો ઓલીવ લીલો જે રંગ કડ ઉપર વધારે ચળકતો થાય છે. પેટાળ લીંલું પીળું કે ઝાંખું પીળું રહે છે. નેણો ચળકતા પીળા રંગના અને આંખ પાછળ કથ્થાઈ લીટી આવે છે; પાંખો કથ્થાઈ રંગમાં બે પીળાશવાળી ધોળી લીટીઓ રહે છે પણ કેટલીક વખત આ લીટીઓ આછી પણ જોવામાં આવે છે. પૂંછડી કથ્થાઈ પણ કોર લીલાશપડતી. છાતીની બાજુમાં લીલાશપડતો રંગ જોવામાં આવે છે. આંખો કથ્થાઈ, ચાંચ કાળી અને પગો રાખોડી કથ્થાઈ રંગના હોય છે. તેનો વસવાટ પાણી પાસેના કાંટાવાળા વૃક્ષની ઊંચી ડાળીઓમાં છે. અને ભારે ચપળતાપૂર્વક તેની ડાળીઓમાં ફરે છે. નરમાદા રંગે એક સરખાં હોવાથી તે ઓળખી શકાતાં નથી. અને સામાન્ય રીતે તે એકાકી જ જોવામાં આવે છે.

આપણે ત્યાં તે ચોમાસામાં આવી જાય છે અને તે સમયે તે જરા ચળકતા રંગમાં હોય છે અને પાણી વચ્ચેની જાળાખાણુ અને બાવળમાં તેની ચળકતી પીળી છાતી અને ચળકતાં પીળાં નેણો તેની ઓળખાણુ આપે છે.

સૌરાષ્ટ્ર ગુજરાત અને કચ્છમાં તે શિયાળામાં આવે છે અને ભારત આખાના ઘણા ભાગોમાં રોકાઈ જાય છે અને ઠેઠ સિલોન સુધી પહોંચી જાય છે. પણ પાછું પ્રજનન કરવા માટે પૂર્વ યુરોપ અને ઉત્તર પશ્ચિમ સરહદ સુધી પહોંચી જાય છે.

લીલો કીટ્કીટ્ને અંગ્રેજીમાં The Green Willow Warbler કહેવાય છે અને વૈજ્ઞાનિક રીતે ઓળખવા

માટે Phylloscopus Trochiloodes Nitidus (Blyth) કહેવું જોઈએ.

### દરજીડો અથવા ટાશકો

ચકલી કરતાં કદમાં નાના દરજીડાનો રંગ પીઠ ઉપર લીલાશ પડતો પીળો, કપાળે કાટ જેવો રાતો અને ગળા ઉપર રાંખોડી હોય છે. પેટાળ સફેદ પણ અંદર ચોખ્ખો રંગ દેખાતો નથી. નીચલા ગાલથી શરૂ થઈ છાતી ઉપર દેખાતી પાતળી કાળી લીટી આવે છે જે બાજુ ઉપરથી જણાય છે.

ઓકટોબર માસથી દરજીડો કથ્થાઈ રંગમાં કે લીલાશ વાળો કથ્થાઈ વાઘો સજે છે અને તે સમયે તેની પૂંછડી પણ ટૂંકી થઈ જાય છે. પગ ગુલાબી રંગના હોય છે. આ પંખી બગીચાનું એક સામાન્ય પંખી છે અને આપણા બગીચાને તેની "ટવીટ્ ટવીટ્" જેવી સીટી બજાવી આહ્લાદક વાતાવરણ ઊભું કરે છે અને નાના છોડમાં કૂદતો અને આનંદમાં આવી જાય તો "ચીવ્હીટ ચીવ્હીટ" જેવી દશ બાર સીટી બજાવી દે છે. આ પંખી બાગ બગીચા અને વાડી વજીફાનું બહુ સામાન્ય પંખી છે. અને તે એટલે સુધી કે ગામ વચ્ચે પણ બગીચો હોય તો ત્યાં પણ આવી જાય છે. એ જ માફક કાંટ અને જંગલમાં અને રણપ્રદેશ જેવો તખ્તો હોય તો ત્યાં પણ તે જોવામાં આવે છે. નરને પૂંછડીમાં બે લાંબાં પીંછાં હોય છે અને જ્યારે તે એક વૃક્ષ ઉપરથી બીજાં વૃક્ષ તરફ ઊડે છે ત્યારે ઊંચાનીચી થતી ઊડાનથી ઊડે છે. વળી તેની એક ખાસ ખાસિયત એ છે કે પોતાની પૂંછડી હમેશાં ઊભી જ રાખે છે. વળી એ પણ જોવા મળે છે કે તે પોતાનો જીવાતનો ચારો શોધવા નીચેથી ઉપર ઠેકતો ઠેકતો જાય છે અને ક્યારે થોડા ડગલાં ભોંય ઉપર ચાલ્યા જતા જીવડાને પકડવા ભરી લે છે. પણ તરત જ પાછો પોતાની સલામતી જણાય એવા ઘાટા છોડ કે વાડામાં ભરાઈ જાય છે.

જ્યાં વસે છે ત્યાં જ :વસે છે અને બનતાં સુધી જોડીમાં જોવામાં આવે છે અને એકલો હોય તો જોડીનું પંખી દૂર તો હોતું જ નથી. જ્યાંસુધી બીજી વખત બચ્ચાં ઉછેરવાની મોસમ નથી આવતી ત્યાં સુધી બચ્ચાં સાથે ફરતાં જોવામાં આવે છે અને આપણા સહવાસમાં વસતો દરજીડો શરમને છોડીને ઓશરીમાં પણ ચાલ્યો આવે છે.

આખા ભારતમાં તેની વસ્તી આખું વરસ જોવામાં આવે છે. તેનો પ્રજનન સમય મે થી ઓકટોબર સુધીનો છે. આ પંખીને દરજીડો તો એટલા માટે કહેવામાં આવ્યો છે કે તે તેનો માળો બનાવવા માટે એક બે કે ત્રણ પાંદડાંને દોરાથી કે રેસાથી આબાદ સીવીને વચ્ચે ગોળ ભૂંગળું કરી અંદર રૂ, કાથો અને રેસા વાપરીને તૈયાર કરે છે. આ માળો ભોંયથી બહુ ઊંચે હોતો નથી અને ત્રણથી પાંચ ફૂટ સુધીની ઊંચાઈ પસંદ કરે છે. આ માળો બનાવવા તે બનતાં સુધી મોટાં પાંદડાંનાં વૃક્ષો કે છોડો પસંદ કરે છે. તેમાં આંબો, આસોપાલવ, કના, અરડુસી વગેરે છોડ અને વૃક્ષ પર વધારે પસંદગી ઊતરે છે. એ સિવાય આકાલીફાનાં પાંદડાં પણ પોતાનો માળો બાંધવા અથવા તો કહો કે સીવવા માટે પસંદ કરે છે. આવાં નાનાં પંખીઓ માનવ સહવાસમાં જ માળો બાંધી બચ્ચાં ઉછેરવાની ઇચ્છા થાય છે કારણ કે આથી તેનાં બચ્ચાં કેટલાંક દુશ્મનના હુમલાથી બચી જવા પામે છે. તેનો માળો તેઓ ગમે તે વસ્તુઓ વાપરીને બનાવે છે પણ તેમાં રૂ, ઊન, કાથો, દોરા, વાળ જેવી વસ્તુ ખાસ નજરે પડે છે. અને અંદર પણ સુંવાળી વસ્તુઓમાં રેસા, આકોલીયાનું રૂ વગેરે વાપરે છે. આ દરજીડો માળો બાંધતાં ઘણી વખત જોવામાં આવે છે. એ જ માફક તેને માળો બાંધવાની વસ્તુઓ શોધતાં પણ જોઈ શકાય છે. આવા માળામાં ત્રણથી પાંચ ભૂરા લીલા રંગમાં જાંબુડી અને રતાશ પડતા કથ્થાઈ ડાઘાવાળાં ઈંડાં મૂકે છે. પોતે તેનાં બચ્ચાંને જીવાતના ચારા ઉપર મોટાં કરે છે. અને તેઓને મોટાં વૃક્ષમાંથી જીવાત શોધતાં નિરખવાની ગમ્મત આવે છે.

દરજીડા અથવા ટાશકાને અંગ્રેજીમાં The Tailor-Bird કહે છે અને Orthotomus Sutorius Sutorius (Pennant) એ એનું વૈજ્ઞાનિક નામ છે.



## કાઠીઆવાડી કુત્કી

ચકલી કરતાં નાના કદની આ કાઠીઆવાડી કુત્કીનો રંગ પીઠ ઉપર ઘેરો રાખોડી અને છાતી ઉપર આછો રાખોડી રહે છે. આ છાતીનો ડાઘો તેની ઓળખાણ પાડે છે. તાલકાનો અડધો ભાગ કાળાશ પડતા કથ્થાઈ રંગનો હોય છે પણ તેમાં રાખોડી ઝાંય આવે છે. અને પાછળનો અડધો ભાગ અને પેટાળ સફેદ રંગનાં છે. તેની પૂંછડી પાતળી અને અંદરના ભાગમાં તેમાં કાળી લીટીઓ વરતાય છે. ચાંચ કાળા રંગની અને નીચલી ચાંચ જરા ઝાંખી રહે છે. પગનો રંગ કથ્થાઈથી નારંગી કથ્થાઈ હોય છે. પાંખનો રંગ કથ્થાઈ પણ અંદર રતાશપડતી લીટીઓ આવે છે. આથી તે શિયાળામાં રાખોડી કરતાં વધારે કથ્થાઈ જણાય છે અને બાજુમાં રતાશપડતો પીળો રંગ થાય છે : નરમાદામાં જરાય તફાવત નથી.

આ પંખીનું એક વખત ગાન ઓળખી લીધા પછી તો કાંટમાં ફરતાં તે જરૂર જોવામાં આવે છે અને ઊડતાં ઊડતાં તે બોલે છે. અને એક જાળા ઉપરથી બીજા જાળા ઉપર ઊડીને જતાં જોવામાં આવે છે. વાડીઓ, કાંટ, બગીચા બધે તેનો વસવાટ છે પણ મોટી વસ્તીથી તે દૂર ભાગે છે. તે પોતે વારેવારે ઊંચી ડાળે બેસી પોતાનું એ જ પ્રકારનું ગળુ સંભળાવે છે અને પ્રજનન સમયમાં તો તે ખાસ સાંભળવામાં આવે છે. ઊભું વરસ આપણે ત્યાં જ વસે છે. પણ ચારા માટે ફરતું ફરે છે પણ પોતાની પસંદ કરેલી જગ્યામાં તે પ્રજનન સમયે તો અવશ્ય આવી જાય છે.

આખા સૌરાષ્ટ્રમાં રાજસ્થાન, કચ્છમાં પણ હોવા સંભવ છે. જ્યાં વસે છે ત્યાં હંમેશ વસનારાવાળું છે. આને લઈને આપણું સામાન્ય પંખી છે.

તેનું પ્રજનન ફેબ્રુઆરીથી ઓક્ટોબર માસ સુધી ચાલે છે એટલે એક કરતાં વધારે વખત એક જ મોસમમાં બચ્ચાં ઉછેરતાં હોય એવું જણાય છે અને જૂનથી ઓક્ટોબરમાં પણ તેના માળા જોવામાં આવે છે. તેનો માળો ઘણી રીતે દરજીડાને મળતો આવે છે પણ તેના જેટલો સાફ રીતે બનાવેલો માલૂમ પડતો નથી. તે વધારે ઘાસનો ઉપયોગ કરે છે. વગડાઉ પહોળા પાંદડાના છોડને માળો બાંધવા માટે પસંદ કરે છે. માળો બનાવી તે ત્રણથી ચાર આછા ભૂરા રંગનાં ઈંડાંમાં ચોખ્ખા-રતાશ પડતા કથ્થાઈ રંગના ધાબાવાળાં ઈંડાં મૂકે છે અને જીવાત ઉપર નભે છે અને બચ્ચાંને ઉછેરે છે.

કાઠીઆવાડી કુત્કીને અંગ્રેજીમાં The Kathiawar Wren–Warbler Prinia કહે છે અને Prinahodgsoni pallidior (Coelz) એ એનું વૈજ્ઞાનિક નામ છે.



હેનોવરની એક પેઢીએ, શસ્ત્રક્રિયા કરવા માટે એક જગ્યાએથી બીજી જગ્યાએ ઊડાડીને લઈ જઈ શકાય એવું એક થિયેટર, 'ક્લિનીકોપ્ટર' બનાવ્યું છે.

*

હળવી ધાતુમાંથી એ બનાવવામાં આવ્યું છે અને એનું વજન માત્ર દોઢ ટન છે. નાનાથી લઈ મધ્યમ પ્રકારની શસ્ત્રક્રિયા કરવા માટે જરૂરી સગવડો આ થિયેટરમાં છે. જે સ્થળે તેની જરૂર હોય તે સ્થળે એક હેલીકોપ્ટર આ થિયેટરને ઉપાડીને લઈ જઈ શકે છે. દાખલા તરીકે વાહન વ્યવહારના રાખેતા મુજબના રસ્તે, જે સ્થળે જઈ શકાય તેમ હોય નહિ, તેવા સ્થળે જો, અકસ્માત થયો હોય કે કોઈ જાતની આફત સર્જાણી હોય તો તેવા સંજોગોમાં આ ઊડતા, શસ્ત્રક્રિયા માટેના થિયેટરનો ઉપયોગ થઈ શકે. આ ક્લિનીકોપ્ટર, એક સરખી રીતે સ્થિર ઊડી શકે તે માટે તેમ જ તેની અંદર કામ કરતાં ડૉક્ટરો, શસ્ત્રક્રિયા કરવા માટેનાં જરૂરી સાધનો તૈયારીઓ કરી શકે તે માટે તેને માછલીની જેવી પાંખો લગાડવામાં આવે છે.

*

માટી તો ન બોલી; પરંતુ એક પ્રતિધ્વનિ આ અગણિત બ્રહ્માંડો સાથે અથડાઈને ગૂંજી ઊઠ્યો : 'કેવો મૂઢ પ્રશ્ન છે! દૂધ પીવડાવનારી માતાનો આત્માનંદ શું ઓછો હોય છે કે તેને દુનિયાભરમાં પોતાના ઉપકારોના ઢોલ પીટતા ફરવું પડે ?'

—અરવિંદ ઘોષ

*





પ્રો૦ પ્રકાશ ગજ્જર

# કંગાળમાંથી કરોડપતિ

માણસ એ તો પુરુષાર્થની પ્રતિમા છે. ભાગ્યને પલટાવવામાં પુરુષાર્થ જેટલો કામિયાબ નીવડે છે એટલું બીજું કોઈ ન કરી શકે. અહીં એવા એક પુરુષાર્થને વરેલા માનવીની કથા પ્રેરણા સાથે સાથે વાચનરસ પૂરો પાડે તેવી છે......

એક વરસાદભર્યા દિવસે ૧૯૦૭ની સાલમાં યુરોપ છોડીને એ અમેરિકાના કિનારે ઊતર્યો ત્યારે એના ખિસ્સાનો છેલ્લો સિક્કો પણ ખરચાઈ ચૂક્યો હતો. પાસે એક પૈસોય નહોતો. બંદરથી ઊતરીને એ કિનારા બહારના મેદાનમાં પહોંચ્યો ત્યારે સાંજ પડી ગઈ હતી. વરસાદનાં ઝાપટાં ઝીંકાઈ રહ્યાં હતાં. ને એ વર્ષાધારાની સાથે સાથે જાણે સાગર અને ધરતી પર રાતનાં અંધારાં ઊતરતાં હતાં. એવા બિહામણા વાતાવરણ વચ્ચે નાનકડો છોકરો અસ્થિર પગલાં ભરીને ભીની રેતીમાં ચાલતો હતો. એ ભૂખ્યો હતો, થાકેલો હતો. એનાં કપડાં સાવ પલળી ગયાં હતાં. એની પાસે પૈસા તો હતા નહીં. ભૂખ્યા પેટે, નિરાશ હૈયે, ને ચિન્તાભર્યા મન સાથે એણે થાકેલા શરીરને સાગરકિનારાના મેદાનની પાણીવાળી રેતીમાં જ લંબાવ્યું.

નવા જીવનની આ કાંઈ સારી શરૂઆત ન જ કહેવાય. પણ એ પછી બરાબર આડત્રીસ વરસે તો એણે એ જ જગાએ આસન જમાવી દીધું ! એણે અમેરિકાની જે ભૂમિ પર પહેલી રાત ગાળી એ જ જગાએ પોતાની માલિકીની ભવ્ય ઈમારત ઊભી કરી છે. એટલાન્ટિક સીટી સ્ટીલ કંપનીનો એ માલિક બની બેઠો છે. એ દુનિયાના સૌથી મોટા સરકસનું સંચાલન કરે છે. કોણ જાણે કેટલાય મેળા, પ્રદર્શન, સંગ્રહસ્થાન અને સરકસના ખેલોનું એના હાથે આયોજન થાય છે. આ ઉપરાંત મોટરોની વિશ્વહરીફાઈ, બરફ પરનું સ્કેટીંગ, જલનૃત્યો, તરવાની હરીફાઈ ને એવી તો બીજી અસંખ્ય પ્રવૃત્તિઓનું સંચાલન તો એ માણસ કરતો જ રહે છે. અત્યારે એની પાસે લગભગ એક સો ને પાંચ કરોડ રૂપિયા કરતાંય વધારે કિંમતનાં તો એકલાં વિવિધ સાધનો જ છે! દર વર્ષે દસ કરોડ કરતાં વધારે માણસોને એ પોતાની વિવિધ પ્રવૃત્તિઓ દ્વારા આનંદ આપે છે.

સાવ ગરીબ અવસ્થામાંથી આટલે બધે ઊંચે ચઢીને બેસનારા આ માનવીની જીવનકથા જાણવા જેવી છે. એમાં ચડતી પડતીના અનેક રંગ ભરેલા છે. એનું જીવન એટલે શૌર્ય અને સાહસની પરંપરા.

એનું નામ જ્યોર્જ હમીદ. રહેવાસી સિરીયાના લેબેનોન પ્રદેશના બામાના શહેરનો. આ શહેરની એક ખાસિયત એ છે કે અહીંનું બાળક ચાલતાં શીખે એ પહેલાં તો તેને ગુલાંટો ખાતાં આવડી જાય છે, એવું કુસ્તી અને અંગકસરતના ખેલોનું વાતાવરણ અહીં જામેલું રહે છે. બાળપણથી જ આ વાતાવરણમાં ઉછરેલો હમીદ સાવ નાનું 'ટેનું' હતો ત્યારથી જ બરાબર ગુલાંટો ખાતાં શીખી ગયો.

આઠ વર્ષની વયે તો સાત નાનાં છોકરાંઓની એક ટુકડી કરી એણે અંગકસરતના જાહેર ખેલ ગોઠવવા માંડ્યા ! એટલામાં એક નાનો અકસ્માત ન બન્યો હોત તો આજેય કદાચ સિરીયાના કોઈ નાનકડા ગામમાં સામાન્ય પ્રયોગો કરીને એ રળી ખાતો હોત. પણ એના જીવનમાં એક નાનું તોફાન આવ્યું ને પરિણામે એનું આખુંય જીવનવહેણ પલટાઈ ગયું. વાત આમ બનેલીઃ—

હમીદના પાદરી શિક્ષકે એને કાચનો કૂજો આપીને કૂવા પર પાણી ભરવા માટે મોકલ્યો. ત્યાં એક મુસ્લિમ છોકરી એને અથડાઈ પડી. પરિણામે કૂજો ફૂટી ગયો. શિક્ષકને જવાબ શો દેવો ? હમીદના ગુસ્સાનો પાર ન રહ્યો. એણે મુક્કીઓ મારી મારીને એ છોકરીને અધમૂઈ કરી નાખી ને પછી ઘાસ નીચે દાટીને ઉપર પથ્થરો ગોઠવી દીધા. પછી જાણે કાંઈ જ ન બન્યું હોય તેમ પાછો શાળામાં જઈને શાન્ત બનીને બેસી ગયો ! એકાદ કલાકમાં મુસ્લિમોનું એક ટોળું શાળામાં હથિયારો સાથે ધસી આવ્યું. એમાંના એકે હમીદને ગળચીમાંથી પકડ્યો. હમીદની એ મૃત્યુઘડી હતી. બરાબર એ જ સમયે હમીદના પિતાએ સામેના બારણામાંથી પ્રવેશ કર્યો. એમને પરિસ્થિતિના સમાચાર પૂરેપૂરા મળી ગયા



હતા. એમણે પેલાઓને કહ્યું : ' આ છોકરો મૃત્યુને જ લાયક છે. તમે એને છોડી દો. હું જ એને સજા કરું છું.' આટલું કહીને એણે હમીદને ઊંચક્યો, માથા ઉપર ગોળ ફેરવ્યો ને બળપૂર્વક જમીન પર પછાડ્યો. હમીદના રામ રમી ગયા જાણીને ગુસ્સે થયેલું ટોળું શાન્ત અને સંતુષ્ટ થઈને પછું ચાલ્યું ગયું.

એ મર્યો તો નહોતો, પણ અધમૂઓ તો જરૂર થઈ ગયેલો. એના પિતાએ તો જો કે યુક્તિ જ કરેલ પણ એ યુક્તિને વધારે પડતી વાસ્તવિક બનાવવા જતા હમીદનાં હાડકાં સીધાં થઈ ગયાં ને પાંસળાં પકડાઈ ગયાં. બરાબર ૭ મહિને એનું શરીર સ્વસ્થ થયું ને હાડકાં હાલી શક્યાં. આ સમય દરમિયાન એને કડક એકાંતવાસમાં રહેવું પડ્યું. શરીર બરાબર થતાં જ પેલા દુશ્મનોથી બચવા માટે હમીદને એનાં દાદીએ અમેરિકા મોકલી દીધો. ૧૯૦૭ની સાલના એક વરસાદભર્યા દિવસે ટોરા લઈ જનારી બોટમાં બેસીને હમીદ અમેરિકાના કિનારે ઊતર્યો ને એ જ દિવસથી એનો ખરો જીવનસંઘર્ષ આરંભાયો. દાદીમાએ આપેલા સરનામા પ્રમાણે અથડાતો કુટાતો બે મહિને જાતે ઠેકાણું શોધતો એ કાકાને ત્યાં પહોંચ્યો. કાકાએ પોતે નોકરી કરતા હતા તે જ સરકસમાં મહિને પાંચ રૂપિયાના ગજાવર પગારે એને નોકરી અપાવી. શરૂઆત કાંઈ બહુ સારી તો ન જ કહેવાય!

હમીદને આ પગાર સામે તો કોઈ વાંધો હતો જ નહિ, પણ નોકરી શરૂ કરી એ જ દિવસે એક મોટો વાંધો આવીને ઊભો રહ્યો આ સર્કસમાં એવો રિવાજ હતો કે બધા જ નોકરો એક મોટા ટેબલની આસપાસ જમવા બેસે. ખોરાક બાજુમાંથી કે ઉપરથી ફેંકવામાં આવે. જે ઝીલી લે તે ખાય. ને બાકીના ભૂખ્યા રહે. પછી પોતાના અંગત ખર્ચે બહાર જમી આવે એ વાત જુદી. આમાં એક તો હમીદનું શરીર ઉંમરના કારણે સહેજ બટકું ને હાથ વળી સહેજ ટૂંકા. શક્તિ પણ બીજા કરતાં ઓછી. બાકીના લગભગ બધા જ ખેલાડીઓ લાંબા પહોળા, સુદૃઢ ને ચપળ શરીરવાળા. સામેથી ખોરાકનું પૅકેટ ફેંકાય તો ચિત્તાની ત્વરાથી વચ્ચે જ ઝડપી લે એવા. આટલી તકલીફો વચ્ચે હમીદના હાથમાં આખું પૅકેટ તો શી રીતે આવે? એટલે એને વધેલા ને રવાસલા ટુકડા ખાઈ ને જ ચલાવી લેવું પડ્યું. કેટલીય રાતો લગી એ અરધો ભૂખ્યો જ રડતાં રડતાં સૂઈ જતો.

પણ એક વેળા હદ આવી ગઈ. ભૂખથી એ થાક્યો હતો. પૅકેટ હાથમાં આવતાં પહેલાં જ ઝડપાઈ જતું જોઈ એને ખૂબ જ દુઃખ થતું. પણ એ લાચાર હતો. એક વખત એના તરફ જ ફેંકવામાં આવેલું મોટું પૅકેટ સીન્કો નામનો એક તગડો પણ ઠીંગણો જાપાની નટ વચ્ચેથી જ હાથ લાંબા કરીને હડપ કરી ગયો. આ ચીલઝડપ હમીદથી સહન ન થઈ. એનું મન બળવો પોકારી ઊઠ્યું.

ભયંકર ગુસ્સામાં એ ઊભો થઈ ગયો. ચિત્તાની જેમ તરાપ મારીને એ સીધો સીન્કો ઉપર જ કૂદી પડ્યો ને પળવારમાં તો સીન્કોને એણે જમીન પર ઢાળી દીધો. ત્યાં તો કોઈ કે હમીદનો ખભો ઝાલીને જોરથી હચમચાવીને ઊભો કર્યો. ઘોઘરાળા અવાજે એણે હમીદને હુકમ કર્યો: 'ખડે હો જાઓ!' હમીદ ઊભો થયો. સીન્કો પણ ઊભો થઈને કપડાંમાંથી ધૂળ ખંખેરવા લાગ્યો. બેયની ચાર આંખોમાંથી વેર ટપકતું હતું ને સામે પેલો ઊભો હતો—બફેલો બીલ—એમના સરકસનો માલિક નાના હમીદને તો એ મોટા રાક્ષસ જેવો જ લાગે ને! પહેલાં તો આ બફેલો બીલે સીન્કો ને હમીદ બેયની ચોટલી બરાબર ઝાલીને એ બેયનાં શ્રીફળ સામસામાં અથડાવ્યાં. ને પછી એણે હમીદને કહ્યું : 'નવો આવ્યો લાગે છે, કેમ બૂચા? અહીંના નિયમની ખબર નથી, કેમ? એ નિયમ જાણી લેજે. અહીં નિયમ પ્રમાણે જ ઝઘડવાનું હોય છે.'

પાછળથી એને નિયમ સમજાવવામાં આવ્યા કે સોમથી શનિ સુધી ગમે તેવું કારણ હોય તો પણ કોઈએય ઝઘડવાનું નહિ. સરકસના જે કોઈ સભ્યોને ઝઘડા કે વાંધાવચકા પતાવવાના હોય તેમણે રવિવારે સરકસના તંબૂમાં ભેગા થવાનું ને જે કાંઈ ઝઘડો પતાવવાનો હોય તે રીંગમાં ઊતરીને કુસ્તી





દ્વારા પતાવી લેવાનો! આ વગર-ટિકિટનાં પણ તદ્દન વાસ્તવિક ખેલ વખતે સરકસના વિદૂષકો, કલાકારો, બૅન્ડવાળા, ખેલાડીઓ ને પેલો બહેરો બીલ સુદ્ધાં ત્યાં પ્રેક્ષક તરીકે હાજર રહીને લડનારાઓને પાણી ચઢાવતા. એટલું જ નહિ, કુસ્તીના અંતે હારજીતનો ફેંસલો પણ આપતા.

આમ અવ્યવસ્થિત મારામારી દ્વારા વ્યવસ્થિત રીતે ઝઘડો પતાવવા માટે હમીદે પહેલો જ રવિવાર પસંદ કર્યો. પહેલી જ ક્ષણથી છૂટા હાથની મારામારી શરૂ થઈ. થોડી જ વારમાં ચિત્તાની ચપળતાથી સીન્કો હમીદ પર લપક્યો ને હમીદ નીચે પછડાઈ પડ્યો. પછી તો સીન્કોએ સીધું ગળું જ પકડ્યું. સીન્કોની આ ખતરનાક પકડમાંથી છૂટવા માટે હમીદે પણ ફાંફાં માર્યાં, એ ખૂબ ઊંચોનીચો થયો, અમળાયો, પણ નિરર્થક. સીન્કોની નાગચૂડ વધારે ને વધારે સખત બનતી ગઈ. હમીદના ડોળા બહાર નીકળવા લાગ્યા. સહુને લાગ્યું કે એવું જરૂર આવી બન્યું.

ત્યાં અચાનક કોણ જાણે શું થયું તે હમીદ તણખની જેમ એકદમ જ ઊછળ્યો ને ઘડીના છઠ્ઠા ભાગમાં તો એ ઊભો થઈ ગયો. આખો પ્રેક્ષકવર્ગ હમીદની આ ચપળતા અને અચાનક મુક્તિ પર તાલીઓના ગડગડાટ રેલાવી રહ્યો. એ તાલીઓની શરૂઆત કરી હતી સરકસની અચૂક નિશાનબાજ એનીએ. નિશાનની રાણી ગણાતી એની એ વખતે બહેરો બીલની પાસે બેઠી હતી. હમીદે એનો આભાર માનતી એક સલામ કરી ત્યાં તો —

ઝનૂનપૂર્વક સીન્કો ફરીથી હમીદ પર ત્રાટક્યો. પણ હવે એ એમ સહેલાઈથી પકડાય ખરો કે? હતું એટલું બળ વાપરીને એણે એક મુક્કો સીન્કોના કપાળમાં લગાવી દીધો. સીન્કો પોતાના જોરથી જ ઊથલી પડ્યો. ને પછી તો હમીદે એને મુક્કા લગાવીને અધમૂઓ જ કરી દીધો. આખું ટોળું કિલકારીઓ કરી ઊઠ્યું. ને સર્વાનુમતે બહેરો બીલના પ્રમુખપણા નીચે ત્યાં ને ત્યાં જ એનીએ હમીદને એ દિવસનો વીરવિજેતા જાહેર કર્યો.

જીવસટોસટના આ જોખમભર્યા બનાવે -હમીદને રાતોરાત પ્રખ્યાત કરી દીધો. ને બીલનો તો એ વહાલો જ બની બેઠો. બીજે ક્યાંય શીખવા ન મળે એવી રમતો, કરામતો અને ખેલ બીલે એને પોતાના વિભાગમાં રાખીને શીખવ્યા. પછી તો એણે હમીદને પોતાનો એ. ડી. સી. બનાવી દીધો. મહત્વના હાથીઘોડા અને વાઘસિંહની સંભાળ લેવાનું કામ એને જ સોંપાયું. ખુદ એનીએ જ પોતાની ખાસ કરામતભરી રમતો શીખવી એટલું જ નહિ, આ તદ્દન ઠોઠ જેવા છોકરાને રોજ સમય કાઢીને અંગ્રેજી પણ શીખવ્યું.

પછી તો હમીદે બીલના સરકસ સાથે આખાય યુરોપ, અમેરિકા અને કેનેડાનો પ્રવાસ કર્યો. એ સમય દરમિયાન હમીદને અનેક જાતના અનુભવો મળ્યા. ધીરેધીરે સરકસ વિષેનું એનું જ્ઞાન વધતું જ ચાલ્યું. એક જ વાતાવરણમાં સતત રહેવાને લીધે એ સરકસનો જીવ બની બેઠો.

સમય શાંતિથી વીતતો હતો. એ દરમ્યાન વિશ્વભરના સરકસના ખેલાડીઓ માટે એક હરીફાઈ યોજવામાં આવી. એમાં વિશ્વના સહુથી મહાન ખેલાડીઓ ભાગ લેવાના હતા. બીલના સરકસના પ્રતિનિધિ તરીકે હમીદને મોકલવામાં આવ્યો.

અનેક જાતની હરીફાઈઓ ગોઠવવામાં આવી હતી. એ સહુમાં આબાદ વિજય મેળવતો હમીદ લગભગ ટોચે પહોંચી ગયો. હવે એનો એક જ હરીફ બાકી રહ્યો હતો. એને હરાવીને હમીદ જીતે તો પોતે વિશ્વવિક્રમી (World Champion) બની શકે. છેલ્લી હરીફાઈ શરૂ થઈ. લાખો પ્રેક્ષકોની વચ્ચેના લાંબાપહોળા વર્તુળમાં જે અટક્યા વગર વધારે ગુલાંટો ખાય તે જીતે. હમીદના હરીફે પહેલાં ગુલાંટો ખાવાની શરૂ કરી. એના હાથનાં કાંડાંમાં ને પગની પાનીઓમાં જાણે કમાનો ગોઠવી હોય એમ ખૂબ જ આસાનીથી એ ગુલાંટો ખાતો જ ગયો. એક ચક્કર પૂરું થયું બીજુંય પૂરું થયું. ને ત્રીજાનું પા ચક્કર પૂરું કરીને થાકી જવાથી એ ઊભો થઈ ગયો ત્યારે બધા જ પ્રેક્ષકોએ એને તાલીઓથી વધાવી લીધો. વચ્ચે અટક્યે આવડાં મોટાં સવા બે ચક્કર ગુલાંટો ખાતાં ખાતાં પૂરાં કરવાં એ કાંઈ જેવી તેવી વાત ન જ કહેવાય. પોતાને મળેલી આ કદર માટે સહુને લળીલળીને સલામ કરતો હમીદનો એ હરીફ પોતાને સ્થાને જઈને બેઠો.



હવે હમીદનો વારો આવ્યો. પહેલાં તો એ બિચારો ડરી જ ગયો. પહેલું ચક્કર પૂરું કરતાંની સાથે જ કાંડાં દુખવા લાગ્યાં. પાનીમાં ને ખભામાં શૂળ આવવા લાગ્યું. બરડો ફાટવા લાગ્યો. એ ગભરાઈ ગયો. આંખે અંધારાં આવવા લાગ્યાં. પેલા વર્તુળમાં અથડાતો, કુટાતો, આંખ ઉઘાડમીંચ કરીને, ગમે તે પણ એ સતત ગુલાંટ ખાતો જ રહ્યો. પણ એમ કાંઈ ચક્કર પૂરું થતું હશે! એના કાનમાં તમરાં બોલી ગયાં. બહેરાશ આવી ગઈ. તોય ગમે તેમ કરીનેય એણે ગુલાંટ ખાવાનું તો ચાલુ જ રાખ્યું. જાણે તંબૂ ડોલે છે એવો ભ્રમ એને થવા લાગ્યો. આંખો ચકરાવા લાગી. શ્વાસ લેવાનુંય મુશ્કેલ થઈ ગયું. છેવટે અરધી ગુલાંટ ખાવા જેટલીય શક્તિ ન રહી ત્યારે નિરાશ થઈને, થાકીને, એ જમીન પર પછડાઈ પડ્યો. પહેલાં એણે માથું હલાવ્યું, પછી પાંપણ પટપટાવી, ને આંખ ઉઘાડીને જોયું ત્યારે બરાબર પોણા ચક્કરના નિશાન પાસે પોતે પડ્યો હતો. હમીદને થયું કે, પેલાનાં સવા બે ચક્કર ને મારા પોણા બે જ! ખલાસ! કાંઠે આવેલું વહાણ ડૂબ્યું. છેક આટલે આવીને હાર્યો! એનું મન દુઃખી દુઃખી થઈ ગયું. પણ હવે પસ્તાવાનો અર્થેય શો હતો! વીતેલાના વસવસા તો હમેશાં નકામા જ હોય ને! તદ્દન હતાશ હમીદ એમ જ આંખ મીંચીને ત્યાં પડી જ રહ્યો. ઊભા થવા ન થવાનું સરખું જ હતું ને!

માઈક પરથી પરિણામ જાહેર થયું : 'હમીદના હરીફે સવા બે ચક્કર પૂરાં કર્યાં જ્યારે હમીદે પોણા ત્રણ. હમીદ જીતે છે. હમીદ... વિશ્વવિક્રમી! હમીદ સર્વપ્રથમ!' આ સાથે જ લોકોની તાલીઓના ગડગડાટે હમીદને જાણે ઊંચકી લીધો, પરિણામ સાંભળતાંની સાથે જ એ કૂદકો મારી ઊભો થઈ ગયો :

'હત્તારીની! બેભાનમાં ને બેભાનમાં એક વધારાનું ચક્કર ગુલાંટ ખાઈને મેં પૂરું કરી દીધેલું પણ આંખનાં અંધારાને લઈને મને ખ્યાલ જ ના આવ્યો ને!'

એનું અંતર આજ આનંદથી ડોલી રહ્યું હતું. આજ એ 'વર્લ્ડ ચેમ્પીઅન' બન્યો હતો!

આ વિશ્વવિજયે હમીદને બફેલોબીલનો લાડીલો બનાવી દીધો. એના સરકસનો એ સહુથી વધારે ખ્યાતનામ ખેલાડી બની રહ્યો. બીલે એનો વાંસો થાબડતાં કહ્યું પણ ખરું કે 'બચ્ચા! તારી પાસે શક્તિ છે ને દિમાગ પણ છે. આવતાં દશ વર્ષમાં આ સરકસ તારું થઈ જશે, જા!' ગુરુના આ આશિષ હમીદે થોડા જ સમયમાં સાચા પાડ્યા.

હમીદ જેવો કાબેલ, અને ઉસ્તાદ ને ખમતીધર ખેલાડી હોવા છતાંય બીલનું સરકસ નબળું પડતું ગયું. એક તો કોર્ટમાં કેટલાય કેસો ઊભા થયા હતા. હરીફોના કાવાદાવાનો પાર ન હતો. દેવાં વધતાં જતાં હતાં. અંદર અંદર પણ સુમાર વગરના ઝઘડા ચાલુ હતા. ઘરડા બીલનું હવે પહેલા જેવું ચાલતું નહિ. વૃદ્ધાવસ્થાને લીધે એણે પહેલાંની પકડ ગુમાવી હતી. પેલો મિજાજ ઓગળી ગયો હતો. એની હવે રહી નહોતી. ટૂંકમાં આ સમયે એમનું સરકસ મરવાને વાંકે જ જાણે ઢસરડાં ખેંચતું હતું. આ સ્થિતિમાં એમનો અર્ધવિખરાયેલો કાફલો ચાલતો ચાલતો શિકાગો તરફ ઊપડ્યો અમેરિકામાં એટલી બધી લાંબી પગસફર બીજા કોઈએ નહિ કરી હોય. હમીદ અને તેના સાથીદારો ઘાસની ગંજીમાં અને ઘોડાના તબેલામાં સૂઈ જતા. વચ્ચે વચ્ચે નાના ખેલ બતાવી પેટીયું કાઢી લેતો. અથડાતો અને રઝળતો આ કમનસીબ કાફલો જ્યારે શિકાગો પહોંચ્યો ત્યારે હમીદના કાકાએ બધો જ કારભાર પોતાના હાથમાં લઈ લીધો ને અત્યાચાર કરીને લોખંડી હાથે કામ લેવા માંડ્યું. એ બધા જ પૈસા લઈ લેતો ને ખુદ હમીદ ને તેની કામગરી ટુકડીનેય અર્ધા ભૂખ્યા રહેવું પડતું. સ્વભાવ પ્રમાણે હમીદે અહીં પણ બળવો પોકારીને કામનું યોગ્ય વળતર માગ્યું ત્યારે કાકાએ એક લાત સાથે પાણિચું જ પકડાવી દીધું. કાકાએ ભયંકર ગુસ્સામાં આવીને નેતરની સોટી વડે એને ફટકારીને નોકરીમાંથી રૂખસદ આપી. ને ઉપરથી પાછી દક્ષિણા જેવી બીજી લાત મારીને તંબુમાંથી પણ બહાર તગડી મૂક્યો.

હમીદને નામોશીભરી રીતે છૂટો કરવામાં આવ્યો છે એ સમાચાર વીજળીવેગે આખા સરકસમાં ફરી

વળ્યા. એની સાથે જ બધાય કામ કરનારા, મજૂરો, નટો, ખેલાડીઓ સર્વ કોઈ રાજીનામું આપતાંક ને હમીદને પડખે જઈ ને ઊભા રહ્યા. હમીદે તરત જ ખુલ્લા આભના તંબુ નીચે પોતાનો સ્વતંત્ર પહેલો પ્રયોગ રજૂ કર્યો ને સહુના આશ્ચર્ય વચ્ચે એક જ શોમાં કોઈ કદીય ન કમાયું હોય એટલી આવક મેળવીને પહેલે જ ધડાકે વિક્રમ નોંધાવ્યો.

પછી તો થોડા જ સમયમાં એણે વ્યવસ્થિત સરકસ જ શરૂ કર્યું. એ વખતે જો કે ગળાકાપુ હરીફાઈઓ વચ્ચે નવી કંપનીને જામવાનું કે ટકવાનું મુશ્કેલ હતું. પણ આટલો લડાયા પછી હમીદ ગાંજ્યો જાય એવો નહોતો રહ્યો. પહેલાં તો એ સરકસને સામાન્ય પાટે ચઢાવીને ઊપડ્યો એશિયા આફ્રિકાનાં જંગલોનાં ઊંડા ઊંડા ભાગોમાં. ને અમેરિકાએ જોયાં તો શું પણ કદી કલ્પ્યાંય ન હોય એવાં અવનવાં પ્રાણીઓ, પ્રયોગો અને કલાકારોનો કાફલો લઈ આવ્યો. પછી તો રોજરોજ પોતાની બુદ્ધિ લડાવીને એણે કાંઈ કાંઈ નવી કરામતો યોજવા માંડી. ફરતાં સ્ટેજ, ભભક, અવનવી વેષભૂષા, જાતજાતના કોમીક, ઠીંગણા ને લાંબા ચિત્રવિચિત્ર માણસોની લાંબી વણઝાર, બરફ, પાણી, વરસાદ ને ઝંઝાવાતને પ્રેક્ષકોની સામે હૂબહૂ ખડાં કરી એવી કેટલીય અવનવી કરામતો ને વસ્તુઓથી પહેલવહેલી એણે અમેરિકાની સરકસશોખીન જનતાને દંગ કરી દીધી. હમીદને આંગણે નાણાંની ટંકશાળ પડવા લાગી. ગમે તેવા પ્રયત્ન કરે તો ય બીજાને હરીફાઈ માટે એની સામે ટકવાનું મુશ્કેલ બની ગયું. માણસો પણ એને ખુબ વફાદાર મળેલા. એમના તરફ હમીદનો વ્યવહાર પણ એટલો જ સુંદર હતો. જીવનમાં એણે એક અનોખો સિદ્ધાંત રાખેલો: 'મને જે ના ગમે એ મારે કોઈના તરફ ન આચરવું.' પરિણામે માણસો તો ઠીક, પશુઓ પણ એના મનની વાત સમજતાં ને એને મનધાર્યું કામ આપતાં. તો હમીદ પણ બદલો વાળવામાં પાછી પાની ન રાખતો.

આજેય હમીદનું સરકસ દુનિયાભરમાં સહુથી પહેલી શ્રેણીનું ગણાય છે. જો કે અત્યારે તો હમીદ તદ્દન વૃદ્ધ બનીને આયુષ્યને આરે આવીને બેઠો છે. પણ આટલી વૃદ્ધ વયેય એને ચપળતાપૂર્વક ગુલાંટ ખાતો જોવો કે નેટ પર વળ ખાઈને પટકાતો નિરખવો એ એક લહાવો છે. પોતાના પ્રચંડ પુરુષાર્થથી પ્રારબ્ધની પગદંડી કોતરનારા ને પરસેવાના પાણીથી ભાગ્યલેખને ભૂંસી સફળ જીવન જીવતા માનવીઓની શ્રેણીમાં આજેય હમીદનું નામ આગલી હરોળમાં ગણાય છે.



'મધુરમ્'

## વરસાદ પછીનો તડકો

વરસાદ પછીનો તડકો
જો દીપે કેવી સડકો,
વન ઉપવનમાં ઝાડ પાન પર
ગુફા ગુફામાં સર્વ ઘરો પર
પહાડ નદી ને ઝરણાં જળ પર
કેવો સરસર સરતો
વરસાદ પછીનો તડકો.

જડચેતન ને નગરનગર પર
નગર નગરની ડગરડગર પર
પંખી પશુ ને જનના મન પર
જો રોફ કરીને ફરતો
વરસાદ પછીનો તડકો.

મહેલ ઝરૂખા વનકેડી પર
બાગ–બગીચા નદીઘાટ પર
ચોગરદમ ગામવાટ પર
જાણે હેમતણો એ કડકો
વરસાદ પછીનો તડકો.

કેવો લટકો મટકો ફરરર!
ચટકો કેવો સુંદર નટવર!
ઝટકો શીતલ હૂંફ દિયે કર
જાણે ગરમ દાળનો ફડકો
વરસાદ પછીનો તડકો.





કૃષ્ણ ચન્દ્ર

# અંતરમાં અજવાળાં

આપ્યા ઉપદેશ કોઈને લાગતા નથી એ તો સર્વવિદિત વાત છે. અહીં આપેલી એક અનોખી બોધકથા જાણીતા ઉર્દૂ વાર્તાકારની છે જે ગુજરાતી વાચકોને પણ પ્રેરક નીવડશે જ. શ્રી વિજયશંકર કામદાર આ વાર્તાના અનુવાદક છે..૮

ઉત્તર ભારતમાં એક રાજવી હતા—શ્રદ્ધાળુ અને ધાર્મિક. થોડાક મહિના એક ત્યાગી સંત વિચારતા વિચારતા ત્યાં આવી ચડેલા. નદીને પેલે પાર વૃક્ષોની ઘટામાં રહે! રાજાએય સંતની કીર્તિ સાંભળી, પ્રતિદિન સાંજે સંતના પ્રવચનમાં જવાનું રાખ્યું.

ઘણા દિવસોના પરિચય પછી રાજાને થયું હું સંતને મારે મહેલ પધરાવું. આ વનવગડાનાં વા–વંટોળ, તાપ ને ટાઢ સંતને ખૂબ સંતાપતાં હશે. તો થોડી શુશ્રૂષા કરું, થોડો આરામ આપું. એટલે એમણે સંતને એક દહાડો ખૂબ વિનયથી કહ્યું: 'મહારાજ, મારે મહેલ થોડા દિવસ નિવાસ કરી મારા રાજભુવનને પાવન ન કરો? અમારો રાણીવાસેય તમારા જ્ઞાનનો લાભ પામે અને તમારાં દર્શનનું પુણ્યેય પામે. આપને માટે અલાયદો એક વિશાળ ખંડ રાખશું જેથી આપનાં ધર્મ–ધ્યાનમાં કશી અડચણ નહીં પડે.'

સંતે જવાબ આપ્યો: 'રાજન્, હું તો છું સ્વચ્છ–સુંદર વનનો વાસી. આ સરિતાનાં જળ, આ પક્ષીઓનાં સાંજ સવારનાં મધુર કિલકિલાટ, આ વૃક્ષોની શીતળ છાયા અને સ્વાદુ ફળો, રાતનો આ અફાટ તારાખચિત નભચંદરવો, અને સૂવા માટે આ વિશાળ પૃથિવી—આમાં શી અડચણ છે? તમારો મહેલ આટલો વિશાળ તો નહીં જ હોય? અને તમારા રાજભુવનની દુર્ગન્ધની તો વાત જ શી કરવી? એમાં હું શે રહી શકું?'

રાજમહેલમાં દુર્ગન્ધની વાત સાંભળી રાજા આશ્ચર્યચકિત થઈ ગયા. એમણે ફરીથી વિનયપૂર્વક કહ્યું: 'મહારાજ, મારા રાજભુવનમાં દુર્ગન્ધ? એ અસંભવ વાત છે. મારા રાજભુવન ફરતા વિશાળ પટાંગણમાં સારીયે રાત રાતરાણી મહેકતી હોય છે: દિવસે ગુલાબ ને મોગરો, જુઈ, જાઈ ને ચંબેલીના માંડવા રાજભુવનને મહેક મહેક કરી દે છે; અને પેલી હીનાની વાડોની આછી સૌરભે પક્ષીઓય દૂર જતાં નથી. એક ટંક તો પધારી જુઓ! અગર ચન્દનનાં ધૂપ, સ્નાન માટે ગુલાબજળના હોજ અને ઈરાની ગુલાબોનું અત્તર દુર્ગન્ધને ટકવા જ કેમ દે?'

પણ સન્તે તો એ જ દૃઢતાથી ફરી રાજવીને કહ્યું: 'રાજન્, રાજમહેલમાં ખૂબ દુર્ગન્ધ ભરી છે પણ તેં તેનો કદી વિચાર જ કર્યો નથી.'

રાજવી સન્ત પાસે કૈં ન બોલ્યા. પ્રવચન પછી ઊઠયા ને રાજભવન આવ્યા. પ્રાસાદના કર્મચારીઓને બોલાવી રાજભુવનના ખૂણે ખૂણાને મહેકતા ગુલાબજળે ધોઈ નાખવાનું કહ્યું. ઠામ ઠામ ડૉલર અને મોગરાના ફૂલગુચ્છો ગોઠવાવી દીધા અને ઊંચામાં ઊંચા અત્તરનો સારાયે રાજભુવનમાં છંટકાવ કરાવી દીધો. રાજપ્રાસાદ આજ સ્વર્ગપુરીશો મહેકી ઊઠયો.

બીજે દહાડે રાજાએ ફરી સંતને અદકા વિનયે રાજભુવન પધારવા પ્રાર્થના કરી અને સાથોસાથ મહેલની સ્વચ્છતાનાં ભારોભાર વખાણ કર્યાં; પણ સન્તે કશો જવાબ ન આપ્યો.

એક દિવસ શ્રોતાજનો એક પછી એક પ્રવચન પછી નગર તરફ વળ્યા. રહ્યા માત્ર સન્ત ને રાજવી. સન્તે રાજાને કહ્યું: 'આજ તો ચાલો જરા ફરવા જઈએ.' એમ કહી રાજાને સાથે લઈ નગર બહારના ઉગમણા ચમારવાસ તરફ ગયા. ત્યાં તો જુવે ત્યાં ચમારનાં ચામડાં પલાળવાના કુંડ અને આળાં ને અસ્વચ્છ ચામડાંના ઢગલે ઢગલા: અને દુર્ગન્ધનો તો પાર જ નહીં. ઘડી બે ઘડીમાં જ રાજા તો હેરાન–પરેશાન થઈ ગયા. એનાથી ઊભું રહેવાયું નહીં—ચક્કર આવે એવું થઈ ગયું. એણે સંતને વિનતિ કરી: 'મહારાજ, પધારો, આ બદબો સહી જાય એવી નથી—આ તો ભયાનક દુર્ગન્ધ!' સન્તે રાજાને જવાબ આપ્યો: 'રાજન્ અહીં દુર્ગન્ધ કેવી? જો ને અહીં બાળકો

ફિસ્લીસ કરી રહ્યાં છે, સ્ત્રીઓ રસોઈ કરી રહી છે, જુવાનિયા ભોજન કરી રહ્યા છે અને બીજાં સૌ સૌનાં કામમાં કેવાં મશગુલ ને એકતાન છે? દુર્ગન્ધ હોય તો આમ કેમ ચાલે?' રાજાએ તુરત જ પ્રત્યુત્તર આપ્યો: 'મહારાજ, જન્મથી આ લોકો આવી દુર્ગન્ધમાં રહેતાં આવ્યાં છે એટલે એમને આ ભયાનક દુર્ગન્ધેય સદી ગઈ છે. સુગન્ધને એમણે જન્મથી જાણી નથી એટલે દુર્ગન્ધ એમને સહજ થઈ પડી છે.'

સન્ત ને રાજાજી ત્યાંથી વળી નીકળ્યા. ચાલતા ચાલતા સન્તે કહ્યું: 'રાજન્, તમારા રાજમહેલમાં ભોગ-વિલાસ અને અધિકારની આથીયે ભયાનક દુર્ગન્ધ ભરી છે પણ તમે જન્મથી જ એમાં રહેતા આવ્યા છો એટલે એ ભયાનક દુર્ગન્ધનીયે તમને ખબર પડતી નથી—તમનેય એ સહજ થઈ પડી છે. પણ એમાં હું કેમ રહી શકું? આપ જ વિચારો ને?' સંતની વાત સાંભળી રાજાના અંતરના કમાડ ઊઘડી ગયા. એના અંતરમાં જ્ઞાનનો પ્રકાશ દીપી ઊઠ્યો; અને સંતનું નિવાસસ્થાને આવી ગયું. સન્ત હંમેશ મુજબ હસતાં હસતાં તખ્ત શી એ વિશાળ શીલા ઉપર બેઠા અને રાજાજીએ સન્મુખ ઊભા રહી, સન્તનાં ચરણસ્પર્શ કરતાં કહ્યું: 'મહારાજ, તમે કહેલ સત્યની મને પ્રતીતિ થઈ ગઈ, આજ એ દુર્ગન્ધની ગંધ મનેય આવવા મંડી છે, એટલે હવે મારાથીયે ત્યાં ક્ષણભર ટકાશે નહીં. આપના પ્રતાપે મારા પડળ આજ ઊઘડી ગયા છે. દર્પ ને અજ્ઞાનનો અંધાપો આજ દૂર થયો છે, સદાને માટે.' એમ કહી રાજાએ એનો રત્નજડિત મુકુટ ગુરુચરણોમાં નીચે ધરી દીધો અને એ સ્વસ્થ ને શાન્ત બેઠા—જાણે યુગયુગોનો ભાર સામટો ઊતરી ગયો.



## સાભાર પ્રાપ્તિ-સ્વીકાર

**હોઠ સદીનો આર્થિક ઇતિહાસ :** વિઠ્ઠલદાસ મ. કોઠારી. પાનાં ૨૫૩. રૂ. ૪/– **પ્રવેશિકા :** મગનભાઈ પ્ર. દેસાઈ. પાનાં ૩૯૭. રૂ ૩/– **વૈદિક પાઠાવલી :** રસિકલાલ છો. પરીખ પાનાં ૨૭૨ + ૨૯૨. રૂ. ૧૨/– —ત્રણેના પ્રકા૦ ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ ૧૪, **જ્ઞાનદેવ ચિંતનિકા :** વિનોબા. પાનાં ૧૭૯. રૂ. ૧/૨૫. **અધ્યાત્મ દર્શન :** વિનોબા. પાનાં ૮૦ ન. પૈ. –/૬૦—બન્નેના પ્રકા. યજ્ઞ પ્રકાશન, વડોદરા. **ટર્નરનો સાથી :** સંપા. સુંદરજી હ. રાઠોડ : ઓધવજી પ્રા. મુજપરા; દિનમણીશંકર રા. ભટ્ટ. પાનાં ૮૮. રૂ. ૧/– શિશુવિહાર, ભાવનગર. **વજ્રજગઢ :** ગુણવંતરાય આચાર્ય. પાનાં ૨૮૪. રૂ. ૫/–. **ભારતીય સમાજમા સ્ત્રી-જીવન :** નીરા દેસાઈ. પાનાં ૩૯૬. રૂ. ૬/૫૦. **સ્વપ્નાંતરિતા :** ગ. ત્ર્યં. માડખોલકર. અનુ ગોપાળરાવ વિદ્વાંસ. પાના ૩૧૦. રૂ. ૫/૫૦. **જય પરાજય :** ઇશ્વર પેટલીકર. પાનાં ૪૫૦. રૂ. ૭/૫૦. **રણજીતરામ વ. દેસાઇ : વ્યક્તિત્વ અને વાઙ્મય :** ડૉ. હસમુખ દોશી પાનાં ૩૨૫ + ૩૬૬. રૂ. ૧૨/– —પાંચેયના પ્રકા૦ આર. આર. શેઠની કંપની. મુંબઈ, ૨. **સાહિત્યક પ્રતિમાઓ :** મેક્સિમ ગોર્કી. અનુ. સુભદ્રા ગાંધી. રૂ. ૬/–. **ભારત પર ચીની આક્રમણ :** ભોગીલાલ ગાંધી. પાનાં ૭૨. રૂ. ૧/– —બન્નેના પ્રકા. ચેતન પ્રકાશન ગૃહ, વડોદરા. **ગુજરાત સાહિત્ય સભા કાર્યવહી : ૧૯૬૧ :** હસિત બૂચ. રૂ. ૪/– ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ. **શબ્દકથા :** ડૉ. હરિવલ્લભ ભાયાણી, પાનાં ૧૭૨. રૂ. ૩/૫૦. સ્વાતિ પ્રકાશન, મુંબઈ, ૩. **ફૂલદાની :** અમીરી. પાનાં ૧૭૧. રૂ. ૩/૫૦. **ઇંપકો :** સૈફ પાલનપુરી. પાનાં ૧૫૨. રૂ. ૩/૫૦. —બન્નેના પ્રકા. કમલકુંજ પ્રકાશન, મુંબઈ, ૪/–. **અંગડાઈ :** અંબાલાલ ડાયર. પાનાં ૧૦૪. રૂ. ૨/–. સુમન પ્રકાશન, મુંબઈ–૯ **સાલિક સ્મૃતિગ્રંથ :** સંપા૦ ચમકાર ભાવનગરી. પાનાં ૧૨૮. પ્રકા. સાલિક સ્મૃતિ સમિતિ, કરાચી–૩. **સંચય :** રવીન્દ્રનાથ ટાગોર, અનુ૦ સુરેશ હ. જોષી. પાનાં ૧૬૨. રૂ. ૧/૭૫.— ટ્રાન્સલેશન ટ્રસ્ટ, ગાંધીસ્મૃતિ, ભાવનગર, ૧. **સ્વપ્નવસંત :** કુસુમાકર. પાનાં ૩૬૨. રૂ. ૫/–. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, ૧. **જીવનની જુગતી :** ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી પાનાં ૨૬૨ રૂ. ૩/–. **માનવતાની મૂર્તિ મગનભાઈ :** રામભાઈ કશીભાઈ પટેલ. પાનાં ૨૪૪. રૂ. ૩/– બન્નેના પ્રકા. ગુજરાત પુસ્તકાલય મંડળ, વડોદરા. **આક્રમણખોર ચીન :** એ. જી. નૂરાણી, પાનાં ૨૪. ન. પૈ. –/૫૦. પરિચય ટ્રસ્ટ, મુંબઈ, ૧.

પ્રા. નવીન જે. શાહ

# વેકયૂમબ્રેકનો શોધક વેસ્ટીંગહાઉસ

રેલગાડીની સફરમાં દરેક ડબ્બામાં ગાડી ઊભી રાખવા માટેની સાંકળ હોય છે. આ સાંકળ એ જ વેકયમબ્રેક. એના શોધકનો આ પરિચય વાચકોને પ્રેરક નીવડશે.....

તમને આગગાડીમાં મુસાફરી કરવાનો પ્રસંગ જરૂર સાંપડ્યો હશે. અને તો પછી ટ્રેઈનના દરેક ડબ્બામાંથી પસાર થતી સાંકળ તરફ તમારું લક્ષ્ય અચૂક ગયું હશે. વળી તેનો ઉપયોગ પણ જાણતા હશો. પરંતુ તેના શોધકનું નામ તથા ટૂંક જીવન–પરિચય જાણવાની તમારામાંથી કેટલાને જિજ્ઞાસા થઈ છે?

આપણે જોઈએ છીએ કે ટ્રેઈન ઘોડાપૂરના વેગે લોહપંથ ઉપર વરાળશક્તિથી ધસમસતી દોડે છે, પરંતુ અચાનક ટ્રેઈનના પાટાને રસ્તે કંઈ રુકાવટ આવત તેને ત્વરિત કેમ રોકી શકાય તે જાણો છો? દુનિયાની કોઈપણ વસ્તુને નિરંકુશ રાખવી હિતાવહ નથી. આગગાડી પણ કંઈ નિરંકુશ નથી! અકસ્માતના પ્રસંગે પ્રત્યેક ડબ્બામાં રાખેલી સાંકળ (સંડાસની નહિ!) ખેંચવાથી દોડતી આખી ગાડી ક્ષણવારમાં ઉભી રહી જાય છે. સામાન્યતઃ આપણને સૌને આવી નવીન અને મહત્વની ચીજ પાછળ રહેલ વૈજ્ઞાનિક સિધ્ધાંત અને તેના શોધક વિશે જાણવાની જરૂર તમન્ના થાય

દુનિયાના ઘણાખરા મહાન માણસો જેમ નિર્ધન કુટુમ્બમાં જન્મે છે તેમ આ 'ટ્રેઈનમાં ખેંચવાની સાંકળ'ના આદ્ય પ્રણેતા જ્યોર્જ **વેસ્ટીંગહાઉસ** પણ દરિદ્ર કુટુંબમાં ઈ. સ. ૧૮૪૬માં જન્મેલ. તેના પિતા અમેરિકાના એક નાના ગામડામાં ખેડૂત હોવા ઉપરાંત સુથારનું કામ પણ કરતા. તેના જન્મ અગાઉના એક જ વર્ષે તેના પિતા કણુસલામાંથી ધાન્ય જુદું પાડવાનું યંત્ર ચલાવતા. ફલસ્વરૂપની આની પશ્ચાદ્ભૂ અસર પણ જ્યોર્જનું પ્રેરણાસોપાન ગણી શકાય.

જ્યોર્જ વેસ્ટીંગહાઉસના શિક્ષકોના અભિપ્રાયાનુસાર તે અભ્યાસમાં નિષ્ફળ નીવડેલ. તે એક એડોળ અને છેલ્લી પાટલી શોભાવતો વિદ્યાર્થી (!) હતો—

ગમે તેમ હોય, પરંતુ ચ ર્લ્સ ડાર્વિન, રોબર્ટ ક્લાઈવ અને થોમસ એડિસનની જેમ તે પણ એક 'ચોથરે વીંટયું' હતો.

તેના શિક્ષકો પણ સાચા હતા, કેમકે તક મળ્યે વિદ્યાભ્યાસનો પરિત્યાગ કરીને તે શ્રીમાન છરી વડે લાકડાંના એન્જીન બનાવવામાં મગ્ન રહેતા. કોઈકવાર આમાંથી જો તે પિતાની નજરે ચડી જતો તો પછી સારી પેઠે મેથીપાક પણ મળતો.

તેના પિતાનો એક કારીગર તેની વહારે ધાયો અને તેના આવાં કરતૂત માટે એક ખાનગી વર્કશોપ કાઢી આપી. ચૌદ વર્ષની ઉંમરે તેણે રીતસરના અભ્યાસને તિલાંજલી આપી અને પિતાની સાથે દોઢ રૂપિયા લેખે કામધંધે લાગી જવું પડ્યું—પરંતુ તેનું ચંચળ મન, મૂળ કામ પડતું મૂકીને કોઈ યંત્રની બનાવટમાં જ ચોટયું રહેતું તેના પિતા ઘણીવાર કહેતા સંભાળતા, 'છોકરો કેવો આળસુ છે! કામથી તો માઈલો દૂર ભાગે છે'

સત્તર વર્ષની ઉંમરે જ્યોર્જ અમેરિકાના આંતરવિગ્રહ માટે એક સૈનિક તરીકે ભરતી થયો—ફરીથી ૧૯ વર્ષની ઉમ્મરે તે કૉલેજમાં દાખલ થયો પરંતુ ફરીથી તે જ વાત! અહીં પણ પ્રાધ્યાપકો તેનાથી કંટાળ્યા—વેસ્ટીંગહાઉસનું મગજ 'મૃતભાષા' અને 'મૃતવિચારો' ગોખવા કરતા કંઈક નવીન રચનાત્મક કાર્ય તરફ જ ઢળતું.

તેની વય જ્યારે વીસ વરસની થઈ ત્યારે તેની સારા નસીબે શહેરમાં રેલ્વેના અકસ્માતના પરિણામે બે આગગાડીઓ અથડાઈ પડી અને બીજી ગાડીઓની અવરજવર અવરોધાઈ ગઈ. ત્યાં જઈને તેણે અર્ધા કલાકમાં જ ટ્રેઈનને પાટે ચઢાવી દીધી—તેના પારિશ્રમ્ય રૂપે જ તેને એક હજાર પૌંડ મળ્યાં તેની જ્વલંત કારકીર્દિનો આ સર્વપ્રથમ તબક્કો હતો અને





પછી તો તેણે પોતાનું લક્ષ્ય ટ્રેઈનમાં, સુધારા વધારા કરવા તરફ જ, કેન્દ્રિત કર્યું.

આ અરસા દરમ્યાન તેનામાં પ્રણયાંકુર ફૂટયાં. ગાડીના ડબ્બામાં માર્ગારાઈટ વૉકર નામની ખુબસૂરત યુવતી તેની દૃષ્ટિએ ચડી અને પરસ્પર નયનોનાં સંકેત-હીલાળાએ દિલનાં હૈયાં હચમચાવ્યાં. જાણે કે તેનું સઘળું નસીબ ગાડીના ડબ્બામાં જ છૂપાયેલું હતું. પરિચય પછી પ્રણય પરિણયમાં પરિણમ્યો અને .........માર્ગાની સાથે લગ્ન કરીને જીવનસંઝિલ પ્રતિ બન્ને રાહીઓએ કૂચ આરંભી.

તે પછીના થોડા જ સમયમાં ફરીવાર એક ભયંકર રેલ્વે અકસ્માત થયો—બંને એન્જીન સામસામાં ઊંચે ચડી ગયાં. બધું બરાબર જ હતું પરંતુ જ્યોર્જના મનમાં એક જ પ્રશ્ન ઘોળાતો હતો કે આમ બન્યું કેમ? બધાં જ મુંઝવણમાં હતા. ખૂદ સ્ટેશનમાસ્તર પણ કહેતા હતા કે 'તેમને ગાડી અટકાવવનો સમય જ નહોતો, એક જ ક્ષણમાં ગાડી કેમ રોકાઈ શકે?' આ વખતે વેસ્ટીંગહાઉસને મનમાં સ્ફૂર્યું કે, 'કંઈક નવીન યાંત્રિક-રચના શોધવી જોઈએ.' તે જમાનામાં ટ્રેઈનમાં માત્ર એક નકામી અને તદ્દન જૂની ઢબની હાથબ્રેક હતી.

જ્યોર્જે એક લાંબી સાંકળ બનાવી કે જેને ખેંચી ડ્રાઈવર ટ્રેઈનની ગતિ મંદ પાડી ઊભી રાખે. પરંતુ આ કઢંગી હતી. પછી તો તેણે વરાળના દબાણથી પ્રયોગો કરી જોયા તેમાં ઠંડી અને ગરમીની વિપરિત અસર થતી.

ત્યાર પછીના વર્ષમાં એક મહિલા The Living Age નામના વર્તમાનપત્રના પ્રચારાર્થે તેની પાસે આવી તો જ્યોર્જે ગ્રાહક થવા ઈન્કાર કર્યો. પરંતુ પાછળથી તેણે છાપું બંધાવ્યું. એક દિવસ તેણે છાપામાં 'બૂગદા' વિશે મોન્ટ સેનિસનો લેખ વાંચ્યો—અંગ્રેજ એન્જીનિયર સેનિસે રીત સમજાવી તેમાં લખ્યું હતું કે 'બૂગદામાં ૩,૦૦૦ ફૂટ પાઈપ લઈ હવાના દબાણથી કેવી રીતે ખડકમાં બાકોરું પાડી શકાય?'

આથી વેસ્ટીંગહાઉસ હર્ષઘેલો થઈ ગયો. તેના કૂટપ્રશ્નનું નિરાકરણ હવે હાથવેંત હતું. તેનું મન વિચાર ચગડોળે ચડયું કે જો ગોંધાયેલી હવાના દબાણથી બૂગદા કોતરી શકાય તો પછી ટ્રેઈનને બ્રેક કેમ ન લાગે? અન્ય સર્વ કામ છોડીને તેણે થોડા વખતમાં એક હવાઈ-બ્રેક પણ બનાવી કાઢી. લુહારની એક નાની કોઢમાં ભવિષ્યનો મહાન શોધક સાકાર પામ્યો. લગભગ બધા જ શોધકોને પડે છે તેવી પ્રારંભિક મુશ્કેલીઓ જ્યોર્જને પણ નડી. રેલ્વેના માણસોએ તેને ભેજાગેપ માન્યો અને પિતાએ આવી 'રમૂજ' માટે પૈસા આપવા માટે ઈન્કાર કર્યો.

એક બાદ એક એમ જ્યોર્જ રેલ્વેના ત્રણ મેનેજરોને મળી ચૂક્યો. ત્રીજી વ્યક્તિએ હવાઈ-બ્રેકની વાત હસી કાઢતાં તેને 'ચક્રમ' કહી બિરદાવ્યો. બધાંના સૂરનો ધ્વનિ એક જ હતો કે 'હવાથી ટ્રેન અટકાવવી એ માત્ર હવાતિયાં જેવી વાત છે, આજે જો ગાડી માત્ર હવાથી જ રોકાઈ શકે તો તો પછી કાલના ભવિષ્યમાં તો શું નું શું થશે? એ તો માત્ર શેખ-ચલ્લીના વિચારો છે.'

છેલ્લે તેને રેલ્વેનો ડબલ્યુ. ડબલ્યુ કાર્ડ નામે એક વ્યક્તિનો પરિચય થયો. પ્રયોગનો સઘળો ખર્ચ વેસ્ટીંગે જ વેઠવો તે શરતે તેને પોતાની ગાડી ઉપર પ્રયોગ કરવા દીધો. પણ ભાઈનાં ખિસ્સાં પરેડના મેદાન જેવાં સાફ હતા. મિત્રો પાસેથી ઉધાર લઈને પણ કાર્ય આગળ ધપાવ્યું. આખરે ટ્રાયલ (કસોટી) યોજવામાં આવી. ડેનિયલ નામના ટ્રેઈનના એન્જીન ડ્રાઈવરને દશ પૌંડની નોટ સરકાવીને તેણે કહ્યું, 'દોસ્ત બ્રેકને જરૂર તક આપજે.' જ્યોર્જ માનતો હતો કે દશ પૌંડની નોટ જ તેને માટે સર્વસ્વ છે.

અને થયું પણ તેમ જ. તેના નસીબ આડેનું પાંદડું ખસી ગયું. ટ્રાયલ કરતી ટ્રેનના રસ્તાની આડે એક ઘોડાગાડી આવી ચડી. કોચવાને ઘોડાને જેટલો દાબમાં રાખવા ઇચ્છ્યો તેટલો જ ઘોડો વધુ ઊછળ્યો, અને બરાબર રેલ્વેના બંને પાટા વચ્ચે જઈ ચડ્યો.



ડ્રાઈવરે એકદમ વેસ્ટીંગની હવાઈ બ્રેકને જોરથી દાબી અને પળમાત્રમાં જ ટ્રેન ઘોડા પાસે બે ફૂટ નજદીક ઊભી રહી ગઈ. આથી જ્યૉર્જ ખૂબ ફાવી ગયો અને તેની પેલી દસ પૌંડની નોટ જેવી લાખો નોટ તેના ચરણે ઢગલો થવા મંડી.

હવે તેણે આ બ્રેકનો પ્રચાર કાર્યક્રમ આદર્યો અને પોતાની બ્રેક રેલ્વે-કંપનીઓમાં ઘુસાડવા માટે તેને ખૂબ જ કમર કસવી પડી.—બધી કંપનીઓએ તેની બ્રેક સ્વીકારી. ઈ. સ. ૧૮૮૧માં તેની હવાઈ બ્રેક જ એક વિશિષ્ટ અને આદર્શરૂપ ( Standard ) ગણાવા લાગી. વેસ્ટીંગહાઉસે પિટ્સબર્ગમાં એક ગંજાવર કારખાનું સ્થાપ્યું. પાંત્રીશ વર્ષની વયે તે ધનવાન એવં કીર્તિવંત બન્યો.—પછી તેણે ૩૦થી વધારે વર્ષનું આયુષ્ય ભોગવ્યું અને જેમ એક દાણામાંથી ખેડૂત બીજા અઢળક દાણા ઉગાડે તેમ ગૅસ-એન્જીન અને વીજળીના કામની અંદર પણ નવી નવી કેટલીયે શોધ તેણે કરી.

આટલો સફળ મનુષ્ય હોવા છતાં તે સાદાઈમાં માનનારો નિરાભિમાની અને પરમાર્થી જ રહ્યો. તેની પાસે શક્તિનો-વિપુલ ખજાનો હતો. એક કરોડ અને વીસ લાખની પૂંજીવાળી તેની કંપનીમાં પચાસ હજાર કારીગરો કામ કરતા હતા.— મજૂરો અને તે, પરસ્પર માટે વફાદાર હતા. કહેવાય છે કે એકવાર જ્યૉર્જ જ્યારે નાણાંભીડમાં હતો ત્યારે તેના મજૂરોએ જ સ્વેચ્છાથી અધો પગાર લેવાનું નક્કી કરેલ.

આવો જ્યૉર્જ વેસ્ટીંગહાઉસ મજૂરોને કેળવતો અને તેમની સાથે સાહચર્યથી વર્તતો. ઈ. સ. ૧૯૧૪માં આ મહાન શોધકે ફાની દુનિયામાંથી વિદાય લીધી ત્યારે તેની શબવાહિની ઉપાડનાર તેના આઠ વૃદ્ધ મિકેનિક જ હતા. આ બધાં ૪૦થી વધુ વરસો સુધી તેની સંગાથે જ હતા. પરંતુ પોતાની શોધથી તે આજે અમર છે.



દેવજી રા૦ મોઢા

## શું ભાળ્યો ?

ગાયે જનમ્યો બેટડો,
આંખે આંસુ-ધાર;
શું ભાળ્યો સુત-કંધ પે
ભૂંડો ધૂંસરી-ભાર ?



જેઠાલાલ ત્રિવેદી

## પાંદડું

વૃક્ષથી પાંદડું ખર્યું,
સીતારો અવતાર-કાર્ય કરી કો, ખોળે જગન્માતને
જાયે તેમ પ્રસન્ન કૂદડી ફરી, ભેટે ભૂમિ અંકને

☆

હવામાં અને બીજા વાયુમાં કેટલો ભેજ છે એ જાણવા માટે લંડનની એક પેઢીએ યંત્ર શોધી કાઢયું છે. આ યંત્રની મદદથી તરત જ ઝાકળનું પ્રમાણ કેટલું છે એ જાણી શકાય છે અને યંત્ર સાથેના એક ગણત્રી યંત્રની મદદથી ઝાકળના પ્રમાણના આંકડા ઉપરથી એનું ઉષ્ણતામાન પણ જાણી શકાય છે. યંત્ર સર્વ રીતે સ્વયંપૂર્ણ છે અને ગમે ત્યાં લઈને ફરી શકાય તેવું છે. સાધારણ તાલીમ પામેલ કામદાર પણ તે ચલાવી શકે છે. એને ખાસ વાતાવરણમાં રાખવાની જરૂરત રહેતી નથી અને ગમે ત્યાં તેનો ઉપયોગ કરી શકાય છે.



**‘ ઊર્મિ-નવરચના ’** અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.

ફલ્ટન ઑર્સલર

# ઓછી બુદ્ધિવાળો છોકરો

**માનસશાસ્ત્રીની મદદથી કેળવણી ક્ષેત્રે ઠીક ઠીક કામિયાબી મળી છે. એવી કામિયાબીના ફળરૂપે એક મંદબુદ્ધિ નિશાળીઆને ભણવામાં સમય બગાડવાને બદલે રચનાત્મક કાર્યમાં જોડવાનું સૂચન અંગ્રેજી ઉપરથી શ્રી છોટાલાલ માનસિંગ કામદારે ગુજરાતીમાં ઉતારેલી આ કથામાં છે....**

આજનું સૌથી મોટું અનિષ્ટ એ છે કે આપણે બુદ્ધિ વિષયક કસોટીને હદ ઉપરાંતની અગત્ય આપી છે. યુક્તિવાળા પ્રશ્નોનો જવાબ આપવાની ઝડપ ઉપરાંત બીજા ઘણા ગુણોની મનુષ્યના વ્યક્તિત્વમાં જરૂર પડે છે. કોઈ માણસ બધી કસોટીઓમાં નિષ્ફળ નીવડે અને છતાં તેનું જીવન અદ્ભુત બને. કેનેડાના એક નાના છોકરાનું શું થયું તે હું તમને કહું.

તેને આપણે જહોનો માર્વિનના નામથી ઓળખીશું. તે સુથારનો પુત્ર હતો. તેની માતા ઘર પર દેખરેખ રાખવાનું કામ કરતી હતી. તેઓ કરકસરથી જીવન ગાળતાં હતાં. અને પોતાના પુત્રને કૉલેજમાં મોકલી શકાય તે માટે પૈસા બચાવતાં હતાં. જહોની હાયસ્કૂલના બીજા વર્ષમાં હતો ત્યારે અકસ્માત થયો.

જહોનીની ઉંમર બરાબર સોળ વર્ષની થઈ ત્યારે શાળા સાથે સંકળાયેલ એક મનોવિજ્ઞાનસાસ્ત્રીએ તેને પોતાની ખાનગી ઑફિસમાં બોલાવીને નીચે મુજબ કહ્યું:

'જહોની, હું તારા માર્કનો અભ્યાસ કરી રહ્યો છું અને તારી જ્ઞાનેન્દ્રિય સંબંધી—તારી શારીરિક પરીક્ષા સંબંધ તારી બધી પરીક્ષાઓનું મેં સૂક્ષ્મ અવલોકન કર્યું છે, મેં તારો તથા તેં પ્રાપ્ત કરેલ સિદ્ધિઓનો સંભાળપૂર્વક અભ્યાસ કર્યો છે.'

જહોનીએ કહ્યું: 'હું ખૂબ મહેનત કરું છું.'

મનોવિજ્ઞાનશાસ્ત્રીએ કહ્યું:'મુશ્કેલી ત્યાં જ છે. તેં ખરેખર ઘણી સખત મહેનત કરી છે, પરંતુ તેથી કઈ ફાયદો થયો નથી. તું તારા અભ્યાસમાં આગળ વધતો લાગતો નથી. તું તેને માટે નિર્માણ થયેલો નથી. મારા મત પ્રમાણે તું હાયસ્કૂલમાં રહે તે સમયનો વ્યય કરવા જેવું છે.'

છોકરાએ હાથમાં પોતાનું મોઢું ઢાંકી દીધું.

તેણે કહ્યું: 'મારાં માતા–પિતાને આથી ઘણું લાગી આવશે. તેમનો વિચાર મને કૉલેજનો અભ્યાસ કરાવવાનો છે!'

મનોવિજ્ઞાનશાસ્ત્રીએ છોકરાના ખભા પર પોતાનો હાથ મૂક્યો. તેણે કહ્યું: 'જહોની, માણસોમાં જુદા જુદા પ્રકારની શક્તિઓ હોય છે. એવાયે કેટલાયે ચિત્રકારો છે જેમને ગણિતની સાથે બાપેમાર્યું વેર હતું. એવા કેટલાય એન્જીનિયરો છે જે સંગીતશત્રુ હોય છે. પણ આપણા દરેકમાં કંઈ ને કંઈ વિશિષ્ટતા હોય છે અને તું તેમાં અપવાદરૂપ નથી. તારી વિશિષ્ટતા શું છે તેની તને કોઈક દિવસે ખબર પડશે, અને જ્યારે તને તેની ખબર પડશે ત્યારે તારાં માતાપિતા તારા માટે ગૌરવ લેશે.'

જહોન પછી કદી નિશાળે ગયો નહિ. શહેરમાં નોકરી મળવી મુશ્કેલ હતી છતાં તે ઘર–માલિકોના ઘાસના મેદાનોમાંથી ઘાસ કાપતો અને તેના ફૂલના ક્યારા સરખા કરતો. પછી એક વિચિત્ર વસ્તુ બની. થોડા સમયમાં જ તેના ગ્રાહકોને ખબર પડી કે તેનો હાથ શુકનિયાળ હતો. જે છોડવાની તે સંભાળ લેતો તે ઉઝરતા અને ફૂલો આપતા. ગુલાબ પણ ફૂલોથી ભરપૂર રહેતું. નાની આગળ આવેલી ભૂમિની નવેસરથી ગોઠવણ કરવાની સૂચના આપવાની તેને ટેવ પડી ગઈ. તે રંગનો પારખુ હતો અને આંખને ગમે તેવા અદ્ભુત મિશ્રણ કરી શકતો હતો.

એક દિવસ તે શહેરમાં ગયો ત્યારે તેણે ટાઉન હૉલના પછવાડે અણવપરાયેલ જમીન જોઈ. નસીબ કહો કે અકસ્માત કહો પણ બરાબર તે જ વખતે શહેરના એક મ્યુનિસિપલ સભ્ય ત્યાં આવી ચડ્યા. છોકરાએ સાહસ કરીને તેને કહ્યું: 'જો તમે મને રજા આપો તો હું આ ખાલી જગ્યામાં બગીચો ખડો કરી દઉં'. કાઉન્સિલરે કહ્યું: 'એવો વધારાની શોભા માટે આ શહેરમાં પૈસા પડ્યા નથી.'



છોકરાએ કહ્યું : ‘ તે માટે મારે કાંઈ પૈસા જોઈતા નથી. હું તો માત્ર બગીચો કરવા માગુ છું.’

આ કાઉન્સિલર તો રાજદ્વારી વ્યક્તિ હતો. કોઈ પણ સંજોગોમાં પૈસા ન માગે તેવી વ્યક્તિને જોઈને તેને નવાઈ લાગી. તે જહોનીને ઑફિસમાં લઈ ગયો અને જ્યારે તે ઑફિસમાંથી બહાર નીકળ્યો ત્યારે બધાની આંખે આવતી જગ્યા સાફ કરવાનો તેને પરવાનો મળ્યો. તે દિવસે બપોરે તે વધારાનાં ઓજાર, બી અને ધૂળ ઉછીનાં લાવ્યો. કોઈએ તેને રોપવા માટે થોડાં નાનાં ઝાડ આપ્યાં. બીજાઓને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તમોએ ગુલાબના છોડ અને વાડ પણ આપી જ્યારે શહેરના આગેવાન કારખાનાવાળાને આની ખબર પડી ત્યારે તેણે કેટલાક આંકડા પૂરા પાડવાની સ્વૈચ્છિક ઇચ્છા દર્શાવી.

થોડા જ સમયમાં નિર્જન જૂની કચરો નાખવાની જગ્યાનું નાના બાગમાં પરિવર્તન થઈ ગયું ત્યાં ઘાસથી આચ્છાદિત મેદાનો, વાંકાચૂંકા ફરવાના રસ્ત , આરામદાયક બેઠકો અને પક્ષીઓ માટે નાનાં ગૃહો થઈ ગયાં. આ યુવકે કેવા સરસ સુધારા કર્યા હતા તે વિષે શહેરના લોકો વાત કરવા લાગ્યા. જહોની માટે આ એક પ્રકારની જાહેરાત હતી. લોકોએ તેની બુદ્ધિનું પરિણામ જોયું અને તેને કુદરતી દશ્યોના માળી તરીકે ગણ્યો.

તે વાત પચીસ વર્ષ પહેલાંની છે. આજે જહોની બગીચાખાતાના ધંધાનો ઉપરી છે. તેના ગ્રાહકોનો વિસ્તાર પાડોશના પ્રાંતો સુધી પહોંચે છે.

જહોની હજુ પણ ફ્રેન્ચ બોલી શકતો નથી કે લેટિનનું ભાષાંતર કરી શકતો નથી. ત્રિકોણમિતિથી તે અજ્ઞાન છે. પરંતુ રંગ અને પ્રકાશ અને સુંદર દશ્યો તેના જીવન સાથે જડાયેલાં છે. તેનાં વૃદ્ધ માતાપિતા જહોની માટે ઓછાં ઓછાં થઈ જાય છે કેમકે તેણે માત્ર સફળતા જ પ્રાપ્ત કરી નથી—તે ધંધાદારી માણસ છે અને શહેરની એક ક્લબોનો સભ્ય છે—પરંતુ તેણે આ જગતને પોતાનો ભાગ રહેવા માટે વધારે સુંદર બનાવ્યો છે. જ્યાં જ્યાં તે તથા તેના માણસો જાય છે ત્યાં તેઓ લોકોની દૃષ્ટિ સમક્ષ સૌંદર્ય પાથરે છે

☆

# ચિનગારીઓ

પ્રભુએ તને જીવન સફળતા માટે કે નિષ્ફળતા માટે નથી આપ્યું, પણ માત્ર આગળ વધવા માટે આપ્યું છે.

નદી કંઈ એમ નથી કહેતી કે આ વનનો રસાળ પ્રદેશ છે માટે તેમાંથી હું વહું અને એમ પણ નથી કહેતી કે આ રણનો વેરાન પ્રદેશ છે માટે તેમાંથી હું નહીં વહું. એ તો પ્રભુ એને માટે જે પટ નક્કી કરે તેમાં થઈને વહે છે.

બીજ કંઈ એમ નથી કહેતું કે આ સ્થળમાં હું ઊગું અને એમ પણ નથી કહેતુ કે આ સ્થળમાં હું નહીં ઊગું: એ તો પ્રભુ એને માટે જે સ્થળ નક્કી કરે છે ત્યાં ઊગીને મોટા વૃક્ષરૂપ બને છે અને સૌ કોઈને પોતાની છાયા આપે છે.

બાણ કઈ બાણાવળીને એમ નથી કહેતું કે આ માણસ પર મને તાક અને એમ પણ નથી કહેતું કે પેલા માણસ પર મને ન તાકતો.

એ તો બાણાવળી એને જ્યાં મોકલે છે ત્યાં જાય છે અને પોતાનું કાર્ય બજાવે છે.

*

મન તો દૂધ છે, એમાં જો તું જગતરૂપ લીંબુનો ખાટો રસ નીચોવશે તો એ ફાટી જશે અને ગઠ્ઠાગઠ્ઠા થઈ જશે. પણ પ્રભુના પ્રેમનું મેળવણ ભળશે તો બધું જ મીઠા દહીંરૂપ બની જશે.

*

તળાવને તાલાવેલી થઈ કે હું ક્યારે સૂરજને ભેટું અને એનાં જળ હેલે ચઢ્યાં.

સૂરજ હસ્યો અને બોલ્યો, ‘ જેટલું તું ઊંચુંનીચું થઈશ એટલો હું તારાથી દૂર રહીશ. માટે શાંત થા અને હું તારા હૈયામાં આવીને વસીશ.’

અને તળાવ શાંત બન્યું. તરત જ સૂરજે પોતાનું વચન પાળ્યું.

—રજનીકાન્ત મોદી

☆





# તમે જાણો છો ?

[ સામાન્ય જ્ઞાન ખૂબ વધી શકે, સારી રીતે વિકસી શકે એવાં સાધનો અને સગવડો આજના યુગમાં વિશેષ છે. છતાં કેટલીક વખત એ જ્ઞાનનો પણ આપણી નવી પેઢીમાં સારો એવો અભાવ હોય છે. અહીં આપેલા ત્રીસ પ્રશ્નો પણ સામાન્ય જ્ઞાનના જ છે. થોડાક વિચાર કરવાથી એનો જવાબ પણ મળી શકે. એ માટે એટલું વિશાળ વાંચન અને વિચારશક્તિ હોવાં જોઈએ. એ ત્રીસમાંથી તમારા જવાબો કેટલાક સાચા છે એ આ બધા પ્રશ્નો પૂરા થયા પછી ક્રમવાર આપેલા જવાબો સાથે સરખાવી જોવાથી ખબર પડશે. ]

### પ્રશ્નો

૧. ઇક્વાડોર ક્યાં આવ્યું છે? એનું એ નામ શા માટે પડ્યું છે?

૨. ડાયનેમોમીટર શું છે?

૩. ટ્રાન્ઝિસ્ટરે ઈલેકટ્રોનિકસના ક્ષેત્રમાં ક્રાંતિ આણી છે એ મૂળ કઈ ધાતુ ઉપર કામ કરે છે?

૪. 'કેરેટ' માપનું એક એકમ છે. કઈ કઈ વસ્તુઓ કેરેટમાં મપાય છે?

૫. પપુઆન ભાષા એક ઘણા મોટા ટાપુના લોકો અને ઘણા નાના ટાપુઓના જૂથના લોકો બોલે છે. એ ટાપુઓ કયા?

૬. જીવનચરિત્ર અને આત્મકથા વચ્ચે શો ફેર છે?

૭. ગરમી એ શક્તિનો એક પ્રકાર છે. આ પ્રથમ કોણે સાબિત કર્યું એ તમે જાણો છો?

૮. બોફોર્ટ સ્કેલ શું માપવા વપરાય છે?

૯. યુરોપના એક દેશમાં ૨૫ રાજ્યો છે. એકમાં ઇટાલિયન, પાંચમાં ફ્રેન્ચ અને ૧૯માં જર્મન ભાષા બોલાય છે. એ દેશ કયો?

૧૯. ક્રિસ્ટોફર કોલંબસ ક્યાં જન્મ્યો હતો અને તેણે કઈ સાલમાં શોધ માટે સફર શરૂ કરી હતી?

૧૧. કૉમેટ, બોઇંગ ૭૦૭ અને કેરેવેલ આ ત્રણ વિમાનનાં નામ છે, એમાં કયું સામ્ય છે?

૧૨. ઇરાકને ૭ દેશો સાથે સરહદ છે—તે દેશોનાં નામ?

૧૩. યુરોપના એક દેશની રાજધાનીનું શહેર નદીથી બે ભાગમાં વહેંચાયેલું છે, બન્ને ભાગ નદીના સામસામા કિનારે છે. તેનું નામ?

૧૪. એશિયા અને યુરોપ વચ્ચે એક હજાર માઈલ જેટલી લાંબી પથરાયેલ ગિરિમાળા બે મોટા સમુદ્ર વચ્ચે આવેલ છે એનું નામ શું?

૧૫. અમેરિકાના પ્રમુખ અને કોંગ્રેસના કાયદા દ્વારા અમેરિકાના પ્રથમ માનદ્ નાગરિક કોણ બન્યું?

૧૬. જે. બી. પ્રિસ્ટલી એક જાણીતા લેખક છે. જોસેફ પ્રિસ્ટલી કોણ હતા?

૧૭. સંયુક્ત રાષ્ટ્રસંઘ (યુનો)નું વડું મથક કયા શહેરમાં છે?

૧૮. લોહી શરીરમાં વહે છે એની શોધ કોણે કરી હતી?

૧૯. આટલાંટિક સમુદ્રમાં એક મોટું જહાજ (૪૬૦૦૦ ટનનું) બરફના પહાડ સાથે



અથડાઈને સન ૧૯૧૨ની ૧૪મી એપ્રિલે ડૂબી ગયું હતું એનું શું નામ હતું?

૨૦. તાજેતરમાં અમેરિકાના પર્વતારોહકોની ટુકડીએ વિશ્વના ઊંચામાં ઊંચા શિખર એવરેસ્ટનું સફળતાપૂર્વક આરોહણ કર્યું હતું. આ શિખર ચઢવાનો પ્રથમ પ્રયાસ કોણે અને ક્યારે કર્યો હતો?

૨૧. પેડ્રિઆટ્રિસ્યન કયા પ્રકારના દાકતરને કહેવાય છે?

૨૨. પંડિત જવાહરલાલ નેહરુ, હેરોલ્ડ મેકમિલન, લેસ્ટર પીઅરસન અને કે. જે. હોલીએક—એ બધામાં કાંઈક સામ્ય છે તે કયું?

૨૩. દક્ષિણ અમેરિકામાં આર્જેન્ટિના, ક્યુબા અને મેકિસકો સહિત સાત દેશોમાં 'પેસો' નામનું ચલણ ચાલે છે. દક્ષિણ અમેરિકામાં ન હોય તેવા એક દેશમાં પણ તેનું ચલણ છે. એ દેશનું શું નામ?

૨૪. ઇંગ્લેન્ડમાં સન ૧૭૯૬માં ડૉ. એડવર્ડ જેન્નરે પહેલી વખત રસી મૂકવાની પદ્ધતિનો અમલ કર્યો હતો. આ રસીએ કયા ભયંકર રોગને કાબૂમાં આણ્યો હતો?

૨૫. સોનું, પ્લેટિનમ, સીસું અને તાંબુ એમાંથી કઈ ધાતુ સૌથી વધુ ભારે છે?

૨૬. ગ્રહો અને તારાના અભ્યાસ માટે સૌ પ્રથમ કોણે વ્યવહારુ ટેલીસ્કોપ વનાવ્યો હતો?

૨૭. ચાઉવાદ—જેને અંગ્રેજીમાં 'ચાઉવિનિઝમ' કહે છે એ શું છે?

૨૮. રિયાલ, ડાયમા અને લિરા એ ત્રણ નાણાં-ચલણો છે. એ કયા દેશનાં છે?

૨૯. ચીનની ૨૯૦૦ માઈલ લાંબી નદી તિબેટમાંથી નીકળી સારાય ચીનમાંથી પસાર થઈ પોહાઈની સામુદ્રધુનીને મળે છે એ નદીનું શું નામ છે?

૩૦. કેપ હોર્ન ક્યાં આવ્યું છે?

*

### ઉત્તરો

૧. ઇક્વિાડોર દક્ષિણ અમેરિકાનું એક પ્રજાસત્તાક છે. વિષુવવૃત્ત જેને અંગ્રેજીમાં 'ઇક્વેટર' કહે છે તે આ દેશમાંથી પસાર થાય છે માટે તેને ઇક્વિાડોર કહે છે. ઇક્વિાડોરનો અર્થ વિષુવવૃત્ત થાય છે.

૨. કોઈપણ યંત્રથી ઉત્પન્ન થતાં બળ કે શક્તિ માપતું સાધન.

૩. જર્મેનિયન નામની ધાતુનો વાળ જેટલો પાતળો તાર એના મૂળમાં રહે છે જેના ઉપર ટ્રાન્ઝિસ્ટર કામ કરે છે.

૪. હીરા અથવા બીજા કીમતી નંગો કેરેટમાં મપાય છે. એક કેરેટ લગભગ—૦.૨ ગ્રામ જેટલું થાય છે. સોનાની શુદ્ધતા કેરેટમાં મપાય છે. શુદ્ધ સોનું '૨૪ કેરેટ' હોય છે.

૫. ન્યૂ ગીની અને સોલોમન ટાપુઓ.

૬. જીવનચરિત્ર બીજાના જીવન માટે લખાય. પોતાના જીવન વિષેના પુસ્તકને આત્મકથા કહે છે. અંગ્રેજીમાં 'બાયોગ્રાફી' અને ઑટોબાયોગ્રાફી શબ્દો મૂળ ગ્રીક શબ્દો ઉપરથી આવ્યા છે.

૭. બ્રિટિશ વિજ્ઞાની કાઉન્ટ રુમ્ફોર્ડ (૧૭૫૩–૧૮૧૪) જેઓ અમેરિકામાં જન્મ્યા હતા.

૮. બૉફોર્ટ સ્કેલ પવનની ગતિ માપવા વપરાય છે જેની સન ૧૮૦૫માં શોધ ઍડમિરલ સર ફ્રાન્સિસ બૉફોર્ટે કરી હતી.





૯. સ્વિટ્ઝર્લૅન્ડ.

૧૦. જીનોઆ ઈટાલીમાં જન્મ્યો હતો અને તેણે શોધ માટે સફર સન ૧૪૯૨માં શરૂ કરી હતી.

૧૧. એ ત્રણેય જેટ વિમાનોનાં નામ છે—અનુક્રમે બ્રિટિશ, તુર્કી અને ઈરાન.

૧૨. સઉદી અરેબિયા, સીરિયા, જોર્ડન, કુવૈત, તુર્કી અને ઈરાન.

૧૩. હંગરી દેશ. એની રાજધાની બુડાપેસ્ટ બે શહેરો—બુડા અને પેસ્ટ એ નામથી ડાન્યુબ નદીને લીધે વહેંચાયેલો છે.

૧૪. કાળો સમુદ્ર અને કાસ્પિયન સમુદ્ર વચ્ચે આવેલ કૉકેસસ ગિરિમાળા.

૧૫. સર વિન્સ્ટન ચર્ચિલ.

૧૬. જોસેફ પ્રિસ્ટલી (૧૭૩૩–૧૮૦૪) એક બ્રિટિશ રસાયણશાસ્ત્રી હતા જેમણે ઑક્સીજન, એમોનિયા, કાર્બન મોનોક્સાઈડ અને કાર્બન ડાયોક્સાઈડની શોધ કરી હતી.

૧૭. ન્યૂ યૉર્ક.

૧૮. અંગ્રેજ દાક્તર વિલિયમ હાર્વીએ (૧૫૭૯–૧૬૫૭) આ શોધ કરી હતી.

૧૯. સફેદ તારાના ચિહ્નવાળું જહાજ 'ટાઈટૅનિક'

૨૦. સન ૧૯૫૩ના મેમાં સર જ્હૉન હંટની આગેવાની હેઠળની બ્રિટિશ પર્વતારોહકોની ટુકડી.

૨૧. બાળકોનાં દર્દોના નિષ્ણાત દાક્તરને પેડ્રિઆટ્રિસ્યન કહેવાય છે. ગ્રીક શબ્દ 'પાઈસ' જેનો અર્થ છોકરો કે બાળક થાય છે તેના નામ ઉપરથી આ નામ પડયું છે.

૨૨. એ બધા વડાપ્રધાનો છે. અનુક્રમે ભારત, બ્રિટન, કૅનેડા અને ન્યૂ ઝીલૅન્ડ દેશોના.

૨૩. ફિલિપિન્સ.

૨૪. બળિયા.

૨૫. પ્લૅટિનમ.

૨૬. ગેલિલીઓ ગેલિલી (૧૫૬૪–૧૬૪૨) એ ઈટાલિયન ગણિતશાસ્ત્રી અને ખગોળવેત્તા હતો. એ એના નામના પહેલા શબ્દથી સામાન્ય રીતે ઓળખાય છે.

૨૭. એનો અર્થ પોતાના દેશ માટે તર્ક વગરનો અને વધારે પડતો રાષ્ટ્રપ્રેમ અને ગૌરવ થાય છે. નેપોલિયન પહેલા પાછળ ફના થનાર એક ફ્રેન્ચ સૈનિક નિકોલાસ ચાઉવિનના નામ ઉપરથી આ શબ્દ આવ્યો છે.

૨૮. ઈરાન (રિયાલ), ગ્રીસ (ડ્રાચમા) અને ઈટાલી (લિરા).

૨૯. હોવાંગ–હો અથવા યલો રિવર

૩૦. દક્ષિણ અમેરિકા ખંડના દક્ષિણ ભાગમાં છેક છેલ્લે છેડે ચલિયન ટાપુ ટીરરા–ડેલ–ફ્યુગો ઉપર આવેલું છે. સન ૧૫૭૮માં અંગ્રેજ ખલાસી ડ્રેકે એને પ્રથમ જોયું હતું પરંતુ સન ૧૬૧૬ માં ડચ ખલાસીએ એને નામ આપ્યું હતું.

★



# તમારી ઘડિયાળ કેવી રીતે સાચવશો ?

સામાન્ય ઘડિયાળમાં ૧૫૦ છૂટા ભાગો હોય છે અને અલગ અલગ ૨૪૦૦ જેટલી ક્રિયા દ્વારા એ તૈયાર થાય છે. એના સમતુલા ચક્ર ઉપર કલાકના ૧૮ હજાર ધબકારા થતા હોય છે—એક સેકન્ડમાં પાંચ, મહિનામાં ૧૨, ૯૬૦,૦૦૦ અને વર્ષમાં ૧૫૭, ૬૮૦,૦૦૦!

સમતુલા ચક્ર દરેક ધબકારા સાથે એક ઇંચના ૧. ૪૩ ભાગ જેટલું ચાલે છે—ચોવીસ કલાકમાં પોણા દસ માઇલ. મહિનામાં ૨૯½ માઇલ અને વર્ષમાં ૩,૫૮૮½ માઇલ!

ઘડિયાળ ખૂબ જ વ્યવસ્થિત ચાલે માટે તેની પૂરતી કાળજી રાખવી જરૂરી છે. રોજ સવારે નિયમિત રીતે એને પૂરી ચાવી આપશો જેથી પૂરી શક્તિ મેળવી કામ આપી શકે. રાતે તેને પૂર્ણ આરામ આપશો—બની શકે તો તેને આડી મૂકીને—એનો પાછળનો નીચે સપાટ રહે એ રીતે!

ઘડિયાળને હાથ ઉપરથી કાઢી ઠંડી જગ્યા ઉપર કદી મૂકશો નહીં કારણ કે એકએક હાથની ગરમી પાસેથી ઠંડી જગ્યા ઉપર મૂકાતાં એના ઉપર વાતાવરણની અસર થયા વગર રહેતી નથી. ઉષ્ણતામાનની કાળજી ઉપરાંત ધૂળ, કાંકરી કે રેતીથી એને બચાવશો.

પાણી સામે સાવચેતી ન રાખવાથી કેટલીકવાર ઘડિયાળ બિલકુલ ઉપયોગમાં ન લઈ શકાય તેવા નુકશાનમાં ઊતરી પડે છે. ચાવીવાળા ભાગમાંથી પાણી જતાં કાટ થાય છે. કેટલીકવાર ઘડિયાળને એવો માર પડે છે, જેને કારણે કદાચ એ ચાલતુ બંધ ન પડે પરંતુ એમાં જોખમ ઘણું જ! ધક્કો વાગવો, પડી જવું કે આંચકો વાગવો! ભારે કામ કરતી વખતે કે રમતમાં જોડાતી વખતે ઘડિયાળને કાઢી નાખવી સારું થઈ પડે.

માણસને જેમ ખોરાકની જરૂર પડે છે તેમ ઘડિયાળને તેલની આવશ્યકતા રહે છે. અમુક સમય થતાં તેલ જામી જાય છે અને એ તથા તેની સાથે જામેલો કચરો કાઢવો જરૂરી બને છે અને તે પછી નવું તેલ પૂરવું જોઈએ. આ બધું સંભાળવામાં આવે અને કાળજી રાખવામાં આવે તો સારી જાતનું ઘડિયાળ સમય આપવામાં વફાદાર રહેશે અને તેના જીવનના મોટા ભાગ દરમિયાન તે દુરસ્તી માટેની દુકાનમાં ન રહેતાં તમારે કાંડે જ રહેશે!

—મોના કુરરન



[ સમયનાં ક્ષીર નીર—૯મા પાનાથી ચાલુ ]

લોક પોતાનો વિજય માને છે. પોલીસ હજુ પારકી જ રહી છે ને લશ્કર હજી ચીનના હૂમલા પછીયે દેશમાં માન ધરાવતુ થયું નથી. અનેક લોકોને આવી વખતે નાગરિકના ધર્મ સમજાયા નથી, સૂઝયા તો એને અમલ થયો નથી. કેમ જાણે એક તમાશો થઈ રહ્યો હોય એમ સહુ એની મજા માણીને કે બચીને ચાલ્યા છે. મુંબાઈની સાઠેક લાખની વસતીને એના દશમા ભાગના માણસોએ મહાત કરી છે. શહેરી સંસ્કૃતિનું એક દુઃખદ પ્રકરણ અહીં ઇતિહાસની તવારીખ બન્યું છે જ્યારે હડતાળ પડે છે ત્યારે હડતાળ પાછી ખેંચી લેવાનો આગ્રહ થાય છે. આ આગ્રહ ખોટો છે. હડતાળની બધી માગણીઓ એકદમ ન્યાયી ઠરી જાય છે અને સમાધાનના લેબાશમાં બધું જ ચૂકવવાની તૈયારીઓ ચાલે છે. એ વખતે એમ જણાય છે કે જાણીબૂઝીને હડતાળ પાડવાનું ઉત્તેજન આપવામાં આવે છે જેથી 'વર્કર'ની માગણીઓ પૂરેપૂરી ચૂકવતાં કાવે. સહુ કોઈ જાણે છે કે 'વર્કર' 'સાશક' અને 'શોષક' (કામદાર, સરકાર, અને ઉદ્યોગપતિ) અંદરખાનેથી મળીને ભારતની સમૂઢ જનતાને કટકેકટકે હલાલ કરી રહ્યા છે. આ હડતાળ પડી એ જ વખતે ફરી આવી હડતાળ પાડવાનું નક્કી થઈ ચૂક્યું હશે. ત્યારે પણ એકાદ પ્રધાન અંગત લાગવગ વાપરવા દોરીસંચાર કરશે ને ત્રાસેલી પ્રજાના માથા ઉપર સમાધાનના ખીલા ઠોકી મારશે. કોઈને એમ નથી કહેવું કે સોંઘવારી તો કાલે લાવી શકીશું પણ તો પછી ઘણી વસતીવાળા આ દેશમાં એવી જ મોટી બેકારી આવશે ને જીવન ધોરણ નીચે ઊતરી પડશે. 'વર્કર'ના પાટલુનો ને કાંડા ઘડિયાળો, સિનેમા ને હોટેલો—એવું કેટલુંય આ મોંઘવારીને જ આભારી છે. એમાં ખેડૂતોને કોઈ જોતું કે પૂછતું પણ નથી.







કાર્લ સ્ટાફ

# કડવી નારંગી

પ્રજાસત્તાક સ્પેઈનની વહારે ગયેલી આંતરરાષ્ટ્રીય સૈનિક-ટુકડીના એક સેનાની અને જાણીતા સ્વીડીશ પત્રકાર કાર્લ સ્ટાફે જે નજરે જોયું તે અહીં રજૂ થાય છે. સ્પેઈનમાં પ્રવર્તતાં દારુણ દારિદ્ર અને નિરક્ષરતા વિષે જાણીને આપણે તો છક જ થઈ જઈએ.....

સ્પેઈનના દક્ષિણ ભાગમાં આવેલા દક્ષિણ આંદાલુસિયાના એક શહેરમાં, રસ્તો સાફ કરનાર એક પેપ નામના ઝાડુવાળાનો મને મારા તાજેતરના પ્રવાસ દરમ્યાન ભેટો થઈ ગયો.

જ્યારે અમે પહેલી વાર આવ્યા ત્યારે પેપે મને હું વતન પાછો ફરૂં ત્યાંથી કાગળ લખવાની વિનંતિ કરી. મેં તરત જ, મારી નોંધપોથી અને ફાઉન્ટનપેન, તેના હાથમાં મૂક્યાં—અને કહ્યું કે 'તુ આમાં તારું પૂરું નામ અને સરનામું લખી આપ.'

એક ક્ષણ તે ખચકાયો અને પછી ભારે શરમ અનુભવતો હોય તેવા ભાવથી બોલ્યો: 'શ્રીમાન સાહેબ, મને માફ કરજો, પણ મને લખતાંવાંચતાં આવડતું નથી.'

આ જુવાનના ચહેરા પર ક્ષોભ અને સંકોચના ભાવો સ્પષ્ટ તરી આવ્યા. તેની ઉંમર કરતાં તે વધુ પાકટ લાગતો હતો. તેનો આ જવાબ સાંભળીને હું ખસિયાણો પડી ગયો. મનોમન મને ઉદ્વેગ થયો કે ક્યાં મેં તેના હાથમાં કલમ મૂકી અને એને ઝંખવાણો પાડી દીધો. એના કરતાં મેં જ જો તેનું નામઠામ લખી લીધાં હોત તો સારું થાત!

થોડા દિવસ પછી, ફરીવાર મને પેપનો એક સ્થાનિક મેળામાં ભેટો થઈ ગયો. લોટરીમાં જીતેલી પ્લાસ્ટિકની પ્લેઈટ હાથમાં લઈને તે ઊભો હતો. મેં તેને મારી સાથે આવવા કહ્યું. અમે બન્ને જ્યાં મોટા ભંડારો આવેલા હતા તેવા શહેરના આલીશાન રાજમાર્ગ પર ચાલતા હતા. આ ભંડારોની દુનિયા, પેપની દુનિયા કરતાં તદ્દન જુદી હતી. ભાગ્યે જ તેણે કદી આ ભંડારોમાં કદમ મૂક્યા હતા. તો તેમાંથી કોઈ ચીજવસ્તુ ખરીદવાની વાત જ ક્યાં રહી?

મેં આસ્તેથી પેપને પૂછ્યું: 'તુ અભણ કેમ રહ્યો છે?' જવાબમાં તેણે કહ્યું કે 'કદાચ, હું ખોટા સમયે જન્મ્યો. મારાથી બે મોટા ભાઈ છે. એ બન્ને જણા થોડું ભણ્યા છે. અમે કુલ પાંચ ભાંડરૂં છીએ. એમાં હું વચેટ છુ. મારાં માબાપ, પહેલાં બે છોકરાંઓને માંડ ભણાવી શક્યાં; કારણકે બીજા છોકરાઓને ભણાવવાના તેમની પાસે પૈસા નહોતા. મારે પણ મારા માબાપની ટૂંકી આવકમાં પૂરવણી કરવા કમાવું પડે છે. તમને ખબર છે હું દરરોજ કેટલું કમાઉં છું. ફક્ત ૨૧ પેસેતાસ!'

'બસ એકવીસપેસેતાસ?—અરે ગઈ કાલે સાત નારંગી ખરીદી તેના એકત્રીસ પેસેતાસ મેં ચૂકવેલાં! સાત નારંગી જેટલી જ શું તારી રોજી?'

'હા સાહેબ, સ્પેઈનમાં પુષ્કળ નારંગી થાય છે. બગીચાઓમાં, જાહેર માર્ગો પર, ચારે બાજુ તે પાકે છે. જે નારંગી નીચે પડી જાય તે વીણીને અમે ખાઈ શકીએ છીએ પણ તે અમારી જિંદગી જેવી જ કડવી હોય છે!'

મેં એને નવો સવાલ કર્યો: 'શું તુ જિંદગીભર ઝાડુવાળો જ રહેવા માગે છે?'

'ના. હું વીજળીકામ શીખવા માગું છું. મારા ઘરમાં વીજળીનું ફીટીંગ મેં જ કર્યું છે. જ્યારે ફ્યુઝ જાય છે ત્યારે હું જ તે નાખી આવું છું. મારા એક મિત્ર પાસેથી હું આ કસબ શીખ્યો છું.'

'પણ તને જો લખતાંવાંચતાં ન આવડતું હોય તો તું વીજળી કામ શી રીતે શીખી શકે? શું તને ભણવામાં કોઈ મદદ કરે તેમ નથી?'

'ના. સાહેબ, જે વિસ્તારમાં રહું છું ત્યાં બધા મારા જેવા અભણ જ છે.'

સ્પેઈનના હજારો જુવાનિયાઓ, પેપની જેમ નિરક્ષર છે. આ હકીકતની મને વિશેષ પ્રતીતિ સેવિલ નામના શહેરથી થોડા ગાઉ દૂર આવેલા એક ગામડાની મુલાકાતે હું ગયો ત્યારે થઈ. મેન્યુએલ નાવારો નામનો સ્પેનિશ વિદ્યાર્થી, મારી સાથે હતો. આ ગામડામાં ત્રણ હજાર



ખેડૂતો, ગારાનાં, નીચાં ઘોલકાં જેવાં મકાનોમાં રહે છે. એ ઘરોની આજુબાજુ એક મોટું દેવળ છે. આ ગામમાં નગરપતિ, તબીબી પાદરી અને સાધ્વીઓ સિવાય બધા જ અભણ છે.

મહેનતકશ લોકોનાં બાળકોને ભણવા માટે જરાય સગવડ નથી. તેનું કારણ એ છે કે સ્પેઈનમાં કેળવણી ખૂબ ખર્ચાળ છે. અને તેનું સંચાલન દેવળના ધર્મધૂરંધરો કરે છે. જેણે કેળવણીનો વેપાર માંડ્યો છે, સ્પેઈનમાં ફ્રાન્કોના આપખુદ શાસનની સ્થાપના પછી પ્રજાસત્તાક સ્પેઈને કેળવણી અંગે જે સુધારા દાખલ કર્યા હતા તે તેણે રદ કર્યા.

આટલા માટે જ સ્પેઈનમાં પેપ જેવા હજારો જુવાનોની જીંદગી ઝેર થઈ ગઈ છે અને તેઓ અજ્ઞાન અને નિરક્ષરતાના અંધકારમાં સબડે છે. ફ્રાન્કોના આપખુદ શાસને અનેક દૂધમલ જુવાનો પાસેથી, ઉજ્જવળ ભવિષ્ય આંચકી લીધું છે.





યુદ્ધ મોરચે સતત પ્રવૃત્તિપરાયણ આપણું હવાઈદળ એક નવા જ તબક્કામાંથી પસાર થઈ રહ્યું છે. હવાઈ દળનું એક લડાયક વિમાન બાજુના ચિત્રમાં તેની કામગીરી બજાવવા માટેની તાલીમ લઈ રહેલું નજરે ચડે છે. વિમાની અને વિમાન બન્નેને સરખું જ કાળજીસર્યું કામ લેવાનું હોઈને આ વિમાન એવા વિશાળ ફલક ઉપર અખતરા કરી રહ્યું છે કે જ્યાં એને કોઈ મુશ્કેલી નડે નહિ.



શશીકલા ત્રિવેદી

# છાત્રનગર

કેળવણીનું ક્ષેત્ર વિસ્તરતું જાય છે તેમ તેમ વિદ્યાર્થીઓને દરેક રીતે અવનવું જ્ઞાન મળે છે. વિદ્યાર્થીઓના આવાસો કે છાત્રાલયો પણ એ જ રીતે વિકાસ પામતાં રહે છે. આવાં છાત્રાવાસો મોટા સમૂહમાં હોય ત્યારે એક નાનકડું નગર જ બની જાય છે જેનું સંચાલન વિદ્યાર્થીઓ જ કરે છે. અહીં તેનો પરિચય છે......

વિદ્યાર્થીઓ ઘરમાં રહી આપણા શહેરમાં કોલેજમાં અભ્યાસ કરે છે. પરંતુ આપણે હમણાં હમણાં જોઈએ છીએ કે કોલેજનાં સ્થાનો શહેરથી દૂર હોય છે જ્યાં ઘણી કોલેજો અને ઘણી હોસ્ટેલો હોય છે. આમ આવાં સ્થાનો છાત્રનગર સમાં બની રહે છે. ભારતમાં ઠેર ઠેર આવા નાનાં મોટાં છાત્રનગરો બન્યાં છે.

જર્મનીના પુરાણા શહેનશાહી નગર આશેનમાં ફેડરલ રીપબ્લિક ઓફ જર્મનીની સૌથી મોટી શ્રેષ્ઠ ટેકનિકલ કોલેજો આવેલી છે. એકલા આ વર્ષમાં જ જગતના લગભગ તમામ ભાગોમાંથી આવેલા દશ હજાર જેટલા ભાવિ આર્કિટેકટો, મીકેનીકલ એન્જિનિયરો, ઈલેકટ્રીકલ એન્જિનિયરો વગેરે અહીં અભ્યાસ કરી રહ્યાં છે. વિદ્યાર્થીઓ માટે ખાનગી નિવાસસ્થાન શોધી આપવામાં પડતી મુશ્કેલીના કારણે તેમ જ વિદ્યાર્થીઓની વધતી જતી સંખ્યાને કારણે આશેનમાં આજથી દશ વર્ષ પહેલાં વિદ્યાર્થીઓના વસવાટ માટેનું એક આગવું 'છાત્રનગર' બાંધવામાં આવ્યું હતું. આ નગરની રચના થતા જર્મન વિદ્યાર્થીઓ અને વિદેશોમાંથી આવેલા વિદ્યાર્થીઓ સુંદર નાનકડાં મકાનોમાં એક સાથે રહી શકે છે. અને આંતરરાષ્ટ્રીય એકતાનો અનુભવ કરે છે. વિદેશી વિદ્યાર્થીઓ અને જર્મન વિદ્યાર્થીઓનું પ્રમાણ છાત્રનગરમાં પણ કોલેજના પ્રમાણ જેટલું જ હોય છે. ૨૦ ટકા વિદેશી વિદ્યાર્થીઓ અને ૮૦ ટકા જર્મન વિદ્યાર્થીઓ હોય છે. એક જાપાનીઝ પ્રોફેસર પણ કુલ ૧૧૦ વિદ્યાર્થીઓ સાથે અત્યારે રહે છે.

આ છાત્રનગરમાં વિદ્યાર્થીઓ બે થી ત્રણ વર્ષના મર્યાદિત ગાળા માટે જ રહે છે. તેમ છતાં પણ એક લોકશાહી ગ્રામરચનાની માફક સંપૂર્ણ સફળતાપૂર્વક કાર્ય કરતી એક પાર્લામેંટ પણ આ નગરમાં છે. આ પાર્લામેંટની બેઠક દર સત્રમાં બે વાર મળે છે. અને સામાન્ય હિતના પ્રશ્નો ચર્ચે છે. આ નગરવાસીઓના પ્રતિનિધિઓનું મંડળ 'વિલેજકાઉન્સીલ' તરીકે ઓળખાય છે. અને ટેકનિકલ કોલેજના છાત્રો તથા જુદા જુદા વિદ્યાર્થી મંડળોનું તે પ્રતિનિધિત્વ ધરાવે છે. આ 'વિલેજકાઉન્સિલ'ના વડા તરીકે મેયર હોય છે અને દર વર્ષે નવા મેયરની ચૂંટણી થાય છે. અન્ય બાબતોની સાથે સાથે છાત્રનગરમાં જગા ખાલી પડે ત્યારે ત્યાં રહેવા માટે કોને પરવાનગી આપવી તેનો નિર્ણય પણ મેયર કરે છે. દર વર્ષે કેટલાક વિદ્યાર્થીઓ અભ્યાસ પૂરો કરી જવાથી તથા કેટલાક યુનિવર્સિટી બદલવાથી છાત્રનગર છોડીને જાય છે. અને એ કારણે દર વર્ષે લગભગ ૨૦ ટકા જગાઓ પૂરવાની થતી હોય છે.

આ વર્ષે છાત્રનગરના મેયર તરીકે ઘાનાના એક આફ્રિકન વિદ્યાથી છે. મેયર શ્રી કોડજો કુડિયાલેર કહે છે કે 'દરેક ઉમેદવારનો ઈન્ટરવ્યુ એક જરૂરી બાબત છે અને આવા ઈન્ટરવ્યુ પરથી જ એ ઉમેદવાર છાત્રનગરમાં વસવા માટે યોગ્યતા ધરાવે છે કે કેમ તેનો નિર્ણય સિલેકશન કમિટી કરે છે.' અન્ય આમ પ્રશ્નો અંગે પણ મેયર નિર્ણયો કરે છે. ઉદાહરણ તરીકે ખાનગી કારોને નગરમાં હાંકવાની પરવાનગી આપવી કે કેમ, કારોને બહાર ઊભી રહેવા દેવી કે નહિ, નવી લોન ઊગાડવી કે નહિ અથવા અમુક પ્રવૃત્તિઓ મધ્યરાત્રિ બાદ મોડે સુધી ચાલવા દેવી કે કેમ વગેરે બાબતોનો નિર્ણય મેયરે કરવાનો હોય છે. અભ્યાસ કરી રહેલા વિદ્યાર્થીને સારા ખોરાક ઉપરાંત શાંત નિદ્રાની પણ એટલી જ જરૂરત હોય છે. અને એટલે મધ્યરાત્રિ સુધી ગાયન વગેરેના કાર્યક્રમો કે અન્ય પ્રકારનો ઘોંઘાટ ચાલુ રાખવા દઈ શકાય નહિ.

મેયરની ફરજો ફક્ત આ શિસ્ત જાળવણીના પગલામાં જ સમાપ્ત થતી નથી. મેયરની મદદ દ્વારા જ



છાત્રો નૃત્ય સંભાષણો અને ચર્ચાસભાઓના કાર્યક્રમ યોજે છે. બર્લિન અથવા પેરિસ જેવા નજીકનાં સ્થળોના પર્યટનો પણ આ મંડળના ઉપક્રમે યોજાય છે. તદુપરાંત સાહિત્ય સંગીત ફોટોગ્રાફી રમતગમતો વગેરે સામુદાયિક પ્રવૃત્તિઓના ભરચક કાર્યક્રમો પણ ભારે ઉત્સાહપૂર્વક ઉજવવામાં આવે છે.

પશ્ચિમ જર્મનીમાં આ છાત્રનગરમાં ૨૦ ટકાની લઘુમતિવાળા જૂથનો સભ્ય એ નગરનો મેયર કેવી રીતે બની શક્યો? આ પ્રશ્ન સ્વાભાવિક જન્મે તેવો છે. પરંતુ લોકશાહીમાં તો સામાન્ય વ્યક્તિત્વનો પ્રભાવ નિર્ણયાત્મક બને છે. કોડજે કુડિયાલેર પોતાના વર્તન અને સાલસ સ્વભાવ વડે મોટું મિત્રમંડળ જમાવી શક્યો છે અને છાત્રનગરમાં તેઓ એટલા લોકપ્રિય બની શક્યા છે કે મેયર તરીકેની તેમની ચૂંટણી લગભગ સર્વાનુમતે થઈ હતી. મીકેનિકલ એન્જિનિયરીંગના આ ત્રીસ વર્ષની વયના વિદ્યાર્થીએ સાબિત કરી આપ્યું છે કે તેઓ એક ખંતીલા વિદ્યાર્થી હોવા ઉપરાંત એક સારા પિયાનોવાદક અને પાકશાસ્ત્રી છે એટલું જ નહિ પરંતુ છાત્રનગરમાંના આંતરરાષ્ટ્રીય સમુદાયતંત્રના સફળ સુકાની પણ છે.



એક ગરીબ છતાં પ્રમાણિક માણસની પાંચ વર્ષની બાળકીને એકવાર પેટમાં દુઃખવા આવ્યું. તેની પત્નીના આગ્રહથી એ શહેરમાં દવા લેવા ગયો. એને પાછા ફરતાં ખૂબ વાર લાગી. દરમિયાનમાં બાળકીનો દુઃખાવો મટી પણ ગયો.

વરસો વીત્યાં પણ પેલો માણસ પાછો ન જ આવ્યો. પેલી બાળકી મોટી થઈ અને પરણી પણ ખરી. એની માતા સાથે જ રહેવા લાગી. એક બાળકીની એ માતા થઇ ત્યારે એની મા મરી ગઈ. હવે દીકરી–જમાઈ બન્ને એ જ ઘરમાં રહેવા લાગ્યાં અને નાની બાળકીને મોટી કરવા લાગ્યાં. એ બાળકી પાંચ વરસની થઈ ને એને પેટમાં દુઃખવા આવ્યું. એનો પતિ શહેરમાં દવા લેવા જવા તૈયાર થયો પણ પત્નીએ દલીલ કરી : 'બરોબર આ જ દિવસે મારા પિતા, હું આટલી નાની હતી ત્યારના ગયા છે તે પાછા આવ્યા જ નથી. હું તમને જવા નહિ દઉં.'

પેલાએ ખૂબ સમજાવી જોઇ પણ એ એકની બે ન થઈ. આ રકઝક ચાલતી હતી ત્યાં તો બારણું ઉઘડ્યું અને એક ઘરડો માણસ હાથમાં શીશી લઈને આવી પહોંચ્યો. પેલી સ્ત્રીએ તરત ઓળખી લીધો અને 'બાપુજી' કહેતી તેને વળગી પડી. વૃદ્ધે ખુલાસો કર્યો : 'બેટી દવા તો તરત મળેલી, પણ હું ગાડી ચૂકી ગયેલો!'

—ઓ. હેન્રી



દાંતના ચોકઠાંમાં પ્લાસ્ટિકના પડની જગ્યાએ વેફર જેવા પાતળા સ્ટેઈનલેસ સ્ટીલનાં પડ નાખવાના અખતરા ઉત્તર આયર્લેન્ડમાં બેલ્ફાસ્ટ ખાતે થઈ રહ્યા છે. ત્યાંની ક્વીન્સ યુનિવર્સિટીના પ્રાધ્યાપકે એક ખાસ પદ્ધતિથી સ્ટેઈનલેસ સ્ટીલને ખૂબ પાતળુ બનાવી ચોકઠાના પડમાં તેનો ઉપયોગ થઈ શકે એવી વ્યવસ્થા શોધી કાઢી છે. ચોકઠામાં સામાન્ય રીતે વપરાતા પ્લાસ્ટિક પડના કરતાં ૨૫ ગણું પાતળું આ સ્ટેઇનલેસ સ્ટીલનું પડ હોય છે અને તે પહેરવામાં પણ ઘણું હલકું રહે છે. અત્યારે ત્યાં ઠીક ઠીક માણસો તેનો ઉપયોગ કરી રહ્યા છે.



હવે સંદેશાવ્યવહારમાં પણ ટ્રાન્સિસ્ટરનો ઉપયોગ કરવામાં આવી રહ્યો છે. કેમ્બ્રિજની એક પેઢીએ ટ્રાન્સિસ્ટરવાળી એવી રેડિયો–વ્યવસ્થા ઊભી કરી છે કે ગમે તે વિસ્તારોમાંથી ગમે ત્યારે સંદેશાવ્યવહાર સામાન્ય રેડિયો પદ્ધતિ કરતાં આઠગણી વધુ કાર્યક્ષમતાથી થઈ શકશે. લેન્ડ રોવર કે મોટરમાં આ યંત્ર ગોઠવી શકાય છે અને તે મોટરની બેટરી ઉપર જ ચાલી શકે અને મોટરની સાઇડ લાઈટ કરતાં પણ ઓછો કરંટ લે છે. તેને માત્ર ૨૦૦ મિલિવોટ્સ જોઈએ છે. ૫૦૦ માઈલની અંદરના વિસ્તારમાં સહેલાઈથી બોલીને સંદેશાની આપલે થઈ શકે છે. બાંધેલી જગ્યાઓ માટે એથી વિશેષ અંતર સારુ પણ કામ આપી શકે છે. આ યંત્રને મોટરના પાછળના ભાગમાં બેસાડવામાં આવે છે.





નાતાલિયા દમિત્રિએવા

# બુખારાનો જૂનો કિલ્લો

પ્રાચીન અવશેષોનાં રહસ્યો ઉકેલવામાં જે પુરાતત્ત્વવિદો મહેનત કરી રહ્યા છે તે તનતોડ હોય છે. અને તેમાંથી મળતું રહસ્ય પણ અનેરું હોય છે. બુખારાના એવા જ એક જૂના કિલ્લામાંના રહસ્યોની અહીં કથા છે.....

બુખારા શહેરના એક લત્તામાં જૂનાં ઘરો પાડી નવાં મકાનોનું બાંધકામ ચાલુ છે. આ પાડી નાખવાનું કામ જોવા માટે આ જગ્યા પર સવાર-સાંજ લોકોની અજબગજબની ઠઠ જામેલી રહે છે. કારણકે આ ભંગારમાં ઢળતી ભીંતોમાંથી પોલિશ અને તુર્કી નાણાં, ઝાર બીજા નિકોલસના અમલ દરમ્યાનના સોનાના રૂબલ્સ, ભૂખરી ધાતુના ઝીણા ઝીણા જાપાની નાણાં અને રશિયાની મહારાણી બીજી ઈ લિઝાબેથના ચિત્રવાળી નોટોનાં પડીકાં જડી રહ્યાં છે. પ્રાચીન કાંસાના પદકો પણ સાંપડી રહ્યા છે. નાનામોટા સૌ કોઈ આ વસ્તુઓ મળે તેમ લઈને બુખારાના કિલ્લાના પદાર્થ સંગ્રહાલયમાં આવી આપે છે.

બુખારા શહેરમાં ક્યાંય પણ થોડુંક ખોદો એટલે ઇતિહાસનું એકાદ અજ્ઞાત પાનું જ તમારી સમક્ષ ઊઘડી રહ્યું હોય એવું લાગવા માંડ્યું છે. જે કિલ્લામાં આ પદાર્થસંગ્રહાલય આવેલ છે. તે કિલ્લો જ એક રહસ્ય બની બેઠો છે.

આ કિલ્લા અંગે ૧૬૦૦ ઐતિહાસિક ખતપત્રોને તપાસતી વેળાએ કાસિમજાદે નામના સંશોધકને એક મીટરથી પણ વધુ લાંબો એક હસ્તલિખિત દસ્તાવેજ દેખાયો. ઝારના દરબારમાં બુખારાના રાજપ્રતિનિધિનું સ્વાગત કઈ રીતે થયું હતું તેનો આ વિગતવાર અહેવાલ હતો.

તે સમયના પુરોગામી કવિ અહમદ દોનિશ બુખારાના પ્રતિનિધિ તરીકે ત્રણવાર પીટર્સબર્ગ જઈ આવ્યો હતો. તેણે પોતાના રાજાને ખુશ રાખવા કદી ભાટાઈભરી ખુશામતવાળાં કાવ્યો આપ્યાં ન હતાં. રશિયન વિજ્ઞાનની પ્રથમ ઓળખાણ તેણે જ પોતાની જનતાને આપી. રશિયામાંથી પૃથ્વીના બે ગોળા એ સૌ પ્રથમ લઈ આવ્યો ત્યારે બુખારાના લોકો આશ્ચર્યચકિત થઈ ગયેલા.

કવિ દોનિશના દોસ્તનો પૌત્ર મુખિદિનોવ હાલમાં પણ સંશોધન કરી રહેલ છે. બુખારાના અમીરોનો સંક્ષિપ્ત ઇતિહાસ નામની આ જ કવિની હસ્તપ્રત તેને મળી છે. સંશોધનકાર્ય હજુ ચાલુ છે.

તાજેતરમાં જ આ કિલ્લાના ગૂઢ ઇતિહાસ પર વધારે પ્રકાશ પડ્યો છે. કિલ્લાના કાંગરાની એક વિશિષ્ટ ઓરડીમાંથી અમીરને શહેર અને વધસ્તંભનો ચોક પણ સ્પષ્ટ દેખાતા. આ ઓરડીના પ્રવેશદ્વાર પાસે કોઈ કે ભૂલથી લોઢાનો સળીયો માર્યો ત્યારે તે પાછો પડવાને બદલે ભીંતમાં જ ઊંડે ભરાઈ બેઠો. ત્યાંથી એક ભંડકિયામાં જવાનું ગુપ્ત દ્વાર મળ્યું. ધૂળ અને જાળા-ઝાંખરાથી ભરપૂર આ ભંડકિયામાં કાગળો, પાટિયા, ખતપત્રોના વીંટા, વગેરેનો ભંડાર મળી આવ્યો.

કાસિમ-જાદેને એ અરબી ખતપત્રો વાંચ્યા પછી જણાયું કે વડાપ્રધાન કુશબેગીને વેપારીઓએ મોકલેલા આમાંના લગભગ ઘણાખરા બિલો હતાં. તે સમયના અમીરોની જિંદગી કેટલી એશઆરામભરી હતી તે ખતપત્રો વાંચતા સ્પષ્ટ દેખાઈ આવે છે. આ વેપારીઓએ આખો મહિનો અહીંના રહેવાસીઓને માંસ, કિસમિસ, કેક, જરદાળુ, તરબૂચ, ચોખા, સાકરટેટી વગેરે ચીજો, પૂરી પાડી હતી. એક દિવસમાં અહીંના દરબારીઓએ હજારો કેક ખાધાની માહિતી મળી આવે છે. મહિનાને અંતે વેપારીઓએ આખો હિસાબ કાગળ પર માંડી તેનું ગૂંચળું વાળી એના પર મહોર ચોડી અમીરો તરફ એ રવાના કરી દીધું એવું દેખાય છે.

આ જ ભંડકિયામાં એક દસ્તાવેજ વધુ મળ્યો. તેના પર તારીખ હતી ૧૭ માર્ચ ૧૮૮૯. બુખારા એલચી ખાતા પર વેપારી ફિલિપ પાવલોવિચ કુચિનિન તરફથી એમ તેના પર હતું. મોસ્કોના આ અમીરને ૨૩ હીરા વેચ્યા હતા અને તેમની કિંમત ૧૬૪૫ રૂબલ્સ અને ૩૧ કોપેક જેટલી હતી.



# અર્ધવાર્ષિક ઓમ્ અનુક્રમણિકા

**વર્ષ ૩૪ : અંક ૧થી ૭. એપ્રિલ '૬૩થી સપ્ટેમ્બર '૬૩. સળંગ અંક ૩૯૭થી ૪૦૨**

[ લેખકના નામનો પહેલો અક્ષર કક્કાવારી પ્રમાણે છે. પહેલો આંકડો અંક નંબર અને બીજો પાનું નંબર દર્શાવે છે. ]



---

એકંદર ૮૦૦ ખતપત્રોમાંથી ઘણા હજી વાંચવાના બાકી છે પણ તેમાંથી કેવી કેવી મજેદાર વાતો બહાર પડશે તેની તો કલ્પના જ કરવી સારી.

કાસિમ–જાદેએ પોતાની સાથે પડેલ એક ગૂંચળું હાથમાં લઈ ઉઘાડ્યુ. તે એક ફરિયાદ હતી. અન્યાય માગનાર લોકોનું એ અરજીપત્રક હતું...સો વર્ષ પછી એ વંચાઈ રહ્યો હતો......માનવ–હૃદયના કેટલાય ડૂસકાં આ ખતત્રપત્રોમાં દટાયેલા હશે ! સંશોધકો સાથે એ સૌ કેવી કેવી હૈયાની વરાળ કાઢી વાતો કરશે !













જ્ઞાન

